પ્રકાશક તથા પ્રાપ્તિ સ્થાન

૧. વિશ્વ અભ્યુદય આધ્યાત્મિક ગ્રંથમાળા વતી
કુમારી રંજનદેવી સૌ, શ્રોફ
મહેતા બિલ્ડીંગ, બીજે માળે,
૧૨મો રસ્તો, ખાર, મુંબઈ–પર

૨. શ્રી નારાયણભાઈ જે. પટેલ
પ્રિન્સિપાલ : વિશ્વવિદ્યાલય
(હાઈસ્કૂલ)
ન્યુ સિવિલ રોડ, અસારવા, અમદાવાદ–૧૬.

પ્રથમાવૃત્તિ
પ્રત–૧૦૦૦
સન–૧૯૭૫

૩. સુરજબહેન ડી. વોરા
C/o. મધુસુદન ડી. વોરા
અરૂણોદય મિલ્સ,
મોરબી (સૌરાષ્ટ)

મુદ્રક :

પોપટલાલ ગોકળદાસ ઠક્કર
શ્રી શક્તિ પ્રિન્ટરી
૬, સુરેન્દ્ર હાઉસ
ઘીકાંટા રોડ, અમદાવાદ–૧.

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

"મંત્ર વિજ્ઞાન અને સાધના રહસ્ય" આ પુસ્તક વિચાર રહસ્યના ચોથા ભાગ રૂપે પ્રકાશિત થાય છે. પહેલા ભાગમાં વિચારનું રહસ્ય બતાવીને એ સમજાવ્યું છે કે જીવ પામરમાથી પ્રભુતા ભણી કેમ પગલાં માડે છે. પોતાના વિચારથી જ માનવ ઉન્નત બને છે અને પોતાના વિચારથી જ પતન પામે છે. બીજા ભાગમા એ બતાવ્યું છે કે અનેક પ્રકારના અશુભ વિચારોથી માનવને કેવા રોગો થાય છે અને કેવા વિચારોથી તે રોગમુક્ત બને છે. ત્રીજા ભાગમાં આધ્યાત્મિક ઉત્ક્રાન્તિ કરવાના વિચારોનુ નિરુપણુ કરેલ છે. આમ છતાં ઘણા માનવોનુ મન મૂઢ હોય છે તેઓ પોતાના વિચારોની ગતિને જાણી શકતા નથી, તો તેઓ તેને રચનાત્મક કાર્યમા પરિણુત તો કેવી રીતે કરી શકે? એવા સામાન્ય માનવો માટે જ્ઞાનીજનોએ એ માર્ગ બતાવ્યો છે કે તેઓ પ્રભુના નામનુ સ્મરણુ કરીને મનને વિશુદ્ધ કરે તો તેના વિચારની ગતિને પ્રગતિ કરવા તે સમર્થ બને છે અને પ્રભુના નામનું સ્મરણુ કરવાથી માનવીની અંતરશુદ્ધિ સત્વર થાય છે. તેનુ વર્ણન ચોથા ભાગમા કરેલ છે.

અને પાચમા ભાગમાં જેઓ ચાર ભાગમાં બતાવેલ સાધનો કરીને પ્રબુદ્ધ થયેલ છે તેના માટે પરમજ્યોતિર્મય, પરમાત્મામય બનીને મોક્ષપદ પ્રાપ્તિ કરવાનો રસ્તો બતાવેલ છે. આ પ્રમાણે આ પાચ ભાગમા પોતાના વિચારોની, ભાવોની શુદ્ધિ કરીને સામાન્ય માનવમાથી ક્રમિક અભ્યાસ દ્વારા પામરમાથી પ્રભુતા ભણી પ્રયાણુ કરનાર માનવ એક દિવસે પોતાની આત્મશુદ્ધિ દ્વારા પરમાત્મપદને પામે છે, તેનું સચોટ વર્ણન કરવામા આવેલ છે. માનવમા જે સુષુપ્ત શક્તિ અપ્રગટપણે રહેલ છે તેને પ્રગટ કરવી તે જ માનવ માત્રનું પરમ કર્તવ્ય છે. આ કર્તવ્યનું વિવેચન પાચ ભાગમા બતાવેલ છે. જે ભવ્યાત્મા તેનો અભ્યાસ દૃઢતાપૂર્વક ખંતથી કરશે તે અવશ્ય સિદ્ધિના સુખનો ભોક્તા બનશે.

## પ્રભુનું સ્મરણ કરવાથી શું શું લાભ થાય છે? અને તે શા માટે કરવું જોઈએ? વગેરે વિવેચન

મનુષ્યોએ રાત્રિના છેલ્લા પહોરે નિદ્રાનો ત્યાગ કરવો જોઈએ. એટલુ વહેલું ન ઉઠાય તો પાછલી ચાર ઘડી રાત રહે ત્યારે તો જરૂર જાગવું જોઈએ, વધારે સૂવુ તે તો અજ્ઞાનને વધારનાર છે. આળસ–પ્રમાદ વધવાથી દારિદ્રયતા પણ વધે છે ખોરાક અને નિદ્રા જેટલા પ્રમાણમાં વધારીએ તેટલા પ્રમાણમા વધે છે, અને ઓછા કરીએ તેટલાં ઓછાં થાય છે.

આખોમાં નિદ્રા ઉડી જતા તરત જ પથારીમાં ને પથારીમાં જ નમસ્કારમંત્રનો જાપ કરવો શરૂ કરી દેવો આ વખતે શરીર કે વસ્ત્રો શુદ્ધ ન હોય તો પણ મનમાં હોઠ ન ચાલે તેવી રીતે નમસ્કાર મંત્રનું સ્મરણ કરવું જરા પણ પ્રમાદ ન કરવો, કેમ કે નિદ્રા પૂરી થાય કે તરત જ નવકારમંત્ર ગણવામાં ન આવે તો બીજા વ્યર્થના વિચારો મનમાં પ્રવેશ કરી જાય.

તમને એ વાતની તો ખબર જ હશે કે કોરા વાસણુમાં જે વસ્તુ ભરવામા આવે છે તેની વાસ તે વાસણમાં બેસી જાય છે. જો લસણ, ડુંગળી, હિંગ કે તેવી જ વસ્તુ કોરા વાસણમાં ભરી હોય તો પછી તે વસ્તુ કાઢી લીધા પછી પણ તે વાસણમાંથી તેની વાસ જતી નથી. એ જ પ્રમાણે જો તે વાસણમાં કેશર, બરાસ, કસ્તુરી કે તેવી જ કોઈ સારી વસ્તુ ભરી કે મૂકી હોય તો તે વસ્તુ કાઢી લીધા પછી પણ તેવી જ વાસ આવશે. એ જ ન્યાયે આપણે જ્યારે નિદ્રિત થયા હોઈએ ત્યારે આપણું મન નિદ્રા આવવાથી શાંત થઈ ગયું હોય છે. તે વખતે બીજા વિચારો સ્થિર થઈ ગયા કે દબાઈ ગયા હોય છે. એટલે મન કોરુ થયા જેવુ થઈ જાય છે. પાછા જ્યારે આપણે જાગૃત થઈએ છીએ ત્યારે તે ભૂલાઈ ગયેલા કે શાત થયેલા વિચારો પાછા સ્મૃતિપટ પર તરી આવે છે,

પરંતુ તે વિચારો સ્મૃતિપટ પર આપણે યાદ કરી તો જ આવે છે. પોતાની મેળે તે આવે છે તેમ આપણને લાગે છે પણ ખરી રીતે તો આપણને વિચાર કરવાની ઘણી ટેવ પડી ગયેલી હોવાથી એમ લાગે છે કે વિચાર કર્યા વિના તેની મેળે જ આવે છે, પણ તેમ નથી આપણે યાદ ન કરીએ તો કંઈ જ યાદ ન આવે

આપણને આપણા જીવનવ્યવહારના અને વિશેષ કરીને જે આપણને વધારે પ્રિય હોય તેના વિચારો વધારે આવે છે. તેનું કારણ એ છે કે આપણે વારંવાર તેવી વાતોને યાદ કરીએ છીએ, કોઈ પણ ધર્મના વિચારો કે તેવા જ બીજા સારા વિચારો તરત આવતા નથી. અરે ! નવકારમંત્રનું સ્મરણ કરવાનું પણ જાગૃત થયા પછી ભૂલી જઈએ છીએ. તેનું કારણ એ જ છે કે તેને આપણે જો વારવાર યાદ કરીએ તો પછી તેની ટેવ પડી જાય છે. તો પછી તે પણ જરા જરા વારમાં અને આપણે ધારીએ તે વખતે પણ યાદ આવે છે

અહીં તમને એમ વિચાર થાય કે ઉઠતા વેંત બીજા વિચાર થાય તો આપણને શું નુકસાન થાય ? આનો ઉત્તર એ છે કે આપણા વ્યવહારમા તમે ઘણીવાર કેટલાક માણસોને બોલતાં સાંભળો છો કે ભાઈ ! આજ અમુક માણસનુ મોઢુ જોયુ કે નામ લીધું તેથી હજી સુધી ખાવાનું મળ્યુ નથી, અથવા આજે મને અમુક નુકસાન થયુ છે. અને એક દિવસ અમુકનું મોઢું જોયું હતું કે નામ લીધું હતું તેથી આખો દિવસ આનંદમા ગયો હતો. અને અમુક લાભ પણ થયો હતો.

આ વાત તદ્દન કાઢી નાખવા જેવી નથી. ઉઠતા વેંત આપણે સારા–નઠારા માણસનું મોઢું જોયું હોય કે નામ લીધું હોય તો આપણી તેવી સારી કે નઠારી ભાવના બંધાય છે. અને તે ભાવનાના પ્રમાણમા આપણું મન મજબૂત કે નબળું થાય છે. અથવા પવિત્ર

કે અપવિત્ર મજબૂત કે નબળી થયેલી ભાવનાના પ્રમાણમાં આપણું વર્તન થાય છે.

સત્તામાં રહેલાં સારાં કે નઠારા કર્મો તે આપણી ભાવનાના પ્રમાણમાં બહાર આવી આપણને સુખ કે દુઃખ આપે છે.

આ ઉપરથી આપણે સમજવાનું છે કે ઉંઘમાંથી જાગતા વેંત પરમાત્માનું નામ લેવા મંડી જવું અને મનરૂપી કોરા વાસણમાં ખરાબ વિચારો રૂપી હલકા પદાર્થ ન ભરાવા પામે તે પહેલા સારા વિચારરૂપી ઉત્તમ પદાર્થ ભરી દેવા તેથી આપણો આખો દિવસ આનંદમાં જાય અને નુકસાન ન થાય.

પરમાત્માનું નામ લેવાથી પુણ્ય બધાય છે અને તેથી આપણે સુખી થઈએ છીએ.

આ પરમાત્માનું નામ કેટલીકવાર લેવું તેનો કોઈ નિયમ નથી. લેવાય તેટલીવાર લેવું. જેમ વધારે વાર લઈએ તેમ વધારે ફાયદો થાય છે. કોઈ પાઠ વધારે વાર ધ્યાનપૂર્વક ગોખ્યો હોય કે કોઈ વાત ઘણી વાર યાદ કરી હોય તો તે ઘણીવાર યાદ આવે છે. અથવા તરત યાદ આવે છે, તેમ જ ભગવાનનું નામ ઘણી વાર ધ્યાનપૂર્વક એટલે કે બીજા કોઈ ઠેકાણે મનને ન પરોવતાં કે બીજી કોઈ વાત યાદ ન કરતા તેમા જ મન લગાડીને લીધું હોય તો આખો દિવસ વ્યવહારના કામકાજ કરતાં હોઈએ તો પણ તે પવિત્ર નામ યાદ આવે છે. અને તે વધારે વાર યાદ આવતાં તે વધારેવાર આપણે ગણીએ-જપ કરીએ તો ફાયદો પણ વધારે થાય છે.

કુંભાર જેમ વાસણ બનાવવાનું ચક્કર વધારે જોરથી ફેરવે તેમ તે ચક્કર પોતાની મેળે કેટલીકવાર સુધી ફરે છે. તેમ તમે જેટલી લાગણીથી અને જેટલી વાર પરમાત્માનું નામ લીધું હશે તેટલી વાર પછી પણ વ્યહારના કામમાં પણ તે યાદ આવ્યા કરશે. આ બાબતના મનમાં મજબૂત સંસ્કાર પાડવાથી માણસોના ઘણાં

અશુભ કર્મ ઓછા થતાં તેમનું મન નિર્મળ થઈ જાય છે. અને તેમને આગળ વધવામાં મુશ્કેલી નડતી નથી. આ જિંદગીમાં જ તેઓ ધારે તો મહાત્મા પુરુષ પણ બની શકે છે જુઓ કેટલીવાર સુધી ભગવાનનું નામ લેવું તેવો નિયમ નથી. તથાપિ જેઓ વધારે વાર ભગવાનનું નામ લેવાને આળસુ છે તેમણે એવો નિયમ રાખવો કે સાત કે એકવીસવાર તો અવશ્ય ભગવાનનુ નામ ઊંઘ ઉડે કે તરત જ લઈ લેવું.

જેમને આખો દિવસ કે દરેક પ્રસંગમા ભગવાનનું નામ કે પોતાનું કર્તવ્ય યાદ રાખવાની ઇચ્છા હોય તેમણે એક કોઈ પદ કે સ્તવન યા જેમા પોતાનું કર્તવ્ય વર્ણવેલું હોય યા વૈરાગ્ય ભાવ સૂચવતું હોય તેવું કોઈ પદ લઈને ઉઠતા વેત જ ધીમે ધીમે મધુર રાગે પણ લંબાવીને, તેના અર્થમાં ધ્યાન આપીને વારંવાર ઊંચે સ્વરે બોલવું. તેનો એટલો બધો દઢ સંસ્કાર બંધાશે કે દિવસના કોઈ પણ ભાગમાં અને કોઈપણ કામના પ્રસંગમાં તે પદનું અમુક વાકય તેના મુખમાથી સ્વાભાવિક રીતે નીકળ્યા જ કરશે. એટલું જ યાદ રાખવાનુ છે કે તે પદ કે વાકયનો જેટલો દઢ સંસ્કાર મન ઉપર પાડયો હશે તેટલી જ ઉતાવળથી તે યાદ આવશે. જો સંસ્કાર દઢ પડયો નહિ હોય તો વારંવાર યાદ નહીં આવે. તે પદ બોલતી વખતે બીજા વિચારો મનમાં નહિ આવે તો જ દઢ સંસ્કાર મન ઉપર પડશે એ વાત ખાસ ધ્યાનમા રાખવી. મન ઉપર સંસ્કાર પાડવા માટે દિવસના ભાગમા હાલતા ચાલતા સુતાં બેસતા કે હરકોઈ કામકાજ કરતા નિરંતર મનમા નવકારમંત્ર ગણવાની ટેવ રાખવી. રસ્તે ચાલવું તેમા પગનું કામ છે. પગ ચાલવાનું કામ કરશે તે વખતે એ મન તો વિચારો કરવાનું પોતાનું કામ શરૂ રાખશે જ. તે વખતે એ વિના પ્રયોજનના સારા ખરાબ વિચાર કરવા તેના કરતાં પરમાત્માનું નામ મનમાં લઈએ તો કેટલું બધું સારું ? એવી જ રીતે નકામા બેઠા હોઈએ તે અવસરે પણ વ્યર્થના નિરુપયોગી

વિચારો આવે તેવે વખતે પણ પરમાત્માનું નામ લેવું જોઈએ. જેથી ઘણો જ લાભ થાય. તેમ જ રાત્રે પથારીમા સૂતાં હોઈએ અને નિદ્રા ન આવતી હોય, તેવે વખતે પણ પ્રભુના નામનું સ્મરણ કરો તો કેટલો બધો લાભ થાય ? પ્રભુનું સ્મરણ કરતાં કરતાં ઘણી વખત તરત જ નિદ્રા આવી જાય છે. સૂતી વખતે પ્રભુનું સ્મરણ-જપ કરવાથી સ્વપ્નો પણ સારા સારાં આવે છે અને તેટલા સમય માટે પાપનો માર્ગ પણ બંધ થાય છે. માટે નિરંતર પ્રભુનું સ્મરણ કરવાની, નામ જપવાની આદત કરવાથી તે અભ્યાસ દૃઢ થાય છે.

મનમાં હોઠ ન હલાવતાં પરમાત્માનું નામ હાલતાં–ચાલતાં ગમે તેવા સ્થળે લેવામાં આવે તો પણ ઘણો જ લાભ થાય છે અને સારા સંસ્કારો મનમા પડે છે તથા ખરાબ સંસ્કારોનો નાશ થાય છે.

ચાલુ સ્વર પ્રમાણે પગ નીચે મુકવો જ્યારે પથારીનો ત્યાગ કરી નીચે ઉતરવું હોય, ત્યારે સ્વરને જોવો. આપણી નાસિકાના બે છિદ્રો છે, તેમાથી શ્વાસ બહાર નીકળે છે, અને અંદર જાય છે તે બન્ને છિદ્રોમાં એક સાથે તો સ્વર કોઈક જ વખત ચાલે છે. ઘણી વખત તો એક જ છિદ્રમાથી સ્વર ચાલે છે. જે નાસિકાના છિદ્રમાથી સ્વર ચાલતો હોય, તે પગ પથારીમાંથી પ્રથમ નીચે મૂકવો. જો બન્ને નાસિકાના છિદ્રમાથી સ્વર સાથે ચાલતો હોય, તો પગ નીચા ન મૂકતા પથારીમા બેસીને પરમાત્માનું સ્મરણ, જપ કરતાં રહેવું બન્ને સ્વર ચાલતા હોય તે સમયે નીચા ઉતરવાથી કે કોઈ પણ કામ કરવાથી તેમા લાભને બદલે નુકસાન થવાનો સંભવ છે માટે તેટલો સમય તો પ્રભુનું નામ જપ્યા કરવું, લીધા જ કરવું, જેથી મન પણ સ્થિર થાય છે બન્ને સ્વર વધારે વખત સાથે ચાલતા નથી થોડી જ વારમાં તેનુ પરિવર્તન થાય છે

જે નાસિકાનો સ્વર ચાલતો હોય, તે પગ નીચે મૂકી, પથારી-માંથી ઉઠવાથી આખો દિવસ આનંદમાં જાય છે. તેમ જ જે

વખતે જે સ્વર ચાલતો હોય, તે વખતે તે બાજુ પગ આગળ ધરી, પછી બીજો પગ ઉપાડીને ચાલવાથી કદાચ તે કામ સિદ્ધ ન થાય, તો પણ નુકસાન થતું નથી. ઘણે ભાગે તો તેમ વર્તવાથી ઇષ્ટ કાર્યની સિદ્ધિ જ થાય છે.

જ્યારે સૂવાનો સમય થાય ત્યારે શુદ્ધ વસ્ત્રો ધારણ કરીને પવિત્ર સ્થળે બેસીને નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરવું અથવા પોતાના ઈષ્ટ દેવનું સ્મરણ કરવુ.

## સ્થળ અને વસ્ત્રો શા માટે પવિત્ર રાખવાં?

આપણે જે શુભાશુભ વિચારો કરીએ છીએ, તથા સાંસારિક ક્રિયાઓ કરીએ છીએ, તેની આપણા પહેરેલાં વસ્ત્રો પર પણ થોડી ઘણી અસર થાય છે. તેના મલિન પરમાણુઓ તે વસ્ત્રમાં પરિણમી જાય છે, તેમાં ભરાઇ જાય છે. તે વિચારોવાળા મનના કે શરીર દ્વારા કરાયેલી ક્રિયાનાં પરમાણુઓ તે સ્થળમાં કે રૂમમાં ભરાઈ રહે છે. તેથી તે પ્રદેશનું વાતાવરણ તે પરમાણુવાળું થઈ જાય છે. અને તે સ્થળમાં આવનાર માણસના મન ઉપર થોડી અગર વધારે અસર કરે છે. તેવા મલિન વિચારથી વાસિત થયેલી જગ્યામાં બેસી ધાર્મિક ક્રિયા કરનારના વિચારોમાં સારો સુધારો થતો નથી, મન સ્થિર થતું નથી, અને ભટકયા કરે છે. પોતાના અપવિત્ર વિચાર-વાળુ મન આ અપવિત્ર સ્થળ પણ એક કારણુ છે. તેથી મન પવિત્ર રહેતું નથી.

આપણા અનુભવની વાત છે કે એક સ્થળે કજીયો કે મારામારી થતી હોય ત્યા ઊભા રહેનારાના મન ઉપર તેની અસર થયા વિના રહેતી નથી. કદાચ તમે કોઈ શાંત અને આત્મરમણતા કરનાર અને કરુણાની મૂર્તિ સમાન કોઈ મહાત્માના સમાગમમાં આવશો તો ત્યાંના પવિત્ર વાતાવરણના કારણથી તમારા વિચારો ઉન્નત થઈ જશે. વિવિધ પ્રકારની શુભ ભાવનાઓ તમારા મનમા સ્ફુરવા માંડશે. માટે

જ કહેવામા આવ્યું છે કે વસ્ત્ર શુદ્ધ પહેરવા અને પવિત્ર જગ્યામાં ધાર્મિક ક્રિયાઓ અને પરમાત્માનું સ્મરણ કરવું, નમસ્કારમંત્રનો જાપ કરવો

ઉપર કહેલા સાધનની સગવડતા ન હોય તો અપવિત્ર હોય કે પવિત્ર હોય, નીરોગી હોય કે રોગી હોય, પંચ નમસ્કારમંત્રનું ધ્યાન, સ્મરણ, જપ કરવાથી સર્વ પાપથી મુક્ત થવાય છે. પ્રભુના નામ-સ્મરણથી પાપનો નાશ થાય છે, વિશેષ એ છે કે અપવિત્ર વસ્ત્ર કે શરીરવાળાએ તે જપ હોઠ ન ચાલે તેમ મનમાં કરવો.

## ઉત્તમ પ્રકારનો જાપ

જપના ત્રણ પ્રકાર છે ઉત્કૃષ્ટ, મધ્યમ, જઘન્ય, પદ્મની વિધિથી જાપ કરવામા આવે તે ઉત્કૃષ્ટ જાપ કહેવાય છે કેમ કે તેમાં ચિત્તની એકાગ્રતા થાય છે, મનસ્થિર થાય છે અને વ્યર્થના વિચારો રોકાઈ જાય છે, તેથી લાભ વધારે મળે છે

તે જાપની વિધિ નીચે પ્રમાણે છે:

પદ્માસન પર બેસીને મેરુ દંડને સીધો રાખો, મસ્તક પણ સીધું જ રાખો અને નેત્રને બંધ કરીને તમારા હૃદયમા આઠ પાંખડીનું કમળ ચિંતવો અને તેની અંદરના ભાગમા જેમ સિદ્ધચક્રમાં છે તેમ નવ પદોનું સ્થાપન કરો એટલે વચમા અરિહંત, ઉપર સિદ્ધ પ્રભુ, બાજુમા આચાર્ય, નીચે ઉપાધ્યાયજી, બીજી બાજુએ સાધુ અને ચારે ખૂણામા અનુક્રમે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ, આ ચાર પદ મૂકો. આમ કરવાથી કલ્પનામય સિદ્ધચક્રના મંડળ જેવું મંડળ થશે. હવે તે નવ પદનો જાપ એક એક પદ પર મનને સ્થિર કરીને ચાલુ કરો

'**નમો અરિહંતાણં**' આ પદને હૃદયની વચમા રહેલ આઠ પાખડીના કમળની વચમા રહેલ અરિહંત ભગવાનના અક્ષરોની જે

કલ્પના કરી છે તેની સામે દષ્ટિ રાખીને બોલો. મનમાં જ બોલો ઓષ્ઠ પણ ન ચાલવા જોઈએ. એ બોલતી વખતે તે પદના અર્થમાં ભાવપૂર્વક મન લગાવીને એમ કહો કે 'અરિહંતપ્રભુને હું ભાવપૂર્વક નમસ્કાર કરું છું.' ત્યાર પછી મનને નમો 'સિદ્ધાણં' આ પદ પર સ્થિર કરો અને જાપ કરો. ત્યારપછી મનને આચાર્યપ્રભુની જે કલ્પના કરી હતી, તેમાં સ્થિર કરવું. અને તેના અર્થમાં તદાકાર બનવું. ત્યાર પછી મનને ઉપાધ્યાય પદમાં લીન કરવું એમ ક્રમશઃ નવે પદની ધારણામાં ચિત્તને સંલગ્ન કરવું તેથી મનની એકાગ્રતા સવિશેષ થશે

## મધ્યમ પ્રકારનો જાપ

આ જપમાં માળા હાથમા લઈને જપ કરવો કારણ કે એમાં મનને રોકે તેમાં અવલંબનો ઓછા છે. તથા જે પદ મુખે બોલાય તેના અર્થ ઉપર ધ્યાન આપવાથી મન સ્થિર થાય છે, એટલે જાપ સિવાય મન બીજે ભટકતુ રોકાય છે. અને તેથી જાપનું શ્રેષ્ઠ ફળ મળે છે. અહીયા નમસ્કાર મંત્રનું વર્ણન કરેલ છે પરંતુ જપ કરનાર પોતાના ઈષ્ટદેવનો પણ જપ કરી શકે છે. જેની જે ભાવના તે પ્રમાણે જપ થઈ શકે છે.

પ્રભુના નામનો જપ કરતી વખવ એવુ લક્ષ રાખવું કે આ જાપ કરવાથી મારા મલિન કર્મોનો નાશ થાય છે. મારું મન શુદ્ધ થતું જાય છે. વિચારોની શુદ્ધિ થાય છે. અને તેથી આત્માનું સ્વરૂપ પ્રગટ થતું જાય છે. આવી ભાવના દઢ કરીને, સંકલ્પ કરીને પછી જ જાપ શરૂ કરવો. ભાવનાની પ્રબળતા પ્રમાણે જ તમારા મનમા નવીન ફેરફાર થતો, તમે અનુભવશો. મનમા દઢ સંકલ્પ કરો કે હું જે વખતે જેટલા સમય પરમાત્માનું સ્મરણ કરું છું તે સમયે તેટલી-વાર મલિન વિચરો, વાસનાઓ, કે કર્મો ઉપર હથોડાના ઘાની માફક ઘા પડે છે. અને તે કર્મોને નિર્બળ કરી વિખેરી નાંખે છે, જાપનું બળ જેટલું પ્રબળ હશે તેટલું જ કર્મનુ બળ ઓછું થશે.

## ત્રીજા પ્રકારનો જાપ

હરદમ મનોમન જપ કરવો તે.

શરૂઆતમાં અમુક સંખ્યાનો જાપ કરવો તેવો નિયમ રાખવો જરૂરી છે. તેથી મન નિયમમાં રહે છે. અને આળસ-પ્રમાદ દૂર થાય છે. બધા પ્રકારના જપથી લાભ થાય છે.

નવપદમા અરિહંતપ્રભુ અને સિદ્ધ પ્રભુ એ બે દેવ છે. આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ ત્રણ ગુરુ છે અને એ પાંચ ધર્મી છે. અને જ્ઞાન, દર્શન, ચરિત્ર, તપ એ ચાર ધર્મ છે. એમ આ જાપમાં દેવ, ગુરુ અને ધર્મને નમસ્કાર કરવામાં આવે છે. એટલે જે સ્થિતિને આપણે પ્રાપ્ત કરવી છે તેના નામનું સ્મરણ, જાપ કરવાનો છે, કારણ કે માનસશાસ્ત્રનો અટલ સિદ્ધાત છે કે જે જેવા ભાવે જેનું જે ચિંતન કરે તેવો તે થાય છે. નવપદને બદલે નમસ્કારમંત્રનો જપ કરવો હોય તો પણ કરી શકાય અને પોતાના ઇષ્ટદેવનો જાપ પણ કરી શકાય. પરંતુ જાપમા ખાસ લક્ષ તો એ રાખવાનું છે કે એકાગ્રતા થવી જોઈએ. જેટલી સ્થિરતા તેટલા કર્મમળ દૂર થાય છે. અને જો ઇષ્ટ-સિદ્ધિ માટે જપ કર્યો હોય તો તેની સિદ્ધિ પણ એકાગ્રતા પર અવ-લંબિત છે જે ધ્યેયને અનુલક્ષી જપ કરવામા આવે છે તેની સિદ્ધિ થાય છે. પરંતુ ખાસ લક્ષમાં રાખવાનું કે દુન્યવી સુખો ક્ષણભંગુર છે, નાશવંત છે અને આત્મિક સુખ શાશ્વત છે. તો પરમાત્માનો અમુલ્ય જાપ ક્ષણિક વસ્તુની પ્રાપ્તિ માટે ન કરતા આત્મિક સુખ માટે કરવો તે જ શ્રેયકર છે.

બીજું એ પણ જાણવાનુ છે કે સંસારિક પદાર્થ માટે કરેલો જાપ પણ ફળદાતા તો બને છે પણ સાથે સાથે સંસારવૃદ્ધિનું પણ કારણ બને છે. તેથી વિવેકવંતોનું કર્તવ્ય છે કે પ્રભુનું સ્મરણ પ્રભુ પ્રાપ્ત કરવા અર્થે જ કરવું. વિશેષ શું ?

જાપ કરી રહ્યા પછી વિચારવું કે હું કોણ છું ? મારું કર્તવ્ય શું છે ? મારો ધર્મ શું છે ? મારું કર્તવ્ય બજાવ્યું છે કે નહીં ? મારામાં શું શું દુર્ગુણો છે ? ? તેને દૂર કરવા શા શા ઉપાયો કરવા જોઈએ ? તે ઉપાયો શોધીને હું તે દોષોને અવશ્ય દૂર કરીશ જ એવો દૃઢ સંકલ્પ કરવો.

મેં મારા જીવનમાં સત્કર્મો કર્યા છે કે નહિ ? ન કર્યા હોય તો જીવનપાથેય આજે જ કરવા તત્પર થા। મહાપુરુષોના જીવનનો પણ વિચાર કરી તેમાથી પોતાને યોગ્ય એવા સદ્‌ગુણોનો આદર્શ જીવન સન્મુખ રાખી તેવું જીવન બનાવવાનો પ્રયત્ન કરવાનો સંકલ્પ કરવો. આપણામાં જે દુર્ગુણ હોય તેને દૂર કરવા ધીમે ધીમે અભ્યાસ કરવો. જેમ કે કોઈમા ક્રોધ રૂપી દુર્ગુણ છે, તો તેણે તેના માટે હંમેશા એક કલાક ક્રોધ ન કરવાનો નિયમ કરવો. થોડા દિવસ પછી એક પહોર સુધીનો, નિયમ કરવો પછી દિવસનો પછી પંદર દિવસનો પછી એક માસનો, એમ વધતા વધતા જીવન સુધીનો ત્યાગ કરવો, અને જીવન દોષરહિત બનાવવું. બધી કરામત અભ્યાસ પર આધારિત છે.

જેવી રીતે દુર્ગુણો માટે ક્રમિક અભ્યાસ કર્યો હોય તેવી જ રીતે સદ્‌ગુણોને વધારવા માટે પણ તે જ પ્રમાણે અભ્યાસ કરવો. ધીમે ધીમે અભ્યાસ કરતા સદ્‌ગુણમય જીવન બનશે, અને દોષો સદાને માટે ચાલ્યા જશે દુર્ગુણોનો ત્યાગ ન કરી શકાય તો પણ સદ્‌ગુણોનો નિત્ય નિયમપૂર્વક વધારો કરતા રહેવાથી એકંદરે પરિણામ એ આવશે કે સદ્‌ગુણોના ધક્કાથી દુર્ગુણોને પાછા હઠવું જ પડશે. અને તેની જગ્યાએ સદ્‌ગુણો ગોઠવાઈ જશે. આમ આ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત થવામાં મૂળ કારણ વિચારશકિત જ છે. વિચારશક્તિની મદદ કે તેના રહસ્યજ્ઞાનના અભાવે ઓઘસંજ્ઞાએ ધાર્મિક અનુષ્ઠાનો કરવાથી

વિકાસ થઈ શકતો નથી. જીવનવિકાસ સાધવા માટે વિચારશક્તિની સહાયતાની પરમાવશ્યકતા છે. વિકાસનું મુખ્ય કારણ વિચારશક્તિ જ છે. વિચારથી જ કર્તવ્ય-અકર્તવ્યનું ભાન થાય છે. લાભ હાનિ પણ વિચારથી જ જાણી શકાય છે. કોઈ પણ કામ કરતા આ કામ શા માટે કરવાનું છે? અને એ પ્રયત્નનું શું પરિણામ આવશે? વગેરે વિચારશક્તિની મદદથી થાય છે. પ્રયત્ન કર્યા છતાં કાંઈ પણ લાભ ન જણાય તો જાણવું જોઈએ કે કંઈક આપણી ભૂલ છે તેને શોધીને સુધારો કરવો જરૂર છે અથવા જેને માટે પ્રયત્નશીલ છીએ તેનું રહસ્ય કોઈ જુદું જ હોવું જોઈએ બીજ વાવીએ અને અમુક સમય સુધી અંકુરો પણ ન ફુટે (ફળની વાત તો દૂર રહી) તો સમજવું જોઈએ કે કાં તો જમીન ખારી હોવી જોઈએ અને કાં તો બીજ બળી ગયેલું હોવું જોઈએ નહિતર યોગ્ય પ્રયત્ન છતાં પરિણામ કેમ ન આવે?

પ્રયત્ન બરોબર છે કે નહિ તેનો વિચાર બરોબર કરવો જોઈએ કેટલીક વખત બીજ વાવીને તરત જ ફળની આશા રાખવામા આવે છે અને તેમ ન બનતા નિરાશ થાય છે તેમ પણ ન જ થવું જોઈએ. અમુક મુદતની હદ તો જોઈએ જ. ત્યાર પછી જ ફળ ન આવે તો પણ અંકુરો તો ફુટવા જ જોઈએ. નાના છોડવાનું રૂપ બીજે લેવું જ જોઈએ તો પણ તેનાથી અમુક સમયે ફળ આવશે તેમ ધારણા કરી ધીરજ રાખી શકાય છે એવી જ રીતે જે કર્તવ્ય કરો તેના ઉંચા ગુણો તત્કાળ ન પ્રાપ્ત થાય તો પણ હૃદયમા ધૈર્ય, શાંતિ, વિક્ષેપ રહિતપણું, આશા, તૃષ્ણામા સુધારો, કષાયની મંદતા વગેરે અંકુરાઓ તો દેખાવા જ જોઈએ.

હંમેશા પોતાનું નિરીક્ષણ કરવું જરૂરી છે. અને ભાવશુદ્ધિ કેટલી થઈ તે જાણવું જરૂરી છે આમ પ્રભુસ્મરણથી પોતાના

વિચારોની શુદ્ધિ થઈને વિવેકશક્તિ જાગ્રત થાય છે. અને પોતાના દોષોને, અશુદ્ધ વિચારોને જાણી તેને દૂર કરી, સદ્‌ગુણોનો વિકાસ કરીને અભ્યાસના પ્રભાવે એક દિવસનો પામર આત્મા પ્રભુપદને પામે છે. આ બધું શ્રેયઃ શુભ વિચારોના પ્રભાવને આભારી છે. હે વીરો! મોહ-નિદ્રાને ત્યાગી આ સુવર્ણ અવસરે નિજશ્રેયને સાધવા સત્વર કટિબદ્ધ થાઓ એ જ શુભ કામના સહ વિરમું છું

વિશ્વશાંતિ ચાહક

# પ્રકાશકના બે બોલ

સમસ્ત વિશ્વ પ્રત્યે કરુણા વહાવનારા એવા પરમ વીતરાગી શ્રી તીર્થંકરદેવ દ્વારા, જગતના જીવોના કલ્યાણ અર્થે, જે વાણીનું ઉદ્બોધન થયું, તેને ગણધરોએ સૂત્રબદ્ધ કર્યું છે તે આગમશાસ્ત્રના જાણકાર, ધર્મરહસ્યજ્ઞાતા, યોગવિશારદ, સર્વ વિરતી શ્રી 'વિશ્વશાંતિ ચાહક'નો અધિક પરિચય કરાવવાની જરૂર તો નથી, છતા એટલું જાણવું આવશ્યક છે કે તેઓએ પોતાનું સમસ્ત દીક્ષાર્થી જીવન આત્મસાધનામા વ્યતીત કરી, નિવૃત્તિક્ષેત્રે બિરાજી આત્માનુભવની યોગસાધનામાં તલ્લીન રહી બહુધા એકાંતપણે, અસંગભાવે વિચરી યોગશ્રેણીની પરાકાષ્ટાએ ચઢી, સમાધિ દ્વારા આત્માનંદનો રસાસ્વાદ ચાખ્યો છે. અને આત્મદર્શન તે જ ઈશ્વરદર્શન.

સંસારી જીવોના આધ્યાત્મિક વિકાસ અર્થે જિજ્ઞાસુ જીવોના માર્ગદર્શન અર્થે, મુમુક્ષુ જીવોના મોક્ષમાર્ગ પ્રતિ અભિગમ અર્થે એમણે કરેલા ગ્રંથો બંધનમુક્તિ રહસ્ય, પરમાત્મ પ્રકાશ, યોગદર્શન અને યોગસમાધિ, જીવનસંજીવની, વિચારશક્તિનો અદ્ભુત પ્રભાવ સમ્યક્સાધના, મંત્રવિજ્ઞાન અને સાધના રહસ્ય વગેરે પ્રકાશન પ્રકાશિત થયા છે. એ હકીકત એ મહાસંતની "સબ જીવ કરુ શાસન રસી"ના અંતર ઉમળકા સ્વરૂપની દ્યોતક છે

આ પુસ્તક 'મંત્રવિજ્ઞાન અને સાધના રહસ્ય' માનવનો સંસારી રાગ ઓછો કરાવીને પ્રભુપ્રેમ વધારનાર છે. ખરેખર સંસારની પ્રીતિ તે જ દુઃખનુ મૂળ છે અને પ્રભુનો પ્રેમ જ સુખદાતા સહ ભવ બંધનથી મુક્ત કરાવનાર છે. જેનુ માર્ગદર્શન તેમાં કરેલ છે. જે સાધક તે પ્રમાણે સાધના કરશે ને સાચેસાચ પોતાનો વિકાસ કરીને પરમપદનો અધિકારી બનશે. વિશેષ શુ ? હાથકંકણ આરસીની શી જરૂરત ? સાધના કરીને તેનો આસ્વાદ ચાખો અને અનુભવો, એ જ શુભ કામના સહ વિરમુ છુ.

કુમારી રંજનદેવી જૈન

# આભાર ધન્યવાદ

આ પ્રકાશન પ્રગટ કરવામા જે જે ધર્મપ્રેમી બહેનો તથા બંધુઓએ પ્રત્યક્ષ, પરોક્ષ, સહકાર આપેલ છે તે સર્વનો હાર્દિક ધન્યવાદ સહ આભાર માનવામાં આવે છે. આ પુસ્તકનું જે મૂલ્ય રાખેલ છે, તે પણ જ્ઞાનખાતે જ વ્યય થશે. મતલબ કે આવા આધ્યાત્મિક પુસ્તકો પ્રગટ કરવામા જ તેનો સદુપયોગ થશે એવી ભાવના હૃદયે વસેલ છે. માટે ગુણશીલ મહાનુભાવો આ પ્રકાશનને આનંદભેર અપનાવી વાચન, મનન, ચિંતન કરીને તથા તદનુસાર સાધના કરીને સ્વવિકાસ સાધશે, એ જ મંગલ કામના હૈયે રાખી વિરમું છું.

વિશ્વવિદ્યાલય (અસારવા અમદાવાદ)ના પ્રિન્સીપાલ શ્રીયુત પરમાર્થી નારાયણભાઈ જે. પટેલ કે જેમણે આ પુસ્તક છપાવાના સર્વ કામની જવાબદારી લઈને દરેક કાર્ય કાળજીપૂર્વક ખંત અને ધર્મ-પ્રેમથી સેવાભાવે કરેલ છે. તે સેવા, તેમણે જે અભેદભાવે બજાવી છે તેનું વર્ણન થઈ શકે તેમ નથી. તેઓએ જે સેવા નિ:સ્વાર્થ ભાવે કરી છે તે માટે તેમનો હાર્દિક ધન્યવાદ સહ આભાર માનવામાં આવે છે. તેઓ આવા પારમાર્થિક કાર્યો કરીને ઉત્તરોત્તર સ્વવિકાસ સાધે એ જ અભ્યર્થના સહ વિરમું છું.

પ્રેસ માલિક શ્રી પોપટભાઈએ જે ખંત, લાગણી અને ધાર્મિક પ્રેમસહિત, સેવાભાવે સુંદર અને શુદ્ધ છાપકામ ઘણું જ જલદીથી વિનાવિલંબે સત્વર કરીને જે સેવા બજાવી છે તે બદલ જે આભાર વ્યક્ત કરીએ તે ઓછો છે. ભવિષ્યમાં પણ તેઓ આવી જ સુંદર સેવા કરીને પોતાનો સ્વવિકાસ સાધે એવી અંતરની શુભ કામના સહ વિરમુ

**કુમારી રંજનદેવી સૌ. શ્રોફ જૈન**

સોડહમ સોડહમ

ૐ

# મંત્રવિજ્ઞાન અને સાધના રહસ્ય

ભાગ—૪

## મંગલાચરણ

ઓંકાર બિંદુ સંયુક્ત, નિત્ય ધ્યાયન્તિ યોગિન:,
કામદં મોક્ષદં ચૈવ, ૐકારાય નમોનમઃ ૧.

શાર્દૂલ વિક્રીડીત વૃત્ત—

આર્હન્તો ભગવંતો ઈન્દ્ર મહિતા:,
સિદ્ધાશ્ચ સિદ્ધિ સ્થિતા:,
આચાર્યાં જિનશાસનોન્નતિકરા,
પૂજ્યા ઉપાધ્યાયકા:
શ્રી સિદ્ધાંત-સુપાઠકા મુનિવરા રત્નત્રયારાધકા:,
પંચૈતે પરમેષ્ઠિન પ્રતિદિનં, કુર્વન્તુ નો મંગલમ્ ૨.

## પ્રકરણ ૧

# નમસ્કાર મહામંત્ર વિજ્ઞાન

## પંચ પરમેષ્ઠિ મહામંત્ર

નમો અરિહંતાણું, નમો સિદ્ધાણું, નમો આયરિયાણું,
નમો ઉવજ્જાયાણં નમો લોએ સવ્વસાહૂણું,
સબ સે બઢકર હૈ નવકાર, કરતા હૈ ભવ–સાગર પાર,
ચૌદહ પૂરબકા યહ સાર, વારંવાર જપો નવકાર.

સર્વ મંગલનું મૂળ, શ્રી જિન શાસનનું રહસ્ય, અગિયાર અંગ બાર ઉપાંગ, તથા ચૌદ પૂરવનો સાર, જે સદા શાશ્વત છે. એવો શ્રી પંચ પરમેષ્ઠિને નમસ્કાર રૂપ મહામંત્ર તેનો

અર્થ–

૧. નમો અરિહંતાણું—નમઃ+અરિહંતાણું, નમઃ—નમવું, પગે લાગવું, પંચાંગ નમાવી વંદન કરવું, ત્રણ અંગ નમાવી ને નમસ્કાર કરવા=બે હાથ જોડી જમણા કાનથી ડાબા કાન સુધી પ્રદક્ષિણા કરીને પગે લાગવું અને એજ કારણથી આ મહામંત્રની આદિમાં નમો શબ્દની રચના થઈ છે.

અરિહંતાણું—અરિ=દુશ્મન+હંતાણું=હણનાર, મારનાર, 'આખા શબ્દનો અર્થ'—રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ, મોહ, મદ, આદિ શત્રુઓને હણનાર, અઢાર દોષ રહિત, બાર ગુણે કરી સહિત 'ચોત્રીસ અતિશયવંત સમવસરણને વિશે

બિરાજમાન એવા વિહરમાન (વિદ્યમાન) તીર્થંકર-અરિહંતપ્રભુને નમસ્કાર કરું છું.

શ્રી અહંરિત ભગવંતને-મહાગોપ, મહામાહણ, નિર્યામક, સાર્થવાહ એ ચાર ઉપનામ અપાય છે. તે નિમ્નોક્ત કારણથી સાર્થક છે. મહાગોપ-જેમ ગોવાળ ગાયોને ચરાવવાને વનમાં લઇ જાય છે, તેમ અરિહંત પ્રભુ સંસારી જીવો રૂપી ગાયોને નિર્વાણરૂપ વન પ્રત્યે પહોંચાડે છે; માટે મહાગોપ કહેવાય.

મહામાહણ—પ્રાણ, ભૂત, સત્ત્વ અને જીવ એ ચાર પ્રકારના જીવોને મા હણ, મા હણ, એટલે "હણો નહિ, હણો નહિ," એવા શબ્દોનો ઉપદેશ આપે છે. માટે મહામાહણ કહેવાય.

નિર્યામક-એટલે જેમ સુકાની (ખલાસી) સ્ટીમરમાં બેઠેલા ઉતારૂઓને ઇચ્છિત બંદરે લઈ જાય છે, તેમ શ્રી અરિહંત પ્રભુ સંસાર સમુદ્રમાં ધર્મરૂપી નૌકામાં (વહાણમાં) બેઠેલા જીવોને સિદ્ધ ગતિ રૂપ બંદરે સલામત પહોંચાડે છે, માટે નિર્યામક કહેવાય છે.

સાર્થવાહ-એટલે જેમ કોઈ સાર્થવાહની મદદથી ઇચ્છિત ગામે જવાય છે, તેમ શ્રી અરિહંત પ્રભુની સહાયતાથી મોક્ષ રૂપ નગરે પહોંચાય છે, માટે સાર્થવાહ કહેવાય.

કોઈ પ્રશ્ન કરે કે અરિહંત ભગવાનને શા માટે નમસ્કાર કરવો જોઇએ? ઉત્તર-મુખ્ય કારણ એ છે કે, અરિહંત પ્રભુમાં જે જ્ઞાન દર્શનાદિ આત્મિક ગુણો છે, તે સત્તા શક્તિ રૂપે સર્વ આત્માઓમાં રહેલા છે, તે ગુણોને પ્રગટ કરવા માટે વંદન

નમસ્કારાદિ કરવાના છે. વંદન કરનાર પણ વંદન કરતાં કરતાં એક દિવસ વંદનિક બને છે. પરંતુ તે વંદન, નમસ્કારાદિ દ્રવ્ય ન હોવા જોઈએ, સમજ તથા ભાવપૂર્વક થવા જોઈએ. મૂલ્ય દ્રવ્ય વંદનાદિકનું નહિ પણ ભાવનું જ છે. વળી માનસ શાસ્ત્રનો અટલ સિદ્ધાંત છે કે, જે કોઈ જેવા ભાવે જેનું સ્મરણ, ચિંતન, મનન, ધ્યાન કરે છે, તે તેવો બને છે. માનવ જેવા વિચારો કરે છે, તે જેવા ગુણોનું સ્મરણ, ચિંતનાદિ કરે છે, તે તેવો બનો છે. ગૌણ કારણ એ છે કે અરિહંતપ્રભુ આ સંસાર રૂપ મહાભયંકર અટવીમાં ભ્રમણ કરવાથી ઉદ્વેગ પામેલા જીવોને અનુપમ પરમાનંદદાયક મોક્ષપુરનો માર્ગ બતાવનાર પરમ ઉપકારી છે, માટે તેમને નમસ્કાર કરવો યોગ્ય છે.

આ અરિહંતાણં એ સાત અક્ષરનું પહેલું પદ થયું તે પહેલી સંપદા પણ કહેવાય.

એ અરિહંત પદનું ધ્યાન શ્વેત વર્ણે ધરવું જોઈએ. આ ભરત ક્ષેત્રમાં એવા ૨૪ તીર્થંકરો થઇ ગયા છે. અને વર્તમાન કાળે મહાવિદેહ ક્ષેત્રને વિશે ૨૦ અરિહંત હયાત વિચરે છે. જેમનું જ્ઞાન લોકાલોક વ્યાપક છે. આપણા અંતરની વાતો જાણી રહ્યા છે, આપણા કૃત્યો દેખી રહ્યા છે, અને ભવ્ય જીવોને બોધ આપી સંસાર ભ્રમણથી મુક્ત કરે છે, તેઓશ્રી આપણે ભાવપૂર્વક કરેલા નમસ્કારાદિ સ્વીકારે છે એવા શ્રીમંદિરસ્વામી આદિ ૨૦ તીર્થંકરોને મારા આંતરિક ભાવ-પૂર્વક પ્રતિદિન ત્રિકાળ નમસ્કાર હો. જો સંસારરૂપ દાવાનળનો ઉચ્છેદ કરવાને તમો ઇચ્છતા હો તો પહેલા પદના સાત

અક્ષરો "નમો અરિહંતાણં" નું ભાવ ભક્તિ સહિત સ્મરણ, ચિંતન કરો. યોગશાસ્ત્રમાં એ પ્રમાણે પ્રથમ અરિહંત પદનું ભાવમંગળ રૂપ વર્ણન છે.

૨ નમો સિદ્ધાણં—ચિરકાળનો બાંધેલો આઠ કર્મરૂપી ભારો, તેને જાજવલ્યમાન શુકલ ધ્યાનરૂપી અગ્નિ વડે જેણે ભસ્મ કર્યો છે, તે સિદ્ધ કહેવાય. એવા સર્વ સિદ્ધોને નમો–નમસ્કાર હો.

સિદ્ધ પરમાત્માને અનંત ચતુષ્ક એટલે અનંતજ્ઞાન, અનંત દર્શન, અનંતસુખ, અનંતવીર્ય (શક્તિ) એ ચાર ગુણો પ્રગટ થયા છે. તેવા જ ગુણો મારા આત્મામાં સત્તા શક્તિ રૂપે રહેલા છે. તેને પ્રગટ કરવા હું તેમને ભાવપૂર્વક વંદન, નમસ્કાર કરું છું.

સિદ્ધ પ્રભુનું લાલવર્ણે ધ્યાન કરવું.

આ પંચ પરમેષ્ઠિ મહામંત્રનું બીજું મંગળ અર્થાત્ બીજી સંપદા થઈ.

આઠ કર્મનો નાશ કરવા માટે પાંચ અક્ષરવાળો "નમો-સિદ્ધાણં" મંત્ર સ્મરવો, ચિંતન કરવો, ધ્યાન ધરવું.

૩ નમો આયરિયાણં—જે જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, વીર્યાચાર એ પંચાચારને પોતે આચરે છે તથા બીજાઓને એ પંચાચાર પાળવાનો ઉપદેશ આપે છે માટે તે આચાર્ય કહેવાય. તેવા આચાર્યને નમો–નમસ્કાર થાઓ.

એ આચાર્ય ભગવાનનું સુવર્ણવર્ણે ધ્યાન કરવું. એ પંચપરમેષ્ઠિ મંગલમાં ત્રીજું મંગળ અર્થાત્ ત્રીજી સંપદા થઈ.

૪ નમો ઉવજ્ઝાયાણું—જે પોતે સૂત્ર સિદ્ધાંતનું અધ્યયન કરે અને બીજાને અધ્યયન કરાવે તે ઉપાધ્યાય કહેવાય, તેમને નમો—નમસ્કાર થાઓ.

ઉપાધ્યાયજી ભગવંતનું નીલવર્ણે ધ્યાન કરવું. આ પંચ-પરમેષ્ઠિ મહામંત્રમાં ચોથું મંગળ અર્થાત્ ચોથી સંપદા થઈ.

૫ નમો લોએ સવ્વ સાહૂણું—આ લોકમાં વિચરતા સર્વ સાધુ સાધ્વીઓને નમસ્કાર થાઓ. જે આત્મ સાધનામાં લીન હોય તે સંયમી પુરુષો સાધુ કહેવાય. જે સર્વ પ્રાણીમાત્ર ઉપર સમભાવ રાખે, શત્રુ મિત્રને સમાન ગણે અને મોક્ષ માર્ગની સાધના પોતે કરે, બીજાને તે માર્ગ બતાવે તે સંયમી પુરુષ સાધુ કહેવાય તેવા ગુણીજનોને નમસ્કાર કરવાથી પોતાના આત્મ ગુણોનો વિકાસ થાય છે. તેમનું શ્યામ વર્ણે ધ્યાન કરવું. આ પંચ પરમેષ્ઠિ મહામંત્રનું પાંચમું મંગળ અર્થાત્ પાંચમી સંપદા થઈ.



# પંચ પરમેષ્ઠિ મંત્રનું વિશેષ પ્રકારે વર્ણન

## નમો અરિહંતાણં

ધ્યાન અગ્નિ વડે કર્મ મળને ભસ્મ કરી આત્માનું પૂર્ણ સ્વરૂપ જેઓએ પ્રગટ કર્યું છે તે અર્હંતોને હું નમન કરું છું. વાદળોના આવરણમાંથી બહાર નીકળેલા સૂર્યની જેમ કર્મના આવરણોને દૂર કરીને આત્મ સૂર્યના કિરણોની પ્રભા વડે જેમણે આ વિશ્વને પ્રકાશિત કર્યું છે. તે વીતરાગ દેવને હું વારંવાર નમન કરું છું. સુવર્ણવાળા પાષાણમાંથી ધમણાદિ ક્રિયા વટે જેમ સુવર્ણ જુદું પાડવામાં આવે છે તેમ જેમણે વિવેક જ્ઞાન વડે દેહ કર્માદિથી આત્મ સ્વરૂપને જુદું પાડ્યું તે સર્વ તીર્થંકરોને હું નમન કરું છું.

## નમો સિદ્ધાણં

પુદ્ગલના પિંડ રૂપ જ્ઞાનાવરણાદિ અષ્ટ કર્મ તે દ્રવ્ય કર્મ રાગદ્વેષાત્મક સંકલ્પ વિકલ્પ રૂપ ભાવ કર્મ, તેનો વીતરાગ નિર્વિકલ્પ શુકલ ધ્યાન વડે નાશ કરીને અનંતજ્ઞાન; અનંત દર્શન, અનંતઆનંદ, અનંતશક્તિ, અવ્યાબાધસુખ (બાધા પીડા રહિત) સાદિ અનંત સ્થિતિ, (શરૂઆત છે પણ અંત નથી એવી સ્થિતિ) અગુરુ લઘુ અને અરૂપીપણાના ગુણવાળા આત્માની અનંત શક્તિ જેમણે પ્રાપ્ત કરી છે તે પૂર્ણ સ્વરૂપ સિદ્ધ પરમાત્માને હું વારંવાર નમસ્કાર કરું છું.

## નમો આયરિયાણં

નિશ્ચય શુદ્ધ આત્મ ઉપયોગની (ભાનની) ભાવનામાં રહીને વીતરાગ ભાવવાળી નિર્વિકલ્પ સમાધિને જેઓ પોતે આચરે અને વ્યવહારથી ૩૬ ગુણોને જે ધારણ કરે છે. તેમ જ બીજા જીવોને વ્યવહાર નિશ્ચયનો ઉપદેશ આપે છે માટે તેમને આચાર્ય કહે છે, તે આચાર્ય ભગવંતને હું નમસ્કાર કરું છું.

## નમો ઉવજ્ઝાયાણં

શુદ્ધ આત્મ સ્વભાવનું સમ્યક્ શ્રદ્ધાન, જ્ઞાન અને આચરણ રૂપ અભેદ રત્નત્રય, અને ભેદરત્નત્રય રૂપ વ્યવહાર ધર્મ એમ વ્યવહાર નિશ્ચય મોક્ષ માર્ગનું પોતે આચરણ કરવા પૂર્વક બીજાને તે માર્ગ બતાવે છે, ભણાવે છે તેને ઉપાધ્યાયજી કહે છે. તે ઉપાધ્યાયજી મહારાજને હું નમન કરું છું.

## નમો લોએ સવ્વ સાહૂણં

ભેદ રત્નત્રય રૂપ વ્યવહાર ધર્મ અને અભેદ રત્નત્રય રૂપ નિશ્વય ધર્મને સમ્યક્ પ્રકારે જાણીને, શ્રદ્ધા કરીને જે તેનું આચરણ કરે છે. તથા વીતરાગ નિર્વિકલ્પ સમાધિની જે સાધના કરે છે તેને સાધુ કહેવાય છે. તેવા આ વિશ્વમાં રહેલા સર્વ સાધુ, સાધ્વીઓને હું નમસ્કાર કરું છું.

### પરમેષ્ઠિ નમસ્કારનો પરિચય

૧– શ્રી અરિહંત પરમાત્મા મોક્ષ માર્ગના આદ્ય (પ્રથમ) ઉપદેશક હોવાથી વિશ્વ ઉપર એમનો ઉપકાર મહાન અને અજોડ છે. મોક્ષનો માર્ગ ચર્મ ચક્ષુથી અગોચર હોય છે.

કેવલજ્ઞાન રૂપી ચક્ષુ વિના તે સાક્ષાત્ જોઈ કે જાણી શકાતો નથી. શ્રી અરિહંત પરમાત્માઓના આત્માઓ સમગ્ર જગતનું કલ્યાણ કરવાની સર્વહિતકારિણી પ્રકૃષ્ટ (ઉત્કૃષ્ટ) શુભ ભાવના-સહિત પૂર્વભવોમાં મોક્ષમાર્ગની એવી સુંદર આરાધના કરે છે કે જેથી ચરમભવનમાં તેઓ ત્રણજ્ઞાન સહિત જન્મે છે, યોગ્ય અવસરે સંયમ સ્વીકારે છે, અપ્રમતભાવે સંયમનું પાલન કરે છે, ઘાતીકર્મનો ક્ષય કરીને, કેવલજ્ઞાન પ્રાપ્ત કરે છે. કેવલ-જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી સાક્ષાત્ મોક્ષમાર્ગને જ્ઞાન ચક્ષુથી જોઈ સત્ય મોક્ષ માર્ગ જગતના જીવોને બતાવે છે. એમના બતાવેલા માર્ગે પ્રયાણ કરી અનેક ભવ્ય આત્માઓ પોતાનું શુદ્ધ આત્મ પદ પ્રાપ્ત કરે છે અને અજરામર બને છે. ભવિષ્યમાં પણ આ મોક્ષમાર્ગનો પ્રવાહ ચાલુ રહે તે માટે અરિહંત પરમાત્માઓ તીર્થની સ્થાપના કરે છે અને તે તીર્થના આલંબનથી અનેક ભવ્યાત્માઓ મોક્ષ પદને પ્રાપ્ત કરે છે. ટુંકાણમાં ત્રણે કાળમાં મોક્ષનો માર્ગ ચાલુ રહે છે, તેમાં મુખ્ય ફાળો શ્રીઅરિહંત પરમાત્માઓનો હોય છે. અને એથી એમનો ઉપકાર અજોડ અને મહાન બની જાય છે. એવા ઉપકારી અરિહંતોને નમ-સ્કાર કરવાથી કૃતજ્ઞતાનો ગુણ પ્રગટે છે.

૨–સિદ્ધ પરમાત્માઓનો મુખ્ય ગુણ અવિનાશીપણું છે. સિદ્ધ પરમાત્માના આ અવિનાશીપણાનો ગુણ સમગ્ર મુમુક્ષુ આત્માઓનું લક્ષ્ય બિન્દુ છે. શ્રી અરિહંત પરમાત્માઓ પણ દીક્ષા અંગીકાર કરતી વખતે સિદ્ધપ્રભુને નમસ્કાર કરે છે. અને જગવાસીઓને સિદ્ધપદને માર્ગે દોરવે છે, માટે જ અનુપમ

ઉપકારી તરીકે તેમની ગણના (ગણતરી) થાય છે. જગતના તમામ પદાર્થો ઉપર કાળની અસર થાય છે. આ એક જ પદ એવું છે કે જેના ઉપર કાળનો પ્રભાવ પડતો નથી. આ પદ પ્રાપ્ત કર્યા પછી જીવ પોતાના સ્વરૂપને કદી પણ ત્યાગતો નથી, માટે જ સિદ્ધપદ અવિનાશી કહેવાય છે. સિદ્ધ પરમાત્માઓના અવિનાશી સ્વરૂપનો વિચાર કરવાથી જીવને સિદ્ધ બનવાની અચિંત્ય પ્રેરણા મળે છે, હિંમત આવે છે, ઉત્સાહ આવે છે અને જીવમાં છુપાયેલ વીર્યોલ્લાસમાં અપૂર્વ વૃદ્ધિ થાય છે. શ્રી સિદ્ધ પરમાત્માઓને નમસ્કાર કરવાથી આપણા આત્મામાં સત્તાગત રહેલ સિદ્ધપણું પ્રગટ થાય છે.

૩ નમસ્કાર મંત્રમાં ત્રીજું પદ આચાર્યવર્યોનું છે. મુમુક્ષુઓ માટે મોક્ષ એ સાધ્ય છે અને સદાચરણ એ સાધન છે. કારણ વિના કાર્યની પ્રાપ્તિ થાય નહિ. જેને મોક્ષની ઇચ્છા હોય તેણે મોક્ષના અનન્ય સાધનભૂત સદાચારને પણ જીવનમાં અપનાવવો જ રહ્યો. આ ત્રીજા પદમાં રહેલા આત્માઓ પોતે સદાચારનું પાલન કરે છે અને જગતના જીવોને પણ એ માર્ગે ચાલવાની સતત્ પ્રેરણા પોતાના જીવન આદર્શથી અને ઉપદેશથી આપે છે. પંચાચારના પાલનમાં જગતના તમામ સુંદર આચારોનો સમાવેશ થઈ જાય છે. આ સદાચારનું પાલન અથવા આ સદાચાર ઉપરનો પ્રેમ જીવમાં મોક્ષ પ્રાપ્તિની યોગ્યતા પ્રાપ્ત કરાવે છે. ત્રીજા પદને નમસ્કાર એટલે સદાચારની પૂજા અથવા સદાચાર ઉપરના પ્રેમની અભિવ્યક્તિ. (પ્રગટ થવું તે.) સાચા ભાવથી સદાચાર કે સદાચારીને કરેલો નમસ્કાર કોઈ કાળે નિષ્ફળ જતો નથી.

૪ નમસ્કાર મંત્રમાં ચોથું પદ ઉપાધ્યાય મહારાજનું છે. એમનો મુખ્ય ગુણ વિનય છે. આ વિનય ગુણ મોક્ષ માર્ગમાં ઘણો જ ઉપયોગી છે. એના વિના મોક્ષમાર્ગમાં એક પગલું પણ આગળ વધી શકાતું નથી. ખરી રીતે વિનયથી જ મોક્ષમાર્ગની શરૂઆત થાય છે. નમસ્કાર પણ એક પ્રકારનો વિનય જ છે. વિનય વિના ઉત્તમ પ્રકારની વિદ્યા એટલે મોક્ષની વિદ્યા પ્રાપ્ત થતી નથી. અને તે વિદ્યા–આત્મજ્ઞાન વિના મોક્ષની પ્રાપ્તિ પણ થતી નથી. બધા ગુણોનું મૂળ વિનય છે. આ ચોથા પદમાં રહેલા આત્માઓ પોતે વિનય ગુણનું પાલન કરે છે અને બીજાઓને પણ વિનય ગુણનું પાલન કરવાનું શિક્ષણ આપે છે. આ પદને નમસ્કાર એટલે વિનય ગુણને નમસ્કાર. આત્મિક ગુણોની પ્રાપ્તિમાં એવો નિયમ છે કે જે આત્મા જે ગુણને હાર્દિક રીતે ઇચ્છે છે, અને તેને પ્રાપ્ત કરવા અંતઃકરણથી પ્રયત્ન કરે છે, તે ગુણ તેનામાં પ્રગટ થયા વિના રહેતો નથી. ગુણો બહારથી આવતા નથી પણ અંદરથી જ પ્રગટે છે. તે માટે હૃદયની સચ્ચાઈ અને ભાવપૂર્વકની તીવ્ર તાલાવેલી જોઇએ. આ પદને નમસ્કાર કરવાથી વિનય ગુણની પ્રાપ્તિ થાય છે. આ વિનય ગુણ એટલે બાહ્ય અભ્યંતર સર્વ પ્રકારની રિદ્ધિસિદ્ધિઓનું ઉત્પત્તિ સ્થાન. વિનય ગુણની પ્રાપ્તિ માટે ગુણી આત્માઓને ભાવપૂર્વક નમસ્કાર કરવો જોઇએ. ભાવ નમસ્કાર એટલે તે ગુણને પ્રાપ્ત કરવાની તીવ્ર તાલાવેલી પૂર્વક મન, વચન, કાયાની શુભ પ્રવૃત્તિ.

૫ નમસ્કાર મંત્રમાં પાંચમું પદ સર્વ સાધુ સાધ્વીઓનું છે. પ્રાપ્ત થયેલ શક્તિ અને સામગ્રીનો જો સદુપયોગ કરવામા ન

આવે તો, તે પ્રતિદિન શક્તિહીન ક્ષીણ બનતી જાય છે. અને યોગ્ય સદુપયોગ કરવામાં આવે તો તે શક્તિ અને સામગ્રી ઉત્તરોત્તર વધુને વધુ તીવ્ર સતેજ બનતી જાય છે. કોઈને પણ સહાયતા કરવાની જેનામાં વૃત્તિ હોતી નથી એનામાં સાધુતા કદી પણ ઝળકી શકતી નથી, એટલું જ નહિ, પણ પ્રાપ્ત શક્તિનો સદુપયોગ ન કરવાથી જીવ એવા પ્રકારનું આત્મ પર આવરણ ઉપાર્જન કરે છે કે તેના યોગે તેને ભવિષ્યમાં અધિક જ્ઞાન પ્રકાશ મળતો અટકી જાય છે. આ રીતે પ્રાપ્ત શક્તિનો સદુપયોગ ન કરવો તે પરિણામે પોતાના જ અહિતમાં પરિણમે છે, અર્થાત્ પોતાના અહિતકર્તા બને છે. સાધુ પદને પ્રાપ્ત થયેલ વિવેકી આત્માઓ પ્રકૃતિના આ સનાતન નિયમને બરાબર જાણતા હોવાથી પોતાને પ્રાપ્ત થયેલ સર્વ શક્તિઓને સ્વપરનું અહિત ન થાય અને હિત થાય તેવી રીતે સતત સત્કાર્યોમાં જોડી દે છે. પરહિતના કાર્યમાં એમને કદી પણ થાક લાગતો નથી. કારણ કે પરનાહિતમાં જ તેને પોતાનું હિત કલ્યાણ સમાયેલું છે એ તેમને બરાબર સમજાઈ ગયુ હોય છે.

અનાદિથી આ જીવ અશુદ્ધવૃત્તિથી ખરડાયેલો (લેપાયેલો) છે. તેથી સ્વાર્થ વૃત્તિ તેનામાં સહજ છે. એ સ્વાર્થવૃત્તિ જ જીવમાં રહેલ પશુતાનો અંશ છે. એના યોગે જ વિશ્વમાં અનેક પ્રકારની અથડામણો—સંઘર્ષો પેદા થાય છે. અને બીજાને સહાય કરવાની વૃત્તિ, એ દિવ્યતાનું ઝરણું છે. ભાવ ઐશ્વર્યની સુવાસ છે. આ પરમાર્થ વૃત્તિ સહજ નથી, તે કેળવવાની ચીજ છે. ઘણા કાળ સુધી આદર અને સત્કાર પૂર્વકના સતત અભ્યાસ

વિના તે સ્થિર થતી નથી. જીવમાં આ સહાયવૃત્તિ-બીજાને સહાયક થવાની વૃત્તિને-જાગૃત કરવાનો અમોઘ ઉપાય સાધુ પદને ભાવપૂર્વક નમસ્કાર કરવો તે છે. આ સહાયક વૃત્તિને જાગૃત કરવાથી સ્વાર્થવૃત્તિનો વિલોપ (નાશ) થાય છે.

તાત્પર્ય એ છે કે સેવા ગુણ (સહાયક વૃત્તિ)ના વિકાસ વિના સાચો વિનય ગુણ પ્રગટ થઈ શકતો નથી વિનય ગુણનું સ્વરૂપ જ એવું છે કે તેમાં બાહ્ય સેવા અને હૃદયનો પ્રેમ આ બન્ને વસ્તુ જોઈએ ત્યારે જ તે વિનય ગુણ સાચા ગુણ રૂપે બની શકે. વિનય ગુણના વિકાસ વિના સદાચારની વિદ્યા-મોક્ષ માર્ગનું સાચું જ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી. અને સદાચારની વિદ્યા-મોક્ષ માર્ગના સાચા જ્ઞાન વિના સદાચારનું પૂર્ણ પાલન થઈ શકતું નથી. સદાચારના પૂર્ણ પાલન સિવાય સિદ્ધ પદની પ્રાપ્તિ થઈ શકતી નથી. અને સિદ્ધ પદની પ્રાપ્તિની અભિલાષા અરિહંત પદના આરાધન વિના શકય નથી.

આ રીતે એક અપેક્ષાએ પાંચે પદો કાર્ય કારણરૂપ હોવાથી સમાન આદરણીય બને છે. કાર્યસિદ્ધિની ઈચ્છાવાળો સાચા કારણોની કદી પણ ઉપેક્ષા કરે નહિ. એટલું જ નહિ પણ વાસ્તવિક કારણોના આસેવનમાં જ પોતાનું તમામ પરાક્રમ ફોરવે છે. વાસ્તવિક કારણોમાં મંડ્યા રહેવું એ જ કાર્યસિદ્ધિનો અમોઘ મંત્ર છે હંમેશાં સેવન કારણોનું કરવાનું હોય છે. કાર્યરૂપ ફળ તો એના કાળે આવીને ઊભું રહે છે.

એક ગામથી બીજે ગામ જવું હોય ત્યાં વચ્ચે ચાલવાની ક્રિયા, ગામ પ્રાપ્તિમાં કારણરૂપ છે. જો પ્રયાણનું કામ ચાલુ

હોય તો ગામ તો પોતાની મેળે આવીને ઊભું રહે છે. તેવી જ રીતે વાસ્તવિક કારણોના આસેવનમાં મંડયા રહેવાથી એના ફળ રૂપે જે કાર્ય થવાનું છે, તે તો એના કાળે આવીને ઊભું જ રહે છે. એ પ્રમાણે કાર્ય–કારણની સનાતન વ્યવસ્થા છે. પંચપરમેષ્ઠિને નમસ્કાર કરવાથી, તેમનું સ્મરણ કરવાથી, તેમના નામનો જપ જપવાથી જેમ સહાયવૃત્તિ, વિનય, સદાચાર, અવિનાશીપણું અને પરોપકાર વગેરે લોકોત્તર ગુણો પ્રત્યે પ્રેમ-ભાવ જાગૃત થાય છે, તેમ બીજા પણ અનેક લાભો થાય છે. ખરી રીતે આ નમસ્કાર મંત્ર એક મહાન શક્તિ છે. અથવા શક્તિનો પુંજ છે. પ્રતિપક્ષી વસ્તુને હઠાવવા માટે હંમેશા શક્તિની જરૂર પડે છે. અનાદિકાળથી આ જીવના સાચા પ્રતિ પક્ષી કોઈ હોય તો તે અષ્ટ પ્રકારનાં કર્મો જ છે. એ કર્મોમાં પણ મોહનીય કર્મ મુખ્ય છે. આઠ કર્મોના નાયકના સ્થાને છે. એ મોહનીય કર્મના બે પ્રકાર છે એક દર્શન મોહનીય અને બીજું ચારિત્ર મોહનીય. આ મોહનીય કર્મને જીતવાથી બીજાં કર્મોનું બળ જર્જરિત થઇ જાય છે. આ પરમેષ્ઠિ નમસ્કાર મંત્રથી મોહ કર્મનો સમૂળ નાશ થાય છે. મોહના નાશથી બીજાં કર્મો અવશ્ય નાશ પામે છે એટલા માટે જ નવકાર મંત્રમાજ "સવ્વપાવપ્પણાસણો" એવું પદ મૂકયું છે.

હવે નમસ્કાર મંત્રથી મોહનીય કર્મ શી રીતે નાશ પામે છે, તે વિચારીએ. મોહનીય કર્મમાં પણ દર્શન મોહનીય પ્રબળ છે. નમસ્કારમંત્રનાં પ્રથમ પદ "નમો અરિહંતાણં" થી દર્શનમોહનીય જીતાય છે દર્શનમોહ એટલે ઊલટી માન્યતા અરિહંત પ્રભુને ભાવથી નમસ્કાર કરવાથી જીવ સીધી

માન્યતામાં આવે છે. જીવની ઊંધી માન્યતા એ જ દર્શન મોહનું મોટું બળ છે. અને ભાવપૂર્વક અરિહંતપ્રભુને નમે છે, મંત્રજપ કરે છે, એટલે ઊંધી માન્યતા ટળે છે. ખરી રીતે એ અરિહંતના માર્ગને નમ્યો, સન્માર્ગને નમે એટલે તેની ઉન્માર્ગ રુચિ ટળી અને એ સન્માર્ગની રુચિવાળો બન્યો. એથી દર્શન મોહનું મર્મસ્થાન ભેદાઈ જાય છે અને પછી ક્રમે ક્રમે તે સર્વથા પણ જીતાઈ જાય છે.

સામાન્યથી પણ નમવાનો પરિણામ વખણાય છે, પણ જ્યારે એ નમસ્કારમંત્રના વિષય તરીકે અરિહંત પમાત્માઓ આવે છે. ત્યારે તો એ નમસ્કાર મંત્રની શક્તિ અચિત્ય સામર્થ્યવાળી બની જાય છે. નમસ્કારમંત્ર હોય પણ તેના વિષય રૂપે કાર્યસિદ્ધ કરવામાં અચિંત્ય શક્તિ ધરાવનારા જો અરિહંત પરમાત્માઓ ન હોય તો આટલું સામર્થ્ય ન પ્રગટે અને નમસ્કારમંત્રના વિષય રૂપે ભલે અરિહંત હોઇ પણ ભાવ નમસ્કાર ન હોય તો પણ આટલું સામર્થ્ય ન પ્રગટે. પરંતુ જ્યારે ભાવ નમસ્કારમંત્ર અને તેના વિષય રૂપે અરિહંત પરમાત્માઓ હોય, ત્યારે અનાદિકાળથી મિથ્યાત્વ ભેદનનું કાર્ય જે બીજી રીતે બની શક્યું ન હતું તે સિદ્ધ થાય છે. આવા બળવત્તર પ્રતિપક્ષીને સહેજમાં જીતનાર હોવાથી નમસ્કાર મહામંત્ર એ મહાનશકિત અથવા શક્તિનો પુંજ છે, એમ કહેવું સર્વથા ઉચિત છે.

મોહનો પહેલો પ્રકાર દર્શન મોહ છે. અને બીજો પ્રકાર ચારિત્ર મોહ છે. પ્રકાર ચારિત્ર્ય મોહના ૨૫ ભેદ છે. પણ તેમાં

અનંતાનુબંધી-ક્રોધ, માન, માયા, લોભ એ ચાર મુખ્ય છે. હવે નમસ્કાર મહામંત્રના પવિત્ર પદોના સ્મરણ આદિથી આ ચારે કષાયોનો શી રીતે નાશ થાય છે તેને પણ પશ્ચાનુપૂર્વિથી વિચારીએ.

" નમો લોએ સવ્વ સાહૂણં " પદથી ક્રોધને જીતવાનું બળ પ્રગટે છે. કારણ કે દ્રવ્ય, ભાવ સાધુતાને વરેલા મુનિવરો સતત રીતે ક્ષમાને આશ્રયે રહીને ક્રોધને જીતવાને કટિબદ્ધ થયા હોય છે. એટલા માટે સાધુઓને ક્ષમાશ્રમણ-ક્ષમા પ્રધાન-સાધુ તરીકે સંબોધવામાં આવે છે. તેમના સમાગમમાં, પરિચયમાં આવનાર અન્ય જનો પણ ક્રોધને જીતવા માટે સામર્થ્યવાળા બની શકે છે. અને એમનામાં ક્ષમા ગુણનો પ્રાદુર્ભાવ થાય છે.

" નમો ઉવજ્ઝાયાણં " ઉપાધ્યાય પદને નમસ્કાર કરવાથી, તેમનું સ્મરણ, ચિંતન કરવાથી માન નામનો બીજો કષાય દોષ નાશ થાય છે, અને નમ્રતા ગુણ પ્રગટે છે. ઉપાધ્યાય પોતે વિનય ગુણથી સંપન્ન હોય છે, જે ગુણ જેમણે આત્મસાક્ષાત્ કર્યો હોય તેમના સમાગમથી, પરિચયથી, તેમના સંગથી અન્ય જનોને પણ એ સામર્થ્ય પ્રગટે છે, જેમ તીર્થંકરના સમવસ-રણમાં જાતિ વૈરભાવવાળા પ્રાણીઓ પણ પ્રભુના સાંનિધ્યમાં વૈરભાવને ભૂલી જાય છે. તેમ જ્યાં વિનય-નમ્રતા હોય ત્યાં માન કે અભિમાન ટકી શકે નહિ.

" નમો આયરિયાણં " પ્રાપ્ત શક્તિને ગોપવવી અર્થાત્ તેનો સદુપયોગ ન કરવો તે માયાચાર છે. સદાચારની ક્રિયામાં સંલગ્ન રહેલા દ્રવ્ય ભાવાચાર્યો પોતાનું બળ જરા પણ ગોપવતા નથી. એવા આચાર્ય પદને નમવાથી, તેમનું સ્મરણ, ચિંતન

કરવાથી ક્રિયામાં પરાક્રમ ફોરવવાનું બળ આવે છે અને તેથી માયાચાર નામનો (માયા) દોષ ટળે છે. માયા નાશ પામે એટલે સરલતા નામનો ગુણ પ્રગટે.

"નમો સિદ્ધાણં" સિદ્ધ પરમાત્માનું સ્મરણ, વંદન, નમન કરવાથી પરમાત્માની અનંતી રિદ્ધિનું દર્શન થયા પછી દુન્યવી રિદ્ધિનો લોભ રહેતો નથી. જીવને દુન્યવી પદાર્થોનો લોભ ત્યાં સુધી જ રહે છે કે જ્યાં સુધી આત્માની અનંત રિદ્ધિનું દર્શન થયુ નથી. સિદ્ધ પદને નમવાથી તેમનું સ્મરણ, ચિંતન કરવાથી વાસ્તવિક રીતે તો પોતાના આત્મામાં રહેલ અનંત રિદ્ધિ સિદ્ધિનું દર્શન થાય છે અને તેથી તેનો બીજો દુન્યવી લોભ નાશ પામે છે અને સંતોષવૃત્તિ પ્રગટે છે.

"નમો અરિહંતાણં" અરિહંત પ્રભુએ તો સર્વથા મોહને જીતી લીધો છે, તેથી તેમને નમસ્કાર કરવાથી સાધકમાં દર્શનમોહ અને ચારિત્ર મોહને જીતવાની પ્રબળ ભાવના પ્રગટે છે, અને શકિત અનુસાર મોહને જીતવાનુ કાર્ય સાધક કરે છે.

પુણ્યાંગજનની-આ રીતે પંચપરમેષ્ઠિને નમસ્કાર કરવાથી તેમનું સ્મરણ, ચિંતન કરવાથી મોહનીય કર્મના મુખ્ય ભેદરૂપ દર્શન મોહનીય અને ક્રોધ, માન, માયા, લોભાદિ મહાન દોષોનો નાશ થાય છે. તેથી આ ક્રિયા અચિંત્ય પ્રભાવશાળી મનાય છે. અનુભવી પુરુષોએ આ નમસ્કારની ક્રિયાનો પ્રભાવ જાતે અનુભવ્યો છે અને કેવલ કરુણાબુદ્ધિથી જગતના જીવો સમક્ષ અનેક રીતે જાહેર પણ કર્યો છે. અદ્‌ભુત સામર્થ્યવાળી નમસ્કારની ક્રિયામાં મહાજ્ઞાની ગણાતા પુરુષો પણ મુગ્ધ બન્યા છે એના

ગુણગાન ગાવામાં કદી પણ એમણે થાક અનુભવ્યો નથી. અને જે રીતે જગતના જીવોને આ નમસ્કારની ક્રિયા પ્રત્યે રુચિ, પ્રેમ અને આદર પ્રગટે તે રીતે કરવા અથાગ પ્રયત્ન પણ સેવ્યો છે.

શ્રી સિદ્ધસેનાચાર્ય વિરચિત શ્રી નમસ્કાર મહાત્મ્યમાં આ નમસ્કારની ક્રિયાને પુણ્યરૂપી શરીરને જન્મ આપનારી માતાની ઉપમા આપી છે. માતા જેમ બાહ્ય શરીરને જન્મ આપે છે, તેમ નમસ્કાર રૂપી માતા પુણ્ય રૂપી શરીરને ઉત્પન્ન કરે છે. નમસ્કારની ક્રિયા વિના પુણ્ય રૂપી શરીર ઉત્પન્ન થઈ શકતું નથી. અને પુણ્ય રૂપી શરીરની હયાતી વિના બાહ્ય શરીરની કે કોઇપણ સામગ્રીની સફળતા થઈ શકતી નથી, અર્થાત્ બાહ્ય શરીરાદિ સાધનો લાભદાયક બનતાં નથી, પણ ઊલટાં અનેક રીતે હાનિકારક બને છે.

વળી બાહ્ય શરીરમાં પણ નીરોગીતા, દીર્ઘાયુ, સુંદરતા, નિર્દોષતા, આદેયતા, (સુંદર શરીર ધારી બધાને પ્યારો લાગે) શ્લાઘનીયતા, (પ્રશંશા પાત્ર વખાણવાલાયક) સહૃદયા, સૌમ્યતાદિ ગુણો અંદરના પુણ્ય રૂપી શરીરની હયાતી વિના પ્રાપ્ત થઈ શકતા નથી. શરીરની નિર્દોષતા, સ્વભાવની નિર્મળતા અને બાહ્ય ઐશ્વર્ય, પુણ્ય રૂપી આંતરિક શરીરનાં મૂર્ત પ્રતીકો છે. એક કારણ છે અને બીજું કાર્ય છે. એક જ માતાના ઉદરમાંથી જન્મેલાં બે બાળકોના સ્વભાવ, બળ, બુદ્ધિ, વૈભવ, આરોગ્ય અને અભિરુચિમાં (શોખ, પ્રીતિ) ફરક હોય છે, તેનું કોઈ ચોક્કસ આંતરિક કારણ માનવું જ જોઈએ. અને તે જે છે તે જ પુણ્ય

રૂપ શરીર છે. જેનું પુણ્ય રૂપી આંતરિક શરીર પુષ્ટ હોય છે, તેને જ ઉત્તમ વસ્તુઓ સ્વયમેવ આવી મળે છે.

અહીં પુણ્યરૂપી શરીર એટલે પુણ્યાનુંબંધી પુણ્ય સમજવું. જન્માંતરમાંથી જીવ જ્યારે આવે છે, ત્યારે તેની સાથે બે શરીર હોય છે. એક કાર્મણ અને બીજું તૈજસ. આ બે શરીરો જીવને અનાદિથી સાથે હોય છે અને સંસાર અવસ્થામાં સાથે જ રહે છે, મોક્ષ જાય ત્યારે તેનાથી મુક્ત થાય છે. કાર્મણ શરીર એટલે કર્મના સમૂહ રૂપ શરીર. એ કર્મરૂપ શરીર જેવા પ્રકારનું લઈને જીવ આવ્યો હોય છે, તેવા પ્રકારનું ત્રીજું બાહ્ય શરીર અને વૈભવ આદિની સામગ્રી તેને પ્રાપ્ત થાય છે. તેમાં જો પુણ્યની પ્રબળતા હોય તો કાર્મણ શરીર પુણ્ય શરીર કહેવાય છે. આ પુણ્યાનુંબંધી પુણ્ય ઉત્તમ વસ્તુઓમાં ઉત્તમ રુચિ, પ્રેમ કરાવી આપે છે, તેથી પ્રશસ્ય ગણાય છે. મોક્ષને અનુકૂલ ઉત્તમોત્તમ પ્રકારની સામગ્રી મેળવી આપવામાં તે અગ્રગણ્ય ભાગ ભજવે છે.

કર્મ પરતંત્ર દશામાં રહેલો જીવ અનાદિ અસદ્ અભ્યાસના યોગે સહજભાવે અશુભમાં તન્મય બની જાય છે જીવની આ અશુભ દશા શુભ આલંબન વિના નષ્ટ થતી નથી, અને એ શુભ આલંબનોની પ્રાપ્તિ પુણ્યાનુંબંધી પુણ્ય વિના સુલભ નથી. જીવને બનવું છે સર્વ કર્મથી રહિત સિદ્ધ. આરાધક માત્રનું આ જ અંતિમ ધ્યેય હોય છે, પણ એ દશા પ્રાપ્ત કરવા માટે વચ્ચે એક અવસ્થામાંથી અવશ્ય પસાર થવું પડે છે. એ અવસ્થાનું નામ કુશલાનુંબંધી કર્તવ્યોમાં આમત્ને

ઓતપ્રોત બનાવી દેવો. આ વાત દૃષ્ટાંતથી વિચારીએ. કોઈ માણસને ભીંત ઉપર એક સુંદર ચિત્ર આલેખવાની ઈચ્છા થઈ. આ કાર્ય માટે પ્રથમ ભીંતને સાફ ને શુદ્ધ બનાવવી જોઈએ. ત્યારબાદ પોતાનું ચિત્ર તેમાં ઝબકી ઊઠે તે માટેના તમામ ઉપાયો કરવા પડે છે. એ બધું થયા પછી જ તેમાં આલેખેલું ચિત્ર પ્રતિષ્ઠાને યોગ્ય થાય છે. અહીં ત્રણ અવસ્થા થઈ. પ્રથમ ભીંત ચિત્ર માટે અયોગ્ય હતી તે. તેને પ્રયોગ દ્વારા યોગ્ય બનાવી તે તેની બીજી અવસ્થા અને તે યોગ્ય બન્યા પછી જ તેમાં ચિત્ર પ્રતિષ્ઠાને પામ્યું એ તેની ત્રીજી અવસ્થા. આમાં વચ્ચે યોગ્ય ઉપાયો દ્વારા ભીંતને બનાવવાની ક્રિયા કરી ન હોત તો કદી પણ તેમાં ચિત્ર બની શકત નહિ. તેમ અહીં પણ જીવ અનાદિકાળથી અશુભ ભાવમાં રમણતા કરે છે. તેને પ્રથમ પુણ્યાનુબંધી પુણ્યથી ઉત્પન્ન થતા ઉત્તમોત્તમ નિમિત્તોના બળથી શુભભાવમાં લાવવો પડે છે. અને એ રીતે જીવમાં શુભ પ્રતિષ્ઠા થયા પછી એટલે અણુએ અણુમાં શુભ ભાવની એકરૂપતા થયા પછી જ જીવરૂપી ભીંત ઉપર શુદ્ધ ભાવનાનો રંગ ચડી શકે છે. અહીં પણ ત્રણ અવસ્થા થઈ. પ્રથમ અશુભ ભાવની અવસ્થા. તેને યોગ્ય ઉપાયો વડે શુભ ભાવરૂપ બનાવવી. અને એ શુભ બન્યા પછી તેના પર શુદ્ધ ભાવરૂપ દશાનો રંગ ચડયો. આ અનાદિનો ક્રમ છે. જે કોઈ શુદ્ધ દશાને પામ્યા છે, તે બધા આવી રીતે ક્રમસર વિકાસ કરીને જ પામ્યા છે. અશુભની રુચિ અંતરમાં બેઠી છે ત્યા સુધી શુભ આલંબનની ખૂબ જ જરૂર છે. શુભ ભાવની પ્રબળતાથી અશુભ ભાવનો રાગ મમત્વ નષ્ટ થયા પછી

શુભ પોતાની મેળે જ ખસી જાય છે. કારણ કે તે સજ્જન મિત્ર જેવો છે. જરૂર હોય ત્યાં સુધી સહાયતા કરે અને જ્યારે જરૂર ન દેખે ત્યારે પોતાની મેળે દૂર થઈ જાય. એનું મુખ્ય કામ અશુભને દૂર કરવાનું છે. જેમ એરંડિયું પેટમાં ભરાયેલા જૂના મળને કાઢી પોતે પોતાની મેળે નીકળી જાય તેમ. આ રીતે પુણ્યાનુબંધી પુણ્ય અશુભની રુચિ દૂર કરાવે છે. અને મોક્ષને અનુકૂળ ઉત્તમ વસ્તુઓમાં રુચિ, પ્રેમ કરાવી આપે છે. આવા કુશલાનુબંધી પુણ્યને ઉત્પન્ન કરનાર નમસ્કાર મહામંત્ર હોવાથી તેને પુણ્યરૂપી શરીર ઉત્પન્ન કરનાર માતાની ઉપમા આપી છે. ખરી રીતે તો ઉત્તરોત્તર તેનાથી મોક્ષ જ મળે છે પણ અહીં સાધ્ય દશાને ગૌણ રાખી સાધન દશાને મુખ્ય બનાવી આ ફળ દર્શાવ્યું છે. આ ઉપરથી એમ પણ ફલિત થાય છે કે સાધ્ય કરતાં સાધનની મહત્તા જરા પણ ઓછી નથી. કાર્ય સિદ્ધિના ઈચ્છુકને જેટલી કિંમત કાર્યની હોય છે, એટલી જ કિંમત તેના સાધનની હોય છે. જો કારણ વિના કાર્ય થતું જ ન હોય તો કારણની ઉપેક્ષા એ કાર્યની જ ઉપેક્ષા છે અને કારણનો આદર એ કાર્યનો જ આદર છે

જમીનમાં પાણીને પ્રગટ કરવુ એ કાર્ય છે અને કૂવો ખોદવાની ક્રિયા એ કારણ છે જે માણસ વાસ્તવિક કારણોનું આસેવન કરે છે, તેનુ કાર્ય અવશ્ય સિદ્ધ થાય છે. અને કારણોનો અનાદર કરી તેનુ સેવન ન કરે તો કદી પણ કાર્યસિદ્ધિ ન યાય યોગ્ય ભૂમીમાં કૂવો ખોદતાં, ખોદતાં જ જેમ પાણીની સરવાણી પોતાની મેળે પ્રગટે છે, તેમ શુભ અનુષ્ઠાનોમાં મંડયા રહેવાથી આત્માની શુદ્ધિ રૂપી કાર્ય પણ

પોતાની મેળે થાય છે. 'વસ્ત્રને' ઉજ્જવલ બનાવવું એ કાર્ય છે અને ધોવાની ક્રિયા એ કારણ છે. ધોવાની ક્રિયાથી જેમ વસ્ત્રમાં ઉજ્જવલતા આપોઆપ પ્રગટે છે, તેમ શુભ અનુષ્ઠાનોમાં સંલગ્ન રહેવાથી આત્મા રૂપી વસ્ત્રમાં પણ ઉજ્જવલતા આપોઆપ પ્રગટે છે. આ બધા કાર્યોમાં સાધનની જ મહત્તા છે. એ સાધનનો આદર એ કાર્યોનો જ આદર છે. અને સાધનનો અનાદર, સાધનની ઉપેક્ષા કે સાધનમાં મધ્યસ્થતા એ કાર્ય પ્રત્યે અનાદર, ઉપેક્ષા અને મધ્યસ્થતામાં પરિણમે છે. મુમુક્ષુઓ માટે મોક્ષ એ સાધ્ય છે. એ વાત જેટલી નિશ્ચિત છે તેટલી જ એ મોક્ષ કુશલાનુબંધી પુણ્યની પુષ્ટિ વિના કદી પણ પ્રાપ્ત થઈ શકે નહિ, એ વાત પણ એટલી જ નિશ્ચિત છે. અને એ કુશલાનુંબંધી અનુષ્ઠાનની પ્રાપ્તિ પરમેષ્ઠિ-નમસ્કાર મહામંત્ર વિના થતી નથી, માટે અહીં પરમેષ્ઠિ-નમસ્કાર મંત્રને મોક્ષના અનન્ય કારણભૂત પુણ્યાનુંબંધી પુણ્યને જનની તરીકે કહેલ છે.

પાલની-પુત્રને જન્મ આપી દેવા માત્રથી માતાનું કર્તવ્ય પૂરું થઈ જતું નથી. જન્મ આપવા કરતાં પણ પાલન-પોષણ કરવામાં વધારે જવાબદારી ઉઠાવવી પડે છે. આ બધી જવાબદારી માતા બરાબર અદા કરે છે. માતા પોતાનું સ્વત્વ આપીને-પોતાનું હીર આપીને-પોતાના સુખ, સગવડ, શાન્તિ અને સર્વસ્વના ભોગે પુત્રનું-પાલન કરે છે. માત્ર પાલન કરે છે એટલું જ નહિ પણ પોતાના જીવનમા સુંદર સંસ્કારોનું સિંચન કરીને તે વારસો ઉતારે છે. બાળકને હજારો ઉપદેશ જે અસર ન કરે તે અસર માતાનું શુભ આચરણ કરે છે,

બાળકની અવ્યક્ત અવસ્થામાં ઉપદેશ કારગત નીવડતો નથી પણ માતાના પ્રકૃતિગત સુંદર સંસ્કારોની અસર તેના જીવન ઉપર પડે છે. મોટે ભાગે તે વખતે મળેલ સારા-માઠા સંસ્કારો પ્રમાણે જ બાળકનું જીવન ઘડાય છે. અહિંસા પ્રેમી માતાના બાળકો સ્વાભાવિક રીતે જ દયાળુ બને છે. ઉત્તમ બન્યા વિના ઉત્તમતાના સંસ્કાર આપી શકાતા નથી. આજ સુધીમાં અનેક મહાપુરુષોની જગતને ભેટ મળી છે, તેના મૂળમાં જો તપાસવામાં આવે તો ઉત્તમ નરરત્ન તરીકેનું ઘડતર કરવામાં મુખ્ય ફાળો, ત્યાગ અને વાત્સલ્યની મૂર્તિ એવી માતાનો અથવા માતા જેવું હૃદય ધરાવનારા પવિત્ર આત્માઓનો જણાયા સિવાય રહેશે નહિ. પોતાના સર્વસ્વના ભોગે માતા પુત્રનું પાલન કરે છે છતાં તેમાં એક બીજી વિશેષતા એ છે કે એને કદી એવો વિચાર સુદ્ધાં પણ આવતો નથી કે હું આમાં કંઈ ઉપકાર કરું છું. કદાચિત્ પુત્ર અયોગ્ય નીવડે તો પણ માતા પોતાના હૃદયમાં પુત્રના અવગુણને સ્થાન આપતી નથી, પણ તેની ઉન્નતિ કેમ થાય તેની જ અહર્નિશ ચિંતા કરે છે. આ હૃદય માતાને જ વર્યું હોય છે. અને તેથી જ નીતિ-માર્ગાનુસારીના ગુણોમાં વડીલ વર્ગની ગણતરીમાં માતાને સૌથી પ્રથમ ગણવામાં આવેલ છે માતાની આ બધી વિશેષતાઓ જગતને માન્ય છે. અને જેના દિલમાં જે વસ્તુની મહત્તા અંકાઈ ગઈ હોય, તેને તે પ્રસિદ્ધ દૃષ્ટાંત દ્વારા ઉપદેશ આપવાથી અલ્પ પ્રયાસે અપ્રસિદ્ધ વસ્તુ પણ સમજાવી શકાય છે નમસ્કાર મહામંત્રને માતા કહેવામાં પૂર્વ પુરુષોએ એ જ રીતને અખત્યાર કરી છે. અહીં નમસ્કાર મંત્રરૂપી માતાનો વિચાર કરવાનો છે

નમસ્કાર રૂપી માતા માત્ર પુણ્યાનુબંધી પુણ્ય રૂપ શરીરને જન્મ આપે છે, એટલું જ નહિ પણ પુણ્ય રૂપી શરીરનું પાલન–પોષણ પણ તે જ કરે છે. ઉત્તમ વસ્તુની પ્રાપ્તિ થયા પછી તેનો સદુપયોગ કરવો એ જ એની પુષ્ટિ છે. નમસ્કાર મંત્રથી જે પુણ્ય બંધાય છે, તે કુશલાનુબંધી હોય છે. એ ઉત્તરોત્તર પુષ્ટ બનતું જાય છે અને પૂર્ણ વિકાસમાં પરિણમે છે.

નમસ્કાર મંત્રની રુચિ વિના પણ કદાચ ઊંચું પદ મળી જાય પણ તે પરિણામે લાભકારક બનતું નથી, કારણ કે નમસ્કાર મંત્રની રુચિ વિના બંધાયેલ પુણ્ય, વિપાક (ફળ) કાળે જીવને આત્મભાન ભૂલાવી વધારે અંધકારમાં ધકેલી દે છે. નમસ્કારમંત્રની રુચિપૂર્વક જે વિકાસ થાય છે, તે જ પરિણામે હિતકારક બને છે. આનું નામ જ સાચું પોષણ છે. નમસ્કારમંત્ર, વસ્તુને મેળવી પણ આપે છે અને સદુપયોગ પણ તે જ કરાવે છે. માટે તે કુશલાનુબંધી પુણ્ય કહેવાય છે આ કુશલાનુબંધી પુણ્યની સહાયતા વિના ઉત્તમ સામગ્રીનો યોગ સુલભ નથી, તેમ તેની સહાયતા વિના ઉત્તમ સામગ્રીનો સદુપયોગ સુલભ નથી. આત્મવિકાસના ઈચ્છુક ભવ્યાત્માઓને નમસ્કાર મહામંત્રથી પ્રાપ્ત થનાર કુશલાનુબંધી પુણ્યની સહાય વિના ચાલી શકતું નથી. ચોર અને હિંસક પ્રાણીઓ આદિથી ભરપૂર ભયંકર અટવીમાં સમર્થ માર્ગદર્શક જેમ અટવીનું ઉલ્લંઘન કરાવી ઈચ્છિત સ્થાને પહોંચાડે છે તેમ પુણ્યાનુબંધી પુણ્યરૂપી માર્ગદર્શક પણ રાગદ્વેષ આદિ દોષો રૂપી ચોર અને હિંસક શત્રુઓથી ભરપૂર ભયંકર ભવાટવીનું ઉલ્લંઘન કરાવી ઈચ્છિત સ્થાન મોક્ષનગરમાં પહોંચાડવામાં સહાયતા કરે છે. આ બધાનું પણ મૂળ નમસ્કાર મહામંત્ર હોવાથી નમસ્કાર

મંત્રને અહીં પુણ્ય રૂપી શરીરને જન્મ આપનાર અને પોષણ કરનાર માતા તરીકે કહેવામાં આવેલ છે. આથી નમસ્કાર મહામંત્ર પ્રત્યે અહોભાવ અને અધિક આદર પ્રગટે એ સહજ છે.

શોધની–માતા જેમ પુત્રને જન્મ આપે છે અને પુત્રનું પાલન–પોષણ કરે છે, તેમ પુત્રને સ્વચ્છ રાખવાનું કાર્ય પણ માતા જ કરે છે. તેમ અહીંઆ પણ નમસ્કારમંત્ર જેમ પુણ્ય રૂપી શરીરને જન્મ આપે છે, અને તેનુ પાલન–પોષણ કરે છે, તેમ તેને પવિત્ર રાખવાનું કાર્ય પણ તે જ કરે છે. પુણ્ય રૂપી અંગને પવિત્ર રાખવાનો અર્થ એ છે કે પુણ્યાનુંબંધી પુણ્યને સાનુબંધ કરે છે. તેમાં પૌદ્ગલિક આશંસાદિ (આશા, તૃષ્ણાદિ) દોષ રૂપી મલિનતા ન મળે તેની કાળજી રાખે છે. ઉત્તરોત્તર વધુ ને વધુ કુશલાનુંબંધી બનાવી જીવની અધિક ને અધિક શુદ્ધિ કરે છે. અને શુદ્ધિની પરાકાષ્ઠા (આખર) અર્થાત્ મોક્ષપદ સુધી પહોંચાડે છે.

કુશલાનુબંધી પુણ્યનો સ્વભાવ જ એવો છે કે તે ઉત્તરોત્તર અધિક અધિક વિકાસમાં સહાયક બને છતાં લૌકિક કીર્તિ આદિની આશંસા (આશા, તૃષ્ણા) અથવા પ્રાપ્ત ગુણસ્થાનકો પ્રત્યે આશંસાદિ દોષો આવી જવાનો સંભવ છે, તેને દૂર કરી, આત્મવિકાસની પરાકાષ્ઠાએ પહોંચાડે છે. જીવની સંપૂર્ણ શુદ્ધિ કરે છે. નમસ્કાર રૂપી માતાની એ જ વિશેષતા છે કે તે પુણ્ય રૂપી અંગનું એવું પોષણ અને શોધન કરે છે કે તેના પરિણામે જીવનની સંપૂર્ણ શુદ્ધિ આપોઆપ થઈ જાય છે.

જંગલમાં વસતા ભીલભીલડીનો વિકાસ નમસ્કારમંત્રના આરંભથી થયો હતો તેથી એ વિકાસનો અંત ઉત્તરોઉત્તર અધિકાધિક વિકાસમાં પરિણમ્યો.

હંસ વિશ્રામકમલશ્રી :—નમસ્કારમંત્ર એ જીવ રૂપી હંસને વિશ્રાંતિ માટે કમલની શોભા સમાન છે. સંસારમાં જીવને ક્યાંય વિશ્રાન્તિ નથી. કષાય રૂપ તાપથી સતત આ જીવ તપી રહ્યો છે. કર્મરૂપ મેલથી લેપાઇ રહ્યો છે. તૃષ્ણારૂપી તૃષાથી તૃષાતુર બની રહ્યો છે. આવી દશામાં શાન્તિ ક્યાંથી હોય? ઊલટી દિશામાં દોડી દોડીને જીવ થાકી ગયો છે. વિશ્રાન્તિ માટે જ્યાં જ્યાં દોડે છે, ત્યાં ત્યાં જીવને ક્યાંય વિસામો મળતો નથી. જગતમાં મન માન્યા ઘણા વિસામા છે પણ એ બધા સાચા વિસામા નથી, માત્ર દુઃખના ક્ષણિક પ્રતિકારરૂપ છે. ખરેખરો અને છેલ્લો વિસામો ભાવપૂર્વક નમસ્કારમંત્રની પ્રાપ્તિ થવી તે છે, તે સિવાયના વિસામા થોડીવાર કામચલાઉ વિશ્રાંતિ ભલે આપે પણ પરિણામે જીવના થાકને ઉલટો વધારી દે છે. તે જ વિસામો * સાચો વિસામો ગણાય કે જેની પ્રાપ્તિ થયા પછી જીવમાં વિશ્રાંતિ ઉત્તરોત્તર વધતી જ રહે. અને એવો વિસામો નમસ્કારમંત્રની પ્રાપ્તિથી મળે છે. નમસ્કારમંત્રની પ્રાપ્તિથી જીવનું ભાવ દારિદ્ર નાશ પામે છે. કિનારે આવેલા વહાણ જેવી સ્થિતિએ એ પહોંચે છે. તેથી તેનો આંતરિક આનંદ વધતો જ રહે છે. જીવરૂપી હંસને જો પંચપરમેષ્ટિ નમસ્કારમંત્ર રૂપી સુશોભિત કમળની

* નોંધ-૧ આ કથા આઠમા પ્રકરણમાં લખેલ છે.

શ્રેણીમાં લીન બનાવવામાં આવે તો જ એને અનુપમ વિશ્રાંતિ મળી શકે છે.

મહાજ્ઞાનીઓ પણ આત્માની સાચી વિશ્રાંતિ માટે આ મંત્રનું ધ્યાન ધરે છે. આ મંત્રના ધ્યાનમાં જીવ લીન થાય તો એને ચારે તરફથી વિશ્રાંતિ આપોઆપ આવીને મળે છે.

આ રીતે નમસ્કારમહામંત્રના ગુણો અપાર છે અને તેથી જ વિવેકી આત્માઓ પ્રતિદિન આ મહામંત્રની આદરપૂર્વક આરાધના કરે છે. આ અસાર સંસારમાં નવકારમંત્ર એ જ સારભૂત વસ્તુ છે. આ ઇષ્ટ નમસ્કૃતિ સદા જયવંત રહો, સર્વ કોઈ આદરપૂર્વક નવકારમંત્રની આરાધના કરી શાશ્વત સુખને પ્રાપ્ત કરો.

વળી કહ્યું છે કે—

"જો ગુણઈ લક્ખમેગં પૂએઈ વિહીઈ જિનનમુક્કાર
સો નઇઅ ભવે સિજ્ઝઈ અહવા સત્તટ્ઠમે જમ્મે."

અર્થ—જે ભાવિક મનુષ્ય પૂર્ણ વિધિથી એક લાખ વાર નમસ્કાર મંત્રનો જપ કરે, તે ત્રીજા ભવે સિદ્ધ થાય અથવા તો સાતમે અગર આઠમે ભવે તે સિદ્ધ થાય, આ નમસ્કાર મંત્રનો જો એકાગ્રતાપૂર્વક લાખવાર સર્વોત્તમ જાપ થાય, તો તીર્થંકર પદની પ્રાપ્તિ થાય અને મધ્યમ જપ થાય તો ચક્રવર્તી પ્રમુખ સમ્રાટ પદની પ્રાપ્તિ થાય, અને સામાન્ય જપ કરતાં પણ પ્રાણીઓને સામ્રાજ્ય લક્ષ્મી પ્રાપ્ત થાય છે. માટે ભવ્ય જીવોએ મનની ક્ષુદ્રતા તજીને જપ કરવામાં પ્રયત્નશીલ બનવું.

શિષ્ય પ્રશ્ન કરે છે કે—

> "કિં એસ મહારયણુ ? કિં વા ચિંતામણિવ્વ નવકારો ?
> કપ્પદુંમ સરિસો ? નહુ નહુ, તાણં પિ અહિયયરો."
> (લઘુ નમસ્કારફલ સ્તોત્ર, ૯.)

> "એ શું મહારત્ન છે ? કે એ શું ચિંતામણિ છે ?
> કે એ કલ્પવૃક્ષ સમાન ઈચ્છિત આપનાર છે ?

ના, ના, આ નવકાર તો ચિંતામણિ અને કલ્પવૃક્ષ કરતાં પણ અધિક છે."

આ ઉદ્ગારો પૂર્વ મહાપુરુષોના છે. નવકારનો મહિમા વર્ણવતાં એમને કહેવું પડ્યુ કે ચિંતામણિ અને કલ્પવૃક્ષ પણ નવકારની તુલના કરી શકે તેમ નથી. પરંતુ, કળિયુગના કલુષિત વાતાવરણથી ખરડાયેલ મનવાળો આજનો માનવ નવકાર જપે છે અને જ્યારે ઈચ્છિત ફલ મળતું નથી, ત્યારે પૂર્વ મહાપુરુષોનાં વચનોમાં તે અતિશયોક્તિ જુએ છે. આજે લગભગ સર્વત્ર આ ફરિયાદ છે કે 'નવકારનો પ્રભાવ જેવો બતાવવામાં આવે છે તેવો દેખાતો નથી. અમે નવકાર ઘણા ગણ્યા, પણ કંઈ ચમત્કાર જોયો નહીં.' આ ફરિયાદ કેમ સાંભળવા મળે છે ? શું નવકારમાંથી શક્તિ ઘટી ગઈ કે શુ આ ફરિયાદ ખોટી છે ? શુ ખૂટે છે ?

નથી નવકારમાંથી શક્તિ ઘટી, નથી આ ફરિયાદ ખોટી, પરંતુ ફરિયાદનું મૂળ, નવકારનો પ્રયોગ આપણે જે રીતે કરીએ છીએ તે રીતમાં રહેલું છે.

સાધનાની આધાર શીલા :-

**૧. શ્રદ્ધા**

કોઈ પણ સાધનામાં શ્રદ્ધા એ મહત્ત્વનું બળ છે. શ્રદ્ધા વિના સાધના ફળ સુધી પહોંચતી જ નથી.

'નવકાર અવશ્ય ઈષ્ટ પ્રાપક છે,' એવી દૃઢ શ્રદ્ધા જેને નથી, તે નવકારની સાધનામાં છેવટ સુધી નહિ ટકી શકે. ઈષ્ટ ફલની પ્રાપ્તિ થાય તે પહેલાં જ નવકારની સાધનાને ત્યાગી એ બીજી કોઈ સાધના પાછળ દોડશે. તેથી શ્રદ્ધા વિનાનો નવકાર ઈષ્ટ સાધક નથી બની શકતો. ઔષધની શક્તિમાં પ્રથમ દૃઢ શ્રદ્ધા જાગવી જોઈએ. એ શ્રદ્ધા પૂર્વક થતી સાધના અધવચ્ચે અટકી નથી પડતી. શ્રદ્ધા હોય તો ઈષ્ટ ફલની પ્રાપ્તિમાં થતા વિલંબ કે વચ્ચે આવતી અડચણોથી સાધક વિચલિત થયા વિના પોતાની સાધનાને દૃઢતા પૂર્વક વળગી રહે છે, પરિણામે તેની સાધના ફળ સુધી અચૂક પહોંચે છે

અસંતુષ્ટ બુદ્ધિ શ્રદ્ધાને સ્થિર થવા ન દે, માટે બુદ્ધિને સંતોષ આપવા, અહીં, આપણે થોડો એ વિચાર પણ કરી લઈએ કે નવકારનો જાપ ઇષ્ટ સાધક કઇ રીતે બને છે?

અશ્રાવ્ય ધ્વનિ–તરંગો (ન સાંભળી શકાય એવી ધ્વનિ–તરંગો)ની શક્તિના આધુનિક વિજ્ઞાને આપેલા પરિચયથી જપની અસર સમજવામાં સરળતા થઇ છે અશ્રાવ્ય ધ્વનિ–તરંગો આપણા કાનથી પકડી શકાતા નથી, કિંતુ વિજ્ઞાને

પુરવાર કર્યું છે કે એ ન સંભળાતા તરંગો નાજુક યંત્રોની સફાઈ કરી આપે છે, અને થોડીક સેંકડોમાં પાણીને ગરમ કરી દે છે. પાર્થિવ જગતમાં ધ્વનિ–તરંગોની આટલી અસર હોય, તો શું એ સંભવિત નથી કે સતત જાપ કરનાર વ્યક્તિના શરીરમાં અને તેની આજુબાજુના વાયુ મંડળમાં જપના ધ્વનિ તરંગો કંઈક સૂક્ષ્મ અસરો જન્માવે અને સાધકના નાડીતંત્ર અને સૂક્ષ્મ શરીર ઉપર અસર કરી તેના ચિત્તમાં પરિવર્તન આણી શકે ? જપથી બુદ્ધિ સૂક્ષ્મ બને છે, તેથી સાધક મોહને ઓળખી લે છે અને ધર્મને સમજી શકે છે.

રોજ નિયત સમયે, જપના ધ્વનિમાં ઉપયોગ (ભાન) જોડી દઈ, જપ કરવાથી ચિત્તની ચંચળતા શીઘ્ર ઘટે છે અને એકાગ્રતા વધે છે. જપ કરતી વખતે, પરમેષ્ઠીઓના ગુણોના કે બીજા કોઈ ચિંતનમાં પડયા વિના, માત્ર જપના ધ્વનિમાં જ લક્ષ આપી જાપ કરવો. એથી ચિત્ત એકાગ્ર થઈ જપમાં પરોવાશે. આનો અભ્યાસ વધતાં આપોઆપ માનસિક જપ થવા માંડશે.

હાલતાં, ચાલતાં, ઊઠતાં, બેસતાં મનને અરિહંત પરમાત્માનું સ્મરણ કરવાની ટેવ પાડી હોય તો ચિત્ત વધુ ને વધુ અંતર્મુખ બનતું જાય છે. મન જ્યારે સ્વયં અંતર્મુખ રહેવા લાગે છે ત્યારે તેની અશુદ્ધિઓ–ઈર્ષ્યા, અસૂયા, તિરસ્કાર, ઘૃણા, ક્રોધ, મદ, તૃષ્ણા, ભોગની તીવ્ર આસક્તિ–ગૃદ્ધિ વગેરે દૂર થતા જાય છે; સાધક નમ્ર, નિર્દંભ અને નિરીહ (ઈચ્છારહિત) બનતો જાય છે અને એનું ચિત્ત શાંત, સ્થિર થતું જાય છે.

અન્ય સંકલ્પ–વિકલ્પો એને ઓછા રહે છે. અંતરમાં રહેલ જરાથી, જીર્ણતાથી, મ્લાનતાથી અને મૃત્યુથી પર તત્ત્વ સાથે તેનું અનુસંધાન વધતું જાય છે, જેના ફળ સ્વરૂપે સાધક પોતાના કર્મકૃત વ્યક્તિત્વથી ઉપર ઊઠતો જાય છે. એ રીતે ક્રમશઃ તેનામાં આત્મ દર્શનની યોગ્યતા વિકસતી જાય છે. આ સાધકનું જીવન ઉત્તરોત્તર અધિક વિકાસગામી બનાવી નવકાર તેને તેના ઇષ્ટ–મોક્ષની પ્રાપ્તિ કરાવે છે.

વચગાળામાં એના સાધકને ભૌતિક લાભો પણ મળે છે. એનું કારણ એ છે કે સતત પરમાત્મ–સ્મરણથી પાપકર્મનો હ્રાસ થાય છે. અર્થાત્ પાપકર્મની શક્તિ (સ્થિતિ અને રસ) ઘટી જાય છે, તે નિવીર્ય બને છે અને પુણ્ય કર્મ સબળ બને છે; પરિણામે વિપત્તિ ટળી જાય છે, સંપત્તિ આવી મળે છે. 'એસો પંચ નમુક્કારો સવ્વ પાવપ્પણાસણો' એ ધરપત જ્ઞાનીઓએ આપેલ જ છે. વિપત્તિ પાપ કર્મથી જ આવે છે. જેનાં પાપ નાશ પામ્યાં તેની વિપત્તિ, સવારે તડકો નીકળતાં અદૃશ્ય થઈ જતાં ઝાકળનાં બિંદુઓની જેમ ઓગળી જાય એમાં કંઇ નવાઈ નથી. પણ એ વખતે સાધકે એ સ્મરણમાં રાખવું કે દુઃખ એ વીંછીનો ડંખ છે અને સુખ એ સર્પનો દંશ છે. એમાં આંખમાં ઊંઘ સહેલાઈથી ઘેરાય છે, જાગૃત રહેવા માટે માણસે મહેનત કરવી પડે છે, તેમ સુખમાં મોહના હલ્લા સામે વધુ સાવધ રહેવું આવશ્યક બને છે. ધન, સત્તા, સામાજિક પ્રતિષ્ઠા, કીર્તિ કે ભોગ સુખની તૃષ્ણા ચિત્ત ઉપર કબજો ન જમાવે અને નમસ્કારમંત્રના જાપ ઉપરની પોતાની

હોય પણ ઉખર ભૂમિમાં એનાથી પાક ન નીપજે તો એમાં બીજનો વાંક નથી કઢાતો, તો મલિન ચિત્તવૃત્તિઓથી ભરેલ મનોભૂમિમાં નવકાર રૂપ બીજ ફળ ન દેખાડે તો તેમાં વાંક કોનો ? ખેડૂતો કાળી જમીનનું મૂલ્ય અમસ્થું નથી આંકતા, સારા પાક માટે જમીન એ એક જબરું સહકારી કારણ છે.

૩. અરિહંતદેવનું માનસ સાનિધ્ય

મંત્ર વિશારદો માને છે કે કોઈપણ મંત્રમાં રહેલી શક્તિને જાગૃત કરવા મંત્ર ચૈતન્યને સ્ફુરિત કરવા–માટે ઈષ્ટદેવને અભિમુખ થવું આવશ્યક છે. નામ સ્મરણથી સાધકનું મન ઈષ્ટદેવને અભિમુખ બને છે. મંત્ર સિદ્ધિ માટે, પ્રથમ, અમુક સંખ્યાનો જાપ–'પુરશ્ચરણ' કરવાનું વિધાન મંત્ર સાધનામાં આ હેતુથી જ કરવામાં આવ્યું હોય એમ સમજાય છે.

અરિહંત પરમાત્માની સતત રટણાથી–એમના નામના સતત જાપથી–સાધકનું મન એમના તરફ પ્રવાહિત બને છે, અને એમ થતાં અરિહંત પરમાત્માના ગુણો સાધક તરફ વહેવા માંડે છે; તેથી સાધકની જીવન શુદ્ધિ દિન પ્રતિદિન વધતી જાય છે. માનસશાસ્ત્રનો અટલ નિયમ છે કે જે જેવું ચિંતન કરે છે તે રૂપ તે બને છે. ભાવના શક્તિમાં અદ્‌ભુત સામર્થ્ય છે, જે જેવી ભાવના ભાવે છે તે તદ્‌રૂપ બને છે. વિચારશક્તિ, ભાવનાશક્તિ, સંકલ્પ શક્તિ આ સર્વ શક્તિઓમાં પ્રબળ બળ છે કે જે વડે સાધક તે તે ગુણોને અપનાવી પોતે તે ગુણ સ્વરૂપ બને છે. મંત્ર જપમાં ઉપરોકત વિચારાદિ શક્તિઓ કાર્ય કરી રહેલ હોવાથી સાધકમાં ગુણોનો આવિર્ભાવ થાય તેમાં કોઈ આશ્ચર્ય નથી.

૪. અંતર્મુખવૃત્તિ

મંત્ર સાધનામાં ચોથી વાત મનની ચોકીની છે.

સાધક મૈત્રી ભાવનાથી મનને શુદ્ધ કરીને મંત્ર સાધના કરવા બેસે, તો પણ ફરી એ મનમાં બીજો કચરો પેસી ન જાય એની તકેદારી રાખવી જરૂરી બને છે. છદ્મસ્થ માનવીનુ મન પાણીના જેવું ભાવુક દ્રવ્ય છે. કોઈ પણ નિમિત્ત મળી જતાં એને તદાકાર બની જતાં વાર લાગતી નથી.

માનવી એટલે શરીર, મન અને આત્મા. શરીર અને આત્મા એ બેની વચ્ચે છે મન. એ વકીલ જેવુ છે; એને પોતાનો કોઈ સ્વતંત્ર પક્ષ નથી. એ શરીર સાથે ભળી શરીરનો વિચાર કરે, તો શરીરનું, પદ્ગલનું, કર્મનું પાસું તર કરે; આત્માની સાથે ભળી આત્માનો વિચાર કરે તો આત્માને જીત અપાવે. શરીરની અને શરીર સાથે સંબંધ રાખતી અન્ય બાબતોની વિચારણા–ચિંતા કરવાની એની આદત, અભ્યાસ જન્મજાત છે, આત્માની અને એની સાથે સંબંધ રાખતી વાતોની વિચારણા. એ મન માટે નવું કામ છે. એથી મન ફરી ફરીને જૂને રસ્તે જાય છે. માટે, મન કોની સાથે મળેલું–ભળેલું રહે છે, એમાં કયો વિચાર ચાલે છે, એની સતત તપાસ સાધક માટે અત્યંત જરૂરી બને છે

મનની શુદ્ધિ પર ઘણો જ આધાર છે. શારીરિક રોગો કરતાં માનસિક રોગો વધુ વ્યાપક છે. આપણે શરીરની ચિકિત્સા કરાવીએ છીએ પણ મનની ચિકિત્સા કોણ કરે છે? કેટલાક શરીરના રોગો પણ મનની વિકૃતિમાંથી ઊભા થાય

પકડ ઢીલી ન પડી જાય એની તકેદારી એ વખતે સાધકે સવિશેષ રાખવી જરૂરી છે, નહિતર મોહનું ઘેન ચડતાં વાર નહિ લાગે.

શુદ્ધ ભાવે કરેલ નમસ્કાર મંત્રનું સ્મરણ કદી નિષ્ફળ જતું નથી. છતાં પણ તેનુ ફળ જોવાની અકાળે ઉત્સુક્તા સાધકે ન રાખવી જોઈએ. એને એ સમજવું જોઇએ કે ધરતીમાં બીજ વાવ્યા પછી બીજે જ દિવસે ફળ ખાવાની આશા ન રાખી શકાય; એવી આશા રાખવી એ મૂર્ખાઈ જ છે. દરેક વસ્તુ સમય માંગે છે.

દેખી શકાય તેવું ફળ આવતાં વિલંબ થાય તેથી એમ ન કહી શકાય કે સાધના નિષ્ફળ ગઈ છે. જેમ કોઈ પથ્થર તોડવા માટે હથોડાના ચાળીસ ઘા મારવા પડે; ત્યાં પ્રથમના ત્રીશ ઘા સુધી તો કંઈ પરિણામ દેખાતું નથી, એકત્રીશમા ઘાએ સહેજ તિરાડ પડે છે અને ચાળીસમા ઘાએ પથ્થરના ટુકડા થઈ નીચે પડે છે. એનો અર્થ એ નથી જ થતો કે પ્રથમના ત્રીસ ઘા વ્યર્થ ગયા. જીવનના દરેક ક્ષેત્રે ફળ મેળવવા પૂર્વે ધૈર્ય રાખી ઉદ્યમ ચાલુ રાખવો પડે છે.

ખંત, કૌશલ્ય અને પ્રેમપૂર્વક સેવા આપનાર નોકર વર્ષો વીતતા ભાગીદાર બની જાય છે તેમ ધૈર્ય, ખત અને નિષ્ઠાપૂર્વક નમસ્કારમંત્રના સતત જાપને કરનાર સાધક એક દિવસ ખુદ પોતે પરમેષ્ઠીઓમાં સ્થાન પામે છે, એ નિશ્ચિત છે. માટે શંકા ન કરતાં અખતરો કરી જુઓ.

૨. શુદ્ધ-સ્વચ્છ મન.

નમસ્કારની સાધનાનું બીજું મહત્વનું અંગ મનની શુદ્ધ ભૂમિકા છે. ખેતરોમાં બીજ વાવવું હોય તો ક્ષેત્ર શુદ્ધિની આવશ્યક્તા રહે છે, તો અશુદ્ધ મનોભૂમિમાં અરિહંત પ્રભુ આવીને ક્યાંથી વસે ?

પોતાના પૂર્વકૃત દુષ્કૃતની નિંદા-ગર્હા, સ્વના અને પરના સુકૃતની અનુમોદના અને જગતના સર્વજીવો પ્રત્યે સ્વાત્માતુલ્ય મૈત્રીભાવ: આ છે મનોભૂમિને શુદ્ધ કરવાનાં સાધનો.

દુષ્કૃતોની નિંદા અને ગર્હા કરવાથી અશુભ વૃત્તિ અને અશુભ પ્રવૃત્તિઓ પ્રત્યે જીવને જે અનાદિનો પ્રેમ છે તે મોળો પડે છે, તેમાં થતી પોતાની ભૂલ સમજાય છે અને તેથી તે વૃત્તિઓનો અનુબંધ અટકી જાય છે.

સુકૃતની અનુમોદનાથી સારી અને શુભ વૃત્તિ અને પ્રવૃત્તિ પ્રત્યેનો પોતાનો પ્રેમ વ્યક્ત થાય છે અને તેનો અનુબંધ પડવાથી સ્વાત્મામાં એવી શુભ વૃત્તિઓ અને પ્રવૃત્તિઓની વૃદ્ધિ થતી જાય છે.

સકલ જીવરાશિ પ્રત્યે આત્મ તુલ્ય મૈત્રીભાવ ભાવવાથી ઈર્ષ્યા, અદેખાઇ, વેર, વિરોધ વગેરે અહિતકર ચિતવૃત્તિઓનો નાશ થાય છે.

આ રીતે શુદ્ધ થયેલી મનોભૂમિમાં પડેલું નમસ્કારમંત્રનું બીજ ફાલીફૂલીને, સંસારમાં પણ તે આત્માને સુખમાં ઝિલાવતું, ઝિલાવતું અંતે મોક્ષ ફળ આપીને જ વિરમે છે. બીજ ઉત્તમ

હોય પણ ઉખર ભૂમિમાં એનાથી પાક ન નીપજે તો એમાં બીજનો વાંક નથી કઢાતો, તો મલિન ચિત્તવૃત્તિઓથી ભરેલ મનોભૂમિમાં નવકાર રૂપ બીજ ફળ ન દેખાડે તો તેમાં વાંક કોનો ? ખેડૂતો કાળી જમીનનું મૂલ્ય અમસ્તું નથી આંકતા, સારા પાક માટે જમીન એ એક જબરું સહકારી કારણ છે.

૩. અરિહંતદેવનું માનસ સાનિધ્ય

મંત્ર વિશારદો માને છે કે કોઈપણ મંત્રમાં રહેલી શક્તિને જાગૃત કરવા મંત્ર ચૈતન્યને સ્ફુરિત કરવા–માટે ઇષ્ટદેવને અભિમુખ થવું આવશ્યક છે. નામ સ્મરણથી સાધકનું મન ઇષ્ટદેવને અભિમુખ બને છે. મંત્ર સિદ્ધિ માટે, પ્રથમ, અમુક સંખ્યાનો જાપ–'પુરશ્ચરણ' કરવાનું વિધાન મંત્ર સાધનામાં આ હેતુથી જ કરવામાં આવ્યુ હોય એમ સમજાય છે.

અરિહંત પરમાત્માની સતત રટણાથી–એમના નામના સતત જાપથી–સાધકનું મન એમના તરફ પ્રવાહિત બને છે, અને એમ થતાં અરિહંત પરમાત્માના ગુણો સાધક તરફ વહેવા માંડે છે; તેથી સાધકની જીવન શુદ્ધિ દિન પ્રતિદિન વધતી જાય છે. માનસશાસ્ત્રનો અટલ નિયમ છે કે જે જેવું ચિંતન કરે છે તે રૂપ તે બને છે. ભાવના શક્તિમાં અદ્‌ભુત સામર્થ્ય છે, જે જેવી ભાવના ભાવે છે તે તદ્રૂપ બને છે. વિચારશક્તિ, ભાવનાશક્તિ, સંકલ્પ શક્તિ આ સર્વ શક્તિઓમાં પ્રબળ બળ છે કે જે વડે સાધક તે તે ગુણોને અપનાવી પોતે તે ગુણ સ્વરૂપ બને છે. મંત્ર જપમાં ઉપરોક્ત વિચારાદિ શક્તિઓ કાર્ય કરી રહેલ હોવાથી સાધકમાં ગુણોનો આવિર્ભાવ થાય તેમાં કોઇ આશ્ચર્ય નથી.

૪. અંતર્મુખવૃત્તિ

મંત્ર સાધનામાં ચોથી વાત મનની ચોકીની છે.

સાધક મૈત્રી ભાવનાથી મનને શુદ્ધ કરીને મંત્ર સાધના કરવા બેસે, તો પણ ફરી એ મનમાં બીજો કચરો પેસી ન જાય એની તકેદારી રાખવી જરૂરી બને છે. છદ્મસ્થ માનવીનું મન પાણીના જેવું ભાવુક દ્રવ્ય છે. કોઈ પણ નિમિત્ત મળી જતાં એને તદાકાર બની જતાં વાર લાગતી નથી.

માનવી એટલે શરીર, મન અને આત્મા. શરીર અને આત્મા એ બેની વચ્ચે છે મન એ વકીલ જેવુ છે; એને પોતાનો કોઈ સ્વતંત્ર પક્ષ નથી. એ શરીર સાથે ભળી શરીરનો વિચાર કરે, તો શરીરનું, પદ્ગલનું, કર્મનું પાસુ તર કરે; આત્માની સાથે ભળી આત્માનો વિચાર કરે તો આત્માને જીત અપાવે. શરીરની અને શરીર સાથે સંબંધ રાખતી અન્ય બાબતોની વિચારણા–ચિંતા કરવાની એની આદત, અભ્યાસ જન્મજાત છે, આત્માની અને એની સાથે સંબંધ રાખતી વાતોની વિચારણા: એ મન માટે નવું કામ છે. એથી મન ફરી ફરીને જૂને રસ્તે જાય છે. માટે, મન કોની સાથે મળેલું–ભળેલું રહે છે, એમાં કયો વિચાર ચાલે છે, એની સતત તપાસ સાધક માટે અત્યંત જરૂરી બને છે.

મનની શુદ્ધિ પર ઘણો જ આધાર છે. શારીરિક રોગો કરતાં માનસિક રોગો વધુ વ્યાપક છે. આપણે શરીરની ચિકિત્સા કરાવીએ છીએ પણ મનની ચિકિત્સા કોણ કરે છે? કેટલાક શરીરના રોગો પણ મનની વિકૃતિમાંથી ઊભા થાય

છે. એના ઉપર આપણે ત્યાં આજે બહુ ઓછું ધ્યાન અપાય છે. ખરી ચિકિત્સા તો મનની જ કરવા જેવી છે. મનને શુદ્ધ રાખવા માટે એનું ચેકિંગ (નિરીક્ષણ) ખૂબ જરૂરી છે.

ઘરને પણ સાફ રાખવા માટે રોજ વાળવું ઝુડવું પડે છે. એક વખત કચરો લઈ લીધો એટલા માત્રથી કામ પતી જતું નથી, ફર્નિચરને સાફ રાખવા માટે એના ઉપરની ધૂળ અને રજ વારંવાર ઝાટકવી પડે છે, તેમ મનને પણ ઇષ્ટ વિષયોની પ્રાપ્તિની કાંક્ષા (ઇચ્છા, વાસના)નો ભેજ ન લાગે કે બીજાની ઈર્ષ્યા, અસૂયા, (અદેખાઈ) તિરસ્કારાદિ મલિન ભાવનાની રજ ન ચોંટે એ માટે, દિવસની પ્રવૃત્તિ કરતાં કરતાં વચ્ચે અટકી જઈ, મનનું નિરીક્ષણ–અવલોકન કરવું આવશ્યક છે.

## ૫. સમર્પિતતા

સામાન્ય રીતે માનવ નમસ્કારમંત્ર જપશે, પરંતુ તે તેને સમર્પિત (અર્પણ થવું) થઈ શકતો નથી, કારણ કે તેનાથી પોતાની સઘળી ઈષ્ટ સિદ્ધિ થઈ રહી છે, એવી તેને પ્રતીતિ હોતી નથી.

" કિં વન્નિએણ બહુણા? ત નત્થિ જ્યમ્મિ
જંકિર ન સંકો,
કાંઉ એસ જિયાણં, ભત્તિપઉત્તો નમુક્કારો."

શ્રી વૃદ્ધ નમસ્કાર ફલ સ્તોત્ર, ગાથા ૯૨.

"શાસ્ત્રકારો કહે છે કે, જગતમાં એવું કોઈ કાર્ય નથી જે નવકાર સિદ્ધ ન કરી આપે."

જ્યાં શ્રદ્ધા હોય છે, ત્યા સમર્પિત બનતાં માણસને મુશ્કેલી નથી પડતી. મુંબઈથી પૂના જવા ગાડીમાં બેઠા પછી માર્ગમાં આવતા મોટા મોટા પર્વતોની હારમાળા, નદી, નાળાં વગેરે વિઘ્નો શી રીતે વટાવવા એની ચિન્તા કોણ કરે છે? તમે હાથમાં નકશો લઈને નથી બેસતાં. પૂનાની ટિકિટ લઈ ટ્રેનમાં બેઠા પછી તમને સહીસલામત પૂના પહોંચાડવાની બધી જવાબદારી રેલ્વે કંપની ઉપાડી લે છે. નદીનાળાં શી રીતે ઓળંગવા? વચ્ચે આવતા પહાડો કેવી રીતે વટાવવા, એની બધી યોજના રેલ્વે કંપની કરે છે. તમે માત્ર ટિકિટ કઢાવી પૂનાની ગાડીમાં બેસી જાઓ છો. ટ્રેન તમને પૂના અવશ્ય લઈ જશે. એ વિશ્વાસ હોવાથી વચ્ચે આવાં મોટાં વિઘ્નો પડેલાં હોવા છતાં તમે બેડિંગ પાથરી ઊંઘી જાઓ છો. એ જ રીતે નમસ્કારમંત્રમાં શ્રદ્ધા રાખી તેને સમર્પિત થઈ જનાર સાધકને મુક્તિપુરી સુધી નિર્વિઘ્ને પહોંચાડી દેવાની સઘળી જવાબદારી નવકાર સંભાળી લે છે. નમસ્કારમંત્રનો જાપ એટલે પંચપર–મેષ્ઠિઓ અર્થાત્ શુદ્ધ આત્મ સ્વાભાવમાં સ્થિત કે શુદ્ધ સ્વભાવની પ્રાપ્તિના પંથે જાગૃત પ્રયાસ કરી રહેલ આત્માઓના નિત્ય સ્મરણપૂર્વક તેમના પ્રત્યે શ્રદ્ધા, આદર અને સમર્પણને વ્યક્ત કરવાનો નિરંતર ઉદ્યમ.

**નમસ્કાર મંત્રનો સૌથી મોટો ચમત્કાર :**

આ રીતે થતી નમસ્કારમંત્રની આરાધના માત્ર નમસ્કારના જાપમાં અટકી જતી નથી, પરંતુ સાધકના જીવનમા તે પરિવર્તન કરે જ છે નમસ્કારમત્રના સાચા સાધકનું જીવન તદવસ્થ રહી શકતું જ નથી. કોઈ કહે કે અમે નમસ્કારમંત્ર ગણીશું,

બીજું કંઈ નહીં કરીએ, પણ આ એક સિદ્ધ હકીકત છે કે નિર્મળ ભાવે નમસ્કારમંત્રનો જાપ કરનારનું જીવન મોક્ષ લક્ષી બન્યા વિના રહેતું જ નથી.

ઉપર બતાવેલ પ્રક્રિયા મુજબ જે નમસ્કારમંત્રનો જાપ કરે છે તેના જીવનમાં ધર્મ આવ્યા વિના રહેતા નથી. નવકારનો સૌથી મોટો ચમત્કાર[1] આજ છે; નમસ્કાર મંત્ર આવ્યો ત્યાં પાપ ટકી શકતું નથી.

હાથ પગ ચલાવીએ તો જ કાર્ય થાય, એવો કોઈ નિયમ નથી, વસ્તુ સ્વભાવ પણ કાર્ય કરે છે. જડ ગણાતો પારો અનાજના કોઠારમાં મૂકવામાં આવે છે, તો એ થોડા પારાના અસ્તિત્વ માત્રથી મણબંધ અનાજમાં સડો પેસતો નથી;

---

નોંધ–૧. કોઈવાર રોગાદિ બાહ્ય વિઘ્નો ન ટળે એમા જ સાધકનું હિત હોય છે, તો નમસ્કારમંત્રથી તે નહિ ટળે; પરંતુ તેથી સાધકે એમ ન માની લેવું કે પોતાની સાધના નિષ્ફળ જાય છે. વાચકના મનમાં પ્રશ્ન ઊઠતો હશે કે, રોગાદિ આપત્તિ ન ટળે એમા તે વળી હિત કઈ રીતે ' કર્મ બંધનનું એક પ્રધાન કારણ પોતાના કર્તૃત્વનું અભિમાન છે. કર્તૃત્વાભિમાન ઓગાળવામા દુઃખ અને પ્રતિકૂળતા સહાયક બને છે સામાન્ય રીતે, સફળતા મળે ત્યારે માનવ તેમાં પોતાનું કર્તૃત્વ જુએ છે. પણ દુઃખમા એ જ માનવ કપાળે હાથ મૂકી પ્રારબ્ધને આગળ કરે છે. આમ, દુઃખ માનવને સ્વકર્તૃત્વના અભિમાનમાથી ઉગારે છે પરિણામે, મોક્ષમાર્ગના પથિકને દુઃખ પણ હિતકર બની જાય છે

તો જે મનમાં અચિંત્ય શકિતશાળી અરિહંત પરમાત્મા બિરાજે તે મનમાં દુર્વૃત્તિઓનો સડો એમની સાથે કેમ વસી શકે ? અર્થાત્ નમસ્કારમંત્ર આવે કે જીવન શુદ્ધ બને જ. મોહનો હ્રાસ થઈ નવકારના સાચા સાધકના જીવનમાં તપ, નિયમ અને સંયમ ક્રમશઃ ખીલે. તપ, નિયમ, અને સંયમની વૃદ્ધિ અને આત્મ ભાવની જાગૃતિ એ સાધનાનો માપદંડ છે.

"તવ-નિયમ-સંજમ રહો, પંચનમુક્કાર સારહિ પઉતો,
નાણતુરંગમ જુત્તો, નેઇ નરં નિવ્વુઇનયર."
શ્રી વૃદ્ધ નમસ્કાર ફલસ્તોત્ર, ગાથા ૧૦૦.

પોતાના જીવનની લગામ નમસ્કારમંત્રને સોપી દેનારનો નમસ્કારમંત્ર પોતે સારથિ બની, તેને તપ, નિયમ અને સંજમના રથમાં બેસાડીને, વચમાં આવતાં બધા વિઘ્નો અને અડચણોને વટાવી, સંસારની મુસાફરીને પણ સગવડ ભરી બનાવી તેને સુખપૂર્વક મુકિતપુરીએ પહોંચાડે છે.

જગતના સર્વજીવો નમસ્કાર રૂપ કુશળ અને સમર્થ સારથિ મેળવી, શીઘ્ર શિવપુરી પહોંચો એ જ કામના.

જેઓ મન, વચન અને શરીરની શુદ્ધિપૂર્વક એક લાખ નમસ્કાર મંત્રનો જાપ કરે છે. તેઓ જૈન સંઘને પૂજવા લાયક તીર્થંકર નામકર્મ ઉપાર્જન કરે છે. હે મિત્ર! જો તારું મન નમસ્કાર મંત્રનું ધ્યાન કરવામાં લીન નથી થયુ, તો પછી ચિરકાળ સુધી આચરણ કરેલા તપ શ્રુત અને ચારિત્રનું શું ફળ ?

જે અસંખ્ય દુઃખોના ક્ષયનું કારણ કહેલ છે, જે આલોક અને પરલોકના સુખ આપવામાં કામધેનુ સમાન છે અને અજ્ઞાનરૂપી જે અંધકારનો દીપકના, સૂર્યના, ચંદ્રના કે બીજા કોઈ પણ પ્રકારના પ્રકાશથી નાશ નથી થતો તે અજ્ઞાન અંધકારનો નમસ્કારમંત્રના પ્રકાશથી નાશ થાય છે.

હે બંધુ! કૃષ્ણ અને સાંબ વગેરેની જેમ ભાવ નમસ્કાર કરવામાં તું તત્પર થા. જેમ નક્ષત્રોના સમૂહનો સ્વામી ચંદ્ર છે, તેમ સર્વ પુણ્ય સમૂહનો સ્વામી ભાવ નમસ્કાર છે. આ જીવે ભાવનમસ્કાર વિના નિષ્ફળ દ્રવ્યલિંગો (સાધુવેશ) અનંતીવાર ગ્રહણ કરીને મૂકી દીધા છે. વિધિપૂર્વક નમસ્કાર-મંત્રનો આઠવાર, આઠસોવાર, આઠ હજારવાર કે આઠ કરોડ વાર જાપ કર્યો હોય તો તે ત્રણ ભવની અંદર મોક્ષ પદને આપે છે. હે ધર્મબંધુ! સરલતાથી તને વારંવાર પ્રાર્થના પૂર્વક કહું છું કે સંસારરૂપી સમુદ્રને તરવામાં પ્રવહણ સમાન આ મંત્રનો જાપ કરવામાં તું શિથિલ ન થા—અનાદરવાળો ન થા. કારણ કે આ ભાવનમસ્કાર ઉત્કૃષ્ટ—સર્વોત્તમ તેજ છે, સ્વર્ગ અને મોક્ષનો માર્ગ છે તથા દુર્ગતિનો નાશ કરવામાં પ્રલયકાળના અગ્નિ સમાન છે.

જે ભવ્ય પ્રાણીઓ અંતકાળની આરાધના સમયે આ મંત્રને વિશેષ કરીને સારી રીતે સ્મરણ કરે, સાંભળે કે તેનું ધ્યાન કરે તો તે મંગળની પરંપરારૂપ થાય છે. જેમ ઘરમાં આગ લાગે ત્યારે બુદ્ધિમાન તે ઘરનો સ્વામી બીજી બધી વસ્તુઓને ત્યાગીને સારભૂત મહારત્નોને જ ગ્રહણ કરે છે, તે

જ પ્રમાણે જીવ મરણ સમયે પ્રાયે કરીને સર્વ શ્રુતસ્કંધનું (સર્વશાસ્ત્રોનું) ચિંતવન કરી શકતો નથી, તેથી કરીને ધીર બુદ્ધિવાળો દેદીપ્યમાન શુભ લેશ્યાવાળો સત્ત્વશીલ જીવ દ્વાદશાંગીના સારભૂત પંચપરમેષ્ઠી મંત્રનું જ એકાગ્ર ચિત્તે ધ્યાન કરે છે.

શરીરથી પવિત્ર થઈને, પદ્માસને બેસી, હાથ વડે યોગમુદ્રા ધારણ કરી, સંવિજ્ઞ મનવાળા ભવ્ય પ્રાણીએ સ્પષ્ટ, ગંભીર અને મધુર સ્વરે સંપૂર્ણ પંચ નમસ્કાર મંત્રનો ઉચ્ચાર કરવો; આ ઉત્સર્ગ વિધિ જાણવો. અપવાદવિધિ આ પ્રમાણે :– અને જો કદાચ શરીરના ગ્લાનપણાને લઈને તે પ્રમાણે કરવા સમર્થ ન હોય; તો તે પંચપરમેષ્ઠિ પદોના પ્રથમના અક્ષર 'અસિઆઉસા' આ મંત્રનું સ્મરણ કરે. આ પાંચ અક્ષરના સ્મરણથી પણ અનંતા જીવો યમરાજના બંધનથી મુક્ત થયા છે. કદાચ આ પાંચ અક્ષર રૂપ મંત્રનું સ્મરણ પણ ન થઈ શકે તો અર્હંત, અરૂપી, (સિદ્ધ) આચાર્ય, ઉપધ્યાય અને મુનિ એ પાંચે પરમેષ્ઠિના પ્રથમના પહેલા અક્ષર લઈ તેને સંસ્કૃતના સંધિના નિયમ પ્રમાણે એકત્ર કરવા તે આ પ્રમાણે અ+અ+આ+ઉ+મ્=ૐ આ રીતે જિનેશ્વર ભગવંતોએ કહેલો ૐકાર એટલે પ્રણવબીજ મુક્તાફળ રૂપ જીવોની અર્થાત્ મુક્તાત્માઓની પ્રગટ છીપલી સમાન છે, મોહરૂપ હસ્તીને વશ કરવામાં અંકુશ સમાન છે, અને સંસારની પીડાનો નાશ કરવામાં કટારી સમાન છે. સ્વર્ગના દ્વાર ઉઘાડવાની કૂંચી સમાન આ ૐકારરૂપી તત્ત્વનું ધ્યાન, સ્મરણ કરનાર મહાત્માઓ જીવતાં ભોગસુખને પામે છે અને મૃત્યુ પછી મોક્ષ સુખને પામે છે.

મરણ સમયે ૐકારનું સ્મરણ કરવામાં પણ પોતે અશક્ત હોય તો, તે ધર્માત્માએ પોતાની પાસે રહેલા એવા ધર્મબંધુ પાસેથી શ્રવણ કરવું, અને તે વખતે પોતાના મનમાં આ પ્રમાણે ભાવના ભાવવી કે :—'અહો! કોઈ પુણ્યશાળી બંધુએ મારા ઉપર કેવું અમૃત છાંટયુ કે જેનાથી મારાં સર્વ અંગો આનંદમય થયા! કારણ કે હમણાં મને તેણે ઉત્કૃષ્ટ પુણ્યરૂપ કલ્યાણરૂપ અને ઉત્કૃષ્ટ મંગલના કારણરૂપ પંચપરમેષ્ઠિ નમસ્કાર મહામંત્ર સંભળાવ્યો. અહો! આ મંત્રનું શ્રવણ કરવાથી મને દુર્લભ વસ્તુનો લાભ થયો! અહો! મને પ્રિય વસ્તુનો સમાગમ થયો! અહો! મને તત્ત્વનો પ્રકાશ થયો! અહો! મને સારભૂત વસ્તુની પ્રાપ્તિ થઈ! આજે મારાં કષ્ટો નાશ પામ્યાં, મારા પાપકર્મ દૂર થયાં અને આજે મને સંસાર સાગરનો સામો કિનારો પ્રાપ્ત થયો, પંચનમસ્કાર મંત્રનું શ્રવણ કરવાથી આજે મારો પ્રશમરસ, દેવગુરુની આજ્ઞાનું પાલન, નિયમ, તપ અને જન્મ એ સર્વ સફળ થયા. જેમ અગ્નિનો તાપ સુવર્ણને પ્રકાશમાન કરે છે, તેમ આ મારી વિપત્તિ (મરણ) પણ મને જ્ઞાનપ્રકાશ આપનાર થયેલ છે, કેમ કે આજે મને 'મહામૂલ્ય પંચપરમેષ્ઠિમય જ્ઞાન પ્રકાશ પ્રાપ્ત થયો છે.' આ પ્રમાણે પ્રશમરસના ઉલ્લાસપૂર્વક પંચનમસ્કારમંત્રનું સ્મરણ કરી ક્લિષ્ટ (અશુભ) કર્મનો નાશ કરી બુદ્ધિમાન પુરુષ સદ્ગતિને પામે છે. નમસ્કાર મંત્રની ભક્તિ કરનાર જીવાત્માઓ ઉત્તમ દેવપણાને પ્રાપ્ત કરી ત્યાંથી ચ્યવીને શ્રેષ્ઠ કુળમાં મનુષ્ય જન્મ ધારણ કરી આઠ ભવની અંદર સિદ્ધિ પદને પ્રાપ્ત કરે છે.

'જિનેષુ, કુશલં ચિત્તં, તન્નમસ્કાર એવ ચ,
પ્રણામાદિ ચ સંશુદ્ધં, યોગ બીજમનુત્તમમ્.'
યોગદૃષ્ટિ સમુચ્ચય–શ્લોક ૨૩.

જગતમાં સારભૂત વસ્તુ દેવ, ગુરુ અને ધર્મ આ ત્રણ પરમતત્ત્વોને સમ્યક્ પ્રકારે જાણવા, તેમના પ્રત્યે બહુમાન કરવું, નમસ્કારાદિ કરવા એ જ આપણા અભ્યુદયનું પ્રથમ સોપાન છે.

અને એ યોગના બીજો છે—મોક્ષનો યોગ કરાવનારા ધર્મના અનુષ્ઠાનો છે. આના કરતાં બીજા ઉત્તમ બીજો નથી, પરંતુ આ જ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સર્વપ્રધાન બીજો છે. એની અંદર જિનેશ્વર પ્રભુ વિષયપ્રધાન છે, તેને લઇને એ બીજો ઉત્તમ ગણાય છે

## સાધના અને સિદ્ધિ

વિશ્વના સર્વ જીવો આત્મીય સ્વજન ભાસે, અને ચૌદ-પૂર્વના સારરૂપ નવકાર જીભે રહે એના જેવું કોઇ ભાગ્ય નથી.

એને વેળા-કવેળાનું કોઈ બંધન નહીં.
હાલતા, ચાલતાં, સૂતાં, ઊઠતાં, બેસતાં,
સદા સર્વ કાળે એનું સ્મરણ કરો.
તેમાં તન્મય, તદાકાર બની જાઓ.

પરમેષ્ઠીઓનું સ્મરણ સાધનામાં બીજરૂપ હોવાને કારણે, આરંભથી તે અંત સુધી બધી ભૂમિકામાં, તે તે ભૂમિકાને-અનુરૂપ ઉપયોગી છે.

નવકારના સ્મરણમાં ભણ્યા ન ભણ્યાનું મહત્ત્વ નથી.

મુખ્ય વસ્તુ એ છે કે અટલ શ્રદ્ધા જોઇએ.

શ્રદ્ધા અને ભક્તિપૂર્વક નવકારનું સ્મરણ કરતા રહેવાથી, અજાણપણે હૃદયની શુદ્ધિ થતી જ જાય છે.

જ્ઞાનીઓ કહે છે કે શ્રદ્ધાપૂર્વક પરમેષ્ઠીઓનું સ્મરણ કરતા રહો, એનાથી તમારા પાપ તો નષ્ટ થશે જ, વધુમાં, પરમાત્માના એ પવિત્ર સાનિધ્યથી તમારું સમગ્ર જીવન મંગળમય બની જશે.

* * *

આત્મદર્શનનો આ સુલભ ઉપાય છે: શ્વાસોશ્વાસ સાથે, નિરંતર, અંતઃકરણમાં મૌનપૂર્વક, તન્મય થઈને નવકાર જપતા જ રહો તો, દુષ્કર ચિત્ત નિરોધ સહેજે થઈ જશે.

હૃદયમંદિરમાં બિરાજતા આત્મદેવ દર્શન આપશે, 'હું આ દેહ' એ અજ્ઞાન–પડળ દૂર થઈ નવી જ જીવનદષ્ટિ તમને લાધશે, ને અહીં જ મુક્તિસુખ ચાખશો।

## પંચપરમેષ્ઠિનું આધ્યાત્મિક સ્વરૂપ

આત્માની અંદર જ પંચપરમેષ્ઠિપણું રહ્યું છે. આત્મા જ 'અરિહંત' રૂપ થાય છે. આત્મા જ 'સિદ્ધ' રૂપ થાય છે. આત્મા જ 'આચાર્ય' રૂપ થાય છે આત્મા જ 'ઉપાધ્યાય' રૂપ થાય છે. આત્મા જ 'સાધુ' રૂપ બને છે. 'જ્ઞાન, દર્શન, ચારિત્ર તપ' એ પણ આત્માના ગુણો છે, નવપદની લક્ષ્મી પણ આત્મામાં જ રહેલી છે, જ્યારે પણ નવપદનો પ્રકાશ થશે ત્યારે આત્મામાંથી જ થશે. પંચપરમેષ્ઠીપણું પણ આત્માના

ધ્યાનથી પ્રગટ થાય છે, આત્મા વિભાવને ત્યાગી સ્વભાવમાં રમણુતા કરે છે ત્યારે પરમેષ્ઠિ થાય છે. આત્મા ચૈતન્ય સ્વરૂપ છે, તેનું પ્રથમ તેને ભાન થવું જોઇએ. પોતાના સ્વરૂપમાં પરિપૂર્ણ પરમાત્મપણું રહ્યું છે એમ જણાય, ત્યારે આત્મા કૃતકૃત્ય થાય છે. પોતાનું પરમાત્મપણું ઓળખવાથી આનંદનો પાર રહેતો નથી. પંચપરમેષ્ઠિપણુ પણ મારા આત્મામાં રહેલું છે, એમ નિશ્ચય થવાથી દીનભાવ છૂટી જાય છે અને 'હું પરમેષ્ઠિ છું' એવી ભાવનાઓ અંતરમાં સ્ફૂર્યા કરે છે.

પોતાના સ્વરૂપની ભાવનાનો પ્રકાશ થતાં બાહ્ય ભાવનાઓ સ્વયંમેવ નાશ પામે છે. અનેક પ્રકારની બાહિરમાં કર્મજનિત વિચિત્રાવસ્થા હોવા છતાં પોતામાં પરમેષ્ઠિપણું છે, પોતાનો આત્મા પરમેષ્ઠી સમાન છે એવી ધારણા રહ્યા કરે છે બાહ્ય ભાવમાં હર્ષ અને શોકના કારણો ઉપસ્થિત થતાં પણ પોતાને પરમેષ્ઠિરૂપ જાણીને તે તે ભાવોમાં હવે તે લેપાતો નથી.

શિષ્યનો પ્રશ્ન—હે ગુરુદેવ! આપ કહો છો કે, આત્મા પોતે પરમેષ્ઠિ છે અને પોતાને પરમેષ્ઠિ ધાર્યાથી લેપાતો નથી. એમ કહ્યુ-પણ પ્રશ્ન થાય છે કે પોતે પરમેષ્ઠિ છે એમ ધાર્યાથી શું પોતાનું પરમેષ્ઠિપણું પ્રગટ થતું હશે?

ગુરુરાજ—હે વિનિત શિષ્ય! સ્થિર મનથી શ્રવણ કર. આત્મા પોતે પરમેષ્ઠિ છે એમ ભાન થવાથી આત્મા બહિરદષ્ટિથી દેહાભિમાન ધારણ કરતો હતો તે અભિમાન નાશ પામે છે. વિભાવ એ મારું સ્વરૂપ નથી, હું જડ સ્વરૂપ નથી, હું ચેતન સ્વરૂપ છું. એવું ભેદજ્ઞાન પ્રગટ થતાં જડ વસ્તુના

સંયોગ-વિયોગમાં સમભાવ રહે છે. પોતામાં પરમેષ્ઠિપણું રહેલ છે એમ જાણવાથી અને માનવાથી આત્મપ્રકાશ થતો જાય છે. પરમેષ્ઠિ ધારણામાં એવી શક્તિ રહેલી છે કે અલ્પ-કાળમાં આત્મા પરમેષ્ઠિ રૂપે પ્રકાશી શકે છે. પરમેષ્ઠિની ધારણા થવાથી બાહિર ભાવનાઓનો નાશ થઈ જાય છે. આત્માના અસંખ્ય પ્રદેશોમાં પરમેષ્ઠિની ધારણા થવાથી વિભાવદશામાં જે હું અને મારાપણાની જે ધારણાઓ થાય છે તેનો સહેજે નાશ થાય છે. વિભાવમાંથી 'અહં મમ' ભાવ નષ્ટ થતાં આત્મા પોતાના પરમેષ્ઠિ પર્યાયને પ્રગટ કરે છે. પરમેષ્ઠિની ધારણા પરિપક્વ થવાથી પરમેષ્ઠિના ધ્યાનની સિદ્ધિ થાય છે. આત્મા પોતે જ પરમેષ્ઠિ છે, ત્રણ કાળમાં પણ આત્મામાં રહેલું પરમે-ષ્ઠિપણું નષ્ટ થતું નથી. કર્માવરણ દૂર થવાથી પરમેષ્ઠિપણું યથાતથ્ય પ્રકાશે છે. જ્યારે પણ આત્મા જ્ઞાનની ઉચ્ચ દશાને પામીને પોતામાં રહેલા પરમેષ્ઠિપણાને ઓળખશે, ત્યારે માયાની ભ્રમણાઓ દૂર થશે. આત્મામાં રહેલું પરમેષ્ઠિપણું અનંત સુખ-મય છે. અંતર્મુખ ધારણા થવાથી બાહિરમાં કૂદકા મારતી-ભટકતી વાનરરૂપ મનોવૃત્તિઓનો નાશ થવાથી સંયમ વડે આત્મશક્તિઓ પ્રકાશિત થાય છે. વિભાવમાં સંકલ્પ-વિકલ્પ કરવાથી આત્મશક્તિઓની હાનિ થાય છે. પરભાવ સંબંધી સંકલ્પ-વિકલ્પ બંધ થાય છે કે તરત જ કર્મો પણ આત્મ-પ્રદેશોથી ખરવા લાગે છે, અને જે જે અંશે કર્મવર્ગણા ખરે છે. તે તે અંશે આત્માના ગુણો પ્રકાશે છે, અને તે તે અંશે પરમેષ્ઠિપણું પ્રગટ થતું જાય છે. પ્રથમ સાધુ રૂપ પરમેષ્ઠિપણું આત્મા અંગીકાર કરે છે, ત્યારબાદ ઉપાધ્યાય રૂપ પરમેષ્ઠિની

શક્તિ પ્રાપ્ત કરે છે. ત્યારબાદ આચાર્ય પદવી પ્રાપ્ત કરે છે. ત્યારબાદ અરિહંતની પદવી પ્રાપ્ત કરે છે, ત્યારબાદ સિદ્ધની પદવી પ્રાપ્ત કરે છે. એમ અનુક્રમે દ્રવ્ય અને ભાવથી પંચ પરમેષ્ઠિપણું આત્મા પ્રાપ્ત કરે છે. અરિહંત પ્રભુના બાર ગુણ છે, સિદ્ધ પ્રભુના આઠ ગુણ છે, આચાર્યજીના છત્રીશગુણ છે, ઉપાધ્યાયના પચ્ચીસ ગુણ છે, સાધુજીના સત્તાવીશ ગુણ છે. સિદ્ધ પરમેષ્ઠિ શરીર-રહિત અશરીરિ છે. બાકીના ચાર પરમેષ્ઠિ શરીર સહિત હોય છે. સિદ્ધ પ્રભુ લોકના અગ્રભાગે બિરાજમાન હોય છે. બાકીના ચાર પરમેષ્ઠિ તિર્ચ્છા લોકમાં હોય છે. વ્યવહાર અને નિશ્ચયથી પંચપરમેષ્ઠિનું સ્વરૂપ સમજી જે જીવો આરાધના કરશે, તેઓ સાધના કરતાં કરતાં, અંતે સિદ્ધ પરમાત્મા બને છે.

---

## પ્રકરણ ૨

# ૐકાર વિજ્ઞાન

પરમાત્માનું સ્મરણ કરવાથી આત્મા નિર્મળ બને છે. અને વિશેષ પ્રકારે ઉચ્ચ પ્રકારનું પુણ્ય બંધાય છે. ઉત્તરોત્તર જીવ આગળ વધતો જાય છે.

આ પરમાત્માના નામનું સ્મરણ ગરીબ અને શ્રીમંત, બાળ, યુવાન અને વૃદ્ધ, સુખી અને દુઃખી દરેક જીવો કરી–શકે છે. જેને વખત ઓછો મળતો હોય, તેવાઓ હાલતાં, ચાલતાં, સૂતાં–બેસતાં, અને કામકાજ કરતાં પણ પ્રભુસ્મરણ કરી શકે છે. વસ્ત્ર કે શરીર શુદ્ધિ ન હોય તો પણ હોઠ ન ચાલે તેમ મનમા જાપ કરવામાં વાંધો નથી. ચાલવાનું કામ પગે કરે છે, તે વખતે પણ મનને જાપના કામમાં જોડવામાં આવે તો જપ થઈ શકે છે. રેલ્વેમાં કે વાહનમાં મુસાફરી કરતા હો, ત્યારે પણ તમે ત્યાં બેઠાં બેઠાં જાપ મનોમન કરી શકો છો. પથારીમાં સૂતાં સૂતાં પણ નિદ્રા ન આવે ત્યાં સુધી જાપ કરી શકાય છે, અને તે જાપ કરતાં નિદ્રા આવી જાય તો સ્વપ્નાં સારાં આવે છે. મતલબ કે ગમે તે વખતે અને ગમે તે સ્થળે રહીને જાપ કરવામાં વાંધો નથી. મનુષ્યોનું આયુષ્ય તો ગમે તે પ્રકારે પૂરું થવાનું જ છે, પણ પોતાના જીવનમાં એકાદ મહત્ત્વનું કાર્ય કર્યું હોય તો ભાવી જિંદગી સુખી બને છે.

વ્યવહારનાં કોઈ પણ કાર્ય કરતાં પરમાત્માનું નામ ન ભૂલાય, સર્વ હાલતમાં અને હરદમ પ્રભુનું સ્મરણ ચાલુ રહે, આવી સ્થિતિ મનુષ્યો આ જીવનમાં પ્રાપ્ત કરે તો તેણે મનુષ્ય જીવનમાં આવીને સારી કમાણી કરી ગણાય અને તેનો જન્મ સફળ થયો કહેવાય.

જાપ અનેક પ્રકારના છે, પણ જે જાપ કરવામાં પોતાનું લક્ષ પરિણમી રહે તે જાપ ઉત્તમ છે. આવો જાપ 'ૐ અર્હં નમઃ'— આ પાંચ અક્ષરનો છે. આનો અર્થ આ પ્રમાણે છે: ૐકારમાં પંચ પરમેષ્ઠિનો સમાવેશ થાય છે. પંચ પરમેષ્ઠિ એ આત્માના શુદ્ધ સ્વરૂપ પ્રાપ્તિની પાંચ ભૂમિકા છે. તે દરેકનો પ્રથમ અક્ષર લઈને ૐકાર બનેલો છે.

અરિહંત, અશરીરિ, (સિદ્ધપ્રભુ) આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ આ પાંચ ભૂમિકા છે.

આત્માનું શુદ્ધ પૂર્ણ સ્વરૂપ તે તે અશરીરિ સિદ્ધ પરમાત્મા છે. તેને દેહાતીત, પૂર્ણ બ્રહ્મ, પરમસ્વરૂપ, સિદ્ધ, અજર, અમર, અવિનાશી ઈત્યાદિ અનેક નામોથી બોલાવાય છે. આની અંદર નિર્વાણ પામેલા-મોક્ષ ગયેલા સર્વ આત્માઓનો સમાવેશ થાય છે.—૧

અરિહંત એ દેહમાં રહેલા પૂર્ણ સ્વરૂપ પરમાત્માનું નામ છે, અને દેહનો તેઓ ત્યાગ કરે છે ત્યારે તેઓ સિદ્ધ પ્રભુ બને છે. આની અંદર દરેક પૂર્ણ જ્ઞાની, કેવલજ્ઞાની, તીર્થંકરાદિનો સમાવેશ થાય છે.—૨

આચાર્યની અંદર પ્રભુના માર્ગના રક્ષક, પોષક, સંદેશ-વાહક, સત્ય વસ્તુના પ્રતિપાદક, સમુદાયના સ્વામી અને પૂર્ણતા પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ વગેરેનો સમાવેશ થાય છે.—૩

ઉપાધ્યાયની અંદર મૂળ વસ્તુ તત્ત્વના પ્રતિપાદક, અનેક જીવોને જાગૃતિ આપનાર ઉચ્ચ કોટીના સાધકોનો સમાવેશ થાય છે.—૪

મુનિઓની અંદર જેઓને બોધી બીજની પ્રાપ્તિ થઈ છે, તે પછીના સર્વસ્વ ત્યાગી, વૈરાગી સ્વસ્વરૂપમાં રમણતા કરનારા, સ્વપર ઉપકારી, સર્વ સાધુવર્ગનો સમાવેશ થાય છે.—૫

આ સર્વનો પ્રથમ અક્ષર 'અ, અ, આ, ઉ, મ્' થી ઓંકાર બનેલો છે. વ્યાકરણના નિયમ પ્રમાણે પાંચ મળી ૐ થાય છે

'અર્હં' શબ્દ એ પરમાત્માનું નામ છે. તેમ જ અર્હં શબ્દ એ સિદ્ધચક્રનો બીજ મંત્ર છે. સિદ્ધ પુરુષોનો સમુદાય તે સિદ્ધ ચક્ર છે. જેમાં વિશ્વના તત્ત્વરૂપ, દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણ તત્ત્વનો સમાવેશ થાય છે.

અરિહંત અને સિદ્ધ એ બન્નેની અંદર દેવનો સમાવેશ થાય છે. આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ એનો ગુરુ વર્ગમાં સમાવેશ થાય છે. દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ એ ચારનો ધર્મમાં સમાવેશ થાય છે, આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થવાનાં સાધનો તે ધર્મ છે. આત્માદિ વસ્તુતત્ત્વનું જ્ઞાન તે જ્ઞાન છે. તેની દૃઢ શ્રદ્ધા તે દર્શન છે જ્ઞાન અને શ્રદ્ધા પ્રમાણે વર્તન કરવું તે ચારિત્ર છે. સર્વ ઇચ્છાઓનો નિરોધ કરવો તે તપ છે. આ ચારને ધર્મ કહેવામાં આવે છે.

ઉપરના પાંચ પરમેષ્ઠિ સાથે મેળવતાં નવ થાય છે. એ નવના સમુદાયને સિદ્ધ ચક્ર કહે છે. તે નવનો વાચક શબ્દ અર્હં છે. અર્હં શબ્દ બીજ રૂપ હોવાથી તેમાં સિદ્ધ ચક્રનો સમાવેશ થાય છે. આ દેવ, ગુરુ અને ધર્મ એ આત્માની ચડતી ભૂમિકાઓનું લક્ષ રાખી જાપ કરવો તે આત્માનો શબ્દ રૂપે જાપ કરવા બરાબર છે. તે 'ૐ અર્હં નમ :' આ જાપ છે. આ મંત્રના કરોડો જાપ કરવા જોઈએ. જાપ કરવાથી હલકા વિચારો આપણી આગળ આવતા નથી. મન બીજે ભ્રમણ કરી પાપ બાંધતું બંધ થાય છે. આપણી આજુબાજુનું વાતાવરણ પવિત્ર થાય છે, જાપથી આપણી તરફ પવિત્ર પરમાણું ખેંચાઈ આવે છે. મન, શરીરાદિના પરમાણુંઓ પવિત્ર બને છે. સંકલ્પો સિદ્ધ થાય છે. પાપ ઘટે છે. પ્રભુના માર્ગમાં આગળ વધવાના અધિકારી બનીએ છીએ, લોકપ્રિય થવાય છે. પ્રતિકૂળતાઓ દૂર થાય છે, અનુકૂળતાઓ આવી મળે છે. વ્યવહારના વિઘ્નો ઓછા થાય છે. લાંબા વખતે વચનસિદ્ધિ થાય છે. આ બધું પરમાત્માના નામસ્મરણના પ્રભાવે બને છે. ટૂંકામાં કહીએ તો આ જાપથી સર્વ મનોકામના પૂર્ણ થાય છે. અવધિજ્ઞાન જેવાં ત્રિકાળજ્ઞાન પણ આ જાપ કરવાથી પ્રગટે છે. આ જાપ ગુણનો બનેલો છે. કોઈપણ ધર્મવાળા કરે તો તે કરી શકે અને તેના ધર્મને બાધ ન આવે તેવો છે. કેમ કે કોઈપણ ધર્મનું આમાં વિશેષ નામ નથી, પણ સામાન્ય નામ છે કે, વિશ્વમાં જે લાયકમાં લાયક તત્ત્વ હોય તેને હું નમસ્કાર કરુ છું એટલે મહાફળદાયક આ જાપ દરેક મનુષ્યોને કરવા યોગ્ય છે.

આગળ વધવા ઇચ્છનારને આ જાપ એ પ્રથમ ભૂમિકા-રૂપ છે. આંખો બંધ કરીને ભ્રકુટીની અંદર ઉપયોગ–સુરતા આપી, ઉઘાડી આંખે જેમ જોઈએ છીએ, તેમ બંધ આંખે અંદર જોવું અને ત્યાં 'ૐ અર્હં નમઃ' આ મંત્રનો જાપ કરવો.

પ્રિય આત્માઓ! સંસારમાં જ્યાં દૃષ્ટિપાત કરીએ છીએ ત્યાં અશાન્તિ, ભય, દુઃખ, રોગ, શોકનો આર્તધ્વનિ શ્રવણ થાય છે. મિત્રો! શું તમે કોઈ દિવસ વિચાર કર્યો છે, કે આ બધાનું કારણ શું છે? શું આ રોગ, શોકાદિ અશાતિથી મુક્ત થવાનો કોઈ રામબાણ ઉપાય છે, જે વડે અમે કુદરતી સહાયતા પ્રાપ્ત કરીને એનાથી મુક્ત થઈ શકીએ અને સંસારમાં શાંતિ સુખનો પ્રચાર કરી શકીએ?

જો તમે આના પર વિચાર કરશો તો તમને એ જ ઉત્તર મળશે કે છે અને અવશ્ય છે. આપણા વિચારમાં જ પ્રબલ શક્તિ છે. જો વિચારશક્તિની ગતિની વિદ્યુત અથવા પ્રકાશની ગતિના પ્રવાહ સાથે તુલના કરવામાં આવે તો, આપણને જણાશે કે, પ્રકાશની ગતિનો પ્રવાહ એક સેકંડમાં ઈથર (આકાશ–તત્ત્વ) દ્વારા ૧,૮૬,૦૦૦ માઇલ સુધી પહોંચી શકે છે, પરંતુ વિચારશક્તિની ગતિનો પ્રવાહ ચાર હજારથી લગાવી આઠ પદ્મ માઈલ સુધી એક સેકંડમાં જઈ શકે છે. વિચારની લહેર હોય છે અને વિચાર એક સ્થાનથી બીજે સ્થાને ઈથર–દ્વારા કોઈ પ્રકારની બાધા વિના જઈ શકે છે. આપણી કલ્પનાશક્તિ (our Power of Imagination) એકાગ્રતા (concentration) અને ઇચ્છાશક્તિ (and will Power) પર

વિચારની ગતિનો પ્રવાહ નિર્ભર છે. એ મળ્યા વિના વિચારમાં કંપન ઉત્પન્ન થઈ શકતું નથી. મનુષ્ય જે પ્રકારના વિચારો કરે છે, એ પ્રકારના વિચારોને પોતાની તરફ આકર્ષિત કરે છે અને એ વિચાર પ્રમાણે તેનું જીવન બને છે. જો એક જ સમયે એક જ પ્રકારના વિચાર એક જ સિદ્ધાંતના મનુષ્ય મળીને કરે છે, તો એ એકત્રિત વિચારોના પરમાણુઓથી આકાશમાં એક શકિતશાળી વાયુ-મંડળ બની જાય છે. પ્રત્યેક વ્યક્તિ એ વાયુ-મંડળની શક્તિને પોતાના વિચાર દ્વારા વૃદ્ધિ કરે છે અને એ વાયુ-મંડળમાંથી એક વિચારની લહેર (તરંગ)ને પોતાની તરફ ખેંચે છે, જે એને પોતાની ઇચ્છાનુકૂલ કાર્યમાં સફળતા પ્રાપ્ત કરાવે છે.

સંસારમાં સુખ, શાતિ, આરોગ્ય, ભ્રાતૃભાવ અને પ્રેમના પરમાણુઓને ચારે બાજુ ફેલાવવા માટે-જેથી દરિદ્રતા, વ્યાધિ, રોગ, શોક, કલહ, લડાઈ, અશાંતિનું દૂષિત વાયુમંડળ નષ્ટ થઈને શાન્તિ, ભ્રાતૃ-ભાવ અને પ્રેમનું સામ્રાજ્ય સ્થાપવા માટે આગળ બતાવેલ છે તેમ પ્રભુના નામનું સ્મરણ વ્યક્તિગત કે સામુદાયિક રીતે કરવું સર્વોત્તમ છે તે દૂષિત વાયુમંડળને સુધારનાર છે. પ્રત્યેક સાધકનું આ કર્તવ્ય છે કે, તે જ્યારે પણ કોઈ ગૃહમાં પ્રવેશ કરે, તો મનમાંનેમનમાં ઇશ્વરને પ્રાર્થના કરે કે, આ ગૃહમાં શાન્તિ થાઓ, શાન્તિ થાઓ, શાન્તિ થાઓ. ૐ શાન્તિઃ શાન્તિ· શાન્તિઃ એમ કરવાથી તે ગૃહમાં શાન્તિના વિચારો પ્રસરશે, ફેલાશે અને એ ગૃહમાં નિવાસ કરનારાઓમાં શાન્તિના, સદ્‌ભાવનાના વિચાર જાગૃત થશે. સાધકે સદા આ મૌન શાન્તિ-સંદેશનો પ્રચાર કરવાનું ધ્યાન રાખવું જોઈએ.

છે.' વાસ્તવમાં એને બીજો નહિ પણ 'પહેલો' સ્વભાવ કહીએ તો પણ ખોટું નથી. મનુષ્યના સમગ્ર ચારિત્ર્યનો આધાર એ ટેવના પર જ રહેલો છે. આપણી અત્યારની જે પ્રકૃતિ ઘડાયેલી છે, તે પહેલાંની ટેવોનું પરિણામ છે અને તેને આપણી જ ટેવોનું પરિણામ જાણ્યાથી મનને એક પ્રકારનું સાંત્વન મળે છે; કારણ કે જ્યારે આપણે સમજી શકીએ છીએ કે, એ પ્રકૃતિ બહારથી આપણા ઉપર આવી પડી નથી, પણ તેના રચનાર આપણે પોતે જ છીએ, ત્યારે તો જેવી રીતે આપણે તેને રચી છે, તેવી જ રીતે આપણે તેનો નાશ પણ કરવાને શક્તિમાન છીએ. આપણા મનની અંદર વિચારોનો જે પ્રવાહ ચાલુ રહે છે, તેમાંનો વિચાર પોતાની પાછળ સંસ્કાર મૂકતો જાય છે અને એવા સંસ્કારોને પરિણામે જ ટેવો બંધાય છે. આ પ્રમાણે આપણા તમામ પ્રકારના સંસ્કારનો સરવાળો તે જ આપણું ચારિત્ર્ય અને જે વખતે જે વૃત્તિનો પ્રવાહ પ્રબળ હોય, તે વખતે મનુષ્ય તેને અનુરૂપ વલણ કરે છે.

જ્યારે સદ્ગુણનો પ્રવાહ બળવાન હોય, ત્યારે મનુષ્ય શુભાચરણ કરે છે; દુષ્ટ વૃત્તિનો પ્રવાહ બળવાન હોય, ત્યારે તે પાપાચરણ કરે છે અને આનંદનો પ્રવાહ ચાલુ થાય, ત્યારે તેના મનને પરમશાન્તિ સુખ પ્રાપ્ત થાય છે. દુષ્ટ વૃત્તિઓને નિર્મૂળ કરવાનો એક જ ઉપાય એ છે કે, તેનાથી ઉલટી ટેવો પાડવા માંડવી. જો એ દુષ્ટ ટેવોએ આપણા મનમા ઊંડાં મૂળ ઘાલેલાં હોય, તો નવેસરથી સારી ટેવો પાડવાથી તેનો નાશ થઈ શકે એમ છે. તમે હંમેશાં સારા કાર્ય કર્યે જાઓ, શુભ વિચાર કર્યે જાઓ—ખરાબ ટેવોને કાઢી નાખવાનો

એ એક જ અમોઘ ઉપાય છે. અમુક માણસ કદી પણ સુધરવાનો નથી, એવો ઉદ્‌ગાર તમે કાઢતા જ નહિ; કારણ કે અત્યારે તેનો દુષ્ટ સ્વભાવ છે તે પાછલી ટેવોનું પરિણામ છે અને તેને નવી સારી ટેવો કેળવ્યાથી સુધારી શકાય એમ છે. ચારિત્ર્ય એ લાંબા વખતની ટેવોનું પરિણામ છે અને એ જ પ્રમાણે નવી સારી ટેવોને અમુક વખત સુધી ધારણ કરવાથી ચારિત્ર્ય બદલાઈને સુધરી જાય છે.

એ તમામ પ્રકારના સંસ્કારનો સમૂહ આપણા મનમાં રહે છે. તેઓ ક્રમે ક્રમે સૂક્ષ્મ અને તેથીયે વધારે સૂક્ષ્મ બનતા જાય છે ખરા, પણ નિર્મૂળ તો નથી જ થતા. કોઈ ઉત્તેજક કારણ મળી આવતાં પાછાં તે જાગૃત થઈ જાય છે અને તેમનો વિકાસ થવા લાગે છે. એમ થતાં થતાં પરિણામે તેઓ સ્વભાવનું પ્રગટ સ્વરૂપ ધારણ કરે છે. અણુઓનું કંપન કદી વિરામ પામતું નથી. ચિત્તની અંદર ચાલી રહેલાં આંદોલનો અદૃશ્ય ભલે થઈ જાય, પણ પરમાણુઓનાં આંદોલનની જેમ તેમની સૂક્ષ્મ ગતિ તો ચાલુ જ રહેવાની અને જ્યારે કોઈ ઉત્તેજક કારણ મળી આવશે ત્યારે તે પાછાં ફરીથી પ્રગટ સ્વરૂપ પણ ધારણ કરવાનાં. હવે અભ્યાસ અથવા અમુક મંત્રનો પુનઃ પુનઃ ઉચ્ચાર કરવાનું રહસ્ય તમને સમજાયું હશે. આપણા મનની અંદર ધર્મના જે સંસ્કારો પડી રહેલા છે, તેને વિશેષરૂપે ઉત્તેજિત કરવામાં આ મંત્રોચ્ચાર બહુ જ સહાયતા આપે છે.

"ક્ષણમપિ સજ્જનસંગતિરેકા, ભવતિભવાર્ણવતરણે નૌકા."

આ પ્રકારે પ્રત્યેક વ્યક્તિ આ વિશ્વમાં પ્રભુસ્મરણ સાથે કલ્યાણના કાર્યમાં સહયોગ આપીને સ્વપર કલ્યાણ કરીને સંસારમાં પરમાર્થનો પ્રસાર કરી પોતાને મળેલ પ્રભુદત્ત વિચાર–શક્તિનો સદુપયોગ પણ કરી શકે છે.

વિચાર–શક્તિનો સદુપયોગ પ્રભુસ્મરણ કરવાથી જ સરળ રીતે થઈ શકે છે. માટે પૂર્વાચાર્યોએ માનવ કલ્યાણાર્થે મંત્ર સાધના બતાવેલ છે.

## ૐ કારનો જપ, ધ્યાન

હૃદયકમળસ્થિત સંપૂર્ણ શબ્દ, બ્રહ્મ બીજભૂત સ્વર, તથા વ્યંજન સહિત પંચપરમેષ્ઠિ વાચક, તેમ જ ચંદ્રકલામાંથી ઝરતા અમૃતના રસે કરી ભિંજાતા મહામંત્ર ઓંકારનું કુંભક પ્રાણાયામપૂર્વક સ્મરણ, ધ્યાન કરવું. પંચપરમેષ્ઠિનો વાચક ઓંકાર શબ્દ છે, ૐકારમાં અપૂર્વ શક્તિ છે ઓંકારમા સર્વ મંત્રનો સમાવેશ થાય છે. અપૂર્વ ઓંકાર મંત્રનું જે યોગિઓ ધ્યાન, સ્મરણ, ચિંતન કરે છે તેઓ મનરૂપ મર્કટને વશ કરી પરમ શાન્તિને પ્રાપ્ત કરે છે. ઓંકાર વાચ્ય સ્વરૂપાર્થને ધ્યેય રૂપે સ્વીકારીને તેમાં ચિત્તને એકાગ્ર કરવાથી વિકલ્પ–સંકલ્પોનો નાશ થાય છે, ઓંકારનું સ્મરણ, ચિંતન, ધ્યાન કરવાથી રજોગુણ અને તમોગુણનો નાશ થાય છે અને સત્ત્વગુણ યથાશક્તિ પ્રયત્નથી વિકસે છે, તે વખતે મનમાં આનંદની ઝાંખીનો અપૂર્વ સમતારસ અનુભવાય છે. વાચા ઉપર ઓંકારનું ઘણા કાળ સુધી ધ્યાન કરવાથી વચનની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ઓંકાર જેવી જગતમાં અમૂલ્ય વસ્તુ કોઈ જણાતી નથી. વિશેષ શું ?

ઓંકારનું પરિપૂર્ણ સ્વરૂપ સમજાય છે ત્યારે સાધકને અપૂર્વ ખૂબીઓ હસ્તગત થાય છે. ૐ ('પ્રણવ' અક્ષર)માં બ્રહ્મ (પરમાત્મ) સ્વરૂપ શ્રદ્ધવું. ને પ્રણવ રૂપ બ્રહ્મ હું જ છું એ રીતે ક્ષણ માત્ર અંતરરહિત પોતાની મતિને સ્થિર કરવી, એ પ્રણવની 'ઉપાસના' અથવા 'ભક્તિ' અથવા 'ધ્યાન.'

એ ઉપાસના બે પ્રકારે થઈ શકે છે; પરમાત્માને સાકાર કલ્પીને તેમાં મતિ સ્થિર કરવાથી અથવા પરમાત્માને નિરાકાર કલ્પીને તેમાં મતિ સ્થિર કરવાથી.[1] સાકાર પરમાત્મા રૂપથી પ્રણવનું ચિંતન કરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય અને નિરાકાર પરમાત્માના રૂપથી પ્રણવનું ચિંતન કરે તો મોક્ષની પ્રાપ્તિ થાય.

માટે, ઓંકારનું પરમાત્મ રૂપથી ચિંતન કરવું. વળી, બ્રહ્મરૂપ ઓંકારનું આત્માથી પણ અભેદ ચિંતવન કરવું. આત્મા અને પરમાત્માનો અભેદ છે. માટે એ ૐકારનો જપ, સ્મરણ તથા તેના અર્થરૂપ પરમાત્માનું ધ્યાન-ચિંતન, મનન, સ્મરણ કરવું તે ઈશ્વર પ્રણિધાન-એટલે દેવ ગુરુને નમસ્કાર કરવા અને આત્માનું ચિંતવન કરવું. કોઈ એમ પૂછશે કે, ઉપર પ્રમાણે કરવાની જરૂર શા માટે માનવામાં આવી હશે? દરેક કાર્ય ચિત્તરૂપી સરોવરની સપાટી ઉપર કંપન યુક્ત પ્રવાહ તુલ્ય બને છે. એ કંપનો તો શમી જાય છે, પણ તેના સંસ્કાર રહી જાય છે. જ્યારે મન ઉપર એક જ પ્રકારના અનેક સંસ્કાર પડયા જ કરે છે, ત્યારે તે બધા એકત્રિત થાય છે અને તેમાંથી ટેવ-ચારિત્ર્ય બંધાય છે. કહેવત છે કે, 'ટેવ એ બીજો સ્વભાવ'

નોંધ ૧. સાકાર પરમાત્મા અરિહંત, નિરાકાર પરમાત્મા સિદ્ધ પ્રભુ.

છે.' વાસ્તવમાં એને બીજો નહિ પણ 'પહેલો' સ્વભાવ કહીએ તો પણ ખોટું નથી. મનુષ્યના સમગ્ર ચારિત્ર્યનો આધાર એ ટેવના પર જ રહેલો છે. આપણી અત્યારની જે પ્રકૃતિ ઘડાયેલી છે, તે પહેલાંની ટેવોનું પરિણામ છે અને તેને આપણી જ ટેવોનું પરિણામ જાણ્યાથી મનને એક પ્રકારનું સાંત્વન મળે છે; કારણ કે જ્યારે આપણે સમજી શકીએ છીએ કે, એ પ્રકૃતિ બહારથી આપણા ઉપર આવી પડી નથી, પણ તેના રચનાર આપણે પોતે જ છીએ, ત્યારે તો જેવી રીતે આપણે તેને રચી છે, તેવી જ રીતે આપણે તેનો નાશ પણ કરવાને શક્તિમાન છીએ. આપણા મનની અંદર વિચારોનો જે પ્રવાહ ચાલુ રહે છે, તેમાંનો વિચાર પોતાની પાછળ સંસ્કાર મૂકતો જાય છે અને એવા સંસ્કારોને પરિણામે જ ટેવો બંધાય છે. આ પ્રમાણે આપણા તમામ પ્રકારના સંસ્કારનો સરવાળો તે જ આપણું ચારિત્ર્ય અને જે વખતે જે વૃત્તિનો પ્રવાહ પ્રબળ હોય, તે વખતે મનુષ્ય તેને અનુરૂપ વલણ કરે છે.

જ્યારે સદ્‌ગુણનો પ્રવાહ બળવાન હોય, ત્યારે મનુષ્ય શુભાચરણ કરે છે; દુષ્ટ વૃત્તિનો પ્રવાહ બળવાન હોય, ત્યારે તે પાપાચરણ કરે છે અને આનંદનો પ્રવાહ ચાલુ થાય, ત્યારે તેના મનને પરમશાન્તિ સુખ પ્રાપ્ત થાય છે. દુષ્ટ વૃત્તિઓને નિર્મૂળ કરવાનો એક જ ઉપાય એ છે કે, તેનાથી ઊલટી ટેવો પાડવા માંડવી. જો એ દુષ્ટ ટેવોએ આપણા મનમાં ઊંડાં મૂળ ઘાલેલાં હોય, તો નવેસરથી સારી ટેવો પાડવાથી તેનો નાશ થઈ શકે એમ છે. તમે હંમેશાં સારા કાર્ય કર્યે જાઓ, શુભ વિચાર કર્યે જાઓ—ખરાબ ટેવોને કાઢી નાખવાનો

એ એક જ અમોઘ ઉપાય છે. અમુક માણસ કદી પણ સુધરવાનો નથી, એવો ઉદ્‌ગાર તમે કાઢતા જ નહિ; કારણ કે અત્યારે તેનો દુષ્ટ સ્વભાવ છે તે પાછલી ટેવોનું પરિણામ છે અને તેને નવી સારી ટેવો કેળવ્યાથી સુધારી શકાય એમ છે. ચારિત્ર્ય એ લાંબા વખતની ટેવોનું પરિણામ છે અને એ જ પ્રમાણે નવી સારી ટેવોને અમુક વખત સુધી ધારણ કરવાથી ચારિત્ર્ય બદલાઈ ને સુધરી જાય છે.

એ તમામ પ્રકારના સંસ્કારનો સમૂહ આપણા મનમાં રહે છે. તેઓ ક્રમે ક્રમે સૂક્ષ્મ અને તેથીયે વધારે સૂક્ષ્મ બનતા જાય છે ખરા, પણ નિર્મૂળ તો નથી જ થતા. કોઈ ઉત્તેજક કારણ મળી આવતાં પાછાં તે જાગૃત થઈ જાય છે અને તેમનો વિકાસ થવા લાગે છે. એમ થતાં થતાં પરિણામે તેઓ સ્વભાવનું પ્રગટ સ્વરૂપ ધારણ કરે છે. અણુઓનું કંપન કદી વિરામ પામતું નથી. ચિત્તની અંદર ચાલી રહેલાં આંદોલનો અદૃશ્ય ભલે થઈ જાય, પણ પરમાણુઓનાં આંદોલનની જેમ તેમની સૂક્ષ્મ ગતિ તો ચાલુ જ રહેવાની અને જ્યારે કોઈ ઉત્તેજક કારણ મળી આવશે ત્યારે તે પાછાં ફરીથી પ્રગટ સ્વરૂપ પણ ધારણ કરવાનાં. હવે અભ્યાસ અથવા અમુક મંત્રનો પુનઃ પુનઃ ઉચ્ચાર કરવાનું રહસ્ય તમને સમજાયું હશે. આપણા મનની અંદર ધર્મના જે સંસ્કારો પડી રહેલા છે, તેને વિશેષરૂપે ઉત્તેજિત કરવામાં આ મંત્રોચ્ચાર બહુ જ સહાયતા આપે છે.

"ક્ષણમપિ સજ્જનસંગતિરેકા, ભવતિભવાર્ણવતરણે નૌકા."

અર્થાત્ 'એક ક્ષણનો પણ સાધુ સમાગમ સેવ્યો હોય, તો તે ભવસાગર તરી જવાની નૌકા સમાન બને છે.'

સત્સંગનું આવું અદ્‌ભુત સામર્થ્ય છે. બાહ્ય સત્સંગની જેવી અસર થાય છે, તેવી જ આંતરિક સત્સંગની પણ છે.

ૐકારનો વારંવાર જપ અને તેના અર્થનું ચિંતન, ધ્યાન કરવું એ આંતરિક સાધુસંગ કરવા સમાન છે. ૐકારનો વારંવાર જપ કરો અને તેની સાથે સાથે તેના અર્થનું મનન કરો, એટલે તમારા હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ પ્રકટી નીકળવાનો અને આત્મભાનુ ઝળકી ઊઠવાનો. પરંતુ ૐકારના જાપ સાથે તેના અર્થનું પણ ચિંતવન કરવાની જરૂર છે. અસત્ પુરુષોના સમાગમમાં ક્ષણવાર પણ આવતા નહિ; કારણ કે તમારા જૂના ઘાની જે નિશાનીઓ હજી તમારા મનમાં રહેલી છે, તે બહારથી રુઝાયેલ દેખાય છે; તો પણ અસત્સંગ રૂપી ઉત્તેજન મળતાં તે ઘા પાછા અસલના સ્વરૂપમાં તાજા થઈ જવાના. આ ઉદાહરણ ઉપરથી તમને સમજાયું હશે કે, આપણા મનની અંદર જે ઉત્તમ સંસ્કારો અવ્યક્ત અવસ્થામાં પડી રહેલા છે, તેમને સત્સંગ દ્વારા જાગૃત કરાય તો તે વ્યક્ત સ્વરૂપ ધારણ કરે છે. જગતમાં સત્સંગ કરતાં વધારે પવિત્ર કશું છે જ નહિ; કારણ કે એકલા સત્સંગથી જ શુભ સંસ્કારને જાગૃત કરવાનો ઉત્તમોત્તમ સુયોગ પ્રાપ્ત થાય છે.

"તતઃ પ્રત્યક્ ચેતનાધિગમોઽપ્યન્તરાયા ભાવશ્ચ."

પાતંજલયોગ સ. પાદ. સૂ. ૨૯

એનાથી અંતર્દૃષ્ટિ પ્રાપ્ત થાય છે અને યોગમાર્ગના અંતરાયો–વિઘ્નોનો નાશ થાય છે.

ૐકારના જપ અને ધ્યાનનું પહેલું ફળ તો એ જોવામાં આવે છે કે, ધીમે ધીમે આંતર્દૃષ્ટિનો વિકાસ થવા લાગે છે અને સાધનમાર્ગમાં જે જે માનસિક અને શારીરિક વિઘ્નો હોય છે તે સર્વ દૂર થઈ જાય છે. એ વિઘ્નો કયા, તે હવે પછી કહેવામાં આવે છે.

"વ્યાધિસ્ત્યાનસંશય પ્રમાદાલસ્યાવિરતિભ્રાન્તિદર્શન
લબ્ધ ભૂમિકત્વા નવ સ્થિતત્વાનિ ચિત્તવિક્ષેપાસ્તેઽન્તરાયા"
પાતં. સ. સૂ. ૩૦

વ્યાધિ, માનસિક જડતા, સંશય, પ્રમાદ (અભ્યાસ તરફ બેકાળજી) આળસ, વૈરાગ્યની ન્યૂનતા, મિથ્યા અનુભવ, એકાગ્રતા ન થવી, એકાગ્રતા થવા છતાં તેમાં વધારે વખત ટકાવ ન થવો; આ નવ ચિત્તમાં વિક્ષેપ ઉત્પન્ન કરનારા અંતરાયો છે.

આ સંસારરૂપી સમુદ્રને પાર કરવા માટે શરીર પણ ખાસ અગત્યનુ સાધન હોવાથી તેને પણ બહુ કાળજીથી જાળવવું ઘટે છે. અસ્વસ્થ અને રોગી શરીરવાળાથી યોગાભ્યાસ કે સાધન થઈ શકતું નથી. માનસિક જડતા પણ સાધન માટેના આપણા પ્રબળ અનુરાગ અને ઉત્સાહને શિથિલ કરી નાખે છે. સાધન કરવા માટે જે દૃઢ એકાગ્રતા, દૃઢ સંકલ્પ અને શક્તિની જે જરૂર હોય છે, તેમાંનું કશું એથી કરીને રહેતું નથી.

સાધન કરવાથી અનુભવ પણ થાય છે તેથી મન પણ દૃઢ અને સંશયરહિત બને છે. સાધનામાં પ્રવૃત્ત થયા પછી

કેટલાકોને થોડા દિવસ સુધી પોતાનું મન ખૂબ સ્થિર અને એકાગ્ર બની ગયું હોય એવું લાગે છે; અને એમ જ થાય છે કે જાણે સાધનમાર્ગમાં ઘણી જ ત્વરાથી પ્રગતિ થતી ચાલે છે. પણ તે પછી ઉન્નતિનો પ્રવાહ એકાએક બંધ થઈ જાય છે; સપાટાબંધ જતું વહાણ જેમ એકાએક ભાઠા ઉપર ચડી જઈને જમીનમાં ખૂચી બેસે અને કેમે કર્યું ત્યાંથી હઠે નહિ, તેમ ઉન્નતિ એકદમ અટકી પડે છે. પરંતુ આવી સ્થિતિ થાય તો પણ પ્રયત્ન કર્યા જ કરજો. અને ઘણીવાર ચડઉતર કરતાં કરતાં જ ઉન્નતિને માર્ગે આગળ વધી શકાય છે.

દુઃખ, માનસિક ક્ષોભ, શરીરનું ધ્રૂજવું અને અનિયમિત શ્વાસોચ્છ્વાસ એટલાં વિઘ્નો વિક્ષેપની સાથે સાથે ઉત્પન્ન થાય છે.

અભ્યાસની સાથે સાથે મન પણ શાંત થતું જાય છે. જ્યારે અભ્યાસમાં અવળે રસ્તે ચાલતા હોઈએ અથવા મનનો સંયમ જેવો જોઈએ તેવો થતો ન હોય, ત્યારે જ ઉપર જણાવેલાં વિઘ્નો ઉપસ્થિત થાય છે. ૐકારનો જપ અને પરમાત્માને મનસા, વાચા, કર્મણા આત્મસમર્પણ કર્યાથી મન દૃઢ તથા સ્થિર થાય છે અને મનોબળ વધે છે, સાધક અવસ્થામાં સર્વને જ્ઞાનતંતુની ચંચળતાનો અનુભવ થાય છે; પરંતુ તે તરફ ધ્યાન ન આપતાં સાધન કર્યે જ જાઓ. સાધનના પ્રભાવે એ બધાં વિઘ્નો દૂર થશે અને તમારું આસન સ્થિર થશે. એ વિઘ્નોના નિવારણ કરવા માટે એક તત્ત્વના અભ્યાસની આવશ્યકતા છે. થોડા સમય સુધી કોઈ પણ એક

ઇષ્ટ મંત્રના જપનો અભ્યાસ કરવાથી અર્થાત્ તે મંત્રમાં વારંવાર મનને જોડવાથી, ઉપર જણાવેલાં વિઘ્નો દૂર થાય છે.

આ ઘણો સામાન્ય ઉપદેશ છે. એક જ પ્રકારનું મંત્રજપનું સાધન બધા માટે અનુકૂળ ન હોય તેથી સર્વ કોઈ પોતાના ઈષ્ટદેવના મંત્રનો જપ કરી શકે છે. મૂળ મુદ્દો તો મનની એકાગ્રતા સાધવાનો છે.

સાધકે નીચે લખેલ ચાર ભાવનાઓને જીવનમાં કેળવવાની પરમ આવશ્યકતા છે. સર્વ જીવો પ્રતિ બંધુભાવ રાખવો, દીન-દુઃખી જનો પ્રત્યે કરુણાભાવ રાખવો, સજ્જન પુરુષોને સત્કર્મ કરતા જોઈને હર્ષિત થવું અને અસત્ પ્રવૃત્તિ કરનાર તરફ ઉપેક્ષા કરવી. આ પ્રમાણે જે જે પ્રાણી, પદાર્થ કે વિષય આપણી આગળ આવી ચડે તેના પ્રત્યે ઉપર કહી તેમાંની એકાદ શુભ ભાવના પ્રમાણે વર્તવું. શુભ વિષયથી પ્રસન્ન થવું અને અશુભ વિષય તરફ ઉદાસીન વૃત્તિ રાખવી એમાં જ સાધકનું કલ્યાણ છે. અનેક પ્રકારના જુદા જુદા પ્રાણી પદાર્થો તરફ આવી ભાવના રાખવાથી મન શાન્ત રહે છે. આપણે દરરોજ નાના પ્રકારના કોલાહલ અને અશાન્તિનો અનુભવ કરીએ છીએ તેનું કારણ એ છે કે, આપણું મન ઉપર કહ્યા તેવા ભાવ ધારણ કરી શકતું નથી. દાખલા તરીકે અમુક માણસ આપણા તરફ અન્યાય ભરેલું વર્તન કરે છે, તો આપણે પણ તેનો બદલો લેવા તૈયાર થઈએ છીએ અને તે પ્રમાણે કર્યા વગર આપણને નિરાંત થતી નથી. એનું કારણ એ છે કે આપણું મન નિર્બળ છે, અને તે આપણા કાબૂમાં નથી; આપણે તેને રોકી શકતા નથી. આથી કરીને મન સો પ્રાણી, પદાર્થ

તરફ દ્વેષના રૂપમાં વહેવા લાગે છે, અને તે દ્વારા આપણી બધી શક્તિ ક્ષીણ થઈ જાય છે. આપણા મનની અંદર તિરસ્કાર અથવા બીજાનું અશુભ કરવાની વૃત્તિરૂપી પ્રતિક્રિયા ઉત્પન્ન થતાંની સાથે જ આપણી શક્તિનો ક્ષય થવા લાગે છે અને જો આપણે એવા અશુભ વિચારને અથવા ધિક્કાર ભરેલા કાર્યને અથવા કોઈ પણ પ્રકારની પ્રતિક્રિયાના વિચારને રોકી શકીએ તો તેમાંથી શુભ પરિણામ આવે તેવી શક્તિ પેદા થાય છે અને આપણા કલ્યાણ માટે તેનો સંચય થવા માંડે છે. તેનું નામ સંયમ છે. આવી રીતે સંયમ કરવાથી આપણને નુકસાન કાંઈ પણ નહિ થતાં ઊલટો આપણી કલ્પનામાં ન આવે એટલો બધો લાભ આપણે મેળવીએ છીએ. આપણે જ્યારે જ્યારે પણ ધિક્કાર અથવા ક્રોધની વૃત્તિને દબાવી દઈએ છીએ, ત્યારે ત્યારે આપણા લાભાર્થે આપણે શુભ શક્તિનો સંચય કરીએ છીએ. એ શક્તિ આગળ જતાં આપણામાં ઊંચા પ્રકારની શક્તિમાં પરિણત થાય છે. ૐકારના જપથી મનોબળ વધવાથી આપણી સંયમ શક્તિ પણ વધે છે. એ સાધકોએ અવશ્ય ધ્યાનમાં રાખવું.

જપ ત્રણ પ્રકારના છે: 'વૈખરી' (જોરથી બોલવા તે), 'ઉપાંશું' (હોઠના અવાજ સાથે કરવા તે) તથા 'માનસિક' (મનમાં જપ કરવો) માનસિક જપ અધિક શક્તિશાળી છે. વૈખરી જપ કરતાં માનસિક જપથી હજાર ગણો લાભ થાય છે. જો મન બહાર ભટકવા લાગે તો વૈખરી જપ કરવો. જપ ક્રિયા સ્વભાવિક બની જવી જોઇએ. સાત્વિક ભાવ, પવિત્રતા, પ્રેમ અને શ્રદ્ધા-

પૂર્વક જપ કરવા જોઈએ. પરમાત્માના નામ અને મંત્રમાં અચિંત્ય શક્તિ છે. પ્રભુના પ્રત્યેક નામમાં અનંત અદ્ભુત શક્તિ છે. ૐકાર કે ગમે તે ઈષ્ટ મંત્રના જપથી મનનો મેલ દૂર થાય છે, નિયમિત જપ કરનારના પાપો દૂર થાય છે, તેનું મન નિર્મળ બને છે અને સાધક પ્રભુનો સાક્ષાત્કાર કરવાનો અધિકારી બને છે. ચાર વાગે પ્રાતઃકાળે ઊઠો. બે કલાક સતત જપ કરો. એથી તમોને અધિક લાભ થશે.

તર્ક કે બુદ્ધિવાદથી ઈશ્વરી મહિમા સ્થાપિત થઈ શકતો નથી. પ્રેમ, ભક્તિ, શ્રદ્ધા અને સતત નામ–જપ વડે ઈશ્વરનો સાક્ષાત્કાર કરી શકાય છે. પ્રભુના નામ પ્રત્યે પૂર્ણ આદર અને શ્રદ્ધા રાખો. ચર્ચા કે તર્ક ન કરશો. હે માનવી ! નામનો આશ્રય લે. નામ તથા નામી અનન્ય છે. આ કળિયુગમાં જપ જ એક આસાન, સુગમ, નિશ્ચિત અને સુરક્ષિત માર્ગ છે. તે વડે પરમેશ્વરની પ્રાપ્તિ કરી, અમરત્વ અને શાશ્વત સુખ હાંસલ થઈ શકે છે

ૐનું કીર્તન, ૐના માનસિક જપ, ૐનું ગાન તથા ૐનું ધ્યાન મનને શુદ્ધ બનાવે છે અને તેના વિક્ષેપોને દૂર કરે છે. તે અજ્ઞાનના આવરણને નષ્ટ કરે છે અને સાધકને પરમાત્મામાં લીન કરી દે છે.

ૐ ધનુષ છે. મન બાણ છે, પરમાત્મા એ લક્ષ્ય છે. શુદ્ધ અને એકાગ્ર બુદ્ધિથી બ્રહ્મ પર એ બાણ ચલાવો. જેવી રીતે બાણ લક્ષ્યની સાથે એકરૂપ બની જાય છે, એવી રીતે સાધકે મનને પરમાત્મા સાથે એક રૂપ કરી દેવું જોઈએ.

આ એકાક્ષરને તત્ત્વથી જાણી લો, તો તમે બધું જ જાણી શકશો. તમે પરમજ્ઞાન પ્રાપ્ત કરી લેશો. પદ્માસન, સિદ્ધાસન અથવા કોઈ પણ આસનમાં બેસી જાઓ. બંને ભ્રમરની વચ્ચે ભ્રુકુટી પર ધ્યાન કરો. ૐ મંત્રના લક્ષ્યાર્થ પર ભાવ અને ધૈર્યપૂર્વક ધ્યાન ધરો, એનો માનસિક જપ કરો. રોજની તાલીમ અને વૈરાગ્ય વિના મનની એકાગ્રતા પ્રાપ્ત કરવાનો કશોય સુગમ કે સહજ ઉપાય નથી. શરૂઆતમાં તો જપ-ધ્યાન નીરસ જ લાગે. છતાં ય દવા પીવાની જેમ સાધન કર્યે જ જવું જોઈએ. ત્રણ ચાર વરસ નિષ્ઠાપૂર્વક સાધન કરતા રહીએ, ત્યારે આનંદ મળે. ત્યાર પછી એક દિવસની ત્રુટિ પડે તોય બહુ દુઃખ થાય, કશામાં મન ન લાગે. વળી શ્રી ભક્તામર સ્તોત્રમાં કહ્યું છે કે—

> 'ત્વત્સંસ્તવેન ભવસંતતિ-સન્નિબદ્ધં,
> પાપ ક્ષણાત્' ક્ષયમુપૈતિ શરીરભાન્જામ્,
> આક્રાન્ત-લોકમલિનીલશેષમાશુ,
> સૂર્યાંશુભિન્નમિવ શાર્વરમંધકારમ્.'

ભ. શ્લોક ૭

હે પ્રભો ! તારા ગુણોનું સ્મરણ, ચિંતન, મનન કરવાથી અનેક જન્મમા કરેલા પાપોનો નાશ થાય છે. જેવી રીતે સૂર્યનો ઉદય થતાં રાત્રિનું જે તિમિર-અંધકાર વિશ્વમાં છવાયેલ હતું તે નાશને પામે છે. પ્રભુના નામ સ્મરણ તથા ચિંતનથી માનવનો મોહ ક્રમે ક્રમે નાશને પામે છે, અને તેથી અજ્ઞાનરૂપી અંધકાર દૂર થતાં જ્ઞાનરૂપી સૂર્યનો ઉદય થાય છે. પ્રભુના નામ

સ્મરણનું જે મહાત્મ્ય છે તેનું વર્ણન કરવાને કોણ સમર્થ હોઈ શકે ? અર્થાત્ તે કરવાને કોઇ સમર્થ નથી.

વળી કહ્યું છે કે—અજ્ઞાનરૂપી અંધકારના સમુદ્રમાંથી પાર ઉતરવા માટે "ઓમ્" ઉચ્ચારણ કરીને આત્માનું ધ્યાન કરો: તો તમારું કલ્યાણ, કલ્યાણ થઈ જશે.

"જેમ ઘંટની વચમાં લટકતા લોલકને દોરી બાંધીને હલાવવાથી ગુંજારવ (અવાજ) થાય છે, તે જ પ્રમાણે 'ઓમ્'નો ઉચ્ચાર પરાથી (પરા એટલે મૂલાધાર ચક્રમાંથી ઓમ્નો જપ શરૂ કરવો, અને સહસ્રાદળકમલમાં પૂરો કરવો.) શરૂ કરીને વૈખરીમાં અર્થાત્ મુખમાં તેનો ગુંજારવ કરીને 'ઓમ'નું રટણ કરવું જોઈએ"

અર્થાત્ જેમ ઘંટમાંથી રણકાર ધીમે ધીમે નીકળે છે. તે પ્રમાણે ધીમે ધીમે ઓમ્નો જપ કરવો જોઈએ. એકાગ્ર ચિત્તે જપ કરવાથી જ સત્વર લાભ થાય છે.

'ઘંટાનાદની જેમ હૃદયમાં 'ઓમ્કાર'નું અવિચ્છિન્ન અખંડ ઉચ્ચારણ કરવું જોઈએ.'

'ઓમ્' એ ધનુષ્ય છે. આત્મા એ તીર છે. પરમાત્મા એનું લક્ષ્ય (નિશાન) છે. શાંત ચિત્ત તીર વડે નિશાનને વીંધી નાખવું જોઈએ, અને તીર જેમ નિશાનને લાગતાં તેમાં જ ચોંટી જાય છે—તેના રૂપમાં ભળી જાય છે, તેવી જ રીતે 'ઓમ'નો જપ કરતાં કરતા પરમાત્મામાં તન્મય તલ્લીન થઈ જવું જોઈએ.

સૂવાના સમય પહેલાં બે કલાક આંતર, બાહ્ય શુદ્ધ થઈને આસન પર બેસીને દીર્ઘ શ્વાસોચ્છ્વાસ કરવા. પછી બે ત્રણ

વાર ૐ શાંતિ મંત્રને બોલવો. જ્યારે મન પૂર્ણ શાંત થઈ જાય ત્યારે સર્વ ચિંતાઓથી મુક્ત થઈને શાંત ચિત્ત વડે મધુર, કોમળ ધ્વનિથી ઓમ્ ઓમ્ ઓમ્ એ રીતે જપ કરવાનું શરૂ કરવું અને જપ કરતાં કરતાં જ નિદ્રા આવી જાય તો સૂઈ જવું. ઈંદોરમાં એક દક્ષિણી બ્રાહ્મણ ઊઠતાં, બેસતાં, ચાલતાં, ફરતાં નિરંતર નિષ્કામભાવે ૐકારનો જપ કરતા હતા. દક્ષિણી સજ્જનોને ગાન પ્રત્યે ઘણો શોખ હોય છે. ઉક્ત સજ્જને પણ પોતાના જપને ગાયનનું રૂપ આપ્યુ. જેથી ભક્તિપૂર્વક ભજનની જેમ સુંદર સ્વરે આ પ્રમાણે ગાયન ગાતા હતા :—

ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ
ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ
ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ
ભજ મન ૐ ૐ ૐ ૐ ૐ

આ પ્રમાણે ગાયન ગાવાથી એકી સાથે છવ્વીસ વખત ૐનો જપ થાય છે અને ગાયનના સુંદર નાદથી મન સર્વદા આનંદમય રહે છે. ૐકારનો અર્થ સમજી જાપ કરનારનું મન તેમાં જ લીન થાય છે. આ પ્રમાણે તેમણે જપ કરવાથી તેમનું જીવન શાંતિમય અને સુખપૂર્ણ બનેલું. તપમાં પણ મહાન તપ 'ઓમ'નો જપ છે.' માટે પ્રિય બંધુઓ ! જો તમે તમારો આલોક અને પરલોક સુધારવા ઈચ્છતા હો તો તુરત જ 'ઓમ્'નો જપ કરવો શરૂ કરો. એ પ્રમાણે કરવાથી જ આત્મિક જ્ઞાન પ્રાપ્ત થશે અને માનવજન્મ સાર્થક બનશે. ૐકારનું સ્વરૂપ બરાબર સમજીને તેની સાધના કરવાથી તે સરળ બને છે

સાધકે ટટ્ટાર બેસીને બરડાની કરોડને નીચલે છેડે મૂલાધાર ચક્રથી ॐનો ઉચ્ચાર ધીમે ધીમે શરૂ કરી મસ્તક સ્થિત બ્રહ્મરંધ્ર સુધી લઈ જવો અને એ રીતે વિધિપૂર્વક ॐકારની સાધના કરવાથી ઘણું સુંદર ફળ મળે છે.

'ॐ સોऽહમ્ પંચપરમેષ્ઠિપદ જાણ.'

'ॐકાર' અને 'સોऽહમ્' એ બન્ને મંત્ર પંચપરમેષ્ઠિ વાચક શબ્દ છે. પંચપરમેષ્ઠિ વાચક ॐકારનો અર્થ પ્રથમ લખેલ છે. સોऽહમ્ મંત્રનો વિશેષ અર્થ ત્રીજા પ્રકરણમાં લખેલ છે તેથી અહીંઆ તેનો વિશેષ અર્થ ન લખતાં એટલું જ લખવાનું કે તે પંચપરમેષ્ઠિને લક્ષગત કરી હું પણ તેના જેવો જ આત્મા છું, આ અર્થનું લક્ષ કરીને મંત્ર કરવો જોઈએ.

## અન્ય ધર્મમાં "ઓમ્" આદાર

ॐકાર મંત્રને સર્વ ધર્મવાળા માને છે. મુસલમાન અને ખ્રીસ્તીઓ પોતાની પ્રાર્થનાને અંતે 'આમીન' શબ્દનો ઉચ્ચાર કરે છે, તે 'ઓમ્' શબ્દનું જ રૂપાંતર છે. મનુષ્યજાતિની જે શાખાઓ, ભારતવાસી આર્યોથી જુદી થઈને જુદા જુદા દેશોમાં જઈને નિવાસ કરવા લાગી, તેઓ ઘણો સમય વ્યતીત થવાથી તે પોતાના પરમ પવિત્ર પરમાત્માના ॐકાર નામને ભૂલી ગઈ, અને તેનું કાંઈને કાંઈ રૂપ બનાવી લીધું છે. એ જ પ્રમાણે તિબેટ, ચીન, જાપાન આદિ દેશોમાં પ્રચલિત બૌદ્ધનો પવિત્ર મંત્ર આ પ્રમાણે છે :—

'ઓં મની પદમો હોમ્.'

અર્થાત્ 'હૃદય કમલમાં ઓમ્ રૂપ મણિ છે.'

અહા ! કેવો સરળ અને સુંદર મંત્ર છે ?

આ પ્રમાણે સંસારમાં જેટલા ધર્મ છે તે સર્વે 'ઓમ્' શબ્દનો કોઈ પણ રૂપમાં પ્રયોગ કરે છે. એવો માનનીય, એવો અતિ આદર પાત્ર, અને એવો પ્રભાવશાળી મંત્ર જગતમાં બીજો કોઈ નથી. ધન, બળ, વિદ્યા, આરોગ્ય, લક્ષ્મી વગેરે આ લોકનાં સર્વ સુખ, અને મોક્ષ સુધી પરલોકનું સુખ કેવળ એ જ 'ઓમ્' મંત્રના જપથી પ્રાપ્ત થઈ શકે છે. પૂર્વે કેટલાક મુનિઓ, સંતો, એ જ મંત્રનો જપ તથા ધ્યાન કરીને આત્મસાક્ષાત્કાર કરવા સમર્થ બન્યા હતા. માટે જ હે ભવ્યો! આત્મિક સુખદાતા 'ઓમ્' નો જપ કરવા પ્રયત્નશીલ બનો.

જે મનુષ્ય નિર્બળ હોય, ધન, વિદ્યા, બુદ્ધિ આદિ બળ જેની પાસે ન હોય, જે મનુષ્યને સર્વ તરફ નિરાશા જ જણાતી હોય, સંસારમાં જેની કોઈ કદર કરતું ન હોય, જેની કોઈ સંભાળ લેનાર ન હોય, જેને પોતાની આબરૂ રાખવા માટે કોઈ ઉપાય જણાતો ન હોય, એવો દીન-હીન મનુષ્ય પણ જો નિયમપૂર્વક નિરંતર ત્રણ કલાક સુધી એક વર્ષ 'ઓમ્'નો જપ કરશે તો નિશ્ચય તેની સ્થિતિ બદલાઈ જશે, એમાં જરા પણ શંકા નથી. તેની સર્વ ચિંતાઓ નાશ પામશે, તેનાં સર્વ કાર્યો સિદ્ધ થશે અને તે એક ઉચ્ચ દરજ્જાનો સદ્‌ગૃહસ્થ બનીને આનંદપૂર્વક અને સુખમય જીવન વ્યતીત કરશે.

---

## પ્રકરણ ૩

# સોઽહમ્ વિજ્ઞાન

સંસાર સાગરને સુખ અને શાન્તિથી પાર કરવા માટે જપ સમાન બીજું કોઈ સહજ અને સુલભ સાધન નથી. જે માનવો જપ નથી કરતા એને માનવજન્મ પ્રાપ્ત થવાનો આનંદ જ મળતો નથી. એમનું મનુષ્યજીવન નિષ્ફળ છે. 'સોઽહમ્'ના જપથી કુદરતી નિયમાનુસાર શ્વાસોચ્છ્વાસની ગતિ નિયમિત તથા મંદ થાય છે. જેથી સ્વરોદય શાસ્ત્રાનુસાર મનુષ્ય દીર્ઘાયુ બને છે. સૂતી વખતે એનો જપ કરવાથી તરત જ સારી નિદ્રા આવે છે. સવારે વહેલા ઊઠીને જપ કરવાથી માનસિક બળ વધે છે. અને આખો દિવસ આનંદમાં વીતે છે. કોઈ પણ દેશની, જાતિની, વ્યક્તિની ઉન્નતિનો મુખ્ય ઉપાય એકાગ્રતા છે. ગરીબ અને શ્રીમંત, મૂર્ખ અને વિદ્વાન સર્વને એની આવશ્યકતા છે, અને સર્વને એના વડે અસીમ ઉપકાર થાય છે. પાશ્ચાત્ય ભાષામાં એકાગ્રતા પર અનેક મોટા મોટા ગ્રંથો લખાયેલા છે. અમારા દેશમાં પણ એની સિદ્ધિ માટે યોગશાસ્ત્રાદિનું નિર્માણ થયેલું છે. એકાગ્રતાની તે સીમા છે કે, જેની આપાર સ્થૂલ જગત અને સામે પાર સૂક્ષ્મ જગત છે. આ સીમાને પાર ક્યાં વિના સૂક્ષ્મ લોકમાં કોઈ જઈ શકતું નથી. વિદ્યાધ્યયન, વ્યાપાર, વ્યવહારમાં કુશળતા પ્રાપ્ત કરવી હોય, અથવા ભૂત-ભવિષ્યનું અલૌકિક દિવ્ય જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો સર્વને

માટે સર્વથી પ્રથમ મુખ્ય આવશ્યકતા એકાગ્રતાની છે. સોડ-હમ્‌ના જપથી ઘણી જ જલદી એકાગ્રતા પ્રાપ્ત થાય છે.

એની જ્યારે ઇચ્છો ત્યારે પરીક્ષા કરી ખાતરી કરી શકો છો. જપ કરવાથી સર્વ પ્રકારના ભય, ક્લેશ અને ચિંતાઓનો નાશ થાય છે. પાશ્ચાત્ય પંડિતોએ એનું કારણ કંપન બતાવેલ છે, પરંતુ પૌર્વાત્ય શાસ્ત્રોએ અને સંતોએ બતાવ્યું છે કે, આખા વિશ્વમાં એક જ ચેતન–શક્તિ વ્યાપી રહી છે. એના જ્ઞાનથી, એને જાણવાથી સંસારના સમસ્ત ક્લેશોના પુંજ એવી રીતે નષ્ટ થઈ જાય છે, જેમ સૂર્યના પ્રકાશથી અંધકાર. તે જ્ઞાન સમાધિ અવસ્થામાં પ્રાપ્ત થાય છે અને 'સોડહમ્'ના જપથી જેટલી જલદી સમાધિ અવસ્થા પ્રાપ્ત થાય છે, એટલી જલદી બીજા કોઈ મંત્રથી થતી નથી.

વળી 'સોડહમ્'નો જપ કરવામાં મુખથી કે મનથી કોઈ વર્ણનો ઉચ્ચાર કરવો પડતો નથી, પરંતુ શ્વાસ–ઉશ્વાસમાં કેવળ ધ્યાન દ્વારા એનો જપ કરવાનો હોય છે. અને એ જ કારણથી એના જપ વડે તત્કાલ મનની એકાગ્રતા થાય છે. અર્થાત્ શ્વાસને અંદર લેતી વખતે 'સો' અને બહાર કાઢતી વખતે 'હમ્' ધ્વનિ પર ધ્યાન રાખવું. અને 'હમ્'ની ધ્વનિના ઘંટાનાદ સમાન–ઘંટની ગુંજન સમાન પોતાની અંદર–અંદર જ યથા-શક્તિ ભ્રમ ગુંજારવ કરતા રહેવું જોઈએ. આ પ્રકારે જપ કરવાથી પ્રથમ તો પોતાને શાંતિનો અનુભવ થશે અને આ મંત્રની ઉપયોગિતા પર વિશ્વાસ જાગશે. મનુષ્યોએ જપનો અભ્યાસ શા માટે કરવો જોઈએ? એ માટે કે સ્થૂલ જગતમાં

પ્રયત્ન કર્યા વિના પણ માનવની સર્વ ઇચ્છાઓ જપના પ્રભાવે સિદ્ધ થાય છે. કોઈપણ કઠિન વિપત્તિ હોય, છતાં જપ કરવાથી તે દૂર થઈ શકે છે. કોઈ પણ મુશ્કેલ કાર્ય હોય તો પણ તે જપ કરવાથી અવશ્ય પૂર્ણ થઈ શકે છે, કેવલ શ્રદ્ધાપૂર્વક પરિશ્રમ કરવાની જરૂરત છે. એમાં વિદ્યાની જરૂરત નથી, બુદ્ધિની પણ જરૂર નથી. કોઈ પણ મંત્રનો જપ કરો, તો એટલો કરો કે જેથી મનની એકાગ્રતા થઈ જાય, અને એકાગ્રતાની પ્રાપ્તિ માટે 'સોડહમ્'થી વધારે સરલ બીજો કોઈ મંત્ર નથી. એનો નિત્ય સુખપ્રદ એક બીજો પ્રયોગ પણ છે. એને તો આજથી અત્યારથી જ શરૂ કરો. એનાથી એટલો બધો લાભ થશે કે, તમે પરમ પ્રસન્ન થઈ જશો. અર્થાત્ રાત્રિમાં સૂવા માટે જ્યારે બિછાના પર જાઓ ત્યારે એક માળા સાથે લઈને જાઓ અને સૂતા સૂતા જ માળાથી 'સોડહમ્'નો જાપ શરૂ કરો. જેને બિછાના પર સૂતા સૂતા વિચારો આવે છે, અને નિદ્રા નથી આવતી, એના માટે તો આ રામબાણ ઉપાય છે. અને જેને નિદ્રા આવતી હોય, એને આત્મિક બળ વધારવામાં એનાથી અનુપમ સહાયતા મળશે. જપ કરવાની વિધિ આગળ લખવામાં આવશે. આનો જપ કરતા કરતા કેવી મજાની મીઠી નિદ્રા આવે છે, એ નિદ્રામાં કેવી મધુર શાન્તિ પ્રાપ્ત થાય છે, અને સવારે ઊઠયા પછી વિચારોમાં કેવું પરિવર્તન થાય છે, આ બધું તો અભ્યાસ કરવાથી જ સમજાશે.

## સોડહમ્ વિચાર

આત્મરક્ષા અને આત્મોત્થાન માટે માણસ માત્રે ઓછામાં ઓછો નિત્ય એક કલાક જાપ કરવાની પરમાવશ્યકતા છે. પરંતુ

જેની પાસે ધનબળ, વિદ્યાબળ, બુદ્ધિબળ, બંધુબળ આદિ કોઈ પણ પ્રકારનું બળ ન હોય, અને જે સંસારમાં સર્વથા અસહાય, દીનહીન, દુઃખી દશામાં હોય એણે તો મંત્રની આરાધના કરવી અતિ આવશ્યક છે.

'ઉદ્યમઃ ખલુ કર્તવ્યો નિર્ધનેન વિશેષતઃ'

ઉદ્યમ તો બધાએ કરવો જોઈએ, પરંતુ જે નિર્ધન છે તેણે વિશેષ પ્રકારે ઉદ્યમ કરવો જોઈએ. અર્થાત્ જેની પાસે ધન છે, વિદ્યા છે, બુદ્ધિ છે, મનુષ્યો સહાયક છે, તે પણ જપ કર્યા સિવાય માનસિક ક્લેશોથી મુક્ત થઈ શકતો નથી. પરંતુ જેની પાસે એ સર્વ નથી એવા માનવોએ પોતાનું જીવન આનંદમય બનાવવા માટે સંસારમાં જપ સાધન સિવાય બીજો કોઈ સરલ માર્ગ નથી. કોઈને પ્રશ્ન થશે કે, જપથી લાભ થશે જ. તો એનું પ્રમાણ શું છે? એનો ઉત્તર એ છે કે, હરડે ખાવાથી જુલાબ થાય છે કે નહિ? અગ્નિ પર હાથ રાખવાથી હાથ દાઝે છે કે નહિ? તેને માટે પ્રમાણની આવશ્યકતા નથી. હરડે ખાવાથી અને અગ્નિ પર હાથ રાખવાથી આપોઆપ અનુભવ થશે. તેમ મંત્ર જપ કરવાથી દુઃખ દૂર થાય છે, ઇચ્છાઓ પૂર્ણ થાય છે, જીવન સફળ બને છે, એ પણ એટલું જ સત્ય છે. પ્રત્યક્ષ પ્રમાણ એ છે કે, કરો અને અનુભવે જાણો. હાથ કંકણને આરસીની શી જરૂર છે? વર્તમાનકાલે આ સંબંધમાં સર્વથી અધિક પ્રકાશ પાશ્ચાત્ય માનસશાસ્ત્રીઓએ કરેલ છે. એમણે વૈજ્ઞાનિક પ્રણાલિકાથી એ સિદ્ધ કર્યું છે કે, ઉચ્ચારણ કરેલ કોઈ પણ શબ્દનો નાશ થતો નથી, પરંતુ તે દીર્ઘકાળ સુધી કંપન

ઉત્પન્ન કરીને ચાલ્યો જાય છે. મૌન કે અમૌન અવસ્થામાં જે જે શબ્દોનો ઉચ્ચારણ કરાય છે એના દ્વારા આકાશમાં એક પ્રકારનું કંપન ઉત્પન્ન થાય છે, જેનામાં રચના કરવાની મહાન પ્રબળ શક્તિ હોય છે. જે કાર્યને અનેક વર્ષોમાં કરી શકાતું નથી, એને તે શક્તિ થોડી મિનિટોમાં કરી શકે છે. એ કંપનો દ્વારા ઇચ્છિત વસ્તુઓ આકર્ષિત થાય છે. સંકલ્પો સિદ્ધ થાય છે.

## વૈજ્ઞાનિક તત્ત્વ

વૈજ્ઞાનિકોનો મત છે કે આ બધો સંસાર કેવળ કંપનનો સમુદ્ર છે. દેખવું, સાંભળવું, આદિનું સમસ્ત જ્ઞાન, પ્રકાશ, વાયુ, આદિ કંપનોના કારણે જ થાય છે. વિચારોના પણ કંપન ઈથિર નામક સૂક્ષ્મ તત્ત્વમાં વાસ અને ભ્રમણ કરે છે. ઈથિર તત્ત્વ જ સૂક્ષ્મ લોક છે. જે કાંઈ સ્થૂલ જગતમાં બને છે, તે સર્વપ્રથમ સૂક્ષ્મ લોકમાં–જગતમાં બને છે, જેની ગતિ સૂક્ષ્મ લોકમાં–જગતમાં થાય છે,–સૂક્ષ્મ જગતમાં બનતી ક્રિયાઓને જે જાણી શકે છે, દેખી શકે છે, તે ભવિષ્યમાં બનવાવાળી ઘટનાઓને પ્રથમથી જાણી જાય છે. તેને ભવિષ્યવેત્તા કહેવામાં આવે છે. સૂક્ષ્મ લોકના કાર્યોને દેખવા, જાણવા માટે સૂક્ષ્મ દૃષ્ટિ જોઇએ, એ દૃષ્ટિ એકાગ્રતાથી ઉત્પન્ન થાય છે પોતાની મનોવૃત્તિઓને અર્થાત્ પોતાના વિચારોને કોઈ એક વસ્તુ પર સ્થિર કરવાથી, એનામાં એક એવી અસાધારણ મહાશક્તિ ઉત્પન્ન થાય છે, જેનું અનુમાન કરી શકાતું નથી. તે જ એ શક્તિ છે, જેના દ્વારા અમો પ્રત્યેક ઇચ્છિત વસ્તુઓને પોતાની તરફ આકર્ષિત કરી શકીએ છીએ–ખેંચી શકીએ છીએ ! સારાંશ એ

છે કે, જે વસ્તુની અમે ઇચ્છા કરીએ છીએ, તે સર્વ આકર્ષણ શક્તિનો પ્રત્યેક વસ્તુના સાથે કંપન યુક્ત સંબંધ છે. મૌન કે અમૌન મંત્ર જપ કરવાથી સૂક્ષ્મ આકાશમાં એક પ્રકારનું કંપન ઉત્પન્ન થાય છે. એ કંપનો દ્વારા અમો પોતાની ઇચ્છાથી પ્રત્યેક વસ્તુને પોતાની તરફ આકર્ષિત કરી શકીએ છીએ, પ્રાપ્ત કરી શકીએ છીએ. મહાનથી મહાન કામનાઓ પણ એ રીતે પૂર્ણ થઈ શકે છે. પ્રાચીન સંત મુનિઓએ જપ કરવાની પ્રણાલિકાનો જે આવિષ્કાર કર્યો છે તે પૂર્ણ વૈજ્ઞાનિક છે.

## શ્રદ્ધાની આવશ્યકતા

ગીતામાં શ્રી કૃષ્ણે એમ કહ્યું છે કે ત્રણ મનુષ્યો નાશને પામે છે :–

"અજ્ઞશ્ચાશ્રદ્ધાન શ્ચ સંશયાત્મા વિનશ્યતિ"

અહીં જે દુઃખોથી મુક્ત થવાનો માર્ગ જાણતો નથી, જેમ કે જપ કરવાથી દુઃખોનો નાશ થાય છે, એવું જે જાણતો ન હોય, અશ્રદ્ધાન જાણવા છતાં તેના પર વિશ્વાસ ન હોય, ત્રીજો સંશયાત્મા જાણતો પણ હોય, વિશ્વાસ પણ હોય, પરંતુ જપ કરવાથી કાર્ય સિદ્ધ થશે કે નહિ, એવું જેનું મન સંશય ગ્રસ્ત હોય છે, એ ત્રણે નાશને પામે છે. શાસ્ત્રોમાં લખેલ વાતો પર વિશ્વાસ કરવો એનું નામ જ શ્રદ્ધા છે. શાસ્ત્રમાં લખેલ છે કે આત્મવિકાસનું પ્રથમ પગથિયુ શ્રદ્ધા છે. અગમ્યને ગમ્ય–અલભ્યને સુલભ–અસાધ્યને સાધ્ય અને મૃતને સજીવન કરવાવાળી શ્રદ્ધા જ છે. અદૃષ્ટ જગતમાંથી મનુષ્યની કામનાઓને

આકર્ષિત કરીને સ્થૂલ જગતમાં પ્રત્યક્ષ કરી દેવાવાળી પણ શ્રદ્ધા જ છે.

ઘણા મનુષ્યોને જપ કરવો બહુ કઠિન લાગે છે. તેઓ કહે છે કે શું કરીએ જપ કરવામાં મન લાગતું જ નથી. 'મન લાગતું નથી.' એમાં તો બધું રહસ્ય છુપાયેલું છે. વિદ્યાભ્યાસ, વ્યાયામ, સત્ય ભાષણ આદિમાં મન લાગતું નથી. એટલે શું એ ક્રિયાઓ ત્યાગ કરવા યોગ્ય છે? આજ કરોડો બાળકો વિદ્યાધ્યયન કરી રહ્યા છે, શું બધાના મન એમાં સંલગ્ન હોય છે? નહીં. મનની વિરુદ્ધ બધાને કરવું જ પડે છે. જેટલા સારા ઉપયોગી અને લાભદાયક કાર્ય હોય છે, એમાં મન રાજી-ખુશીથી લાગતું નથી. પહેલાં તો જબરદસ્તીથી તેમાં મનને લગાડવું જોઈએ. અગર લગાડવું પડે છે ત્યારે કાલાંતરમાં અમૃતમય ફળ પ્રાપ્ત થાય છે.

પાશ્ચાત્ય જગતની ઉન્નતિનું એક ખાસ કારણ એ પણ છે કે, એ લોકો કોઈ કામને કઠિન જાણીને છોડી દેતા નથી. કોઈ કામની ઉપયોગિતાનો જ્યારે એમને વિશ્વાસ થાય છે, તો એને સિદ્ધ કરવામાં તેઓ પોતાની સંપૂર્ણ શક્તિ લગાવી દે છે. પરંતુ આપણો વ્યવહાર એનાથી બિલકુલ વિપરીત હોય છે. આપણે ઇચ્છીએ છીએ કે, કંઈ જ પરિશ્રમ ન કરવો પડે છતાં સંસારના સર્વ સુખો પ્રાપ્ત થાય. એ કેવી રીતે બની શકે? આ વાત જો આપણને સમજાઈ જાય કે કેવલ પારમાર્થિક ઉન્નતિ માટે જ નહિ પરંતુ સંસારની સમસ્ત અવસ્થાઓની ઉન્નતિનું મુખ્ય સાધન એકાગ્રતા છે, અને એકાગ્રતાને સિદ્ધ

કરવાનું સર્વથી સરલ સાધન મંત્ર જપ છે. માટે માનસિક જાય કરીને મંત્ર જપને કઠિન જાણીને ત્યાગ ન કરતા સર્વ આત્મિક શક્તિનો ઉપયોગ કરીને મંત્ર જપનું સાધન કરવું જોઈએ. જો કે પહેલા પહેલા જપ કરવાથી કંટાળો આવશે, માનસિક કષ્ટ જણાશે, પણ તે તરફ લક્ષ ન આપતાં સાધન કર્યે જ જાઓ. તેથી સંસારની અનેક જંજાળો અને અનેક માનસિક પીડાઓથી છૂટકારો મળી જશે. અને જે આ મંત્ર જપનો પરિશ્રમ કરવાને તૈયાર નથી, એણે આ જીવનમાં અન્ય અનેક પ્રકારની માનસિક પીડાઓને સહન કરવા માટે તૈયાર રહેવું જોઈએ. 'તપવું જોઇશે.' પ્રસન્નતાથી તપો કે અપ્રસન્નતાથી, ઇચ્છાથી તપો કે વિના ઇચ્છાએ. જપ રૂપ તપ કરવાથી સર્વ પ્રકારના આતાપ, દુ:ખો વગેરેનો નાશ થાય છે, આલોક પરલોક બન્ને આનંદમય બને છે. જે જપ કરવાથી વિમુખ રહે છે, પ્રમાદ કરે છે, આળસ કરે છે, તે પોતે જ પોતાની મનોદશાનું અવલોકન કરે, શાન્તિ ક્યાં છે?

વાસ્તવમાં મનુષ્ય જીવનની સફળતા તંદુરસ્ત રહીને કર્તવ્ય-પાલન કરવામાં છે. શાસ્ત્રાનુસાર મનુષ્યનું કર્તવ્ય ત્યાગમય જીવન જીવવામાં છે. અને ત્યાગથી ઐહિક અને પારમાર્થિક સર્વ સુખ પ્રાપ્ત થાય છે. મોટામાં મોટો ત્યાગ માનસિક તપ છે અને જપ પણ માનસિક તપ છે. કારણ કે તેના દ્વારા મન શુદ્ધ અને વિકારો રહિત બને છે. જપ કરવાથી ચિંતા, શોક, ભય, દરિદ્રતા વગેરે અનિષ્ટોનો નાશ થાય છે. પ્રભુના સ્મરણથી સાધકનો મોહ પણ મંદ થાય છે અને તેના પુણ્ય વૃદ્ધિગંત થાય છે, જેથી તેને સંસારમાં પણ સુખ સંપત્તિ સાંપડે છે.

જીવનસંગ્રામમાં કોઈ માનવ સર્વ પ્રકારના પુરુષાર્થ કરીને હારી જાય, કોઈ ઉપાયથી સફળતા ન મળે, એવે વખતે એવા મનુષ્યોએ જરૂરથી મંત્ર જપનું સાધન કરવું જોઈએ. જે કાર્યોમાં હજારો ઉપાય વડે સફળતા મળતી નથી તે કેવળ જપ સાધન કરવાથી નિશ્ચયથી સફળતા પ્રાપ્ત થશે. જપથી અધિક બીજી કોઇ સફળતાની કૂંચી છે જ નહિ.

## આપણો આદર્શ

અહીંઆ એક પ્રશ્ન ઉપસ્થિત થઈ શકે છે કે, વર્તમાનકાળમાં ધન, જન, બળ, બુદ્ધિ, વિદ્યા આદિમાં યુરોપવાસી સર્વથી વધારે ઉન્નત અવસ્થામાં છે, તો તેની ઉન્નતિ જપ કર્યા સિવાય કેમ થઈ ગઈ? એનો ઉત્તર એ છે કે, એના અને આપણા જીવનના આદર્શોમાં એટલી ભિન્નતા છે. જેટલી પૂર્વ અને પશ્ચિમમાં ભિન્નતા છે. એના જીવનનો આદર્શ હોય છે, (Eat, Drink, and Be Merry) અર્થાત્ ખાઓ, પીઓ અને મોજ કરો! અને આપણો આદર્શ હોય છે. અને હોવો જોઈએ :

'આત્મવત્ સર્વ ભૂતેષુ યઃ પશ્યતિ સઃ પંડિતઃ'

'જે સર્વ પ્રાણીઓને પોતાના આત્મ સમાન જાણે છે, જુએ છે, તે જ પંડિત છે!'

'મિત્રસ્ય ચક્ષુષા સર્વાણિ ભૂતાનિ સમીક્ષન્તામ્'

'સર્વ પ્રાણીઓને મિત્ર ભાવે, આત્મ ભાવે જુઓ!'

'આત્માવાઽરે દ્રષ્ટવ્ય. શ્રોતવ્યો, મન્તવ્યો, નિદિધ્યાસિતવ્યઃ'

આત્મા જ જાણુવા યોગ્ય સાંભળવા યોગ્ય, નિશ્ચયપૂર્વક ધ્યાન કરવા યોગ્ય અને તે જ આત્માનો સાક્ષાત્કાર કરવો તે જ માનવનું પરમ કર્તવ્ય છે.

અર્થાત્ આપણા શાસ્ત્રો અનુસાર આપણા જીવનનો મુખ્ય ઉદ્દેશ કેવળ સાંસારિક ભોગો પ્રાપ્ત કરવાનો હોતો નથી. કેમ કે એકાગ્રતા બાદ સમાધિની દશા પ્રાપ્ત થાય છે. એ અવસ્થામાં મનુષ્યને પોતાના અનેક પૂર્વજન્મોનું અસંદિગ્ધ જ્ઞાન ઉત્પન્ન થાય છે. એ સમયે તે જાણે છે કે, જે પ્રકારે વર્તમાન જન્મમાં એને સ્ત્રી, પુત્ર–પુત્રી આદિ પરિવાર અને સગાસંબંધી છે. એવી જ રીતે આ પહેલાંના જન્મોમાં પણ હતા અને ભવિષ્યમાં પણ મળવાનાં છે. આ જન્મ, મરણના ચક્રમાંથી મુક્ત થવુ એ જ માનવજીવનનું કર્તવ્ય છે. મહાત્મા તિલકે પોતાના અમર ગ્રંથ "ગીતા રહસ્ય" માં લખ્યુ છે કે પોતાના આત્માના અમર, શુદ્ધ, નિત્ય નિરંજન સ્વરૂપને ઓળખીને, જાણીને એમાં રમણ કરવું એ જ્ઞાનવાન મનુષ્યનું આ નશ્વર સંસારમાં પહેલું અને અંતિમ કર્તવ્ય છે. હવે વિચારો કે તમોને કયો આદર્શ પસંદ છે? પૌર્વાત્ય કે પાશ્ચાત્ય!! અગર જો પાશ્ચાત્ય જ પસંદ હોય તો પોતાના જીવનની પ્રત્યેક ક્ષણને અમૂલ્ય સમજી એક ક્ષણને પણ વ્યર્થ ન જવા દો. એકદમ વિદ્યાધ્યયન કરવામાં લગાવો. સર્વ કાર્ય નિયમસર કરો, વખતસર કરો, પોતાનુ કર્તવ્ય બજાવવામાં પ્રાણોની પણ પરવા ન કરો. ઉપરોક્ત નિયમોનું પાલન કરવાથી આજ પાશ્ચાત્ય જગત ઉન્નતિના ઉચ્ચતમ શિખર પર આરૂઢ થયેલ છે. તમો પણ એ પ્રમાણે

આચરણ કરશો તો તમારી પણ સાંસારિક ઉન્નતિ થશે, અને અવશ્ય થશે જ.

'સત્ય શ્રમાભ્યાં સકલાર્થ સિદ્ધિઃ'

'શ્રમ અને સત્યથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે.'

અને જો પૌર્વાત્ય પસંદ હોય તો માળામાં, જપમાં મનને લગાવો. એથી આ લોક, પરલોક બન્ને સુખપ્રદ બનશે. ઈતિહાસ એ વાતની સાક્ષી પૂરે છે કે, મંત્ર જપનો પ્રભાવ તલવારથી અધિક હોય છે. આજે આપણે સંત પુરુષોની ધાકથી પણ અનેક દુર્ગુણોથી બચેલાં છીએ.

## અનુભવ અને પ્રમાણ

સંસારનો ઉપકાર કરવા ઇચ્છતા હો તો પ્રથમ પોતાને સુધારો. સ્વામી વિવેકાનંદનું કહેવું છે કે, સંસારનો સ્વભાવ કૂતરાની પૂંછડી જેવો છે. કૂતરાની પૂંછડીને બાર વર્ષ સુધી જમીનમાં દાટી દો તો પણ જ્યારે તેને પાછી બહાર કાઢશો ત્યારે વાંકી ને વાંકી જ રહેશે. સંસારનો પણ એવો જ સ્વભાવ છે. અહીંઆ પણ સમય સમય પર મહાન પુરુષો ઉત્પન્ન થયા છે, થાય છે, જે પોતાના સમયમાં સંસારનો મળ દૂર કરવા માટે પ્રયત્ન કરે છે. છતાં આજ સંસારની દશા જુઓ, કે તે કેવી સ્થિતિમાં છે? એ માટે સંસારને સુધારવાની ચિંતાને ત્યાગી, પોતાની જાતને સુધારવાની ચિંતા કરો. અગર દરેક મનુષ્ય પોતે પોતાને સુધારી લે તો સંસાર પોતાની મેળે જ સુધરી જશે. જે કોઈ પોતાને સુધાર્યા વિના બીજાઓને

સુધારવાની વાતો કરે છે, તે દંભી છે, પાખંડી છે. સાચો સુધારક પ્રથમ પોતાને સુધારે છે. જપ તથા પ્રભુની ભક્તિથી સર્વ પ્રકારના અનિષ્ઠોનું નિવારણ થાય છે, તથા મનોકામનાઓ ફળીભૂત થાય છે. જે કોઈ ઉપરોક્ત વાત પર વિશ્વાસ ન કરતાં કહે કે જપ કરવો બિલકુલ વ્યર્થ છે, એ એની બુદ્ધિની બલિહારી છે. જેમ નિર્બળતા અથવા કોઈ ભાગમાં દર્દ, સોજો આદિ વિકાર શરીર રોગી હોવાનું સૂચન કરે છે, એ પ્રકારે ભય, ચિંતા. ગભરાટ, અસ્થિરતા, અપ્રસન્નતા આદિ વિકાર મનને રોગી હોવાનું સૂચન કરે છે. અને જેમ સમસ્ત શારીરિક રોગોની મહૌષધિ વિધિપૂર્વક કરેલ વ્યાયામ છે. એ જ પ્રકારે **સમસ્ત માનસિક રોગોની મહૌષધિ મંત્ર જપ છે.**

## જપ સહજ સાધન

જપનો અભ્યાસ કરવા માટે ભણેલ ગણેલ હોવાની પણ જરૂર નથી. ત્યાં તો રટ લગાડવાની જ જરૂર છે. ધૂન લગાડવાની જરૂર છે. એ ધ્વનિમાંથી એવી અસર થાય છે કે માનવીનું જીવન જ બદલાઈ જાય છે.

પ્રાચીન ગ્રંથો અને વિજ્ઞાને આ વાત જાણી લીધી છે કે એ ધ્વનિથી સાત્વિક તરંગો કંપન ઉત્પન્ન થાય છે. દુઃખ, દર્દ, બીમારી, ચિંતા, ભય, શોક એ સર્વ કોઈ કારણથી તામસી કંપનોના વધી જવાથી થાય છે. પ્રકાશ જેવી રીતે અંધકારનો નાશ કરે છે, એવી જ રીતે સાત્વિક કંપન તામસીક કંપનોને નષ્ટ કરી નાખે છે. એ પ્રકારે મંત્ર જપની ધ્વનિથી સમસ્ત શારીરિક અને માનસિક રોગોનો ક્લેશોનો નાશ થાય છે.

બુદ્ધિ સ્થિર અને સૂક્ષ્મ થાય છે. અને સંસારિક અને પરમાર્થિક સર્વ કાર્યોમાં એથી પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ સદા સહાયતા મળતી રહે છે. બધા ધર્મશાસ્ત્રોનો સાર એ જ છે કે અસીમ સુખનો ભંડાર કેવળ પરમાત્મા–આત્મા જ છે, અને એની પ્રાપ્તિનું અચૂક સાધન મંત્ર જપનો અભ્યાસ જ છે. જપ કરવા માટે સર્વશ્રેષ્ઠ મંત્ર ૐ**કાર** અને **સોઽહમ્** મંત્ર છે. પરંતુ 'સોઽહમ્' મંત્રમાં કંઈક વિશેષતા છે, એનું સંક્ષેપમાં વિવેચન કરીએ છીએ.

## સોઽહમ્ મંત્રનું વિવેચન

સચેતન પ્રાણીના શ્વાસ લેવા છોડવામાં 'હં સઃ' એવો સ્વભાવિક નાદ ઉત્પન્ન થાય છે. એ નાદની ધારામાં 'હં, સઃ' 'હંસઃ' એ ઉચ્ચારણ નિરંતર ચાલતું રહે છે. મંત્રશાસ્ત્રમાં એને અજપા જાપ કહે છે. કેમ કે એ રીતે મંત્ર જપનો અભ્યાસ કરવાથી કોઈ જાતનો વિશેષ શ્રમ પડતો નથી. એ **નાદમાં** જે ધ્વનિ રહે છે, એને મંત્ર શાસ્ત્રમાં **પ્રણવ** કહે છે. '**હંસઃ**' શબ્દને ઉલટો કરવાથી 'સોઽહમ્' ઉચ્ચારણ થાય છે. એ ઉચ્ચારણમા વ્યંજનોને છોડી દેવાથી **જે** મૂર્ધ ભેદી ધ્વનિ રહે છે, એને ૐ**કાર** યા પ્રણવ કહે છે. ૐકાર મંત્રને **તારક** પણ કહે છે, કેમ કે તે જપ કરનારને તારનાર છે.

ૐકાર એ માટે કહે છે કે, તે જપ કરનારની રક્ષા કરે છે. એને પ્રણવ એ માટે કહે છે કે, સંસારી જનોને માટે તે વહાણ સમાન તારનાર છે. અથવા **ખૂબ જપ કરવાથી** જેનું ફળ અવશ્ય મળે છે. અથવા જપ કરવાથી જ્ઞાનનો પ્રકાશ

અંતરમાં પ્રગટે છે. અથવા **જપ કરવાથી સંસારી જંજાળોની અશાન્તિનો નાશ થાય છે.** એ પ્રકારે અનેક અર્થોથી પૂર્ણ ૐકારના જપથી એના વાચ્યરૂપ પરમાત્મપ્રકાશ હૃદયમાં અવશ્ય પ્રગટ થાય છે. એટલા માટે યોગી પતંજલિએ કહ્યું છે કે, એ શબ્દ સ્વભાવથી જ પરમેશ્વરનો વાચક છે. એ જપ અને અર્થની ભાવના કરવાથી પરમેશ્વર રૂપ વાચ્ય વસ્તુ પ્રગટ થાય છે.

## ૐ અને સોઽહમ્‌નો ભેદ

ઓમ્ અને સોઽહમ્ એ બન્ને મંત્રો વર્ણાત્મક નથી. પરંતુ ધ્વન્યાત્મ છે. ૐની ઉપમા ઘંટાનાદની આપલે છે, ઘડિયાળમાં જેમ ટનનનનો ધ્વનિ થાય છે, એની નકલ (ટનનન) એ અક્ષરોમાં અમે કરી દીધી છે. આ વિશ્વમાં નિરંતર એક અવ્યક્ત ધ્વનિ થયા કરે છે; જે એકાગ્ર અવસ્થામાં સાંભળી શકાય છે. એ ધ્વનિની કલ્પિત પ્રતિમા ૐ છે. એ ૐને બ્રહ્મ બીજ પણ કહે છે. એના જપ વડે **અવિદ્યા–અજ્ઞાન દૂર થતું જાય છે,** અને જીવાત્મા પરમાત્મા સમીપ થતો જાય છે: અર્થાત્ જે ઈશ–તત્ત્વ, આ વિશ્વમાં અણુ–પરમાણુમાં ભરેલ છે, એનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. અને સંસારથી વૈરાગ્ય થાય છે. પ્રાણીમાત્રના શ્વાસ–ઉચ્છ્વાસમાં 'સઃ' અને 'હું'ની ધ્વનિ થયા કરે છે, એની ૐ યુક્ત પ્રતિમા 'સોઽહમ્' છે.

## સોઽહમ્‌ની અન્ય વિશેષતાઓ

પાશ્ચાત્ય દેશની ઉન્નતિનું મુખ્ય કારણ એના વિચારોની મૌલિકતા છે. મૌલિકતાનું ક્ષેત્ર એકાગ્રતા છે. અને એકાગ્રતાની

સિદ્ધિને માટે 'સોડહમ્' એ નિઃસંદેહ અદ્વિતીય મંત્ર છે. બીજા મંત્રોનો જપ કરતી વખતે મન અહીં તહીં ભટકયા કરે છે. જપ કરવાવાળાને પૂર્ણ અનુભવ થાય છે કે, પ્રયત્ન કરવા છતાં પણ મન સ્થિર થતું નથી. પરંતુ 'સોડહમ્'ના જપથી મન એકદમ સ્થિર થઈ જાય છે. મનનો શ્વાસ-પ્રશ્વાસ સાથે પ્રગાઢ સંબંધ છે. જેટલો જલદી જલદી શ્વાસ ચાલે છે, એટલું જ મન પણ ચંચળ રહે છે. મન જેટલું ચંચળ રહે છે તેટલું જ અપ્રસન્ન રહે છે, કેમ કે ચંચળતાથી ગભરાટ અને ગભરાટથી અપ્રસન્નતા થાય છે. 'સોડહમ્'ના જપથી શ્વાસની ગતિ પોતાની મેળે મંદ થાય છે એનાથી દિલની ધડકન મંદ મંદ ચાલવા લાગે છે, અને દિલ જેટલું ઓછું ધડકે એટલું જ મન શાન્ત અને પ્રસન્ન રહે છે એ સિવાય ૐની ઉપાસનાની ઉપમા ઘંટા-નાદની આપી છે. ઘટા-નાદના સમાન જપ કરવા માટે ૐકારની એકમાત્રા, દ્વિમાત્રા, ત્રિમાત્રાના સ્વરૂપને સમજવાની જરૂર છે ત્રિમાત્રા ઘંટા-નાદ સમાન હોય છે. પરંતુ 'સોડહમ્'ની ધ્વનિમાં પોતાની મેળે ઘંટા-નાદ સમાન ચક્ર બંધાઈ જાય છે, જેથી સ્વભાવિક રૂપમાં ૐકારનો જપ થવા લાગે છે.

'સોડહમ્'નો શ્વાસ-પ્રશ્વાસ સાથે જેવો મેળ બેસે છે, એવો બીજા કોઈ મંત્ર સાથે બેસતો નથી. ૐકાર એના ગર્ભમાં છે. એના જપથી આપોઆપ ૐનો જપ થાય છે. એ સર્વ કારણોથી અને તુરતમાં ચિત્તની એકાગ્રતા કરવાવાળો અને સારગર્ભિત એના જેવો બીજો મંત્ર નથી.

## નિદ્રા નાશની અપૂર્વ ઔષધિ

વર્તમાનકાળના સંસારમાં લાખોમાં કદાચ એક મનુષ્ય પણ મુશ્કેલીથી મળશે કે જેનું મન પૂર્ણ શાંત હોય. વર્તમાન સમયના જગતના સર્વ સાધનો જેવાં કે રેલ્વે, તાર, નાટક, સિનેમા, પ્રેસ, ઉપન્યાસ, છાપાં અને અનેક પ્રાપ્ત અને અપ્રાપ્ત સાધનોથી પ્રત્યેક મનુષ્યનુ મન ઉદ્વેગયુક્ત અને અતિ ચંચળ બનેલું રહે છે અને એ નિયમ છે કે, મન જેટલું ચંચળ રહે છે, એટલી જ નિદ્રા ઓછી આવે છે. હજારો મનુષ્યો બિછાના પર ઘણા સમય સુધી વ્યર્થના વિચારો કરતા પડયા રહે છે, ત્યાર બાદ થોડી અપૂર્ણ નિદ્રા આવે છે અને ઘણા મનુષ્યોને તો (અનિદ્રા) નિદ્રા નાશનો રોગ જ થાય છે. એનું જીવન ભારરૂપ બની જાય છે. પરંતુ '**સોડહમ્**'**નો જપ નિદ્રા નાશ રોગની અપૂર્વ ઔષધિ છે.**

સૂતી વખતે 'સોડહમ્'નો જપ કરવાથી દશ મિનિટની અંદર પ્રગાઢ નિદ્રા આવવાનો સંભવ છે. બિછાના પર સૂતા પછી અંદર શ્વાસ લેતી વખતે 'સો' અને બહાર કાઢતી વખતે 'હમ્' એ પ્રકારે પૂરો 'સોડહમ્' મંત્ર કરીને એક, બે, ત્રણ ગણતા જાઓ. ઘણુ કરીને સોમાં નવ્વાણું મનુષ્યોને સોની ગણતરી પૂરી થયા પહેલાં જ નિદ્રા આવવાનો સંભવ છે. એ અનુભૂત પ્રયોગ છે. પરંતુ સૂતા પહેલાં દીર્ઘ શ્વાસ-પ્રશ્વા લેવા-મૂકવા જોઈએ અને હલકો અને તાજો આહાર કરવો આવશ્યક છે.

## સોડહમ્ મંત્ર દ્વારા સમાધિ

યોગશાસ્ત્રના નિયમ પ્રમાણે મનોવૃત્તિઓને કોઈ એક **ધ્યેય વસ્તુ પર** સ્થિર કરવી તેને ધ્યાન કહે છે. **ધાતા=** ધ્યાન કરનાર, **ધ્યાન**=લક્ષ વસ્તુમાં સ્થિરતા, **ધ્યેય**=જેનું ધ્યાન કરવામાં આવે છે તે. એની અંદર પ્રથમની બન્નેને ભૂલી ધ્યેય માત્રનું ભાન શેષ રહે, અર્થાત્ ધ્યેયમાં તદાકાર થવું તેને સમાધિ કહેવાય છે. દૃષ્ટાંત તરીકે તમે તમારા હૃદય ક્ષેત્રમાં ઈષ્ટ મંત્રને જે મંત્ર નાનો હોવો જોઈએ, જેમ કે ૐશાન્તિ વગેરે શબ્દમાં મનને સંલગ્ન કર્યું. શરૂઆતમાં તમોને જપમંત્રના શબ્દનું તથા તમારું ભાન રહેશે. પરંતુ આગળ જતાં તમો પોતાને ભૂલી જશો. તમે શું કરી રહ્યા છો તે પણ ભૂલી જશો. તે એક મંત્રના શબ્દની માત્ર **સ્મૃતિ રહી જશે.** એ અવસ્થાનુ નામ સમાધિ અવસ્થા છે.

## મનોવિજ્ઞાનિક સૂચનનો પ્રભાવ

પોતાને અથવા બીજા કોઈને સૂચના આપીએ છીએ, તેને અંગ્રેજીમાં (Suggestions) સજેશન કહે છે. રડતા બાળક પર માતાના શબ્દોનો અને મરણાસન્ન રોગીના મન પર ડોકટરના વચનોનો જે પ્રભાવ પડે છે, તથા આશ્વાસન મળે છે, એને સજેશન કહેવાય છે. શરીરની રચના કરનાર તથા તેનું સંચાલન કરનાર મન છે, અને મનને ગતિશીલ–ક્રિયાશીલ બનાવનાર સજેશન છે. મનને વશ કરનાર, મોહિત કરનાર, સજેશન સમાન બીજી કોઈ ક્રિયા નથી. સજેશનના પ્રભાવથી મનુષ્ય પોતાના મન દ્વારા જે ઈચ્છે તે કાર્ય કરાવી શકે છે.

**રોગી,** દુર્બલ, મૂર્ખ, દરિદ્ર વગેરે, અગર 'હું નીરોગ છું.' 'હું બળવાન છું,' 'હુ બુદ્ધિવાન છું,' 'ધનવાન છું,' એવી રીતે પોતાને પોતે સજેશન આપ્યા કરે, તો ઇચ્છાનુસાર એની અવસ્થા બદલાઈ જાય, એમાં જરા પણ સંદેહ નથી. આ પાશ્ચાત્ય મનોવિજ્ઞાનનો અચૂક સિદ્ધાંત છે. **ઉપરોક્ત સિદ્ધાંત અનુસાર મનુષ્ય-જીવનની શ્રેષ્ઠતમ ઉન્નતિ કરનાર ઉચ્ચ દરજ્જાનો સજેશન 'સોડહમ્'** છે. 'સોડહમ્'નો અર્થ છે-હું **પરમાત્મા સમાન છું.** એનો જાપ કરતા કરતા થોડા વખત સુધી તો એ વાત પૂર્વ સંસ્કારવશ જુઠ્ઠી લાગે છે, જૂઠ્ઠી પ્રતીતિ થાય છે. જપ કરનાર પોતાના મનમાં એમ જાણે છે કે, હું કંઈ પરમાત્મા નથી, કેવળ એવો જાપ કરું છું. પરંતુ મનોવિજ્ઞાનના નિયમાનુસાર થોડા સમય પછી એના મન પર સૂચનાઓનો પ્રભાવ પડવા લાગે છે. અને ત્યારે એને કંઈક પોતાનું અને કંઈક પરમાત્માનુ ભાન થવા લાગે છે. અંતમાં જ્યારે સૂચનાઓનો પૂર્ણ પ્રભાવ એના મન પર છવાઈ જાય છે, એ સમયે તે કોણ છે, તે ક્યાં છે, શું કરી રહ્યો છે, એ બધું ભૂલાઈને કેવળ પરમાત્માનું જ ભાન રહે છે. જપ કરનારને એ સમયે પરમાત્મા સિવાય બીજું કશું ભાન રહેતું નથી. **તે જ સર્વાનંદપ્રદાતા સમાધિ અવસ્થા છે.** અને 'સોડહમ્' ના જપથી જેટલી જલદી સમાધિ અવસ્થા પ્રાપ્ત થાય છે એટલી જલદી બીજા કોઈ મંત્રથી થતી નથી. પરંતુ એ અવસ્થા જપ કર્યા બાદ કંઈ તુર્ત જ થતી નથી. કોઈ વ્યક્તિ જપ કર્યા પછી તુર્ત જ સમાધિ અવસ્થા પ્રાપ્ત કરવા ધારે અને એમ ન બને તો નિરાશ થઈને જપ છોડી દે તો

એ એની ભૂલ કહેવાય. સમાધિ અવસ્થા એ જીવનની ઊંચામાં ઊંચી અવસ્થા છે. તેને માટે જે ભોગ આપીએ તે થોડો છે. છ માસમાં તો શું ? છ વર્ષે કે જીવનના કોઈ પણ ભાગમાં કે અંત સમયે પણ સમાધિ પ્રાપ્ત થઈ શકે, તો એના માટે પરમ પ્રયત્ન કરવો પ્રત્યેક બુદ્ધિમાન મનુષ્યનું પરમ કર્તવ્ય છે. **સમાધિ-દશા યોગ-વિદ્યાની અંતિમ સીડી છે.** એ અવસ્થામાં જ નિરપેક્ષ સત્ય જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. ભૂત ભવિષ્યનું જ્ઞાન શાસ્ત્રોનું રહસ્ય અને કુદરતના ગુપ્ત નિયમોનો અનુભવ સમાધિ દશામાં જ થાય છે. અદ્ભુત ચમત્કારો અને અલૌકિક સિદ્ધિઓ પ્રાપ્ત થવી તે સમાધિ અવસ્થાના ફળ જ છે. અને એ જ અવસ્થામાં એને અવિનાશી આત્મ તત્ત્વનો બોધ થાય છે. એના સંબંધમાં મહર્ષિ યાજ્ઞવલ્કયે કહ્યું છે કે—હે ગાર્ગી ! જે એ અવિનાશી તત્ત્વને જાણ્યા વિના—સમજ્યા વિના આ લોકમાંથી ચાલ્યો જાય છે, તેનો જન્મ નિષ્ફળ થાય છે. અને જે એ અમર આત્મ તત્ત્વને જાણી લે છે, ઓળખી લે છે તે ત્યારબાદ આ લોકમાંથી જાય છે તેનો જન્મ સફલ થાય છે.

સારાંશ એ છે કે, માનવજીવનની સફળતા આત્મિક જ્ઞાન પ્રાપ્ત કરવાથી જ થાય છે. અને આત્મિક બોધ સમાધિ અવસ્થામાં જ થાય છે. સમાધિદશા પ્રાપ્ત કરવાનો સર્વથી સરળ, સુગમ સુલભ અને સહજ ઉપાય મંત્ર જપ છે—અને મંત્રોમાં સર્વથી શ્રેષ્ઠ મંત્ર 'ૐકાર અને સોડહમ્' મંત્ર છે. સોડહમ્ એ ૐકારનું જ રૂપાંતર છે—એનો જપ શ્વાસ—પ્રશ્વાસમાં **ધ્યાન રાખી કરવાથી ઘણી જ જલદી સમાધિદશા પ્રાપ્ત થાય છે.**

જો આપણે શ્વાસોચ્છ્વાસની ક્રિયાનું અવલોકન કરીએ તો આપણને જણાશે કે ચોવીશ કલાકમાં ૨૧૬૦૦ શ્વાસોચ્છ્વાસ ચાલે છે. જરા વધુ સૂક્ષ્મ રીતે અવલોકન કરશું તો જણાશે કે પ્રત્યેક શ્વાસોચ્છ્વાસમાં અંદર ગ્રહણ કરતા શ્વાસમાં 'સ' એવો ધ્વનિ અને બહાર નીકળતા પ્રશ્વાસમાં 'હ' એવો ધ્વનિ સંભળાય છે.

આ 'સકાર' અને 'હકાર' પર વધારે સૂક્ષ્મ રીતે અવલોકન થાય તો અંદર ખેંચેલાં વાયુમાં 'સો' અને હોઠ બંધ કરી બહાર છોડાતા વાયુમાં 'હમ્' એવો ધ્વનિ સંભળાશે....... સો–હમ્.......સો–તે, ઽહમ્–હું......'તે હું'.... ...તે કે જેની શોધમાં આખી દુનિયા ફરે છે તે જ હું.......ઈશ્વર હું.... પરમાત્મા હું... "હું પોતે 'તે' હોવાથી તો દમબદમ સોઽહમ્‌નો જાપ આપોઆપ મારા પોતાના સ્થૂલમાં ચાલતો રહે છે!"

"શ્વાસોચ્છ્વાસને સાધી પોતાના લક્ષમાં બેસાડે તો એ 'અભ્યાસ'ને પરિણામે તેનું દેહાભિમાન નહિવત્ થવા પામે છે. ચિત્તની શુદ્ધિ થાય છે, અને 'જ્ઞાન' પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે અભ્યાસ ચાલુ રાખવાથી મન પૂર્ણ રીતે પોતાને આધીન થાય છે, અને ચિત્તવૃત્તિઓનો નિરોધ થવાથી માનવ **યોગી બને છે.** વૃત્તિઓ મનની સખીઓ છે. મન ચૂપ થયું એટલે વૃત્તિઓનો ખેલ પણ અટકે છે, અને પછી આત્મજ્ઞાનની પ્રાપ્તિ સુલભ થાય છે."

પ્રકરણ ૪

# ॐ હ્રીઁ નમઃ મંત્રવિજ્ઞાન

## મંત્રસિદ્ધિનો પ્રત્યક્ષ અનુભવ

વર્તમાન સમયમાં અનેક સાધકો પોતપોતાની શ્રદ્ધા અનુસાર અનેક પ્રકારના ઈષ્ટમંત્રોનું સાધન–ઉપાસના કરતા જોવામાં આવે છે. પણ એ મંત્રોપાસના દ્વારા સાધકોની ઈચ્છાનુસાર નિશ્ચિત સમયમાં ઈચ્છેલ ફળ પ્રાપ્ત થયેલું જોવામાં આવતું નથી. તેથી સાધકની શ્રદ્ધા અને ઉત્સાહ દિનપ્રતિદિન અધિકાધિક દૃઢ અને તીવ્ર થવાને બદલે મંદ થતો જાય છે. એ સ્થિતિમાં કેટલાક સાધકો તો નિરાશ અને નિરુત્સાહ બનીને સાધન છોડી દે છે. અને વળી કોઈ સાધક જેમ તેમ દીર્ઘકાલ અથવા જીવન સુધી સાધન કરતા રહે છે. પછી ભલે તેને ફળ–પ્રાપ્તિ અલ્પાંશ મળે અથવા કંઈ પણ ન મળે તે તરફ લક્ષ આપતા નથી. જો કોઈ પણ મંત્રથી અલ્પકાળમાં સાધકને ફળ સિદ્ધિનો કંઈપણ અનુભવ થવા લાગે તો તેટલાથી જ તેની શ્રદ્ધા દૃઢ અને ઉત્સાહ તીવ્ર થઈને તે દિનપ્રતિદિન અધિકાધિક દૃઢતાથી ઉત્સાહપૂર્વક મંત્રસાધનામાં અગ્રસર થાય એ માટે આ સ્થળે એક અનુભવસિદ્ધ મંત્ર તથા તેના સાધનની વિધિ લખવામાં આવે છે. એ સાધનથી સાધકોને અલ્પ સમયમાં જ મંત્રસિદ્ધિ થવાનો અનુભવ થઈને તેમની શ્રદ્ધા અને વિશ્વાસ દૃઢ થશે. આ સાધન હંમેશાં ચાલુ રાખવાથી સાધકને પૂર્ણ

રૂપે સિદ્ધિ પ્રાપ્ત થઈને તે કૃતાર્થ થશે. તેનું જીવન સફળ થશે. એ મંત્ર એટલે પ્રણવ (ॐ) સહિત માયા બીજ "હ્રીઁ" એ છે. એ મંત્ર એવો છે કે જેના અનુષ્ઠાનથી પૂર્વકાળમાં અનેક સાધકો સિદ્ધિ પ્રાપ્ત કરી ચૂક્યા છે. અને વર્તમાન-કાળે પણ જે સાધક–મહાપુરુષો એનું મહત્ત્વ અને રહસ્ય જાણે છે તેને સિદ્ધિ પ્રાપ્ત થઈ છે. નાસિકમાં એક મહાપુરુષે એ બીજમંત્રનો વિધિપૂર્વક જપ કરવાથી તેઓ જ્ઞાનસહ સમાધિ-સિદ્ધ મહાત્મા થયા હતા. તેઓ અનેકના વ્યાધિઓ મટાડતા હતા; અને તેને વચનસિદ્ધિ વરી હતી. તેમણે નાસિકમાં એક મહાવિદ્યાલય પણ સ્થાપ્યુ હતું, અને ત્યાંથી અનેક સાધકો એ બીજમંત્રનો જપ કરી સિદ્ધ થયા છે. એ બીજમંત્રમાં એવી અલૌકિક શક્તિ છે કે સાધક એનું અનુષ્ઠાન–સિદ્ધ થવાથી અસાધ્યને સાધ્ય અને દુર્લભને સુલભ કરી શકે છે. આ ગુપ્ત બીજમંત્ર સર્વ પ્રકારની ઈચ્છાઓ પરિપૂર્ણ કરે એવો છે. એ મંત્ર ચિંતામણિ સમાન ફળદાયક અને શક્તિશાળી છે.

## સાધન વિધિ

કોઈ એક એકાન્ત અને પવિત્ર સ્થાન કે જ્યાં પોતાનો (સાધકનો) શબ્દ કોઈ સાંભળી શકે નહિ, તેવા સ્થાનમાં સરળતાથી બેસી શકાય એવા કોઈ આસને બેસીને, આ ॐ હ્રીઁ મંત્રનો મધ્યમ સ્વરથી જપ કરવો. મંત્રનો ઉચ્ચાર સ્પષ્ટ અને દીર્ઘ કરવો જોઈએ. જો ઉચ્ચાર બરાબર નહિ થાય તો ફળસિદ્ધિમાં પણ ન્યૂનતા રહેશે. ॐ હ્રીઁ બોલ્યા પછી છેવટે નમઃ શબ્દ બોલવો. એની જપ સંખ્યા આઠ લાખ છે. નિત્ય

પ્રાતઃ અને સાયંકાલ બંને સમય અઢી અઢી હજાર જપ કરવાથી પાંચ મહિના અને દસ દિવસમાં આઠ લાખ જપ પૂરા થાય છે. એક માળા (૧૦૮) જપ કરવામાં ત્રણ મિનિટ લાગે છે, અર્થાત્ અઢી હજાર જપ કરવામાં સવા કલાક વખત લાગે છે. મંત્રોચ્ચારનો ધ્વનિ શરૂમાં કાન દ્વારા સાંભળવો અને સર્વ લક્ષ્ય તેના પર જ લગાડવું જોઇએ. અને મન, વાણી તથા કાન એ ત્રણે તેલધારાની જેમ એક રૂપ અખંડ બંધાઈ જવાં જોઈએ. તે પછી યમ નિયમોનું પાલન કરીને એક પણ દિવસ ખંડિત કર્યા સિવાય મંત્રનું અનુષ્ઠાન કરવામાં આવશે, તો ઉપરોક્ત સમયમાં અને ઉપર લખેલી સંખ્યામાં જપ પૂરા થતાં પૂર્ણ સિદ્ધિ લાભ થાય છે. તેમ છતાં સાધકની યોગ્યતા અનુસાર તેના પહેલા ન્યૂનાધિક પ્રમાણમાં ફળસિદ્ધિનો અનુભવ થવા લાગે છે. એ અનુભવ સંબંધી જે કાંઈ બને તે અતિ ગુપ્ત રાખવું જોઇએ તે કોઇને પણ કહેવું નહિ. તેમજ એ માટે મનમાં અભિમાન થવા દેવું નહિ.

સાધન માટે એક સાધકને બદલે સમાન યોગ્યતાવાળા બે સાધકો એક સાથે બેસીને બન્ને એક સ્વરથી જપ કરશે તો તેથી વળી એક વિશિષ્ટ પ્રકારનો અપૂર્વ અનુભવ થશે. તે તો માત્ર તે સાધકો જ જાણી શકશે.

એ ઉપરાંત એના સાધનથી કેવળ લૌકિક અથવા વ્યવહારિક સિદ્ધિનો જ લાભ નહિ પણ જે અનુષ્ઠાનથી અનેક કષ્ટ સહન કરવા છતાં સિદ્ધિ પ્રાપ્ત થવી કઠિન હોય છે, તે સિદ્ધિ આ સાધનથી સહજમાં પ્રાપ્ત થાય છે. કષ્ટ સાધ્ય યૌગિક સિદ્ધિ,

કોઈ પણ કષ્ટ સહન કર્યા સિવાય, આ સાધનથી સિદ્ધ થાય છે. યોગ સાધનામાં મુખ્ય મનાયેલું સૂર્યચક્ર વેધ, તેનો વિકાસ અને કુંડલિની જાગૃત કરવાની ક્રિયા પણ આ સાધનથી સિદ્ધ થાય છે. આ કાંઈ નામ માત્રની શાસ્ત્રીય રુચિકર ફલશ્રુતિ નથી, પણ ગુપ્ત કરતાં પણ અતિ ગુપ્ત, અતિ રહસ્યપૂર્ણ, અનુભવ-સિદ્ધ વિષય છે. એ કેવલ જિજ્ઞાસુઓના હિતને માટે જ અત્રે પ્રગટ કરવામાં આવેલ છે. ઉપરોક્ત "હ્રૉ" મંત્રના સાધન સંબંધી વિશેષ વિધિ-વિધાન

'ॐ હ્રૉ નમઃ' એ મહામંત્રનો નિત્ય જપ કરતી વખતે "હું પરમાત્મા સમ આત્મા છું" એ તત્ત્વ વિચારવું. 'ॐ હ્રૉ' એ નામ-બીજ, એ જ મહામંત્ર અને એ જ મહામંત્રમાં કેટલાંય ગુણનો સાર ભરેલો છે. ॐ એ શબ્દ પ્રણવમંત્ર છે. ॐ હ્રૉ એ બીજમંત્ર પ્રત્યેક ધર્મમાં છે. ॐ હ્રૉ એ મંત્રનો ઉચ્ચાર કરવાનો સર્વ મનુષ્યોને હક્ક છે. એ જ નામ મંત્ર 'નરને નારાયણ' બનાવવા મહા સમર્થ છે. ॐ મંત્રમાંનો 'અ'-એ માત્રા જાગૃતિ અવસ્થામાં રહેલા ભ્રામક જગતનો આધારભૂત એવું જે સતત્વ તેનો એટલે આત્મારામનો વાચક છે 'ઉ' એ માત્રા સ્વપ્નાવસ્થાની માનસિક સંસારનો વ્યાપક છે. અને 'મ્' એ માત્રા ગાઢ નિદ્રામાંના અવિજ્ઞાન સંસારના આધારભૂત ચૈતન્યનો દ્યોતક છે. એટલે જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણે અવસ્થાનો આધાર કિંવા સાક્ષી એવો જે નિત્ય શાશ્વત અને અવિનાશી સ્વતત્ત્વ, તેનો એ વાચક અને તે જ પોતાનું સ્વ-સ્વરૂપ છે. હ્રૉંકાર સંબંધી આધાર વચન નીચે લખ્યું છે :

સાધકે · ૐ હ્રીઁ નમઃ એ મંત્રનું અધ્યયન અને સંકલ્પ પ્રમાણે અનુષ્ઠાન–ઉપાસના કરનાર પુરુષ આ નશ્વર જગતમાં પારસમણિ રૂપ સાધક બનીને દીર્ઘાયુષ્ય થાય છે. આ વિદ્યા સાધકને આર્થિક અને નૈતિક તેમજ તેની ધાર્મિક વૃત્તિને ઉચ્ચ દશામાં પહોંચાડનાર તેમજ સ્વાર્થ અને પરમાર્થ તત્ત્વનો લાભ કરાવીને માનવદેહને સચ્ચિદાનંદ સ્વરૂપ બનાવનાર છે. "ૐ" એ મત્ર પ્રાણીમાત્રના વ્યાધિ, શોક, ભય, ચિંતા આદિ માનસિક વિકારોને દૂર કરે છે એટલું જ નહિ, પણ આત્મિક શક્તિનો સારો એવો વિકાસ થાય છે. એ સાધકની આત્મશક્તિ એટલી ખીલે છે કે તેના માત્ર આશીર્વાદથી, કૃપાદૃષ્ટિથી કે હસ્તસ્પર્શથી ગમે તે મનુષ્યનાં મહાન્ શારીરિક માનસિક દુઃખોનુ નિવારણ થાય છે. એવા સાધક સમક્ષ ઋદ્ધિ–સિદ્ધિ હાથ જોડીને સદૈવ તત્પર રહે છે. આ બધો પ્રભાવ ૐ મંત્રનો ઉચ્ચાર કરવાનો છે.

## "ૐ હ્રીઁનો ધ્યાન પ્રયોગ"

ૐ હ્રીઁ નમઃ એ બીજમંત્રની જે રાત્રિએ સિદ્ધિ કરવી હોય તે રાત્રિએ પ્રથમ નિર્મળ અંતઃકરણથી અને શુદ્ધ ભાવથી ધ્યાન કરવું તે નીચે પ્રમાણે છે.

"ૐ" સચ્ચિદાનદ પ્રભો! તમને મારા અનન્ય ભાવે નમસ્કાર હો. હે દીનદયાળ પ્રભો! હે ભક્તવત્સલ, દયાસાગર, હે વિશ્વપ્રતિપાલ, અશરણ શરણદાતા, મારા તમને કોટી કોટી પ્રણામ છે. તમારા અનુગ્રહથી જ આ મહામંત્રની સિદ્ધિ

મેળવવાનો પ્રયત્ન કરું છું. સદ્ભાવનાપૂર્વક લોકોપયોગ અને અને પરોપકાર દ્વારા એ વિદ્યાનો હું સદ્વ્યય કરીશ, તમારા અખંડ આશ્રયની સદ્ ઇચ્છા છે તે પૂર્ણ કરવા માટે તમે જ એક સમર્થ છો. હું તમારું સતત સ્મરણ કરું એવી શક્તિ અને ભક્તિ અર્પણ કરશો. ધ્યાનમાં, મનમાં, આસનમાં, શયન, ભોજન, જાગૃતિ, સ્વપ્નમાં તમારા નામનું સતત્ સ્મરણ રટણ ચાલુ રહે એવો આપ મારા પર અનુગ્રહ કરશો. મારી સર્વ શુભેચ્છાઓ આપની કૃપા વડે પૂર્ણ બનો. હું અધિકાધિક સત્ત્વશીલ અને સત્કર્મશીલ બનું એવું બળ હે પ્રભો મને તમે આપજો. તમારી કૃપા દૃષ્ટિ વડે મારા સર્વ શુભ મનોરથો સફળ થાઓ.

## (બીજમંત્ર) ॐ હ્રૉઁ નમઃ

ॐ હ્રૉઁ નમઃ આ બીજમંત્રની સશાસ્ત્ર ઉચ્ચાર પદ્ધતિ પ્રત્યેક સાધકને સમજાય તે માટે યથામતિ લખવામાં આવે છે. તે સાધકે લક્ષ્યપૂર્વક વાંચવાથી તેમાંનું રહસ્ય સત્ત્વ સમજાશે. ઓ + મ્ મળીને ॐ એ પ્રણવ અક્ષર બન્યો છે. ર્ + હી + મ્ એ ત્રણ અક્ષર મળીને હ્રીઁ એ શક્તિ બીજાક્ષર બન્યો છે.

તેથી પ્રથમ ॐ અક્ષરનો ઉચ્ચાર કરીને મોઢું બંધ કરવું. અર્થાત્ "મ્" એ શેષ અક્ષરનો અંતિમ ધ્વનિ મસ્તક પર ચઢાવતી વખતે રણકાર જેવો નાદ ઉત્પન્ન કરવો. અર્થાત્ ઉડતા ભ્રમરાના નાદ જેવો (ગુંજારવ) મસ્તકમાં નાદ ઉત્પન્ન કરવાથી તે નાદ દીર્ઘ સ્વર વડે શ્વાસ પૂરો થાય ત્યાં સુધી

લંબાવવો. તેમ કરવાથી ॐ અક્ષરની ઉચ્ચાર પદ્ધતિ સશાસ્ત્ર અને પદ્ધતિસર થાય છે. ॐના ઉચ્ચારણની જેમ હ્રીં એ અક્ષરનો ઉચ્ચાર કરવો. પરંતુ હ્રીં અક્ષરનો શ્વાસ પૂરો થતાં જ નમઃ શબ્દનો ઉચ્ચાર કરી શ્વાસ પૂરો કરવો.

આ પ્રમાણે ॐ હ્રીં નમઃ એ મંત્રનો ઉચ્ચાર કરવાથી તે સશાસ્ત્ર પદ્ધતિએ થાય છે. જેથી સાધકમાં ચૈતન્યશક્તિ ઉત્પન્ન થાય છે.

જો સાધકે સૂર્યભેદ ક્રિયાનો અભ્યાસ કરીને ૧૫–૨૦ સેકંડ સુધી શ્વાસ નિરોધ કરવાની ટેવ પાડી હોય તો તેણે એક જ શ્વાસ લેવામાં ‘ ॐ હ્રીં નમઃ ’ એ આખો મંત્ર બોલવો.

**વ્યાખ્યા :** ॐ એ અક્ષરનો ધ્વનિ દીર્ઘ સ્વરથી મસ્તક પર ચઢાવીને ત્યાં ગુંજારવ નાદ ઉત્પન્ન કરવાનું કારણ શું ?

કારણ એ જ છે કે :–મનુષ્યના મસ્તકને જ બ્રહ્માંડની ઉપમા આપી છે. અને તે જ બ્રહ્માંડમાં ॐ સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માનો વાસ માનવામાં આવે છે. મંત્રોચ્ચાર કરતી વખતે ગુંજારવ (રણુકાર) ધ્વનિ મસ્તક પર ચઢવાથી બ્રહ્માંડવેધ થાય છે. બ્રહ્માડવેધ થવાથી આત્મામાં જાગૃતિ ઉત્પન્ન થાય છે.

તેથી મંત્રોચ્ચાર કરનાર સાધકમાં ચૈતન્યશક્તિ ઉત્પન્ન થાય છે. ગારુડી લોકોના મોરલી નાદથી નાગ–સર્પ જેમ જાગૃત થઈ તેને વશ થાય છે તે પ્રમાણે જ સાધકના ગુંજારવ નાદથી મંત્રદેવતા મોહિત થઇને સાધકના જે મનોરથ હોય તે પરિપૂર્ણ કરે છે.

સાધકને જે દિવસે મંત્ર સિદ્ધ કરવાનું તીવ્ર મન થાય તે જ દિવસે અનુકૂળ યોગ સમજીને, તીવ્ર ભાવના દ્વારા મંત્ર જપ કરવા ૩–૪ કલાક મંત્ર જપ કરવાથી મંત્રસિદ્ધિ પ્રાપ્ત થાય છે. એ નિશ્ચયપૂર્વક જાણવું.

શારીરિક કે માનસિક વ્યગ્રતા થાય તેવી કોઈ ઉપાધિ રાખવી નહિ. સ્થળ એકાંત હોવું જોઇએ. એકાંત સ્થાનમાં રાત્રિના સમયે ઊનના આસન પર પૂર્વ તથા ઉત્તર દિશા તરફ મુખ કરીને બેસવું અને પ્રથમ બતાવેલ ધ્યાન પ્રયોગ કરીને સત્ સંકલ્પપૂર્વક શુદ્ધ ભાવથી 'ૐ હ્રીં નમઃ' એ કલ્યાણમય શક્તિ બીજમંત્રનો (૧૦૮) વખત અથવા જેટલો વધારે સંખ્યામાં જપ થાય તો સારું. વધારેમાં વધારે ૧૦૦૮ વખત જપ કરવાથી અતિ હિતકારી છે. મંત્ર જપ કરવા માટે હાથમાં માળા વગેરે કંઈ લેવું નહિ. કારણ કે માળા ફેરવતાં મનની એકાગ્રતાનો ભંગ થાય છે. માટે એકાગ્રતાપૂર્વક ૩–૪ કલાક જપ કરવાથી કાર્ય સિદ્ધ થાય છે.

આ પવિત્ર વિદ્યા દ્વારા સાધકને કોઈ પ્રકારની હાનિ કે વિપરીત પરિણામ થશે નહિ. આ વિદ્યાનું સાધન પ્રત્યેક જ્ઞાતિનો મનુષ્ય, પ્રત્યેક ધર્મનો મનુષ્ય, અને સ્ત્રી, પુરુષ વગેરે સર્વ કરી શકે છે. આ પવિત્ર વિદ્યા સ્વ અને પરનું કલ્યાણ કરવાનું સાધનદ્વાર છે એમાં લેશ પણ સંશય નથી. પ્રાચીન ઋષિ–મુનિઓની એ સાધ્ય વિદ્યા છે, અને એ વિદ્યા વડે જ તેઓ સિદ્ધ મહાત્મા થયા હતા.

## નિત્યનો કાર્યક્રમ

મંત્ર જપ કરતી વખતે મંત્રનો ઉચ્ચાર બીજા મનુષ્યના સાંભળવામાં ન આવે અને સાધક પોતે જ તે સાંભળી શકે એવી પદ્ધતિથી કરવો. મોટેથી બોલીને કે મનમાં ને મનમાં મંત્ર જપ કરવો નહિ. મંત્ર સિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી દરરોજ વ્યવહારિક કામકાજ કરતી વખતે મંત્ર ઉચ્ચારણ કરવાની ટેવ પાડવાથી થોડા દિવસમાં જ મંત્રમાં શક્તિ આવે છે. એ જ નિયમ પ્રમાણે મંત્ર જપ ચાલું રહેવાથી થોડા દિવસમાં જ આપોઆપ સવા લક્ષ જપ સંખ્યાનું પુરશ્ચરણ થાય છે. પુરશ્ચરણ કરનારને વાક્સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે હમેશાં, હરપળ મંત્રજપ કરનારને માટે કોઈ પ્રકારની બીજી વિધિની જરૂર રહેતી નથી. જ્યારે ઇચ્છા હોય તે વખતે નિર્મળ મન વડે શુદ્ધ ભક્તિભાવથી મંત્રોચ્ચાર કરતા રહેવું જોઇએ. આ પ્રમાણે મંત્રોચ્ચાર થતાં થતાં શ્રીમંત માનવની જેમ કરોડો મંત્રજપનો ખજાનો સાધક પાસે તૈયાર થશે અને જે વખતે જે કાર્ય કરવાની તેને ઇચ્છા થશે. તે તત્કાળ ફળદાયક થશે. પરંતુ મંત્ર જપની સંખ્યા અલ્પ હશે, તો કોઈ મોટું કાર્ય ન કરતાં મંત્રની શક્તિ પ્રમાણે જ કાર્ય કરવું.

## મંત્રવિદ્યા સંબંધી બે બોલ

"ॐ ह्रीँ નમઃ" આ મંત્ર માટે પૂરો પરિશ્રમ કર્યા પછી તેનાં ફળ ગમે ત્યારે અથવા બીજે જન્મે

મળે એવું અહીં ઉધાર ખાતું નથી. આ મંત્રવિદ્યા તો "રોકડ" નો વ્યાપાર છે. એના અનુષ્ઠાનથી રુચિકર ફળ મહિના, પંદર દિવસમાં જ ચાખવા મળે છે. પ્રયત્ન કર્યા પછી સાધકનો પરિશ્રમ નિષ્ફળ નહિ જાય, એ નિઃસંદેહ વાત છે. પરંતુ સાધન વિધિ યુક્ત નિયમસર થવું જોઈએ. આ વિદ્યાથી રોગ ચિકિત્સા (મંત્ર સિદ્ધ થયાનો અનુભવ લીધા પછી) કરવાથી બરાબર યશ મળશે.

જેમ જેમ મંત્રજપની સંખ્યા વધતી જશે, તેમ તેમ સાધકમાં દિવ્ય શક્તિ ઉત્પન્ન થશે. અને સાધકને હાથે મોટાં મોટાં કઠિન કાર્ય સાધ્ય થશે. અને હવે પછી જે માહિતી લખી છે, તે માર્ગે જવાથી કોઈ પણ કાર્યમાં અપયશ મળશે નહિ. આ વિદ્યાનો અનુભવ સન્. ૧૯૧પથી ૧૯૩૭ સુધીમાં ૩–૪ હજાર સાધકોએ નાસિકમાં લઈ યશ પ્રાપ્ત કર્યો હતો. સંસારમાં રહેતા થકા પણ આ મહાવિદ્યાના સામર્થ્ય વડે કોઈ પણ પ્રકારની ઇચ્છા પૂર્ણ કરવી હોય તો આ મહાવિદ્યા જેવું પવિત્ર અને સરળ સાધન બીજું કોઈ નથી. પરંતુ સાધકને મુખ્યત્વે કરીને કહેવાનું એ જ છે કે મંત્રસિદ્ધિ મેળવ્યા પછી મહિના–પંદર દિવસમાં જ કેટલાક પ્રયોગોમાં તેના પર મંત્રશક્તિનો અનુભવ લેવા માટે પ્રયોગ કરવા. એટલે હંમેશાનો અભ્યાસ અને અભ્યાસની વખતોવખત અનુભનથી તુલના કરવી. **ઉદાહરણાર્થ** : કસરતના અખાડામાં જે જે બાળકો અને મનુષ્યો આવે છે તે એકબીજા સાથે કુસ્તીઓ કરે છે. તેથી તેમની શક્તિ વૃદ્ધિ પામે છે. અને જે જે સ્થળે કુસ્તીની શરતો થાય છે, તે તે સ્થળે તેઓ પોતાના સામા

પક્ષવાળા સાથે કુસ્તી કરી યશ મેળવે છે. એ પ્રમાણે જ અભ્યાસ અને અનુભવ દ્વારા સાધક સામર્થ્યવાન બને છે. એમ નહિ કરતાં તે સાધક ફક્ત મંત્રજપ દ્વારા નિત્ય કર્મ કરીને ૧૦–૫ મહાપુરશ્ચરણની સાધ્યતા કરશે અને ક્વચિત્ પ્રસંગે એકાદ કાર્ય માટે પ્રયોગ કરવાનું મન થયા છતાં તે કરશે તો તેને અકલ્પિત ફળ પ્રાપ્ત થશે નહિ. કારણ કે તેણે કોઇ દિવસ કોઈ પ્રયોગ કર્યો નથી અને તેવા કાર્ય માટે તેને બેદરકારી હોય છે. એવા કાર્ય માટે તો સાધકે પુરશ્ચરણ કર્યા પછી પરોપકારાર્થે કેટલાક પ્રયોગો કરવાની ટેવ (અભ્યાસ) અને ઉત્સાહ રાખવો જોઈએ. ત્યારે જ સાધકને ખાત્રીપૂર્વક યશ મળશે. અને ત્યારે જ સાધકોની ખાત્રી થશે કે આ વિદ્યાનો પરિચય આપીને સાચેસાચ પરમાર્થનો પંથ વિદિત કર્યો છે. એક મહાત્માએ આ વિદ્યાને અનુભવસિદ્ધ કરીને જનસમાજના કલ્યાણ માટે પ્રસિદ્ધ કરેલ છે. એ અનુભવસિદ્ધ પ્રયોગનો અનુભવ અને વિવેક બુદ્ધિ દ્વારા કરવાથી નિત્ય નિયમિત અભ્યાસ કરવાથી એ મંત્રમાં રહેલી ચૈતન્ય–શક્તિનો પ્રત્યેક સાધકને અનુભવ થશે, અર્થાત્ એક મહિનામાં ત્રણ વખત જ એ વિદ્યાની સત્યતા જણાશે. અનુભવ કર્યા પછી આ વિદ્યા સાચી ઠરે એટલે ભવિષ્યમાં વિશુદ્ધ રીતે આ વિદ્યાનું અધિકાધિક સામર્થ્ય પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવાની ઈચ્છા થશે. અને જેમ જેમ પુરશ્ચરણ (અમુક મંત્રના સકામ જપ) વધારે થશે તેમ તેમ સાધકમાં દિવ્ય સામર્થ્ય વૃદ્ધિ પામશે. જેમ જેમ દિવ્ય સામર્થ્ય વૃદ્ધિ પામશે તેમ તેમ તે સાધક મોટાં મોટાં અસાધ્ય અને અતિ કઠિન જણાતાં કાર્ય સહજમાં પૂર્ણ કરી શકશે.

## આત્મવિશ્વાસ

આ વિદ્યા સાધ્ય કરવા માટે સાધકનો પૂર્ણ આત્મ-વિશ્વાસ હોવો જોઈએ. દૃઢ શ્રદ્ધા હોવી જોઈએ. એ જ વિદ્યાનું મુખ્ય તત્ત્વ છે. જેના અંતરમાં દૃઢ વિશ્વાસ હશે, તેને જ ફળપ્રાપ્તિ થાય છે "સંશયાત્મા વિનશ્યતિ" એ ગીતા વચન પ્રસિદ્ધ જ છે. કોઈ પણ રોગનો રોગી સમક્ષ આવતાં જ પ્રથમ તેના રોગની માહિતી મેળવવી, ત્યાર પછી તે રોગની પ્રબળતા કેટલે દરજ્જે વધેલી છે. અને પ્રયોગબળથી તે રોગ એક જ પ્રયોગબળથી નિર્મૂળ કરી શકાશે કે કેમ ? કિંવા ૨–૪ વખત પ્રયોગ કરવાથી થશે, ૪–૮ દિવસ પ્રયોગ કર્યાથી આરામ થશે. એ સંબંધી સાધકે પોતાના મનમાં અનુમાનપૂર્વક વિચાર કરવો, તે પછી પોતાનો વિચાર રોગીને જણાવવો. રોગી સાથે વાતચીત કરતી વખતે શાંતિથી સુમિષ્ટ વચન બોલવા. એવાં સુમધુર વચન આશાજનક સંભાષણથી રોગીના મન પર સાધકની વિદ્યાનું ઘણું સારું પરિણામ આવે છે. તેમજ સાધક ઉપર તેની શ્રદ્ધા વૃદ્ધિ પામે છે સત્ય એ છે કે, એવી સુમિષ્ટ મધુર ભાષા બોલવાની સાધકોએ ટેવ રાખવી જોઈએ. આપણી કલ્પના તે જ રોગીની ભાવના અને આપણા જે વિચાર તે જ રોગીના પણ હોવા જોઈએ. તે માટે ઉભય પક્ષે એકચિત્ત થવું, તેને તાદાત્યમતા કહે છે. જ્યાં એવી તાદાત્મ્યતા હશે, ત્યાં કાર્યમાં સિદ્ધિ–સત્વર સફળ થશે આ વિદ્યાનો એવો જ શ્રેષ્ઠ ગુણ ધર્મ છે. અને એ જ તત્ત્વાનુરોધ વડે પ્રત્યેક કાર્યમાં સફળતા પ્રાપ્ત થશે.

આ મહા વિદ્યા એક મહાત્માએ એક શિષ્ય સાધકને શિખવ્યાથી તેણે સાધનના બીજે જ દિવસે આધાશીશીના કેટલાક રોગીને ૨-૩ મિનિટમાં જ આરામ કર્યો હતો. ૮-૧૦ દિવસના સાધન પછી માથાના દુઃખાવાવાળા ૫-૭ રોગીને આરામ કર્યો હતો. તે પછી તે શિષ્યે-સાધકે જેમ જેમ સાધના મંત્ર જપમાં વધારો કર્યો, તેમ તેમ ભલભલા રોગ અને ભલભલા કઠિન કાર્યમાં સંપૂર્ણ યશ પ્રાપ્ત થયો. રોગીઓમાં પુરુષો ઉપરાંત ઋતુવતી અથવા સુવાવડી અથવા સૂતકી સ્રીઓનો રોગ પણ જડમૂળથી દૂર થયા છે. એ વિદ્યાનો પ્રયોગ કરવા માટે સમય, નક્ષત્ર, શુભાશુભ યોગ, વ્રત, ઉપવાસ, કરવાની આવશ્યકતા નથી. એ વિદ્યામાં અન્ય (બીજું) પથ્ય બિલકુલ નથી. અને તેટલા પ્રમાણમાં આત્મશાન્તિનું કાર્ય ધર્માર્થે કરવું જોઈએ. કોઈ પણ સાધક પાસે એવું કોઈ પણ કામ આવે, તો તેમાં સફળતા મેળવવા માટે જરા પણ શંકા રાખ્યા વગર પ્રયોગ કરવો જોઈએ. સદૈવ આત્મભાવના રાખવાથી કોઈ પણ કાર્યમાં અપયશ મળવાનો સંભવ રહેતો નથી માટે જ સાધકે આ મંત્રવિદ્યા પ્રત્યે સંપૂર્ણ વિશ્વાસ, દૃઢ શ્રદ્ધા રાખીને તેનું અનુષ્ઠાન કરવું, એ જ કલ્યાણનો માર્ગ છે.

એક વખત એક પેન્સનર અમલદારની ૩૫-૪૦ વર્ષની પુત્રીને ૬-૭ મહિનાથી સખત તાવ અને માથું દુઃખવાનો રોગ થયો હતો. ઘણી ઘણી દવાઓ કરવા છતાં તે મટતો ન હતો. ઈષ્ટ મંત્ર દ્વારા અને પોતાની પ્રાણશક્તિ દ્વારા એક મહામાનવે તેનું મસ્તક પકડી તેમ જ તેના હાથ પકડી બે દિવસ પોતાની પ્રાણશક્તિનો પ્રવાહ વહન કર્યો કે તુરત જ

તેનો તાવ અને માથું દુઃખતું તદ્દન બંધ થયુ અને તેને આરામ થયો. પુનઃ તેને એ વ્યાધિ થયો જ નહિ. તે ઉપરાંત તે જ અમલદારના યુવાન પુત્રને સવારે ૧૦૩–૪ ડિગ્રી તાવ આવ્યો. સાયંકાલે તે જ માનવે તેનો હાથ પકડી તેનામાં પોતાની પ્રાણશક્તિનો સંચાર કર્યો, તે જ ક્ષણે તેનો તાવ ૯૯ ડિગ્રી થઈ ગયો. પછી બરડાની કરોડના ષડ્ચક્રમાં જે સ્થળે વિકાર હતો ત્યાં પ્રાણશક્તિનો સંચાર કર્યો. જેથી તેની કમ્મરનું દર્દ બંધ થયુ. તેનાથી ઊઠી બેસી શકાતું ન હતું. તેને આરામ થયો અને પરીક્ષા આપવા ગયો! આ મંત્ર અને પ્રાણશક્તિનો અદ્ભુત ચમત્કાર જોઈને સર્વજનો આશ્ચર્ય પામ્યા.

---

પ્રકરણ ૫

# શબ્દશક્તિનું સામર્થ્ય

યોગ માર્ગ દ્વારા જે મનુષ્યે શબ્દશક્તિનો વિકાસ કર્યો છે તે જ જાણે છે કે શબ્દમાં વાસ્તવિક કેટલી શક્તિ છે. ખરી રીતે તો શબ્દોમાં એક એવી ગુપ્ત શક્તિ છુપાઈ રહેલી છે, કેઃ—જેના દ્વારા માનવ પોતાનું સર્જન કરી શકે છે. અદૃશ્ય વસ્તુને દૃશ્ય કરી શકે છે. સૂક્ષ્મ વસ્તુને સ્થૂળમાં પ્રગટ કરી શકે છે, અને અસાધ્યને સાધ્ય, દુર્લભને સુલભ, અસંભવને સંભવ કરી શકાય છે. અતિ દૂરની વસ્તુને વિચલિત અને આકર્ષિત કરીને પોતાની સન્મુખ ઉપસ્થિત કરી શકે છે. અને એ જ સાધન દ્વારા તે દેવોને પણ વશ કરી શકે છે. પ્રાચીન સમયના મહાત્માઓ શબ્દશક્તિના અમોઘ બળને સંપૂર્ણપણે જાણુતા હતા તેમના શબ્દોમાં અદ્ભુત બળ હતું તેમના એક એક શબ્દમા જાદુઈ તાકાત અને વિશિષ્ઠ પ્રકારનું આકર્ષણ હતું. સર્વ શ્રોતાઓ દિગ્મૂઢ થઈ જતાં આધ્યાત્મિક ગુરુ બીજાના મનમાં એક પ્રકારના શક્તિશાળી શબ્દનું સૂચન કરે છે. પરિણામે સાંભળનાર તેનાં સૂચનોની અસર નીચે આવી જાય છે. દરેક બોલાયેલા શબ્દોમાં મહાન બળ છે. અહીં શબ્દશક્તિ નોંધો. જો કોઈ માણસને કોઈ ‘સાલા’ ‘બદમાસ’ કે ‘મૂર્ખ’ એમ કહે તો તરત જ તે ઉશ્કેરાઈ જશે. મારા મારી શરૂ થઈ જશે. પણ તમે જો

કોઈને 'મહાત્મા' 'મહાભાગ્યવાન' કે 'ભલાભાઈ' કહીને બોલાવશો તો તે તુરત જ પ્રસન્ન થઈ જશે. વિચારનો જેમ પ્રભાવ પડે છે તેમ શબ્દોની પણ અસર થાય છે. માટે શબ્દ શક્તિનો પણ આપણે વિકાસ કરીને આત્મોત્થાન કરવું જોઈએ. દરેક મંત્રોમા પણ શબ્દશકિતનું બળ ઓતપ્રોત ભરેલું છે મંત્રો બે પ્રકારના છે. એક બીજ મંત્ર અને બીજા નામ મંત્ર; જેમ કે શ્રીં, હ્રૉં ક્લીં આદિ બીજમંત્રો છે, અને 'ૐ શાંન્તિ' 'ૐ મહાવીરાય નમ.' એ સર્વ નામ–મંત્રો છે. જો એ નામ–મંત્ર સાથે બીજ–મંત્રો જોડવામાં આવે તો તે એથી પણ વિશેષ શકિતશાળી અને શીઘ્ર ફળદાતા બને છે. બીજ અને નામ મંત્રનો પરસ્પર એવો સબંધ છે કે જેમ અગ્નિમાં ઉષ્ણતા અને જળમાં શીતળતાનો હોય છે તેમ. અર્થાત્ શબ્દોમાં જે શકિત છે તે માત્ર તેના અર્થમાં જ સમાયેલી છે, પરંતુ જે ધ્વનિ પ્રધાન મંત્ર છે, તેના અર્થ જાણવામાં આવે કે ન આવે તોપણ જો તે મંત્રનો વારંવાર સતત ઉચ્ચાર કરવામાં આવે તો તેનો પ્રભાવ જપ કરનાર મનુષ્ય ઉપર અથવા જો કોઈ બીજાના ઉદ્દેશ માટે જપ કરવામાં આવે તો તેનો પ્રભાવ તેના ઉપર તેમજ આસપાસના વાતાવરણમાં થયા વગર કદી પણ રહેતો નથી. જો કોઈને એ સંબંધી અનુભવ લેવો હોય તો તે મનુષ્યે 'રં' એ બીજમંત્રનો કેટલોક દિવસ સતત 'અખંડ' ઉચ્ચારપૂર્વક જપ કરશે, તો તેના શરીરમાં ઉષ્ણુતા 'ગરમી' વધેલી તેને જણાશે. તે જ પ્રમાણે 'સ' એ બીજમંત્રનો જપ કરવાથી તે મનુષ્યના શરીરમાં 'શીતળતા' (ઠંડક) થયેલી જણાશે, કોઈ પણ શબ્દનો એક સ્વરથી તાલબદ્ધ

ઉચ્ચાર કરવામાં આવે, તો તેનું અદ્ભુત પરિણામ આવે છે. એક પુસ્તકમાં વાંચવામાં આવેલ કે એક યુવાન સ્ત્રી ઘણીવાર સુધી હારમોનિયમ પર ત્રણચાર સ્વરો વારંવાર તાલબદ્ધ રીતે વગાડતી હતી. એનું પરિણામ એ આવ્યુ કે તે યુવતી જે ઓરડામાં બેસીને વગાડતી હતી તે ઓરડાની છત ફાટી ગઈ! આ પ્રમાણે સાંભળવાપૂર્વક ઘણાં વર્ષ પૂર્વે ભરૂચના જૂના પુલ ઉપરથી મિલીટરીના સિપાઈઓને 'લેફ્ટરાઇટ' એમ તાલબદ્ધ ચાલવા દેતા નહોતા. કારણ કે એમ થવાથી પુલ તૂટી જવાનો સંભવ હતો.

એ જ રીતે આ મંત્રોનો ધ્વનિપૂર્વક (સુંદર શબ્દમાં ધીમે) ધીમે, જપ કરવાથી તેના અર્થ અનુસાર લાભજનક પરિણામ થયા વિના રહેતું નથી, એ તદ્દન અનુભવપૂર્ણ સિદ્ધાંત છે. એક અથવા એકથી વિશેષ બીજમંત્રોના ઉચ્ચારથી કેટલાક મહાપુરુષોને દેવ–દેવીના આત્મસાક્ષાત્કાર–દર્શન થયાના અનેક દૃષ્ટાંતો સર્વના જાણવામાં છે. જેમ એક 'શ્રીં' બીજમંત્રના વિધિપૂર્વક જપ કરનારને લક્ષ્મી પ્રાપ્ત થાય છે. 'હ્રીઁ' બીજમંત્રના જપથી ઐશ્વર્ય પ્રાપ્તિ 'એ' વાગ્બીજથી વાક્સિદ્ધિ, 'ગ્રહન્નિવારય,' 'ગ્રહપીડાનિવારણ,' 'વ્યાધિવિનાશન, રોગનો નાશ થાઓ દુઃખહર, દુઃખહર, દરિદ્રનાશન, દેહપોષણ, ચિત્તં તોષય, ચિત્તંતોષય, ચિત્ત પ્રસન્નતા વગેરે લાભજનક શબ્દોનો મંત્રરૂપે પ્રયોગ બતાવેલ જોવામાં આવે છે. અને તેનો વારંવાર ઉચ્ચાર કરવાથી તેના અર્થ અનુસાર પરિણામ પણ અવશ્ય આવે છે. પ્રાચીનકાળના પરમાર્થી પુરુષોએ એક એક બીજમંત્ર રચવામાં એવી ખૂબી કરેલ છે કે જેથી તે મંત્રના દેવતા જાગ્રત

થાય છે અને તેના દર્શન પણ થાય છે. માત્ર થોડા દિવસ તે મંત્રોના જપ કરવા જોઈએ. એ પણ એક જાતનું માનસિક તપ છે. કષ્ટ વિના સુખ ક્યાં? મંત્રજપથી ઈષ્ટદેવના દર્શન સહ મનોકામના પણ પૂર્ણ થાય છે. તેથી પોતાનું જીવન સુખ, શાન્તિમય અને સફળ બનાવવા માટે શબ્દશક્તિનું અમોઘ સાધન વિદ્યમાન હોવા છતાં પણ જો કોઈ માનવ-બંધુઓ સર્વપ્રકારે દીન અને ક્લેશમય અથવા દુઃખમય જીવન વ્યતિત કરતા હોય, તો તેમાં બીજા કોઈનો નહિ પણ તેમના જ અજ્ઞાન, આળસ અને બેદરકારીનો દોષ છે. યત્ન કરો અને બીજમંત્રો સહિત તમારા ઈષ્ટ દેવના નામના મંત્રના જપ કરો. એકલા બીજમંત્રોના જપથી પણ એટલો જ લાભ થશે. જો તમો સાધનનો અનુભવ લેવા ઈચ્છતા હો તો તમારી ઇચ્છા અને આવશ્યકતા અનુસાર શાંતિ, બળ, સામર્થ્ય, ઉત્સાહ, ઐશ્વર્ય અને ધનસંપાદન આદિ કોઇપણ શબ્દ (મંત્ર)નો હંમેશાં વારંવાર જપ કરતાં રહો. દૃષ્ટાંત તરીકે તમારે જો શાંતિની ઇચ્છા હોય તો તમારે ચાલતાં, ફરતાં, ઊઠતાં, બેસતાં, સતત એ જ શબ્દનો વારંવાર ઉચ્ચાર કરવો જોઇએ. એની ધૂન લગાવવી જોઈએ. એ જ શબ્દ પર તમારું લક્ષ રહેવું જોઈએ, અને એ જ શબ્દ તમારા હૃદયમાં અંકિત કરી રાખવો જોઈએ. તમારા મનમાં ગમે તેટલી અશાંતિ અને ઉદ્વિગ્નતા હશે તો પણ એ શબ્દસાધનથી તમારા મનમાં સંપૂર્ણ અને અપૂર્વ શાંતિનો સંચાર થતો જાય છે એવો અનુભવ થશે. તમારા રોમેરોમમાં શાંતિનો પ્રબળ પ્રવાહ વહન થશે, એટલું જ નહિ; પણ તમારી ચારે દિશામાં બહુ દૂર સુધીનું

વાતાવરણ પણ શાંતિમય બની જશે, અને તમે જ્યાં જશો ત્યાં શાંતિનો સંચાર થશે. એ જ રીતે ઉપરોક્ત શબ્દો (બીજમંત્રો)માંથી તમારી ઇચ્છાનુસાર કોઈ પણ શબ્દના પ્રયોગથી તમારું જીવન સુખ, શાંતિ અને સફળ બનાવી શકશો, તેમ જ બીજા મિત્રો સગાં–સ્નેહીઓને પણ લાભ પહોંચાડી શકશો.

જો ઉપર પ્રમાણે ભિન્નભિન્ન શબ્દોનો પ્રયોગ (ઉચ્ચાર) કરવાની ઉપાધિમાં પડવા માંગતા ન હો તો કેવળ માત્ર એક જ 'પરમાત્મા'નું નામ સ્મરણ કરો, પણ તે જ નામની વારંવાર ધૂન લગાવવી જોઈએ. રોમેરોમમાં તે જ નામનું સ્મરણ થવું જોઈએ. અને તે જ નામરૂપી મંત્રમાં તન્મય, તદાકાર થઈ જવું જોઈએ. એમ કરવાથી પરમાત્મા સર્વ ગુણનો સાગર હોવાથી, દીનબંધુ દીનાનાથ હોવાથી, તેના અનેક ગુણો તમારામાં અવિર્ભાવ થશે, અને તમારી સર્વ મનોકામનોઓ પૂર્ણ થશે, અને તમે કૃતાર્થ થશો. જમીનમાં અનાજ વાવવા માટે ખેડૂતો સારી જાતનું બીજ વાવે છે. તેથી જ અન્ન ફળાદિ ઉગે છે તેવી જ રીતે તમો પણ બીજમંત્રોનો પ્રયોગ કરો. થોડો પરિશ્રમ લઈને મંત્રજાપ કરો અને સુખી બનો.

"ૐ શાન્તિ શાન્તિ શાન્તિઃ

શાન્તિ એ તો સર્વ સ્થળે અને અમારા હૃદયમાં સદા મોજૂદ જ હોય છે. આપણે તો તેને પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા કરવી જોઈએ, તો તેનો ધીમે ધીમે અનુભવ આવવા લાગે છે. શાન્તિની ભાવના કરવાનો સમય પ્રાત:કાળનો છે. ઉપરોક્ત મંત્રને બે ત્રણ વાર બોલવાથી સર્વ દિશાઓમાંથી શાંતિ આકર્ષાઈને સાધકની ચારે બાજુ છવાઈ જાય છે. સાધક પોતાને

શાંતિના સાગરમાં ડૂબેલો જુએ છે. એ જ જપ કરવાનો સમય છે. એ સમયે માળા વડે અથવા માળા સિવાય, જેમ અનુકૂળતા હોય તેમ, સાધકે આનંદયુક્ત મન વડે તથા કોમળ, મધુર ધ્વનિ વડે, (રાગ કાઢીને) ધીમે ધીમે ઓમ્... ઓમ્....ઓમ્....નો જપ શરૂ કરવો જોઈએ. બહુ ઉતાવળે નહિ અને બહુ મંદ ગતિએ નહિ એવી મધ્યમ ગતિએ સુંદર કંઠ સ્વર વડે જપ કરવો જોઈએ. જપનો ઉચ્ચાર એવી રીતે કરવો કે તે પોતાના કાન સાંભળી શકે અને બીજી રીત એવી છે કે હૃદયમા જ મંત્રજપ કરવો. પોતાને જેમ અનુકૂળ આવે તેમ જપ કરવો જોઈએ. જપ કરતાં કરતાં જ્યારે મુખ દ્વારા જપ કરવાથી શ્રમ જણાય, થાક લાગે અને મનમાં જપ કરવાની ઇચ્છા થાય ત્યારે માનસિક જપ કરવો જોઈએ. જીવનમાં માનવ અનેક વખત એવા સંકટોમાં સપડાઈ જાય છે કે તે વખતે શું કરવું તે તેને સૂઝતું નથી. એવે સમયે તેણે કેવળ મંત્રજપનો આશ્રય લેવો જોઇએ. તે વખતે મોટેથી ઉચ્ચાર કરીને જપ કરવો જોઈએ. રાતદિવસ જપ કરવો જોઈએ. ત્યારે તે જોઈ શકશે કે, તેના સંકટોને દૂર કરવાનો માર્ગ પ્રકૃતિદેવીએ ખુલ્લો કરી દીધો છે. તેનાં સર્વ સંકટો એક પછી એક દૂર થઈ જશે અને સાધક અતિ આનંદપૂર્વક પોતાનું જીવન વ્યતિત કરી શકશે.

ત્રણ મહિના સુધી સતત નિરંતર ત્રણ કલાક સુધી પ્રાતઃકાળ અને ત્રણ કલાક સાયંકાળ અને ઉતાવળે ઉતાવળે ઉચ્ચારણ કરતાં ૐકારનો જપ કરવાથી ગમે તેવી કઠિન વિપત્તિ હશે તો પણ તેનો નાશ થઈ જાય છે. અને મનુષ્યની મનોકામના પરિપૂર્ણ થાય છે. જલદી જલદી (મોટેથી) શબ્દોચ્ચાર કરવાથી મન અહીંતહીં ભટકતું નથી. તેથી તે જપમાં જ સંલગ્ન થાય

છે." અરે! ઉપાસકનું મન તેથી એકાગ્ર થઈ જાય છે. સત્ય એ છે કે, એકાગ્રતા એ જ સમસ્ત સફળતાની ગુરુકૂંચી છે. શાંત ચિત્તે એકાગ્રતાપૂર્વક મંત્રજપ કરવાથી જ ઇષ્ટ સિદ્ધિ થાય છે. શરૂઆતમાં મોટેથી બોલીને મંત્રજપ કર્યા પછી મનને હૃદયમાં એકાગ્ર કરીને પછી મનમાં જ મંત્રજપ કરવો જોઇએ. મોટેથી બોલીને મંત્રજપ કરનારને વચનસિદ્ધિ પ્રાપ્ત થાય છે, અને મનમાં જપ કરનારને સંકલ્પશક્તિ પ્રાપ્ત થાય છે.

આ શબ્દશક્તિનું જે વર્ણન કરીએ તે થોડું છે. આ પ્રત્યક્ષ દેખાતો સર્વ પ્રપંચ પણ શબ્દશક્તિના આધારે જ ચાલી રહ્યો છે. સમગ્ર શાસ્ત્રો જે છે તે પણ પ્રભુ કથિત વાણી એટલે શબ્દો જ છે. જે વડે અસંખ્ય માનવો પોતાના આત્માનું હિત સાધી શકે છે. શાસ્ત્ર શ્રવણનું ફળ નીચે લખ્યાનુસાર છે:

'સવણે નાણેય વિન્નાણે, પચ્ચક્ખાણે ય સંજમે,
અણહએ તવે ચેવ, વોદાણે અકિરિયા સિદ્ધિ.'

સત્સંગના અને શાસ્ત્ર શ્રવણના પ્રભાવ વડે જ્ઞાન થાય છે. તેથી વિજ્ઞાન થાય છે, વિજ્ઞાન થવાથી ત્યાગ કરવાની ભાવના પ્રગટે છે, ત્યાગથી મન તથા ઈન્દ્રિયોનો સંયમ થાય છે, સંયમથી આશ્રવનો[1] નિરોધ થાય છે, આશ્રવના નિરોધથી ઇચ્છા નિરોધ રૂપી તપ થાય છે તપ વડે પૂર્વ કર્મની નિર્જરા થાય છે, યોગનો નિરોધ કરવાથી અક્રિયપણું પ્રાપ્ત થાય છે, અને ત્યાર પછી સિદ્ધિ એટલે મોક્ષ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે મહા-પુરુષોના વચન સાંભળવાથી ઉપરોક્ત ગુણોની પ્રાપ્તિ સહ અંતે મોક્ષની પ્રાપ્તિ થાય છે.

નોંધ ૧. કર્મનું આવાગમન રોકાય છે–બંધ થાય છે.

**તેના પર દૃષ્ટાંત**–રાજગૃહી નગરીમાં શ્રેણીક નામે રાજા રાજ્ય કરતો હતો. તેના મંત્રીનું નામ અભયકુમાર હતું. તે નગરીમાં એક ચોર રહેતો હતો. તે ચોરને એક પુત્ર હતો, તેનું નામ રોહિણીયો ચોર હતું. બાપનો ધંધો તે પણ કરવા લાગ્યો. જ્યારે ચોરનો અંત સમય નજીક આવ્યો ત્યારે તેનો જીવ કેમેય કર્યો જાય નહિ ત્યારે તેના પુત્રે પૂછ્યુ કે 'હે પિતાજી! આપનો જીવ શેમાં અટકે છે ?'

તે ચોર બોલ્યો કે તું એક પ્રતિજ્ઞા કરે તો મારો જીવ શાંતિથી પરભવમાં ગમન કરે.

પુત્રે કહ્યું–'હું પ્રતિજ્ઞા કરવા તૈયાર છું.' તે સમયમાં પ્રભુ મહાવીરદેવ તે પ્રદેશમાં વિચરતા હતા અને વારંવાર રાજગૃહી નગરીમાં પણ આવતા હતા. ત્યાંનો રાજા તેમનો પરમ ભક્ત હતો. પ્રભુએ રાજગૃહી નગરીમાં ચૌદ ચતુર્માસ કરેલા હતા. મરણપથારી પર પડેલા ચોરે પોતાના પુત્રને કહ્યું કે–'આ નગરમાં એક મુંડ (પ્રભુને ઉદ્દેશીને કહે છે) આવે છે તે મહા-ધૂર્ત છે. તેના ક્યારેય પણ તારે દર્શન કરવા નહિ એટલું જ નહિ પણ તેના વચન તારે ભૂલેચૂકે ક્યારેય પણ સાંભળવા નહિ. આ પ્રતિજ્ઞા તું કરે, તો મારો જીવ સુખેસુખે ગમન કરે.'

પ્રિય વાચક! તું વિચાર જો કે સંસારાસક્ત માનવી અંત સમયે પણ આસક્તિથી મુક્ત થઈ શકતો નથી, એટલું જ નહિ, પણ મરતાં મરતાં પુત્રને શિક્ષણ પણ આસક્ત ભાવનું આપીને ધન્યતા અનુભવે છે. એ પામરની પામરતા પર તું વિચાર

કરીને સદા સર્વદા આસક્ત ભાવથી દૂર રહેજે. પિતાના કહેવાથી અબોધ પુત્રે તેના કહેવા પ્રમાણે પ્રતિજ્ઞા કરી. એકદા પ્રસ્તાવે પ્રભુ મહાવીરદેવ રાજગૃહીમાં પધાર્યા અને તેઓ જનતાને ધર્મ ઉપદેશ આપી રહ્યા હતા. યોગાયોગ રોહિણીયો ચોર તે રસ્તે નીકળ્યો. પોતાની પ્રતિજ્ઞા ભંગ ન થાય, તે માટે તેણે કાનમાં આંગળીઓ નાંખીને દોડવા માંડ્યું. રખે! આ મુંડના વચન મારા સાંભળવામાં આવે, તો મારી પ્રતિજ્ઞા ભંગ થશે. પરંતુ તેના પુણ્યોદયે તેના પગમાં કાંટો વાગ્યો, અને કાંટો વાગવાથી તે દોડી શક્યો નહીં. અને કાનમાંથી આંગળીઓ કાઢીને કાંટો કાઢવા લાગ્યો.

હવે તેજ વખતે પ્રભુની વાણીના ચાર વાકયો તેના કાનમાં પડયાં. 'દેવની છાયા પડે નહિ, દેવોની ફુલની માળા કરમાય નહિ, દેવની આંખો પલકારા મારે નહિ, દેવો જમીનથી ચાર અંગુલ ઊંચા ઊભા રહે, ધરતીને સ્પર્શ કરે નહિ.

આ ચાર વાકયો શ્રવણ કર્યા પછી તે રોહિણીયો ચોર ફરી દોડીને દૂર જતો રહ્યો. તે ચોરે રાજગૃહ નગરમાં ઘણો જ ઉપદ્રવ મચાવ્યો, જેથી લોકો ત્રાસ પામીને રાજા પાસે ફરિયાદ કરવા ગયા કે કાં તો તમે ચોરનો નિગ્રહ કરો, અગર અમોને નગર છોડી જવાની આજ્ઞા આપો.

રાજાએ પ્રજાને આશ્વાસન આપ્યું. પછી રાજાએ બીડું ફેરવ્યું કે જે કોઈ ચોરને પકડીને લાવશે, તેને ઈનામ આપવામાં આવશે. રાજાનો મંત્રી અભયકુમાર મહા બુદ્ધિમાન હતો. તેણે બીડું

પકડ્યુ અને ચોરને પકડવાની હિંમત કરી. અભયકુમારે પોતાના બુદ્ધિબળથી જાણ્યું કે આ ચોર છે, પણ કોઈ ખાસ મુદ્દો ન મળવાથી તેણે તેની સાથે મિત્રતા કરી. છતાં કોઈ પત્તો લાગ્યો નહિ. ત્યારે તેણે એક યુક્તિ રચી. અભયકુમાર, રોહણીયા ચોરને એક વેશ્યાને ઘેર લઈ ગયો. પૂર્વસંકેત અનુસાર વેશ્યાએ રોહિણીયા ચોરને ભોજનમાં કેફી વસ્તુઓ ખવડાવી. જેથી તેને ઘેન ચડયું. એટલે એક દેવગૃહ બનાવી તેમાં પલંગ પર તેને સૂવાડયો. અભયકુમાર ત્યાં ગુપ્ત રૂપે રહ્યા. જ્યારે તે ભાનમા આવ્યો, ત્યારે ત્યાં દેવ, દેવીયોના વેશધારી નરનારીઓ હતા, તેઓ બોલ્યા કે: તમોએ શા શા પુણ્યકર્મ કર્યા છે? કે જેથી આ સ્વર્ગ ભૂમિમાં ઉત્પન્ન થયા. એમ વારંવાર પૂછવા લાગ્યા.

તે ચોર ઘડી ભર તો વિમાસણમાં પડયો કે આ તે સ્વપ્ન કે સાચું? પણ તુરત જ તેણે તે દિવસે પ્રભુ મહાવીર દેવનાં વચનો સાંભળ્યા હતા તે યાદ આવ્યા. અને વિચારવા લાગ્યો કે તે ચાર વાકયોમાંની એક પણ વાત અહીંયાં મળતી નથી. એથી એમ સમજાય છે કે આ તો અભયકુમારનો કોઈ પ્રપંચ છે. મનોમન આ પ્રમાણે વિચારી પ્રગટમાં તે બોલ્યો કે, 'મેં પુણ્યકર્મ ઘણાં ઘણાં કર્યા છે. તેથી જ તો સ્વર્ગમાં દેવ થયો છું.' ત્યાર પછી અભયકુમાર પ્રગટ થઈ તેને ભેટી પડયા. અને તેની બુદ્ધિની પ્રશંસા કરવા લાગ્યા. તેણે કહ્યુ: હે મિત્ર! હું મારા પિતાની શિક્ષાથી ઉન્માર્ગગામી બન્યો હતો. મને આજે સત્યના દર્શન થયા છે. પ્રભુ મહાવીર દેવના

ચાર જ વાક્યો શ્રવણ કરવાથી હું આજ મૃત્યુના મુખમાંથી બચી ગયો છું, નહિતર આજે ખેર ન હતી. જો હું તેમના ચાર વાક્યોના શ્રવણ માત્રથી મૃત્યુના મુખમાંથી બચ્યો, તો તેમના ચરણનું શરણ લેવાથી શું શું લાભ ન થાય? એમ કહીને જેને, જેને ત્યાં ચોરી કરી હતી, તે તે સર્વ ધન અભયકુમારને બતાવી અને જેનું જે હોય, તે તેને સોંપવાનું કહી રોહિણીયો ચોર પ્રભુની શરણમાં જઈને દીક્ષા ગ્રહણ કરી, પ્રભુની આજ્ઞાનુસાર સાધના કરીને તે ચોરમાંથી મહાત્મા બન્યો. અને સ્વર્ગ, મોક્ષનો અધિકારી બન્યો. પ્રિય વાચક! આ છે શબ્દશક્તિનો પ્રભાવ. ચાર વાક્યના શ્રવણથી તે ચોર મહાત્મા બન્યો, ત્યારે જે કોઈ પ્રભુના સ્મરણમાં લીન રહે, જપ કરે, તેની આજ્ઞા પાલન કરે, તેને તો કેટકેટલા લાભ થાય! તે તું સ્વયં વિચારજે, તે તારા પર છોડું છું. જપ શબ્દ જ ઉચ્ચારણ ધાતુથી બન્યો છે. જેનો અર્થ બોલાવવું એવો થાય છે કોઈ ખાસ વ્યક્તિને તેના સાંકેતિક નામથી બોલાવવાથી જે પ્રકારે તે બોલવામાં (ઉત્તર આપવામાં) વિવશ—આતુર અને કાર્યરત થાય છે, એ જ પ્રમાણે મંત્રો દ્વારા જે જે ભાવપૂર્વક તે ઉચ્ચાર્યા હોય છે તે તે ભાવાનુસાર સાધકની પાસે તેવા પરમાણુઓ આકર્ષાઈને તેની પાસે આવે છે. અને મનોકામના પૂર્ણ થાય છે. વિજ્ઞાન દ્વારા સાબિત થઈ ચૂક્યું છે કે, મનુષ્યના મુખમાંથી બોલાતાં શબ્દોનાં કંપનો (VIBRATIONS) સંસારમાં સર્વત્ર વ્યાપી જાય છે. તે કંપનો વાયુ દ્વારા બ્રહ્માંડમાં વિચરણ કરે છે. જેમ શાંત જળમાં એક પત્થર નાખવાથી

તેમાં જેમ લહેરો–તરંગો–કંપનો ઉત્પન્ન થાય છે અને તે જળાશયના એક કિનારાથી બીજા કિનારા સુધી પહોંચી જાય છે. એ જ પ્રમાણે મનુષ્યના મુખમાંથી નીકળેલા શબ્દો વાયુ દ્વારા સમસ્ત જગતમાં ઉપરોક્ત તરંગોની જેમ વિસ્તૃત થઈ જાય છે.

વાયરલેસ ટેલિગ્રાફી (દોરડા વગરના તાર) એ એનું જ્વલંત પ્રમાણ છે. વાયરલેસ ટેલિગ્રાફી તો આજકાલ સર્વ-સાધારણ મનુષ્યોના જાણવામાં છે. એ તાર માટે દોરડાની જરૂર પડતી નથી. એક દેશમાંથી મોકલેલો સંદેશો હજારો માઈલ દૂર હોવા છતાં બીજા દેશમાં સંભળાય છે. જેમ કે એક તળાવમાં ક્ષુદ્ર પત્થર નાખવાથી જળમાં ક્ષુદ્ર લહેરો બનીને તે બીજા કિનારા સુધી પહોંચી જાય છે. તે સિવાય અન્ય કાંઈ ખાસ મહત્ત્વ ઉપત્પન્ન કરતી નથી. પણ જો તે જ તળાવમાં એક હાથી સ્નાન કરવા ઉતરે, તો તેનાથી તળાવના જીવજંતુઓમાં અને સ્વચ્છ જળમાં એક મહત્ત્વનું પરિવર્તન થાય છે. એજ પ્રમાણે જેઓ વિશેષ મંત્રજપ કરે છે, તેના વડે સંસારનો વાયુમય સમુદ્ર અધિક કંપાયમાન થઈ તેમાં રહેલા જીવોને કંપાયમાન કરી મૂકે છે. અને જળના જીવોની જેમ કંપાયમાન સ્થિતિ ક્યારે શાંત થાય, તેની ચિંતામાં સંલગ્ન થઈ જાય છે. તેમ જ મંત્રજપ કરનારની કામનાઓને પૂર્ણ કરીને વિશ્રાંતિ લેવા ચ્હે છે. તેથી જ કહેવું પડે છે કે સાધકના જપ કરવાનું પ્રમાણ—સંખ્યા એટલી બધી અધિક હોવી જોઈએ કે જેમ હાથીના અવગાહનથી જળ કંપાયમાન થાય છે તેમ બ્રહ્માંડના વાયુમાં પ્રચંડ આંદોલનો ઉત્પન્ન થાય અને સંસાર સમુદ્રને તેની અસર થાય.

## પ્રકરણ ૬

# મંત્રોપાસના

## ગુરુગમની જરૂર

નૈતિકબળ, ચારિત્રબળ, આદિ ગુણો મેળવ્યા વિના સાધક પર ગુરુ પ્રસન્ન થાય નહીં અને ગુરુની પ્રસન્નતા વિના સદ્‌વિદ્યાની પ્રાપ્તિ થવી એ આકાશ કુસુમવત્ છે. હરકોઈ વિદ્યા શીખવામાં ગુરુની ખાસ જરૂર હોય છે, તે વિના યથાર્થ સમજણ પડી શકે નહીં, અને સાધના સફળ થાય નહિ. હરહંમેશાં વ્યવહારિક કાર્યોમાં પણ વડીલોની જરૂર પડે છે, તો પછી મંત્રાદિ સાધના જેવા ગહન કાર્યમાં ગુરુગમ સિવાય નાસીપાસ થવાય તો તેમાં નવાઈ જેવું પણ શું છે? કહ્યુ છે કે–

'ગુરુ દીવો, ગુરુ પ્રકાશ, ગુરુ વિના ઘોર અંધકાર.' ગુરુ વિના જ્ઞાનરૂપી પ્રકાશ મળે નહીં.

માટે સાધના માર્ગમાં ગુરુની ખાસ આવશ્યક્તા માનવામાં આવેલ છે. અને ગુરુની આ માન્યતા સર્વ ધર્મવાળાને માન્ય છે. ગુરુ સાધકની યોગ્યતા અને અયોગ્યતાનો નિર્ણય કરીને તેના અધિકાર પ્રમાણે જે મંત્ર આપશે તે જ ફળદાતા થશે.

## જપમંત્રનો અધિકાર

એક વખતે કોઈ જિજ્ઞાસુ સાધકે શ્રી રામકૃષ્ણ પરમહંસને પ્રશ્ન કર્યો કે–મહારાજ, 'મંત્ર શું છે?' કોઈ ગ્રન્થ વગેરેમાંથી

કોઈ વ્યક્તિ મંત્ર ગ્રહણ કરીને તેનું રટણ, સાધના કરે તો તેથી લાભ થાય ખરો ?'

'ના,' રામકૃષ્ણ પરમહંસે જવાબ આપ્યો ? 'મંત્ર તો ત્યારે ફળદાતા થાય છે, જ્યારે તે યોગ્ય ગુરુ દ્વારા યોગ્ય અધિકારી ગ્રહણ કરીને પછી સાધના કરે.'

એક રાજા પોતાના પ્રધાનમંત્રી પાસે ગયો. મંત્રી ત્યારે જપ કરતા હતા. જપ પૂરો થયા પછી રાજાએ પૂછ્યું:

'તમે કયા મંત્રનો જપ કરતા હતા ?'

પ્રધાને કહ્યુ. 'ગાયત્રી મંત્રનો જપ કરતો હતો. મહારાજ !'

રાજાએ કહ્યું · 'મને પણ એ મંત્ર શીખવાડો.'

પ્રધાને કહ્યુ: 'ના, મહારાજ એ મારાથી નહિ બને.' ને, થોડા દિવસ પછી રાજાએ એક બ્રાહ્મણ પાસેથી મંત્ર મેળવ્યો, અને તે મંત્રી સમક્ષ બોલી સંભળાવ્યો. અને પૂછ્યું: 'હવે એટલું તો કહો, કે આ મંત્ર શુદ્ધ છે કે નહિ ?'

પ્રધાને કહ્યું: 'જી, મંત્ર તો બરાબર છે, પણ તેમાં તેનો ગુણ, તેનો સ્વભાવ નથી.'

રાજાએ કહ્યું: 'મંત્રીશ્વર ! તમારે એનો ખુલાસો કરવો પડશે.'

'જેવી આજ્ઞા મહારાજ !' પ્રધાને કહ્યું,

એ વખતે એક છોકરો ત્યાં ઊભો હતો. પ્રધાને તેને પાસે બોલાવ્યો, અને રાજાના ગાલ પર તમાચો મારવા કહ્યું.

પણ એ છોકરો પ્રધાનના આ હુકમનું પાલન કરી શક્યો નહીં. રાજા ગુસ્સે થઈ ગયા. તેમણે એ છોકરાને કહ્યું: 'આ પ્રધાનના ગાલ પર તમાચો લગાવ.' એટલે છોકરાએ મંત્રીના ગાલ પર તમાચો માર્યો. પ્રધાન હસ્યા અને બોલ્યા: 'મહારાજ! 'બસ એ જ આપના સવાલનો જવાબ છે.' મંત્રીએ કહ્યું: 'મારી આજ્ઞા એ જ હતી, જે આપની આજ્ઞા હતી. તેનું પાલન કરનાર પણ એ જ છોકરો છે, પરંતુ અધિકારપૂર્ણ વાણી મારાથી મોટી છે. જ્યારે મેં આજ્ઞા આપી. ત્યારે આ આજ્ઞાની અસર આ છોકરા પર કશી જ ન થઈ; પણ એ જ આજ્ઞા આપે કરી, ત્યારે તેનું પાલન આ છોકરાએ તુરત જ કર્યું. ગુરુ મંત્ર આપે, તે વિશે પણ એવું જ છે.'

માટે સાધકે ગુરુની સેવા કરીને તેમને પ્રસન્ન કરી તેમની પાસે જ મંત્ર સાધના ગ્રહણ કરી તેમણે બતાવેલ અનુષ્ઠાનોની ઉપાસના કરવી જોઈએ. શાસ્ત્રમાં કહ્યુ છે કે.—

> 'પુજ્જા જસ્સ પસીયન્તિ, સબુદ્ધા પુવ્વ સંથુયા,
> પસન્ના લાભઈસ્સન્તિ, વિઉલં અટ્ઠિયં સુયં.'
>
> ઉ અ ૧ ગા ૪૬

સુશિષ્યના વિનયાદિ ગુણથી પ્રસન્ન થયેલ, તત્ત્વજ્ઞ ગુરુદેવ શિષ્યને વિસ્તૃત શ્રુત જ્ઞાનનો લાભ આપે છે.

વિનીત શિષ્ય ગુરુની સેવા કરતા થકા કદાચ તેનાથી ભૂલ થાય. ત્યારે ગુરુજન જે કોમળ કે કઠોર વચનો વડે

શિખામણ આપે, ત્યારે વિચારે કે તે મારા લાભ માટે જ છે. એમ વિચારીને ઉત્સાહ પૂર્વક તેને ગ્રહણ કરે, પણ રોષ ન ધરે. નિર્ભય અને તત્ત્વવેત્તા વિનીત શિષ્યો ગુરુજનોની કઠિન આજ્ઞાને પણ હિતકારી માનીને આત્મશુદ્ધિ કરે છે.

આવો વિનીત શિષ્ય સર્વ શંકાશલ્યથી રહિત બને છે. એ ગુરુની આજ્ઞાનુસાર પ્રવૃત્તિ કરતો કર્મ સમાચારી, તપ સમાચારી, સમાધિયુક્ત, સંયમવંત મહાવ્રતોનું પાલન કરીને આત્મજ્ઞાનના પ્રકાશયુક્ત બને છે.

તેવો શિષ્ય, દેવ, ગંધર્વ અને મનુષ્યોથી પૂજિત થઈ મલમૂત્રથી ભરેલા આ શરીરને ત્યાગી યા તો સિદ્ધ પદને પામી શાશ્વત સુખનો ભોક્તા બને છે. અને જો કર્મ બાકી રહે, તો મહાન ઋદ્ધિવંત દેવ બને છે. ગુરુજનોની સેવા, ભક્તિ અને તેમની આજ્ઞાનું પાલન કરવાથી શિષ્યને સ્વર્ગ, મોક્ષની પ્રાપ્તિ જ થાય છે, એમ શાસ્ત્રમાં બતાવેલ છે. માટે વિવેકી અને વિનયવંત શિષ્યે ગુરુઆજ્ઞાનુસાર જ મંત્રોપાસના કરી સ્વશ્રેય સાધવું જોઈએ.

## ગુરુઆજ્ઞા પાલનનું સુફળ

મહા યોગેશ્વર મત્સ્યેન્દ્રનાથ શિષ્યની શોધ કરતા કરતા એક ગામને પાદરે ગોરખ નામના એક ગાયો ચરાવનાર અભણ, અબુદ્ધ, અજ્ઞાન યુવકને જોઈ આકાશમાંથી તેની પાસે ઊતર્યા. મત્સ્યેન્દ્રનાથે તેની પાસે પાણી મંગાવી પીધું. પછી ગોરખને પૂછ્યું: “બેટા! અમે સાધુ કોઈનું કંઈ પણ મફત લેતા નથી, માટે તારે જે જોઈએ તે માંગ.”

ગોરખે તેમને આકાશમાંથી નીચે ઉતરેલા જોઈ એક મહાત્મા સમજીને કહ્યું :—" મહારાજ! મારું આત્મહિત થાય, એવું કંઈક આપો."

મત્સ્યેન્દ્રનાથે કહ્યું : 'બેટા! હું તને ધન, વૈભવ, પુત્રાદિ આપીશ તો તે નાશવંત છે. અને તેં તો આત્મહિત થાય તેવું માંગ્યુ છે.-જન્મ મરણથી મુક્ત થવાય તો જ આત્માનુ સાચું કલ્યાણ થાય. માટે તારું મન કહે તે તારે કરવું નહિ. મનને એટલું વશ રાખવું. ત્રણ દિવસ પછી હું તને મળીશ.' એમ કહી તેઓ પાછા આકાશમાર્ગે અદૃશ્ય રહી એક મક્ષિકાનું રૂપ ધારણ કરી ગોરખો જે વૃક્ષ નીચે ઊભો હતો ત્યાં જ સ્થિત થયા. ગોરખ તો ઊભો તે ઊભો! મન કહે પાણી પીવું છે, મન કહે ભોજન કરવું છે, મન કહે બેસવું છે, પણ તેનુ અંતરમન તો ગુરુની મૂર્તિમાં જ ચોંટયું હતું. તેને ઊભા ઊભા જ ઝાડો પેશાબ થઈ ગયાં. રાત પડી. તાપ અને ભૂખ, તરસથી તે અચેતન થઈ પૃથ્વી પર પડી ગયો. છતાં તે મનોમન ગુરુદેવનું સ્મરણ કરતો હતો. તેનો શેઠ તેને શોધતો શોધતો ત્યાં આવ્યો અને તેને ઘેર લઇ ગયો અને કોઈ ભૂતનું વળગણ સમજી ભૂવા જગાડયા, ડાકલાવાળાને બોલાવ્યા, ભૂત ઉતારવાની ક્રિયાઓ થઈ. વળી ગામડાના કોઈક લોકે તેને લોઢાના સળિયા તપાવી પેટ, છાતી અને ગરદન પર ડામ દીધા. પણ ગોરખો તો ગુરુના ધ્યાનમાં જ લીન બન્યો હતો. તેને સાવચેત કરવાનો બધાએ ઘણો ઘણો પ્રયત્ન કર્યો પણ તેને ગુરુની આજ્ઞા હતી કે-મન કહે તે કરવું નહિ. તેથી તેણે તો કંઈ પણ શબ્દોચ્ચાર કર્યો નહિ તેના મનમાં.

કેવલ 'ગુરુ' 'ગુરુ' એ જ શબ્દોચ્ચાર, એ જ ધ્યાન, એ જ જ્ઞાન અને મનની સર્વ વૃત્તિઓ તેમાં જ લય પામી હતી. બધા જણ અંતે થાકીને તેને એક ઓરડીમાં પડતો મૂકી ચાલ્યા ગયા. ખાવા પીવાનું ભાન નહિ. ઝાડા પેશાબનું જ્ઞાન નહિ, કેવળ ગુરુ, ગુરુ બસ એ જ ધ્યાન, એ જ જ્ઞાન, એ જ ભાન. લોકોએ તેના શરીર પર ડામ દીધા હતા, તેના મોટા ફોલ્લા ઊઠયા. ઘણું દુઃખ થયુ. ગુરુ મત્સ્યેન્દ્ર-નાથ મક્ષિકા રૂપે તેની ઓરડીમાં રહીને એ બધું જોતા હતા. અને મનમાં જ તે અજ્ઞાન, અભણ શિષ્યને ધન્ય-વાદ આપતા હતા. ત્રણ દિવસ તેની પરીક્ષા કર્યા બાદ ગુરુદેવે શરીર ધારણ કરી, મધ્યરાત્રિએ તેને કહ્યુ :— 'બેટા! તું મારી પરીક્ષામાં પાસ થયો છે. ઊઠ, બેઠો થા.' એમ કહી ઝોળીમાંથી ભસ્મ કાઢી તેના શરીરે લેપન કર્યું, એટલે ફોલ્લાનું દર્દ શાન્ત થયું. તે જાગ્રત થઈ ગુરુને પગે લાગ્યો, એટલે ગુરુદેવે તેને પોતાની પાવડીઓ પર સાથે લઈ પોતાની પહાડી ગુફામાં લઈ ગયા. ત્યાં તેને ઝર-ણામાં સ્નાનાદિ કરાવી, ફળ ફળાદિનો આહાર કરાવ્યો. ત્યાર બાદ ગુરુમંત્રનો ઉપદેશ આપી, એક પર્ણકૂટીમાં મંત્ર-સાધના કરવા બેસાડયો. છ મહિના સુધી ગોરખાએ ત્યાં એક આસને બેસી (ઝાડો, પેશાબ કર્યા સિવાય અને ખાધાપીધા વગર) એકાગ્ર ચિત્તે સાધન કર્યું. ગુરુ કૃપાએ અને સાધનના પ્રભાવે તે સિદ્ધ યોગી ગોરખનાથ બન્યા. કહેવાની મતલબ એ છે કે, ગુરુને સ્વાર્પણ કરવું જોઈએ, તો જ વિકાસને અવકાશ છે.

ગુરુદત્ત મંત્રની પ્રાણાંત સુધી સાધના અને ગુરુએ આપેલ ઉપદેશ જીવનમાં ઉતારવાનો પ્રયત્ન જ ગુરુનો પ્રેમ સંપાદન કરવાનો, અને પોતાના સાધનની સિદ્ધિનો શ્રેષ્ઠ ઉપાય છે.

સાધક બંધુ! જો તમારે તમારું ચંચલ મન અને વિચક્ષણ ચિત્ત એકાગ્ર કરી, મંત્ર જપ કરવાની ઇચ્છા હોય તો પ્રથમ નીચે લખેલો પ્રયોગ કરી મનને સ્થિર બનાવી, પછી મંત્ર જપનું સાધન શરૂ કરવુ, તો સફળતા તરત જ મળશે.

‘એકાન્તમાં, શૂન્ય સ્થાનમાં, અથવા જ્યા કોઈ મનુ-ષ્યાદિનો અવાજ ન આવી શકે એવી જગ્યામાં સુખ પૂર્વક આસને સ્થિર બેસીને જ “ઓમ્”નો લાંબો ઉચ્ચાર વારંવાર કરવો. અને તે શ્વાસની ગતિ જ્યાં સુધી લંબાવી શકાય, ત્યાં સુધી ઉચ્ચાર કરવો. ઓ.......મ્, ઓ.......મ્, ઓ.......મ્, એમ વારંવાર ઉચ્ચાર કરવો. એમ કરવાથી મન સ્થિર અને શાંત થશે, યોગબળ અને જ્ઞાનપ્રકાશ વૃદ્ધિ પામશે, અને વાસનાનો પણ ક્ષય થશે. એ ઉત્તમ પ્રકારની યુક્તિ છે.’

‘હે સંસારી જીવ! વિષયસુખની માયા ત્યજી દે. ભગ-વાનનું સ્મરણ કરી લે, ત્યારે જ તને મોક્ષસુખ મળશે. મૃત્યુ પછી આ માયાવી કોઈ પણ સામગ્રી તારી સાથે આવશે નહિ મૃત્યુ વખતે તો તે દીનબંધુ દીનાનાથ, ભક્ત વત્સલ ભગવાન જ તારા સહાયક બનશે.’

'માટે જ તારી ઇન્દ્રિયો અને દેહ સબળ અને સ્વસ્થ હોય તે વખતે જ પ્રભુનું સ્મરણ કરી લે.' અહો! કબીર સાહેબ જેવા મહાપુરુષ પોતાના જાત અનુભવથી સુખદુ:ખ માટે કેવા અતિ ઉત્તમ ઉદ્ગાર દર્શાવે છે! તેઓ કહે છે કે: "એ સુખ પર શિલા (પત્થર) પડો કે જે ભગવાનને ભૂલાવી દે છે અને દુ:ખની બલિહારી છે કે જે ભગવાનને ક્ષણે ક્ષણે યાદ કરાવે છે." એ માટે જ કહેવું પડે છે કે, જેટલું અધિક પ્રભુનું સ્મરણ થઈ શકશે તેટલી જ શીઘ્રતાથી તમારા દુ:ખ અને સંકટોનું નિવારણ થશે. કારણ કે મનુષ્યો સુખ–શાંતિ એવા સ્થાનમાં શોધે છે કે જે સ્થાનમાં તે જરા માત્ર પણ નથી. સુખ–શાંતિ તો ઇષ્ટ દેવના મંત્ર–જપ રૂપી સ્મરણમાં છે. અર્થાત્ પ્રભુ સ્મરણના પ્રભાવે પાપનો નાશ થવાથી એ સર્વ મળે છે. જે મનુષ્ય નિત્ય ત્રણ કલાક નિયમિત મંત્રજપ કરે છે તેને અવશ્ય સુખ–શાન્તિ, આરોગ્ય અને આનંદ વિના પ્રયત્ને પ્રાપ્ત થાય છે. એ કાર્યમાં તેને એક પૈસાનો ખર્ચ થતો નથી. રાત્રિ કે દિવસે ગમે ત્યારે મંત્રજપ કરી શકાય છે પણ જે મનુષ્ય ઇષ્ટ મંત્રનું સ્મરણ કરતો નથી તે કદી પણ સુખી થતો નથી!

જે મનુષ્ય સર્વ પ્રકારે અસહાય અને શરણ રહિત તથા નિર્ધન હોય, વ્યાધિથી પીડાતો હોય, તો તે મનુષ્ય જો ઇષ્ટ મંત્રનો જપ કરવામાં શ્રદ્ધાપૂર્વક સંલગ્ન થાય તો તેના સર્વ દુ:ખોનો નાશ થવાનો સંભવ છે. માટે જ હે વાચકબંધુઓ! જો તમારે જીવનમાં અલૌકિક અને અદ્ભુત આનંદ પ્રાપ્ત કરવો હોય અને તમારું જીવન સફળ કરવા ઇચ્છતા હો તો સર્વ

કામનો ત્યાગ કરીને નિત્ય નિયમિત સમયે ઇષ્ટ મંત્રનો ત્રણ કલાક જપ કરો. જપ કરવાથી જ તમે સુખી થશો.

મહાત્મા ગાંધી કહેતા હતા કે, "મારું ચાલે તો દેશના સર્વ દવાખાના બંધ કરાવી દઉં. કેવળ ભગવાનના નામસ્મરણ ઇષ્ટ મંત્રજપમાં એવી શક્તિ છે કે જેથી સમસ્ત ક્લેશ–દુઃખ દૂર થઈ શકે છે, પછી બીજા કોઈ આધિ, વ્યાધિ અને ઉપાધિ નજીક આવી જ શકતા નથી. દિવસ કે રાત્રિએ સામુદાયિક અખંડ મંત્રજપ કે ભજન કરવાથી દેશ અને ગામનું વાતાવરણ શુદ્ધ થાય છે અને દુઃખ દૂર થાય છે."

વાસ્તવિક રીતે મંત્રજપમાં અદ્ભુત શક્તિ છે. જીવનમાં જે મનુષ્યને મંત્રજપ કરવાની ધૂન લાગે છે. તીવ્ર ભાવના થાય છે તેના જેવો કોઈ ભાગ્યશાળી પુરુષ કે સ્ત્રી નથી. એવા ઘણાં મનુષ્યો વિશ્વમાં છે કે જેઓ સતત ગુરુમંત્રનો જપ કરીને સુખી બનેલા છે.

બંધુઓ! તમે શા માટે નકામી વાતોમાં સમયનો દુરુપયોગ કરો છો? આજથી–આ ક્ષણથી જ તમે તમારા ઇષ્ટ મંત્રનો જપ કરો. તમારા જીવનને સુધારવું હોય, સુખી બનવું હોય, વિપત્તિઓથી બચવું હોય, અને પ્રભુનો પ્રેમ સંપાદન કરવો હોય તો મંત્રજપ કરો, મંત્રજપ કરો, મંત્રજપ કરો!

સાત્વિક વૃત્તિના બંધુઓ, સત્વર જાગ્રત થાઓ અને ઇષ્ટ મંત્રજપનાં અલૌકિક ફળનો અમૃત સમાન સ્વાદ ગ્રહણ કરી તમારું જીવન સાર્થક કરો.

'જપાત્ સિદ્ધિ, જપાત્ સિદ્ધિ, જપાત્ સિદ્ધિ ર્ન સંશય.'

'મનનાત્ ત્રાયતે સ મંત્રઃ' જે શબ્દ કે નામમંત્ર સંસારરૂપી મનમાંથી, અવિદ્યામાંથી મનનું ત્રાણ (ઉદ્ધાર) કરે, એને જ મંત્ર કહે છે.

મન વશ થાય, તે જ ખરી સાધના છે. એ જો ન કરી શકાય, તો કાંઈ કહેતા કાંઈ ન વળે. મનનો જય કરી શકાય તો જગનો જય કરી શકાય. એટલા માટે જ બધી સાધનાઓ કરવાની જરૂર છે. આ સઘળો ખેલ માત્ર મનોમય છે. સુખ, દુઃખ એ મનની કલ્પના જાળ છે, જીવાત્માએ અજ્ઞાનવશાત્ તેને સત્ય માની લીધેલ છે. અને તેથી જ હર્ષ–વિષાદ ઉત્પન્ન થાય છે, અને કર્મની પરંપરા વૃદ્ધિને પામે છે: અને કર્મ ભોગ માટે પછી જન્મ–મરણનું ચક્ર ચાલુ થાય છે. આ પરંપરાનો અંત આત્મજ્ઞાન પ્રાપ્ત થાય તો જ થાય, જ્ઞાન વિના તેનો નાશ સંભવે નહિ. જ્ઞાની જનો આ સુખ-દુઃખમય સંસારને એક સ્વપ્નવત્ જ સમજે છે, તેના પર તેનો પ્રભાવ પડતો નથી. જીવનમાં જે શીખવાનું છે તે પણ એ જ કે સુખદુઃખનો પ્રભાવ મન પર ન થવા દેતાં સમત્વ-ભાવમાં સ્થિર રહેવું, ત્યારે જ જીવાત્મા સાચા આત્મિક સુખને અનુભવી શકે છે. સંસારની અપેક્ષાએ પણ જ્ઞાની જનોએ સુખદુઃખની વ્યાખ્યા નીચે પ્રમાણે કરેલ છે. કહ્યું છે કે—

ષિપદો નૈવ વિપદ, સંપદો નૈવ સંપદ.
વિપદો વિષ્ણુ વિસ્મૃતિ, સંપદો નારાયણ સ્મૃતિ.

જ્ઞાનીજન કહે છે, હે જગવાસી જીવો! સાચી સંપત્તિ અને વિપત્તિ શું છે તેને જાણો, સમજો અને આચરો. જ્યાં

પ્રભુની આજ્ઞાનું પાલન થાય છે અને તેનું સ્મરણ ભજન થાય છે, તે જ ગૃહ સંપત્તિવાળું છે અને કોઈ લાખોપતિ હોય છતાંય તે પ્રભુની આજ્ઞાનું પાલન ન કરતા હોય તેની ઉપાસના, સ્મરણ, ભજન ન કરતો હોય, તો તે સંપત્તિવાળો નથી, પણ તેના તે આચરણથી તે વિપદ્‌ને જ આમંત્રણ આપી રહ્યો છે. જેણે પ્રભુની આજ્ઞાનું પાલન નથી કર્યું તે સાચો સંપત્તિશાળી નથી. તે તો વિષાદ્‌ગ્રસ્ત છે. સાચી સંપત્તિ તો ત્યાં જ છે કે, જ્યાં પ્રભુની આજ્ઞાનું પાલન થાય છે. તેની ઉપાસના કરે છે, તે જ ખરો સંપત્તિશાળી છે. માટે હે ભવ્યો! અનિત્ય એવા ધનની પાછળ પાગલની જેમ ન દોડતા, સાચું ધન પ્રભુની ઉપાસના, તેમની આજ્ઞાનું પાલન, તેમના નામનું સતત ચિંતન, મનન કરવાનો જ પ્રયત્ન સેવો. તો જ તમોને સુખ પ્રાપ્ત થશે સાચું સુખ–શાશ્વત સુખ પ્રાપ્ત કરવાનો આ એક જ અમોઘ ઉપાય છે.

## મંત્રસિદ્ધિનું સરળ સાધન

અનેક મંત્રસાધકો પોતાની ઈચ્છા, રુચિ અને શ્રદ્ધા અનુસાર ભિન્નભિન્ન અનેક મંત્રોની સાધના કરતા જોવામાં આવે છે. પણ કેટલાક મહિના અને વર્ષો સુધી હજારો–લાખોની સંખ્યામાં મંત્રનો જપ કરવા છતાં પણ તેમની ઇચ્છાનુસાર નિશ્ચિત સમયમાં મંત્રની પૂર્ણ રીતે સિદ્ધિ થતી નથી. એનું કારણ એ છે કે, તેઓ અસ્થિર અને ચંચળ મન વડે મંત્રનો જપ કરે છે. હાથમાં માળા ફરતી હોય છે, અને મન બીજા વિષયોના ચિંતનમાં લાગેલું હોય છે. એવી સ્થિતિમાં ભલે

દીર્ઘકાળ સુધી મંત્રજપ કરે તો પણ જપની સિદ્ધિ કદી પણ થતી નથી. યથાર્થ તો એ છે કે, સ્થિર અને એકાગ્ર મનથી જ્યારે મંત્રનો જપ કરવામાં આવે છે ત્યારે એક પ્રકારની ધ્યાનાવસ્થા પ્રાપ્ત થઈને મંત્રમાં ચૈતન્ય-શક્તિ ઉત્પન્ન થાય છે.

કહ્યું છે કે:—"ધ્યાન યોગથી જ્યારે મન સ્થિર થાય છે ત્યારે મંત્રની અલ્પ સમયમાં સિદ્ધિ થાય છે." એ માટે અલ્પ સમયમાં મંત્ર સિદ્ધ થવાનું સરળ સાધન લખવામાં આવે છે. આ સાધન કરવામાં જપ કરવાની કે માળા ફેરવવાની આવશ્યક્તા નથી. સાધકે એક જાડા, સાફ સફેદ, કાગળ પર સુંદર અક્ષરથી ઈષ્ટ મંત્ર લખીને તે કાગળ પોતાની સાધનાના રૂમમાં ભીંત પર ચોંટાડવો અને આસન પર બેસીને તે મંત્રાક્ષરો પર, આંખની પલક માર્યા વગર એકી નજરે જોયા કરવું. અર્થાત્ તેના પર ત્રાટક-યોગ કરવો. જ્યારે આંખો ખેંચાય અથવા દુ:ખે ત્યારે આંખો બંધ કરીને, હૃદયાકાશમાં તે મંત્રાક્ષરો અંતર્દષ્ટિથી જોવા. આ પ્રમાણે નિત્ય અર્ધા કલાકથી એક કલાક સુધી કરતા રહેવું જોઈએ. આંખમાંથી પાણી નીકળે તો તે લૂછી નાંખીને ફરીથી મંત્રાક્ષરો સામે જોવું. એમ વારંવાર કરતાં રહેવું. એ અભ્યાસથી સાધકને થોડા દિવસમાં જ તે અક્ષરો હૃદયાકાશમાં પ્રકાશરૂપે ચમકતા, પૂર્ણરૂપે સ્પષ્ટ રીતે દેખાશે. ભીંત પર ચોંટાડેલા અક્ષરો પર ધ્યાન સિદ્ધ થવાની હૃદયાકાશમાં ને સ્પષ્ટ જણાય ત્યારે તેના પર જ દઢતાપૂર્વક એકાગ્રતાથી જપ કરવો. એ મંત્રમાં ચૈતન્યશક્તિ ઉત્પન્ન થવાનું લક્ષણ છે. થોડા દિવસે એ અભ્યાસ પરિપક્વ થવાથી તે મંત્રાક્ષરોનો લોપ થઈને સાધકને એક દિવ્ય પ્રકાશ જણાય

છે. એ પ્રકાશમાં ઇષ્ટ દેવનું ધ્યાન કરવાથી તેમની દિવ્ય પ્રકાશમય મૂર્તિ સ્પષ્ટ જોવામાં આવશે. એ પરથી સિદ્ધ થાય છે કે, મંત્રના જપ કરવા કરતાં ઇષ્ટદેવનું ધ્યાન કરવાથી શીઘ્ર એકાગ્રતા સધાય છે, અને એકાગ્રતા જ સંપૂર્ણ ઇષ્ટ સિદ્ધિનું સાધન છે. મનનો જપ કરવાથી મન ચંચળ થવાનો સંભવ છે પણ મંત્રાક્ષરો પર ત્રાટક કરવાથી મન શીઘ્ર એકાગ્ર થાય છે. આ ઉપરથી એમ ન સમજવું કે મંત્ર જપ ન કરવો. પરંતુ જપ કરતાં ધ્યાન, માનસ જપ કરવો એ અનેકગણું અધિક શ્રેષ્ઠ છે. મૂળ મુદ્દો તો મનને એકાગ્ર કરવાનો જ છે. મનની એકાગ્રતા વિના કોઈ કાર્ય સિદ્ધ થતું નથી માટે એકાગ્રતા જેના વડે સધાય તે જ ઉત્તમ ઉપાય સમજવો. એકાગ્રતા વડે જ સિદ્ધિ થાય છે એ સાધકે સદા ધ્યાનમાં રાખવું જોઈએ.

## આકાશવાણી

જ્યારે મંત્ર જપ કરતાં કરતાં મનની એકાગ્રતા સધાય છે, ત્યારે તે સાધકને જો કોઈ આપત્તિમાંથી મુક્ત થવાનો માર્ગ જાણવો હોય અથવા કોઈ પ્રશ્ન એવો હોય કે જેનો ઉકેલ બુદ્ધિમાન મનુષ્ય પણ કરી શકતો ન હોય, એવા પ્રશ્નનો ઉત્તર મેળવવો હોય, તો તે માટે તે સાધકે નીચે બતાવ્યા પ્રમાણે પ્રયોગ કરવો. કોઈ એકાંત સ્થાનમાં બેસીને કે સૂઈને જે પ્રશ્નનો ઉત્તર જાણવો હોય તે પ્રશ્નને મનમાં બોલવો. એ સમયે મનને બિલકુલ નિઃસંકલ્પ અવસ્થામાં રાખવું. જાણે તમે કોઈ મહત્ત્વની વાત પર ધ્યાન આપીને, શાંત ચિત્તે સાભળતા હો તે પ્રમાણે તમારા પ્રશ્નનો ઉત્તર સાંભળવામાં તમારું સર્વ લક્ષ આપો. એટલું અનુભવ સિદ્ધ છે કે, પ્રકૃતિ અને અધિકાર ભેદને લીધે

કોઈને અતિ અલ્પ સમયમાં અને કોઈને વિલંબથી, ગમે તેમ પણ એ વાણી સ્પષ્ટરૂપે સંભળાય છે એમાં જરા પણ સંશય નથી. માત્ર તે માટે થોડો પ્રયત્ન કરવો જોઈએ:

અમેરિકાની મિસિસ ઓ. હસ્નુઆરાએ પોતાના "એકાગ્રતા અને દિવ્ય શક્તિ" નામના પુસ્તકમાં એ વિષય સુંદર રીતે સમજાવ્યો છે. એ પ્રમાણે ત્યાંની મિસિસ એલિઝાબેથ ટીનને એક અધ્યાત્મ વિષયનું માસિક પત્ર પ્રકટ કરવું હતું. તેણે નિશ્ચય કર્યો કે, તે માસિકનું નામ તેણે આકાશવાણી દ્વારા જાણવું જોઈએ. તે માટે તેણે ઉપરોક્ત સાધનનો પ્રયોગ કર્યો. તેણે નિશ્ચિત કરેલી તારીખ કરતાં એક દિવસ

પહેલાં તેને 'નાટિલસ' એ શબ્દ સ્પષ્ટ રીતે સંભળાયો. તે તરત ખુરશી પરથી ઊઠીને ઊભી થઈ. તેને તેનું સાધન અને દૃઢ નિશ્ચય સફળ થયેલા જાણી ઘણો આનંદ થયો. તેણે તે જ નામનું માસિક પ્રગટ કર્યું. તેના લાખો ગ્રાહક થયાં, અને તેનો અતિશય પ્રચાર થયો.

એ જ પ્રમાણે વિશ્વબંધુ સ્વામી વિવેકાનંદ જ્યારે અમેરિકાની વિશ્વ ધર્મ પરિષદમાં ભારતવર્ષ તરફથી પ્રતિનિધિ તરીકે ગયા હતા, ત્યારે તેમનાં વ્યાખ્યાન પર આકર્ષિત થઈને ત્યાં અનેક સ્થળે સ્વામીજીને વ્યાખ્યાન આપવા માટે આમંત્રણ મળતાં હતાં. કોઈ કોઈ વાર તો એક દિવસમાં ૭ ૭ વખત તેમને વ્યાખ્યાન આપવા પડતાં. આ પ્રમાણે વ્યાખ્યાન આપતા આપતા એક માસ વ્યતિત થયો, ત્યાર બાદ તેમને વળી એક સ્થળે વ્યાખ્યાન આપવાનું આમંત્રણ મળ્યું. ને સ્થળે મોટા વૈજ્ઞાનિકો, તત્ત્વવેત્તાઓ સાંભળવા

આવવાના હતા. એ વખતે સ્વામીજી ઊંડા વિચારમાં પડ્યા. "અને વિચાર કરવા લાગ્યા કે આજ દિવસ સુધી સારા સારા મહત્ત્વનાં સર્વ વિષયો પર વ્યાખ્યાન આપ્યાં છે. હવે કયા વિષય પર વ્યાખ્યાન આપવું, જે અપૂર્વ હોય, શ્રોતાઓ પર તેનો સુંદર પ્રભાવ પડે." એવો વિચાર કરતાં કરતાં તેમને નિદ્રા આવી ગઈ. થોડી વાર પછી તેમને એક દૃશ્ય દેખાયું; તેમાં તેમણે જોયું કે, ઘણાં મનુષ્યોની એક સભા ભરાઈ છે. તેમાં એક દિવ્ય વિભૂતિમાન પુરુષ ઊંચા મંચ ( સ્ટેજ ) પર ઊભો રહીને ઉચ્ચ અને સ્પષ્ટ શબ્દોમાં વ્યાખ્યાન આપે છે. સ્વામીજીએ પણ તે વ્યાખ્યાન સાંભળ્યું અને અંતે તાળિયોનો ધ્વનિ થવાથી સ્વામીજીની નિદ્રા ભંગ થઈ. તેઓ ઘણા પ્રસન્ન થયા. નિદ્રાવસ્થામાં સાંભળેલ વ્યાખ્યાનનો વિષય તેમની સ્મૃતિમાં અક્ષરશઃ યાદ હતો. તેમણે તુરત જ તેમાંના મહત્ત્વના વિષયની નોંધ કરી લીધી. અને બીજે દિવસે તે જ વિષય પર વ્યાખ્યાન આપ્યું. તે દિવસનું વ્યાખ્યાન પહેલાંના એક મહિનાનાં વ્યાખ્યાનો કરતાં અનેકગણું અતિ પ્રભાવશાળી હતું. શ્રોતાઓ અતિ પ્રસન્ન થયા. સ્વામીજીની વિદ્વતા પર મુગ્ધ બન્યા.

આ સાધન કરવાનો સમય ખાસ કરીને રાત્રિના બાર વાગ્યાથી ચાર વાગતા સુધીનો બહુ ઉત્તમ છે. એ સમયે સર્વત્ર શાંતિ હોય છે. તેથી ચિત્ત એકાગ્ર જલદી થઈ શકે છે. એ સમયે જે જે સાધન કરવામાં આવે છે, તે સત્વર સિદ્ધ થાય છે. એક વખત સાધન સિદ્ધ થયા પછી ગમે

તે (અન્ય) સમયે કરવાથી સફળતા મળે છે. આ સાધન શરૂ કરતાં પહેલા થોડા સમય સુધી ૐ અથવા કોઈ પણ પ્રભુના પવિત્ર નામનો (પોતાના ઈષ્ટ દેવનો) ધ્વનિપૂર્વક જોરથી મંત્ર જપ કરવો. પછી થોડો સમય માનસિક જપ કરવો. અને ત્યાર બાદ ધ્યાનમાં નિમગ્ન થવું. તેમ કરવાથી અતિ શીઘ્ર સિદ્ધિ પ્રાપ્ત થાય છે. જો તમે શ્રદ્ધાપૂર્વક આ સાધન કરશો તો અલ્પ સમયમાં જ તમને તેનાં અપૂર્વ દિવ્ય ફળનો સ્વયં અનુભવ થશે.

## ૭ માસમાં આત્મસાક્ષાત્કાર કરવાનું સાધન

જે મનુષ્યનું મન ધનમાં હોય છે તે ધનનું જ રાતદિવસ ચિંતન, સ્મરણ, અને ચિંતા કરે છે. તે પ્રમાણે સાધકોએ–યોગીજનોએ–ઇન્દ્રિયોને વશમાં રાખીને એકાગ્ર મન વડે આત્માનું ચિંતન, સ્મરણ, મનન, ધ્યાન કરવું જોઈએ. અભ્યાસથી કદાપિ કંટાળવું નહિ. જે જે પ્રયોગો દ્વારા ચંચળ મન વશ થાય તે તે પ્રયોગો કરવા, અને તે તે સાધનથી વિમુખ થવું નહિ. યોગીજનોએ મનને એકાગ્ર કરી એકાંતમાં નિવાસ કરવો જોઈએ, સાધકોએ મન, વાણી અને કર્મ દ્વારા કોઈનો પણ સંગ ન કરવો. કારણ કે વસ્તુઓનો સંગ્રહ તથા સંગતિ સાધકોને સાધનામાં વિઘ્નભૂત થાય છે. માટે કામના રહિત થવું. આહાર–વિહારમાં નિયમિત રહેવું. લાભ થાય તો હર્ષ ન કરવો અને હાનિ થાય તો ઉદાસ ન થવું. નિંદા કરનાર તથા સ્તુતિ કરનાર બન્ને પર સમાન ભાવ રાખવો; અને આસક્ત ભાવથી પર થવું. આ પ્રમાણે મનને સ્થિર, શાંત તથા સ્વસ્થ કરીને

આત્મસાધના કરનારને છ માસમાં જ આત્મસાક્ષાત્કાર થવાનો સંભવ છે. છતાં તે પ્રમાણે ન બને તો તેણે આત્મનિરીક્ષણ કરી દોષોને દૂર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

## એક વર્ષમાં આત્મદર્શન

ૐકાર (પ્રણવ)ના ઉપાસકો માટે સંત મહાત્માઓએ સ્વાનુભવથી સિદ્ધ કર્યું છે કે, યથાવિધિ પ્રણવોપાસના કરવામાં આવે તો સાધકના સર્વ અર્થ સિદ્ધ થાય છે. પણ જે સાધકને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારમાંથી પ્રથમના ત્રણનો ત્યાગ કરીને કેવળ પરમાત્માના જ દર્શનની ઇચ્છા હોય, જેને જન્મમરણના દુઃખથી મુક્ત થવાની તીવ્ર અભિલાષા હોય, અને જે સર્વ કામનાઓથી રહિત બનેલ હોય, અને જેને આત્મસુખ સિવાય અન્ય કંઈ જ પ્રિય ન હોય, એવો સાધક પ્રતિદિન વિધિપૂર્વક એકાન્તમાં એક ચિત્તે પરમાત્મ દર્શનની તીવ્ર ભાવના સહિત બાર હજાર પ્રણવમંત્રનો જાપ એક વર્ષ સુધી કરે તો તેના સર્વ પાપ દૂર થઈ જાય છે, અને તેને આત્મ-દર્શન થાય છે. તેમજ સર્વ પ્રકારની વ્યાધિઓનો નાશ થાય છે. કદાચ ઉપર લખેલ કાર્યની સિદ્ધિ ન થાય તો તેમાં સંત-મહાત્માઓનો દોષ નથી પણ સાધકની સાધનામાં જ કોઈ ભૂલ હોવાનો સંભવ છે. માટે આત્મનિરીક્ષણ કરીને તે દોષોને દૂર કવાનો પ્રથત્ન સેવવો જ જોઈએ. પ્રિય સાધકબંધુઓ! બાર માસમાં જ સર્વ પાપોનો ક્ષય કરવાનો કેવો સરલ અને શ્રેષ્ઠ માર્ગ સંત મહાત્માઓએ બતાવેલ છે. ઘણા મનુષ્યોને સર્વ પ્રકારની અનુકૂળતા હોવા છતાં એક વર્ષનો અવકાશ

લઈ પોતાના આ જન્મના કરેલાં પાપનો પર્વત સમાન પુંજ (ઢગલો) દૂર કરી શકતા નથી એ જ તેમની વિષયભોગ, અને શારીરિક સુખની લાલસા દર્શાવી આપે છે! મહાત્માઓના વચન પર વિશ્વાસ રાખીને, જે સાધકો ઉપરોક્ત માર્ગ ગ્રહણ કરશે, તેને અવશ્ય આત્મદર્શન થશે જ. જીવનનું સાર્થક્ય ઐહિક સુખમાં નથી, પણ આત્મિક સુખ પ્રાપ્ત કરવામાં જ છે. એમ જેને સ્પષ્ટ સમજાયું હોય, તેને માટે ભવભયતારક અમૃત સમાન મહાન ઔષધિ એ જ છે.

ગ્રંથોમાં મંત્રશક્તિ, વરદાન અને ચમત્કારની ઘણી વાતો વાંચી આપણે તેને ટાઢા પહોરનાં ગપ્પાં માનીએ છીએ, પણ તે ટાઢા પહોરના ગપ્પાં નથી, માનવીની અપાર શક્તિની ખ્યાતિ છે. દૃઢ સંકલ્પવાળો માણસ વરદાન આપે તો તે ફળે જ છે. 'મંત્ર'નો અર્થ સ્વયં શબ્દમાં સમાયો છે. તારનાર તે મંત્ર. મંત્ર એ વિચારને દૃઢ કરવા માટેનું શાબ્દિક રૂપ છે. તેથી જપ કરવાની ક્રિયાને બહુ જ મહત્ત્વ આપવામાં આવ્યું છે. 'યજ્ઞાનામ્ જપ–યજ્ઞોસ્મિ' એમ શ્રીકૃષ્ણે ગીતામા જણાવ્યું છે, તે બહુ જ અર્થપૂર્ણ છે. પણ ખાટલે મોટી ખોટ એ છે કે, આપણે જપને સાચા અર્થમાં સમજતા નથી. 'જપનો' અર્થ છે નામ–સ્મરણ. નામ–સ્મરણમાં નામનું સ્મરણ કરવાનું છે કોઈ પણ બની ગયેલા બનાવને ફરી કલ્પનામાં લાવવા તેને 'સ્મરણ' કહેવાય છે. એટલે જપ કરવા એટલે મનને તેની સાથે સ્મરણ કરતું રાખવાનું છે. જો જપ કરતી વખતે મનને અન્ય વિષયમાં ભટકતું રાખીશું તો જપ કરવાની મહેનત વ્યર્થ જશે.

'ॐ નમઃ અરિહંતાય' બોલતી વખતે અરિહંતનું સ્મરણ રહેવું જોઈએ. એટલે તેમના ગુણોનું પણ ચિંતન થવું જોઈએ. 'તેઓ રાગાદિ શત્રુઓથી પર વીતરાગ છે' વગેરે તેમના ગુણોનુ સાંગોપાંગ કલ્પનામય ચિત્ર મનમાં ખડું થવું જોઈએ. આવું સ્મરણ દરેક મંત્ર સાથે હોય તો તે મંત્ર છે–તે શક્તિ રૂપ બને છે, મનુષ્યને દુઃખમાં સમતા ધારણ કરવાની શક્તિ અર્પે છે. ઉપરોક્ત રીતે જપ કરવાથી જપ કરનારના મનમા જે શક્તિ ભરેલી છે, તે પ્રગટ થાય છે. પરંતુ જપ કરતી વખતે મન બીજા વિચાર કરતું હોય, તો તે બીજા વિચારોનો સાચો જપ બની જાય છે અને મનુષ્ય તે વિચારને અનુરૂપ ફળને પામે છે, અને દેખીતી રીતે જે જપ કરતો હોય છે. તે પોતાની શક્તિનો દુર્વ્યય બની જાય છે. મનની આ અપાર શક્તિને પ્રાપ્ત કરવા માટે માનસશાસ્ત્ર, વિચારશક્તિશાસ્ત્ર વગેરેના અભ્યાસ દ્વારા જાણીને, માનવ મહાન બનવાને ભાગ્યશાળી બને છે

## વિવિધ પ્રકારના મંત્રો અને તેનું ફળ

### પંચપરમેષ્ઠ–મંત્રના ચિંતનનુ ફળ –

મન, વચન અને કાયાની શુદ્ધતાપૂર્વક એક–સો આઠ વાર આ નમસ્કાર–મહામંત્રનું ચિંતન કરનાર મુનિ આહાર કરવા છતાં પણ એક ઉપવાસનું ફળ પ્રાપ્ત કરે છે.

એ મહામંત્રની સમ્યક્ પ્રકારે આરાધના કરીને યોગીજન આત્મ–લક્ષ્મીને પ્રાપ્ત કરીને ત્રણ જગતના પૂજનીય બને છે.

હજારો પાપ કરનાર અને સેંકડો પ્રાણીઓને મારનાર તિર્યંચ પણ આ મંત્રની આરાધના કરીને સ્વર્ગને પ્રાપ્ત કરવામાં સમર્થ બનેલ છે.

પંચ પરમેષ્ઠિ-વિદ્યા :-

પંચ પરમેષ્ઠિના નામથી ઉત્પન્ન થવાવાળી ૧૬ અક્ષરની વિદ્યા આ પ્રકારે છે :-'અરિહંત-સિદ્ધ-આયરિય-ઉવજ્ઝાય-સાહૂ' આ વિદ્યાનો બસો વાર જપ કરવાથી એક ઉપવાસનું ફળ મળે છે.

૭ અક્ષરવાળી વિદ્યા :-'અરિહંત, સિદ્ધ' એનો ત્રણસો વાર જપ કરવાથી, ચાર અક્ષરવાળી વિદ્યા :-'અરિહંત' પદનો ચારસો વાર અને 'ૐકાર'નો પાંચસો વાર જપ કરવાથી યોગીઓને એક, એક ઉપવાસનું ફળ પ્રાપ્ત થાય છે.

ઉપરોક્ત વિદ્યાઓના જાપનું જે એક ઉપવાસ ફળ બતાવેલ છે, તે તો એટલા માટે કે બાલ જીવો પણ એનો જાપ કરવા પ્રવૃત્તિશીલ બને. બાકી તો આ જાપનું વાસ્તવિક ફળ તો જ્ઞાનિઓએ સ્વર્ગ, મોક્ષ જ બતાવેલ છે.

વિદ્યાપ્રવાદ નામના પૂર્વશ્રુતમાંથી ઉદ્ધૃત કરેલી, પાંચ વર્ણ-વાળી પંચતત્ત્વા વિદ્યાનો સતત અભ્યાસ કરવામાં આવે, તો તે સમસ્ત ભવ-ક્લેશને દૂર કરી દે છે. તે વિદ્યા આ પ્રકારે છે :- 'હ્રાં હ્રીં હ્રૂં હ્રૌં હ્રઃ અસિઆઉ-સા નમઃ'.

અરિહંત, સિદ્ધ, સાધુ અને ધર્મની સાથે મંગલ, ઉત્તમ અને શરણ પદોને જોડીને એકાગ્ર મન વડે સ્મરણ કરનાર ધ્યાતા મોક્ષને પ્રાપ્ત કરે છે.

૧. મંગલ—ચત્તારિ મંગલં,

અરિહંતા મંગલં, સિદ્ધા મંગલં,
સાહુ મંગલં, કેવલિ પણ્ણત્તો-ધમ્મો મંગલં.

૨. ઉત્તમ—ચત્તારિ લોગુત્તમા-

અરિહંતા લોગુત્તમા, સિદ્ધ લોગુત્તમા,
સાહુ લોગુત્તમા, કેવલિ પણ્ણત્તો ધમ્મો લોગુત્તમા.

૩. ચત્તારિ શરણું પવજ્જામિ,

અરિહંતા શરણું પવજ્જામિ, સિદ્ધા શરણું પવજ્જામિ, સાહુ શરણું પવજ્જામિ, કેવલિ પણ્ણુત્ત ધમ્મ શરણું પવજ્જામિ.

**૧. પંચ દશાક્ષરી વિદ્યા :—**

ઓં અરિહંત,-સિદ્ધ સયોગિકેવલી સ્વહા.

જે કોઈ પંદર અક્ષરની વિદ્યાનું ધ્યાન કરે છે, તે તેને મુક્તિનું સુખ આપે છે.

**૨. સર્વજ્ઞાભ મંત્ર :—**

ઓં શ્રીં હ્રીં અર્હં નમઃ.

સર્વજ્ઞાભ મંત્રનું સ્મરણ કરવાથી સંપૂર્ણ જ્ઞાનનો પ્રકાશ થાય છે.

**સર્વજ્ઞાભ મંત્રનો મહિમા :—**

આ સર્વજ્ઞાભ મંત્ર સર્વજ્ઞ ભગવાનની સદૃશતાને ધારણ કરનાર છે, એનો મહિમા અને પ્રભાવને પૂર્ણ રીતે પ્રગટ કરવાને કોઈ સમર્થ નથી.

જેની સંસારરૂપ દાવાલનને ક્ષણભરમાં શાન્ત કરવાની ઇચ્છા હોય, એણે આદિ મંત્રના શરૂના સાત અક્ષરોનું, અર્થાત્ ' નમો અરિહંતાણં 'નું સ્મરણ, ચિંતન, જપ કરવો જોઈએ.

**અન્ય મંત્ર :—**

આઠ કર્મોનો નાશ કરવા માટે પંચવર્ણ—પાંચ અક્ષરવાળા મંત્રનું અને સર્વ પ્રકારે અભય થવા માટે વર્ણોની શ્રેણીવાળા મંત્રનો જાપ, ચિંતન, સ્મરણ, ધ્યાન કરવું જોઈએ.

૧. પંચવર્ણ મંત્ર–નમો સિદ્ધાણં.
૨. વર્ણમાલાંચિત મંત્ર— ઓં નમો અર્હતે કેવલિને પરમયોગિને વિસ્ફુરદુરુ-શુક્લધ્યાનાગ્નિ–નિર્દગ્ધ કર્મ–બીજાય પ્રાપ્તાનંત–ચતુષ્ટાયાય સૌમ્યાય શાંતાય મંગલ–વરદાય અષ્ટાદશ–દોષરહિતાપ સ્વાહા !

## ક્ષ્વીં વિદ્યાનું ધ્યાન, ચિંતન.

કલ્પના કરો કે ચંદ્રમાના બિંબથી ઉત્પન્ન થયેલ હોય–એવી ઉજ્જ્વલ, નિરંતર અમૃત વરસાવતી અને કલ્યાણના કારણભૂત એવી ' ક્ષ્વીં ' વિદ્યાનુ લલાટમાં ચિંતન, ધ્યાન કરવું જોઈએ.

**શશિ–કલાનું ધ્યાન, ચિંતન :-**

ક્ષીર–સાગરથી નીકળતી, સુધા કે સમાન સલિલથી અખિલ લોકને પ્લાવિત કરતી થકી અને મુક્તિ–મહેલની સોપાનની

શ્રેણી સમાન ચંદ્રકલાની કલ્પના કરીને લલાટમાં ચિંતન, ધ્યાન કરવું જોઈએ.

**શશિ-કલાના ધ્યાનનુ ફળ :-**

ચંદ્રકલાના સમાન પ્રકાશનું સ્મરણ કરવા માત્રથી જન્મ-મરણના કારણોનો અંત થઈ જાય છે અને સ્મરણકર્તા અવ્યય પદને પ્રાપ્ત કરે છે, જે પરમાનંદમય છે.

## પ્રભાવ, શૂન્ય અને અનાહતનું ધ્યાન.

નાસિકાના અગ્ર ભાગ પર પ્રણવ–ઓંકાર, શૂન્ય–૦, અને અનાહત–હ, એ ત્રણનું અર્થાત્ 'ઓં હં' નું ધ્યાન કરનાર અણિમા, ગરિમા આદિ આઠ સિદ્ધિઓને પ્રાપ્ત કરીને નિર્મળ જ્ઞાનને પ્રાપ્ત કરે છે.

શંખ, કુંદ અને ચંદ્ર સમાન શ્વેત વર્ણના પ્રણવ, શૂન્ય અને અનાહતનું ધ્યાન કરનાર પુરુષ સમસ્ત વિષયોના જ્ઞાનમાં પ્રવીણ બની જાય છે.

**સામાન્ય વિદ્યા :-**

જેની બન્ને તરફ બે–બે ઓંકાર છે, આદિ અને અંતમાં હ્રીંકાર છે, મધ્યમાં સોઽહં છે અને એ સોઽહની મધ્યમાં અહં લીં છે, અર્થાત્ જેનુ રૂપ આ પ્રકારે છે–'હ્રીં ઓં ઓં સઃ અહં લીં લં ઓંઓં હ્રીં' એ અક્ષરોનું ધ્યાન, ચિંતન કરવું જોઈએ.

**વિદ્યાનો જાપ :-**

કામધેનુ સમાન અચિંત્ય ફળ પ્રદાન કરવામાં સમર્થ, નિર્દોષ અને ગણધરોના મુખથી ઉદ્‌ગત વિદ્યાનો જાપ કરવો જોઈએ. તે વિદ્યા આ પ્રકારે છે :—

"ઓં જોગ્ગે મગ્ગે તચ્ચે ભૂએ ભવિસ્સે અંતે પકખે જિણ-પાર્શ્વે સ્વાહા."

**અન્ય મંત્ર-અને વિદ્યા :–**

કર્મોના સમૂહને શાંત કરવા માટે બીજા મંત્રોનું પણ સ્મરણ, ચિંતન, ધ્યાન કરવું જોઈએ. તે નીચે લખ્યા પ્રમાણે છે :–

'શ્રીમદ્ ઋષભાદિ-વર્ધમાનાંતેભ્યો નમઃ'

પ્રાણીઓના ઉપકાર માટે પાપ-ભક્ષિણી વિદ્યાનું સ્મરણ કરવું જોઈએ. તે નીચે પ્રમાણે છે :–

'ઓં અર્હન્મુખકમલવાસિની, પાપાત્મક્ષયંકરિ,

શ્રુતિ જ્ઞાન જ્વાલા સહસ્ર, જ્વલિતે સરસ્વતિ મત્પાપં હન હન, દહ દહ, ક્ષાં ક્ષીં ક્ષૂં ક્ષૌં ક્ષઃ ક્ષીરધવલે, અમૃત સંભવે, વં વં હૂં હૂં સ્વાહા.'

**પાપ-ભક્ષિણી વિદ્યાનું ફળ :–**

આ વિદ્યા એટલી પ્રભાવોત્પાદક છે કે એના સ્મરણથી તત્કાલ મન પ્રસન્ન થઈ જાય છે, પાપની કલુષતા દૂર થાય છે અને જ્ઞાનનો દીપક અંતરમાં પ્રકાશિત થાય છે.

મંત્ર—'અસિ આ ઉ સા' આ મંત્રના 'અ' નું નાભિ-કમલમાં સર્વત્ર ધ્યાન કરવું જોઈએ, 'સિ' વર્ણનું મસ્તક-કમળમાં, 'આ' વર્ણનું મુખ-કમલમાં, 'ઉ' વર્ણનું હૃદય-કમળમાં અને 'સા' વર્ણનું કંઠ-કમળમાં ધ્યાન કરવું જોઈએ.

**મંત્ર** :–નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં,

નમો ઉવજ્ઝાયાણં, નમો લોએ સવ્વ સાહૂણં.

આ મંત્રરાજ નવકારમંત્ર છે. એનાથી શ્રેષ્ઠ ત્રણ લોકમાં કોઈ બીજો મંત્ર નથી. પૂર્વ કે ઉત્તર દિશા તરફ મુખ રાખીને પવિત્ર ભાવથી 'એક માળા' પ્રતિદિન ફેરવવાથી સર્વ પ્રકારે આનંદમંગલ થાય છે અને સર્વ સંકટ દૂર થઈ જાય છે.

## નવાક્ષરી મંત્ર

**ૐ હ્રીં અર્હમ્ નમઃ ક્ષીં સ્વાહા**

**વિધિ** :–પ્રથમ નવ વાર નવકારમંત્ર બોલવો, ત્યાર પછી નવાક્ષરી મંત્રની ૯ માળા ફેરવવી નિરંતર ૨૧ દિવસ સુધી જાપ કરવાથી સર્વ પ્રકારના સંકટનો નાશ થાય છે.

## મંગલમંત્ર

ૐ અ–સિ–આ–ઉ–સા નમઃ

**વિધિ** :–ઉપરના મંત્રની સૂર્યોદયને સમયે સૂર્યની તરફ મુખ રાખીને ૧૦૮ વાર જાપ કરવાથી ગૃહ–ક્લેશ દૂર થાય છે, ઘરમાં શાંતિ થાય છે.

મંત્ર–ૐ હ્રીં શ્રી હર હર સ્વાહા.

આ મંત્રનો પ્રતિદિન ૧૦૮ વાર જાપ કરવો જોઈએ. એથી રોગ, આપત્તિ, ચિંતા આદિનો નાશ થાય છે.

## મંગલમંત્ર

નમિઊણ અસુર–સુર–ગરુલ–ભુયગ–પરિવંદિએ,
ગયકિલેસે અરિહે, સિદ્ધાયરિએ ઉવજ્ઝાય સવ્વ સાહૂણં

**સૂચના :** આ મંત્ર ચંદ્રપ્રજ્ઞપ્તિ સૂત્રનું મંગલાચરણ છે, જે અતિ પ્રભાવશાળી છે. આ મંત્રનો શુદ્ધ ઉચ્ચારણ-પૂર્વક શારીરિક શુદ્ધિ સહિત પ્રતિદિન પ્રાતઃકાલ ૨૧ વાર જપ કરવો જોઈએ. એથી સર્વ પ્રકારે આનંદ થાય છે અને સંકટ દૂર થાય છે.

## સોઽહમ્‌નો જાપ

'સો'નો અર્થ અર્હંતદેવ કલ્પવો અને 'અહમ્'નો અર્થ હું આત્મા છું. બન્નેનો અર્થ એમ થાય છે કે 'હું અર્હંત-દેવ સમાન આત્મા છું. આ મંત્રનો જપ શ્વાસોચ્છ્‌વાસની સાથે કરવો જોઈએ. શ્વાસ લેતી વખતે 'સો' બોલવું અને શ્વાસ છોડતી વખતે 'ઽહમ્' બોલવું જોઈએ. આ મંત્ર નિશ્ચય દૃષ્ટિનો છે.

અર્હમનું ધ્યાન-

## અર્હમનું ધ્યાન

જેની ચારે તરફ નિર્મળ સોનેરી કિરણો નીકળતાં હોય, એવા સુવર્ણ કમલની વચમાં શ્વેત વર્ણવાળા અર્હમ્‌નું ધ્યાન કરવું જોઈએ. મનને એકાગ્ર કરી યોગી અર્હમ્ મંત્રનું ધ્યાન ધરતો છતો યાવત્ મોક્ષને પ્રાપ્ત કરે છે. અર્હમ્ મંત્ર સમાન કોઈ મંત્ર નથી. અર્હં મંત્રનું એવી રીતે ધ્યાન કરવું કે મનમાં તેનું જ સ્વરૂપ રમી રહે, તે વખતે અન્ય પદાર્થનું સ્મરણ ન થાય, તેમજ હોઠ પણ ન હાલે. અર્હં અક્ષર પરથી અનક્ષરતા પમાય તેવી રીતે ધ્યાન ધરવું.

## નવપદનું ધ્યાન

કલ્પના દ્વારા આઠ પાંખડીનું કમલ બનાવવું. ચાર પાંખડી ચાર દિશાઓમાં અને ચાર પાંખડી ચાર વિદિશાઓમાં, વચમાં ' નમો અરિહંતાણં ' પદનું ધ્યાન કરવું. પછી ચાર દિશાઓવાળી પાંખડીઓ પર ક્રમથી ' નમો સિદ્ધાણં, નમો આયરિયાણં, નમો ઉવજ્ઝાયાણં, નમો લોએ સવ્વ સાહૂણં 'નું ધ્યાન કરવું ત્યાર પછી ચાર વિદિશાઓવાળી પાંખડીઓ પર ક્રમશઃ 'નમો દંસણસ્સ, તમો નાણસ્સ, નમો ચરિતસ્સ, નમો તવસ્સ 'નું ધ્યાન કરવું જોઈએ. દિશાઓના નામ પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર છે. અને વિદિશાઓના નામ ઈશાન, અગ્નિ, વાયવ્ય; નૈઋત્યકોણ આદિ ક્રમથી છે.

## ઓમ્નો જપ

ૐકાર નવકાર મંત્રના પાંચ પદનો વાચક છે. અ સિ આ ઉ સાના મંત્રમાં પણ ઓમ્કારનો સમાવેશ થાય છે. અતઃ નાભિકમળમા અ, મસ્તકકમળમાં સિ, મુખકમળમાં આ, હૃદયકમળમાં ઉ અને કંઠકમળમાં સા અક્ષરનુ ધ્યાન કરવાથી સર્વ પ્રકારે આનંદમંગળ થાય છે.

## હૃદય જપ

જ્યાં હૃદય છે ત્યાં મનોમય કલ્પના વડે પાંચ પાંખડીનું કમલ બનાવવું. પહેલી પાંખડી સફેદ રંગની, બીજી લાલ રંગની, ત્રીજી પીળા રંગની, ચોથી લીલા રંગની, પાંચમી કાળા રંગની, કમલના વચમાં 'અર્હમ્' મંત્રનું ધ્યાન કરવુ. અને ઉપર લખેલ

પાંખડીઓ પર ક્રમથી 'નમો અરિહંતાણું' આદિ પાંચ પદનો જપ મન વડે કરવો. આ પ્રકારે નવ વાર નવકાર મંત્રનો જપ કરવાથી આધ્યાત્મિક બળની વૃદ્ધિ થાય છે.

## અક્ષરોનું ધ્યાન

નાભિકમળમાં સોળ પાંખડીનું કમળ ચિંતવી તેમાં 'અ–થી અઃ સુધી સોળ સ્વરોને સ્થાપન કરવા અને તેનું અનુક્રમે ધ્યાન કરવું.

હૃદયકમળમાં ચોવીસ પાંખડીવાળું કમળ ચિંતવી તેમાં ક–થી તે ભ સુધી અક્ષરો અનુક્રમે કમળ પાંખડીઓનાં સ્થાપન કરવા અને 'મ'ને કર્ણિકામાં સ્થાપન કરવો.

મુખમાં આઠ પાંદડીવાળા કમળની કલ્પના કરવી; જેમાં બાકીના 'ય'થી તે 'હ' સુધીના અક્ષરોનું અનુક્રમે ધ્યાન કરવું.

આ પ્રમાણે અક્ષરોનું ધ્યાન કરતો છતો, યોગી ચિત્તની ચંચળતાને નિવારે છે. અને શ્રુતજ્ઞાનનો પારગામી બને છે. પૂર્વે કહ્યા તે વર્ણોનું વિધિપૂર્વક ધ્યાન કરનાર યોગી નિમિત્ત જ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે; અમુક વખતે અમુક થશે વગેરે સર્વ બાબતો જાણી શકે છે. લાંબા સમય સુધી એકાગ્ર ચિત્તે ધ્યાન કરવાથી અનેક સિદ્ધિઓની પ્રાપ્તિ થાય છે.

## જપ કરવાના વિવિધ પ્રકાર

### ૧. નિત્ય જપ

સવારે, સાંજે ગુરુદત્ત મંત્રનો જે નિત્ય-નિયમિત જપ કરવામાં આવે છે, તે નિત્ય જપ છે. આ જપ સાધકોએ

નિત્ય કરવા જોઈએ. આપત્કાલ, માંદગીમાં અથવા યાત્રામાં પણ થોડા જપ કરવા જ જોઈએ. જે રીતે ઘરને, વસ્ત્રને અને શરીરને શુદ્ધ રાખવું આવશ્યક છે, તેવી જ રીતે આત્મશુદ્ધિ માટે નિત્ય જપ કરવા આવશ્યક છે. એથી આત્મશુદ્ધિની સાથે જપનો અભ્યાસ વધે છે, આનંદ વધે છે, ચિત્ત શુદ્ધિ થાય છે, વાણી શુદ્ધ બને છે અને ધાર્મિક ભાવના વૃદ્ધિ પામે છે. પાપ અને અધર્મથી ઘૃણા થાય છે. એવા અનેક લાભ થાય છે. અને જેમ જેમ જપની સંખ્યા વધે છે, તેમ તેમ પ્રભુકૃપાનો અનુભવ થાય છે, અને પોતાની નિષ્ઠા, અને વિશ્વાસ દૃઢ થાય છે.

## ૨. કામ્ય જપ

કોઈ પણ મનોકામના પૂર્ણ કરવા માટે જે જપ કરવામાં આવે છે તેને કામ્ય જપ કહે છે. જેને મોક્ષની ઇચ્છા હોય, તેને માટે આ જપ કામનો નથી. આર્તિ, અર્થાર્થી, કામ–કામી લોકો માટે ઉપયોગી છે. એનું સાધન કરતી વખતે પવિત્રતા, નિયમોનું પાલન, જાગૃતિ, ધૈર્ય, સરળતા, મનોનિગ્રહ, ઇન્દ્રિયોનું દમન, વાણીનો સંયમ, મિતાહાર, મિતશયન, બ્રહ્મચર્ય એ બધાનુ હોવું અત્યંત આવશ્યક છે. યોગ્ય ગુરુથી યોગ્ય સમયે લીધેલ મંત્ર હોવો જોઈએ. વિધિપૂર્વક મનથી એકાગ્રતાથી જપ કરવો જોઈએ. ગરીબોને દાન આપવું, આ બધા સાધન–સામગ્રી સહિત જપ કરવામાં આવે, તો સાધકની કામના પૂર્ણ થાય. પણ સાધન બરાબર ન હોય તો

મંત્ર સિદ્ધ થઈ શકતો નથી. જપ કરવાથી પુણ્યનો સંચય થાય છે. પણ ભોગથી એનો ક્ષય પણ થાય છે. એથી પ્રાજ્ઞ પુરુષ એને સારો સમજતા નથી. પરંતુ સર્વ સાધક સમાન હોતા નથી. કેટલાક એવા કનિષ્ટ સાધક પણ હોય છે જે શુદ્ધ મોક્ષથી અતિરિક્ત અન્ય ધર્મ અવિરુદ્ધ કામનાઓ પણ પૂર્ણ કરવાના અભિલાષી હોય છે. મિથ્યાત્વી દેવો અને મિથ્યા સાધનો કરીને પોતાની ભયંકર હાનિ કરવા કરતા, તે લોકો પોતાના ઇષ્ટ મંત્રનો કામ્ય જપ કરીને મનને શાંત કરે અને પરમાર્થ પ્રવીણ બને, એ અધિક શ્રેષ્ઠ છે.

૩. પ્રાયશ્ચિત્ત જપ

પોતાના અજાણતા જે પાપ, જે દોષ કે પ્રમાદ થઈ જાય, તો એ દુરિત–પાપના નાશ માટે જે જપ કરવામાં આવે છે, તેને પ્રાયશ્ચિત્ત જપ કહે છે.

મનુષ્યના મનની સહજ ગતિ અધોગતિની તરફ હોય છે. એથી એનાંથી અનેક પ્રમાદવશ દોષ થઈ જાય છે. જો એ દોષોનું પરિમાર્જન ન થાય, તો અશુભ કર્મોનું સંચિત નિર્માણ થઈને મનુષ્યને અનેક દુઃખ ભોગવવા પડે છે અને સંચિતનું પ્રારબ્ધ બનીને ભાવિ દુઃખોની સૃષ્ટિ રચે છે. માટે એવા જીવાત્માઓ જો સંકલ્પપૂર્વક જપ કરે, તો તેઓ વિમલાત્મા બની શકે છે, મનુષ્યથી નિત્ય અનેક પ્રકારના દોષ થાય છે. એ માનવસ્વભાવ છે, એ માટે હંમેશાં એ દોષોને નષ્ટ કરવા, એ મનુષ્યનું કર્તવ્ય જ છે. અલ્પ દોષ માટે અલ્પ અને અધિક દોષ માટે

અધિક જપ કરવો જોઈએ. જો રોજ એ કામ ન થાય તો અઠવાડિયામાં એક દિવસ ઉપવાસ કરીને અંતર, બાહિર પવિત્ર થઈને મનને એકાગ્ર કરી સંકલ્પપૂર્વક દોષ નિવારણાર્થે પોતાના ઈષ્ટદેવના મંત્રનો જપ કરવો. એથી પવિત્રતા વધશે, અને મન આનંદમાં તરબોળ થઈ જશે. જ્યારે આવો અનુભવ થાય, ત્યારે સમજવું કે, સર્વ પાપ ભસ્મ થઈ ગયા. દોષના હિસાબે જપ સંખ્યા નિશ્ચિત કરવી અને તે સંખ્યા પૂરી કરવી.

૪. અચલ જપ :-

આ જપ કરવા માટે આસન, માળા વગેરે સાહિત્ય તથા વ્યવહારિક અને માનસિક સ્વસ્થતા હોવી જોઈએ. આ જપ વડે આપણી અંદર જે ગુપ્ત શક્તિઓ છે તે જાગ્રત થઈને વિકસિત થાય છે અને પરોપકારમાં એનો ઉપયોગ કરી શકાય છે. એથી ઇચ્છાશક્તિની સાથે સાથે પુણ્યસંગ્રહ વધે છે. આ જપ માટે આંતર, બાહ્ય શુદ્ધ થઈ આસન પર બેસી, મનને શાંત, સ્થિર બનાવી જપ આરંભ કરવો અમુક મંત્રનો અમુક સંખ્યામાં જપ કરવો જોઈએ અને નિત્ય અમુક સંખ્યામાં જપ અવશ્ય કરવો એવો નિયમ એ વિષયમાં રહે છે, અને રોજ એટલો જપ એકાગ્રતાપૂર્વક કરવો જોઈએ જપ નિશ્ચિત સંખ્યાથી કયારે પણ ઓછો ન થવો જોઈએ. જપ કરતી વખતે વચ્ચમાં આસન પરથી ઉઠવું નહિ, કોઈથી વાતચીત કરવી નહિ, એટલા સમય સુધી મનની અને શરીરની સ્થિરતા સહ મૌન કરવું જોઈએ. એ પ્રકારે નિત્ય જપ કરીને સંખ્યા પૂર્ણ કરવી જોઈએ. વચમાં અંતર ન પાડવું. આહાર, વિહારમા નિયમિતતા હોવી જોઈએ.

કોઈ વિઘ્ન આવે તો ધૈર્યથી સહન કરવું પણ જપ છોડવો નહિ. આ જપ વડે અપાર આધ્યાત્મિક શક્તિનો સંચય થાય છે.

૫. ચલ જપ :–

આ જપ હરદમ કરવો જોઈએ. આ જપ કોઈ પણ વ્યક્તિ કરી શકે છે. એમાં કોઈ બંધન, નિયમ કે પ્રતિબંધ નથી. હાલતા, ચાલતા, કાર્ય સમયે મન વડે જપ કરતા જ રહેવું. એથી વાણી શુદ્ધ થાય છે. વાક્શક્તિ પ્રાપ્ત થાય છે. પણ આ જપ કરનાર ક્યારે પણ અસત્ય ન બોલે; નિંદા, કટુવચન, કોઈને ખરી–ખોટી સંભળાવવી, વધારે બોલવું એ બધા દોષોનો ત્યાગ કરે. એ જપ કરવાથી આત્મશક્તિનો સંચય થાય છે, સમયનો દુરુપયોગ થતો નથી, મન પ્રશાંત રહે છે. સંકટ, કષ્ટ, દુઃખ, આઘાત, પ્રત્યાઘાત આદિનો મન પર પ્રભાવ પડતો નથી. જપ કરનાર સદા સુરક્ષિત રહે છે. સુખપૂર્વક સંસાર–યાત્રા પૂરી કરીને અનાયાસ પરમાર્થને પ્રાપ્ત કરે છે, એની ઉત્તમ ગતિ થાય છે, એના બધા કર્મો નિષ્કામ થાય છે, અને એ કારણથી તેના કર્મબંધન શિથિલ બને છે. મન નિર્વિષય બની જાય છે, સાધક નિર્ભય બને છે, આત્મપ્રકાશ વધે છે. જપ જેમ બને તેમ નાનો હોવો જોઈએ અને હરદમ મનોમન જપ કરતા જ રહેવું જોઈએ.

૬. વાચિક જપ :–

આ જપ જોરજોરથી ઉચ્ચારણ કરીને કરવાનો છે. જેને બીજા પણ સાંભળી શકે. આને વાચિક જપ કહે છે. જપ યોગી

માટે પ્રથમ આ જપ સુગમ હોય છે. આગળ જપ ક્રમ સાધ્ય અને અભ્યાસ સાધ્ય છે. આ જપથી વાક્સિદ્ધિ થાય છે. શબ્દોનું મોટું મહત્ત્વ હોય છે. તે શબ્દ ક્યારે પણ વ્યર્થ જતા નથી. અન્ય લોક તેની આજ્ઞાનું પાલન કરે છે. એક વાક્શક્તિ પણ સિદ્ધ થઈ જાય તો એ વડે સંસારના મોટા મોટા કામ થઈ શકે છે. આ જપ પરમાર્થ અને પ્રપંચ બંને માટે ઉપયોગી છે.

૭. ઉપાંશુ જપ :–

વાચિક જપ પછી આ જપ છે. આ જપ કરતી વખતે હોઠ ચાલે છે તથા તેનો ઉચ્ચાર મુખમાં થાય છે. જપ કરનાર તેને સાંભળે છે પણ બીજા સાંભળી શકતા નથી. આ જપ વડે મનની એકાગ્રતા આરંભ થાય છે. વૃત્તિઓ અંત-ર્મુખ થવા લાગે છે અને વાચિક જપથી જે જે લાભ થાય છે તે સર્વ આ જપ વડે થાય છે. એ જપ વડે પોતાના અંગ-પ્રત્યંગમાં ઉષ્ણતા વધતી હોય તેમ લાગે છે. તેથી શરીર નીરોગ બને છે. એ જ તપનો પ્રભાવ છે. આ જપથી દૃષ્ટિ અધોન્મીલિત રહે છે. એના દ્વારા સાધક સ્થૂલથી સૂક્ષ્મમાં પ્રવેશ કરે છે. વાણીના સહજ ગુણ પ્રગટ થાય છે. મંત્રનો પ્રત્યેક ઉચ્ચાર મસ્તક પર કંઈક અસર કરતો હોય તેમ લાગે છે–ભાલપ્રદેશ અને લલાટમાં વેદના થતી હોય એવો અનુભવ થાય છે. અભ્યાસ કરતા કરતા સ્થિરતા વધે છે.

૮. માનસ જપ :–

આ તો જપનો પ્રાણ છે. એથી સાધકનું મન આનંદમય બની જાય છે. એના મંત્રનો ઉચ્ચાર કરવો પડતો નથી. મન

વડે જ મંત્રાવૃત્તિ કરવી જોઈએ છે. નેત્ર બંધ રાખવા વડે છે. મંત્રાર્થનું ચિંતન જ એમાં મુખ્ય છે. બીજા જપ કરતાં આ જપ હજારગણો શ્રેષ્ઠ છે.

૯. અખંડ જપ:-

આ જપ ખાસ કરી ત્યાગી પુરુષો માટે છે. શરીર યાત્રા માટે આવશ્યક આહારાદિનો સમય છોડીને બાકીનો બધો સમય જપ કરવો પડે છે. પણ સતત જપ કરવાથી મન થાક અનુભવે છે; એ માટે એમાં આ વિધિ છે કે જપથી જ્યારે મન થાક અનુભવે ત્યારે થોડો સમય ધ્યાન કરે, પછી તત્ત્વચિંતવન કરે અને ફરી જપ કરે. એ ત્રણ ઉપાય અર્થાત્ જપ, ધ્યાન અને તત્ત્વચિંતન સતત કરવું તે જ અખંડ જપ છે.

૧૦. અજપા જપ

આ સ્વાભાવિક જપ છે તથા જે અપ્રમાદી હોય તેનાથી જ તે થઈ શકે છે. આ જપમાં માળા વગેરેનું કંઈ જ કામ નથી. ફક્ત શ્વાસોચ્છ્વાસની ક્રિયાની સાથે મંત્રનો જપ કરવો જોઈએ અને તે સોઽહમ્‌નો જપ જ શ્વાસની ગતિ સાથે બરાબર બંધ બેસતો થઈ શકે છે. દરેક લેતા શ્વાસમાં 'સો' અને છોડતા પ્રશ્વાસની સાથે 'હમ્'ની ભાવના સહિત જપ કરવાથી અભ્યાસે સ્વાભાવિક 'સોઽહમ્'નો જપ થાય છે. તેને 'અજપા જપ' કહે છે.

## ષટ્ચક્ર

યોગીઓ કહે છે કે, શરીરની અંદર ષટ્પદ્મ યા નાડીચક્ર છે. નીચે મૂલાધાર ચતુર્દળ, (પાંખડીઓ) લિંગમૂળે સ્વાધિષ્ઠાન

ચક્ર ષડ્દલ, નાભિએ મણિપુરક ચક્ર દશદળ, હૃદય સ્થાને અનાહતચક્ર બારદલ, કંઠે વિશુદ્ધિ ચક્ર સોળદલ, ભ્રૂમધ્યે આજ્ઞાચક્ર દ્વિદલ, અને મસ્તકે સહસ્રદલ પદ્મ છે. મેરુદંડની અંદર ડાબી બાજુએ ઈડા, જમણી બાજુએ પિંગલા, અને મધ્યમાં સુષુમ્ણા નાડી છે. આ સુષુમ્ણા નાડી મૂલાધારથી એક પછી એક છયે ચક્ર ભેદ કરી સહસ્રદલમાં જઈને મળી ગઈ છે, પરંતુ જ્યાં સુધી કુંડલિની શક્તિ જાગ્રત ન થાય,-ત્યાં સુધી સુષુમ્ણાનો માર્ગ બંધ રહે. કુંડલિનીએ આત્માની જ્ઞાનશક્તિ–ચિદ્‌શક્તિ છે. એ સર્વ જીવોની અંદર મૂલધારા પદ્મે સુષુપ્ત (ઊંઘતા) સર્પની જેમ જાણે કે નિર્જીવ રીતે રહેલી છે, જાણે કે ઊંઘી રહી છે. એ જપ, ધ્યાન, યોગ, સાધન, ભજન વગેરે દ્વારા જાગ્રત થાય છે. મૂલધાર પદ્મમાં રહેલી એ શક્તિ જ્યારે જાગ્રત થઈને સુષુમ્ણા નાડીની અંદર પ્રવેશ કરીને અનુક્રમે મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપુરક, અનાહત, વિશુદ્ધ અને આજ્ઞાચક્રને ભેદીને સહસ્રદલ પદ્મમાં આત્માની સાથે મળે છે, ત્યારે એ ઉભયના સંયોગમાંથી પરમ અમૃત પ્રવાહિત થાય છે તે પીને જીવ સમાધિસ્થ થાય છે ત્યારે જીવચેતના જાગૃત થાય, અને આત્મ–સ્વરૂપનો તેને બોધ થાય છે. ત્યારપછી અનેક આશ્ચર્યકારી આધ્યાત્મિક અનુભવો થયા કરે છે.

ગુરુ અને પરમેશ્વરની કૃપાથી, સાધકના પુણ્યોદયે, ક્યારેક ક્યારેક એ શક્તિ પોતાની મેળે જ અથવા અલ્પ પ્રયાસે જાગ્રત થાય છે. એ નિર્વિકલ્પ અવસ્થામાં આત્મા સ્વરૂપમાં લીન થાય છે. આ છે ટૂંકમાં ષટ્‌ચક્ર ભેદ.

પરંતુ જેઓ જગતના હિત માટે કોઈ ખાસ ઊંચ હેતુને સિદ્ધ કરવા માટે દેહ ધારણ કરે છે, તેઓ આત્માનંદને ત્યાગીને જાગ્રત થયેલી કુંડલિની શક્તિને એ રસ્તેથી સહસ્રાધાર ચક્ર ( મસ્તક )થી અનાહત ચક્રે ( હૃદયે ) ઉતારીને 'ભાવમુખે' રહે, અર્થાત્ સર્વ દ્વંદ્વાતીત પરમાર્થિક ( Absolute ) જ્ઞાન અને વ્યવહારિક ( Relative ) જ્ઞાનની વચ્ચે ચડઉતર કર્યા કરે અને હજારો જીવોનો અવિદ્યાના મોહથી ઉદ્ધાર કરે.

પ્રકરણ ૭

# સાધના વિધિ-વિધાન

**સદ્ભાવ :-**

૧. સર્વથી પ્રથમ સત્યનું પાલન કરવું આવશ્યક છે. સત્ય, વિચાર, સત્યવચન, સત્કર્મ એ ત્રણેની આવશ્યકતા છે. નહિતર કોઈપણ ક્ષણે એમાં શિથિલતા આવી જાય તો સર્વ સાધના નષ્ટ થવાનો સંભવ છે. માટે સતત સાવધાન રહેવાની જરૂર છે. સત્યનો અભ્યાસ કેવલ મોટી-વાતોના વિષયમાં નહિ પણ નાની-નાની વાતોમાં પણ હોવો જોઈએ. જો કોઈને કોઈ પ્રકારનું વચન આપવું હોય તો શર્તની સાથે આપવું જોઇએ. જેમ અવસર હશે અને કોઈ વિઘ્ન નહિ આવે તો આમ કરીશ-એમ વિવેકથી બોલવું જોઈએ. અને જો એમ ન કહેતા વચન આપવામાં આવે તો ગમે તેમ કરીને પોતાના વચનનું પાલન કરવું જ જોઈએ. પછી તે વાત ભલે મામૂલી કેમ ન હોય, એ રીતે સર્વ પ્રકારે બધી અવસ્થાઓમાં સત્યનું પાલન કરવાથી સાધકને વાક્સિદ્ધિ પ્રાપ્ત થાય છે, એ યોગ સૂત્રનું વચન છે. આ પ્રકારના સત્યવાદી સિદ્ધ પુરુષોના સંકલ્પ પણ સત્ય બની જાય છે. પંજાબના એક મહાત્માએ એક વખત એક મોટા પત્થરને પર્વતપરથી નીચે પડતો જોયો અને તરત જ મનમાં સંકલ્પ કર્યો કે તે ઉપર જ રોકાઇ જાય. બસ, તે

પત્થર ઉપર જ રહી ગયો. તે આજે પણ પંજાબ સાહેબના નામથી મોજૂદ છે. એવા સંકલ્પ સત્ય બનવાના ઘણા દૃષ્ટાંતો છે. માટે સાધકે મન, વચન, શરીરથી સત્યનું પાલન કરવા સતત તત્પર રહેવું. 'સાહેબ કો સત્ય પ્યારા હૈ,' પ્રભુને સત્ય જ પ્યારું છે. માટે પ્રભુનો પ્રેમ પ્રાપ્ત કરવા ઇચ્છનારે પણ સદા, સર્વદા સત્યનું પાલન કરવું. એથી વાણીનો પણ સાથે સાથે સંયમ થશે, અને અધ્યાત્મિક બળ પણ વધશે.

૨. સાધક અહિંસક હોવો જોઈએ. અહિંસાની સાધના કરનાર યોગીના દિલમાં વૈર–ભાવ રહી શકતો નથી. વૈર–ભાવ મનુષ્યના હૃદયને તપ્ત અને મસ્તક તથા બુદ્ધિને નિર્બળ બનાવે છે. શાંતિ–સુખ જે બધાથી મોટું છે, તે શાંતિ–સુખ વૈર–ભાવ આવવાથી અંતરમાંથી નષ્ટ થઈ જાય છે. વૈર–ભાવ રાખનાર મનુષ્ય રાત–દિવસ બળ્યા કરે છે, અને ક્યારેય પણ તેને શાન્તિ મળતી નથી. વૈર–ભાવ રાખનારનુ લોહી અશુદ્ધ બની જાય છે. તેની ભૂખ મરી જાય છે. વૈર–ભાવની અધિકતાથી લોહીમાં એક પ્રકારનું વિષ ઉત્પન્ન થાય છે. પ્રેમભાવ શરીરમાં અમૃત ઉત્પન્ન કરે છે અને વૈર–ભાવ વિષ. મનુષ્યના અંતરમાંથી જ્યારે વૈર–ભાવ સર્વથા દૂર થઈ જાય છે, ત્યારે એને એક અપૂર્વ શાન્તિ–સુખનો અનુભવ થાય છે. એ શાન્તિ–સુખના અનુભવવાળી સ્થિતિને અહિંસાથી સમાધિ કહી શકાય. માટે સાધકે અહિંસક-વૃત્તિને કેળવીને જ સાધનરત બનવું જોઈએ, તપ્ત માનસ વડે જપ યથાર્થ થઈ શકે નહિ.

૩. સરલતા—આંતરિક તથા બાહ્ય ભાવ તથા વ્યવહાર બાલકની જેમ સર્વથા સરલ અને નિષ્કપટ હોવો જોઈએ. એને આર્જવ ધર્મ કહે છે.

૪. 'સર્વ ભૂતેષુ આત્મવત્' સર્વ પ્રાણીમાત્રમાં આત્મદૃષ્ટિ કરી કોઈને કંઈ જ હાનિ ન કરવી.

૫. પ્રભુ પર વિશ્વાસ રાખીને તેના પર નિર્ભર રહેવુ.

૬. બ્રહ્મચર્યનુ પાલન કરવુ.

૭. નિયમિત સવાર, સાંજ અને રાત્રિના સમયે મંત્ર જપ કરવા જોઈએ.

૮. ભૂમિ ઉપર કંબલ ઉપર ધોળા વસ્ત્રનું આચ્છાદાન કરીને જે જગ્યાએ મંત્ર જપ કર્યા હોય ત્યાં અને તેમ ન બને તો બીજા કોઈ એકાંત રૂમમાં એકલા જ શયન કરવું.

૯. જપ કરતી વખતે મૌનવ્રતનું પાલન કરવું.

૧૦. કોઈ પ્રકારનુ અસત્ય, પાપ, પ્રપંચ, લોભ પરના ઘરનું ભોજન, દાન, વગેરે લેવું નહિ

૧૧. પોતાના ઈષ્ટદેવની પ્રાર્થના કરવી.

૧૨. યથાશક્તિ દાન આપવું.

૧૩. મંત્રજપથી થતા ચમત્કારો કોઈને કહેવા નહિ.

૧૪. ઈષ્ટદેવ અને ગુરુ પર પૂર્ણ વિશ્વાસ રાખવો.

૧૫. દૃઢ શ્રદ્ધા અને સંકલ્પ સહિત જપ કરવો.

૧૬. ગુરુદેવની સેવામાં તત્પર રહેવું અને તેમની કૃપા પ્રાપ્ત થાય તેમ વરતવું.

'ગુરુ કંચન, ગુરુ પારસ, ગુરુ ચંદન સમાન,

તુમ સદ્‌ગુરુ દીપક ભયે, ગુરુ કિયે જ, આપુ સમાન.

૧૭. જપ કરતી વખતે સાંસારિક, વ્યવહારિક વિષયોનો વિચાર ન કરવો અને મન, વાણી, કર્મમાં ઈષ્ટદેવ તેમ જ મંત્રાર્થની ભાવના કરવી. મંત્ર જપ અતિ ઉતાવળે અથવા ધીરે ધીરે કરવા નહિ. હૃદયના ઊંડા ભાગમાં ઉતરી એકાગ્રતાપૂર્વક શાંત ચિત્તે મંત્રનું ઉચ્ચારણ કરવું. જપ કરતી વખતે બહારનો શબ્દ કે અવાજ સંભળાય નહિ તેમ કરવું, અગર કાનમાં મીણ વગેરે નાંખવું. જપ ત્રણ પ્રકારના છે : માનસિક ઉપાંશુ અને વાચિક, મનમાં ને મનમાં ઉચ્ચારણ કરવું એનું નામ માનસિક જપ કહેવાય છે. જેના ઉચ્ચારણથી કાન સાંભળી શકે તે ઉપાંશુ જપ છે અને મોટેથી મંત્રોચ્ચાર કરવામાં આવે તેને વાચિક જપ કહે છે.

ધ્યાનના બે પ્રકાર છે—૧. જપાત્મક યા સ્મરણાત્મક, ૨. હોમાત્મક.

જપાત્મકના ત્રણ ભેદ છે-૧ કનિષ્ટ, ૨ મધ્યમ ૩ ઉત્તમ,

૧ કનિષ્ટ—ઉચ્ચારણ સહિત, ૨ મધ્યમ—ઉચ્ચારણ રહિત, પરંતુ જીભના વ્યપાર સહિત. ૩ ઉત્તમ—માત્ર મનના સ્મરણ સહિત, માનસિક જપ.

હોમાત્મક—આત્મ ધ્યેયથી વિરોધી વૃત્તિઓનો હોમનામ ત્યાગ કરવો.

વાચિક જપનું દશ ગણું ફળ ઉપાંશુ જપનું સો ગણું અને માનસિક જપનું સહસ્ત્રગણું ફળ છે. વાચિક જપ

કનિષ્ટ, ઉપાંશુ મધ્યમ અને માનસિક જપ ઉત્તમ છે. ગુરુપ્રદત્ત મંત્ર, આંતરિક શ્રદ્ધા, ભક્તિ, પ્રેમ, વિશ્વાસ અને એકનિષ્ઠા સહિત નિયમિત ભાવપૂર્વક મંત્ર જપ કરવાથી અવશ્ય સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

જે મનુષ્યનું મન ધનમાં હોય છે તે ધનનું જ ચિંતન અને ચિંતા કરે છે તે જ પ્રમાણે સાધકે ઈન્દ્રિયોને વશમાં કરીને એકાગ્રચિત્તે ઈશ્વરચિંતન-આત્મચિંતન કરવું જોઈએ. અભ્યાસથી કંટાળી મનને ઉદ્વિગ્ન થવા ન દેવું. જે સાધનો દ્વારા ચંચળ મન વશ થાય તેનુ સેવન કરવું અને તે સાધનોથી વિમુખ થવું નહિ. અભ્યાસી સાધકે એકાંતનું સેવન કરવું. સાધકે સંગ તથા સંગ્રહવૃત્તિથી દૂર રહેવું, કારણ કે તે બંને સાધનામાં વિઘ્નભૂત છે. નિયમિત રીતે સાત્વિક આહાર કરવો. લાભ, હાનિ, નિંદા, સ્તુતિ વગેરેમાં સમભાવી બનવું. સર્વ પ્રાણી પ્રત્યે આત્મબુદ્ધિ રાખવી. વાયુની જેમ કોઈ વસ્તુ પર આસક્તિ ન કરવી આ પ્રમાણે નિયમોના પાલન સહિત મનને સ્વસ્થ રાખીને સાધનામાં સંલગ્ન રહેનારની મંત્રસાધના ફળદાતા બને છે.

સાધકે ઊઠતા, બેસતા, ચાલતા અને ફરતા અર્થાત્ પ્રત્યેક દશામાં સર્વદા પ્રસન્ન રહેવાનો અને આનંદપૂર્ણ રહેવાનો પ્રયત્ન કરવો જોઈએ. સંસારનો નિયમ વિચિત્ર છે, જે જેવું વિચારે છે તેની પાસે તેવી જ વસ્તુઓ તથા પદાર્થો પોતાની મેળે ખેંચાઈને આવે છે. દરિદ્રીની પાસે દરિદ્રતા, ધનવાનની પાસે ધન, વૈભવ વગેરે આકર્ષિત થઈને આવે છે. પંડિત

પાસે પંડિત, વૃદ્ધોની પાસે વૃદ્ધ અને બાળકોની પાસે બાળકો એકઠા થઈ જાય છે. એ રીતે જે સર્વદા ઉદાસી અને દુઃખી રહે છે, એને હરતરેહના દુઃખ તથા સંકટો ઘેરાયેલા રહે છે. રોતી શીકલ સદા રોતા જ રહે છે. એનો સંગ વિપત્તિઓ ક્યારે પણ છોડતી નથી. પણ એનાથી વિપરીત જે સદા પ્રસન્ન રહે છે એની પાસે સંસારના દરેક જાતના સુખ, સંપદા, સમૃદ્ધિ અને આનંદ આકર્ષાય આવે છે. પ્રસન્ન અને હસમુખ મનુષ્યના ફેફસાં પહોળાં હોય છે. ફેફસાં, હૃદય અને શરીરનુ સમગ્ર યંત્ર ખૂબ ઉત્સાહની સાથે કામ કરે છે. પ્રસન્ન રહેવાથી શરીરનું લોહી શુદ્ધ બને છે અને બધા રોગો નષ્ટ થાય છે. પ્રસન્ન મનવાળાની ઈન્દ્રિયો પણ પ્રફુલ્લિત અને પ્રસન્ન રહે છે. સદા પ્રસન્ન રહેવાવાળાની આંખો સતેજ રહે છે. પ્રસન્ન રહેવાથી ખૂબ ભૂખ લાગે છે તથા અજીર્ણ અને કબજિયાત મટે છે. પ્રસન્ન રહેનાર ક્યારે પણ ગભરાતા નથી. તેથી તેની બુદ્ધિ સદા વિવેકવંતી રહે છે. એનું દરેક કામ વિવેકપૂર્ણ હોય છે. કહેવાની મતલબ એ છે કે પ્રસન્ન મન વ્યક્તિની પાસે સંસારના બધા જ સુખ ઉપસ્થિત થાય છે અર્થાત્ પ્રસન્ન મનવાળા બધાથી સુખી, બધાથી અધિક, નીરોગી તથા સ્વસ્થ અને સર્વથી અધિક જ્ઞાનવાન હોય છે. એથી જો તમે ઉદાસ અને દુઃખી રહેતા હો તો આજે અત્યારથી પ્રસન્ન રહેવાનો પ્રયત્ન કરો. પ્રસન્નતા, આનંદ અને ઉત્સાહને સદા અપનાવો. વારંવાર પ્રસન્ન રહેવાનો યત્ન કરો. જે રૂમમાં બેસતા હો, એમાં પણ એવા એવા ચિત્રો રાખો, જેનું મુખ પ્રસન્ન અને હસમુખ હોય. એવા લોકોનો સંગ કરો જે પ્રસન્ન રહેતા

હોય. વારંવાર ઉદાસીનતાને દૂર કરીને પ્રસન્ન રહેવાનો યત્ન કરવો તે સંતોષની ધારણા છે. સંતોષની ધારણા બાદ જ્યારે મનુષ્ય સર્વદા પ્રસન્ન રહેવા લાગે અને પ્રસન્ન રહેવાનો અભ્યાસ થઈ જાય તો એને સંતોષનું ધ્યાન કહેવાય. એ અવસ્થા પછી યોગી જે અવસ્થામાં આનંદમાં નિમગ્ન થઈ જાય એને સંતોષની સમાધિ કહેવાય. એ સંતોષના સાધન વડે યોગીને જે સિદ્ધિ પ્રાપ્ત થાય, એનું નામ સતોષથી અનુત્તમ સુખનો લાભ થાય છે.

'પ્રસાદે સર્વ દુઃખાનાં હાનિરસ્યોપ જાયતે,
પ્રસન્ન ચેતસો હ્યાશુ બુદ્ધિઃ પર્યવ તિષ્ઠતે.'

ગીતા અ ૨, શ્લો. ૬૫

પ્રસન્ન ચિત્ત રહેવાથી બધા દુઃખોનો નાશ થાય છે; કેમ કે પ્રસન્ન ચિત્તવાળાની બુદ્ધિ જલદી સ્થિર થાય છે. પ્રસન્ન મનવાળા પોતાના મનને એકાગ્ર રાખી શકે છે કેમ કે દુઃખી તથા ચિંતીત ચિત્ત ચંચળ અને નિર્બળ હોય છે. સ્વસ્થ અને નીરોગ રહેવા માટે નહિ પણ યોગપદમાં કે સમાધિમા સ્થિર થવા માટે પણ સાધકે પ્રસન્ન રહેવું આવશ્યક છે. એ માટે વિવેકીઓએ અને સાધકોએ પ્રસન્ન ચિત્તે રહેવું જોઈએ. પ્રસન્ન ચિત્ત રહેવાથી લોહી પણ સ્વચ્છ અને શુદ્ધ રહે છે. અશાંત રહેવાથી લોહીમાં ગરમી વધી જાય છે અને તેથી તે અશુદ્ધ બની જાય છે અને બધા રોગોનું મૂળ લોહીની અશુદ્ધિ જ છે અને રોગી માનવ સાધના કેવી રીતે કરી શકશે ? અર્થાત્ મનોશાન્તિ વિના સાધના થઈ શકે નહિ. ચિંતાગ્રસ્ત

અને દુ:ખી મનુષ્યોના મસ્તકના ઘણા કોષ્ટ ખરાબ બની જાય છે એથી કોઈવાર ચિંતા કરનાર, અપ્રસન્ન રહેનાર મનુષ્ય પાગલ–ગાંડો બની જાય છે. એવી અવસ્થામાં સિદ્ધાંતની વાત તો મનુષ્ય ક્યારેય પણ વિચારી શકતો નથી; બુદ્ધિ પણ ખરાબ થઈ જાય છે. પ્રસન્ન ન રહેવાથી શ્વાસની ગતિ પણ બરાબર રહેતી નથી, એથી ફેફસાં પણ રોગી અને નિર્બળ બની જાય છે. શ્વાસની ગતિ બરાબર ન રહેવાથી શરીરના તમામ યંત્રો બરાબર કામ કરી શકતા નથી; કેમ કે પ્રાણ જ શરીર–યંત્રના બધા અવયવોને ગતિ આપનાર છે. એથી સાધકોએ, વિવેકીઓએ, યોગીઓએ સદાસર્વદા પ્રસન્ન રહેવું જોઈએ.

પૂજાનું ફળ, સાધનાનું ફળ–

'ચિત્ત પ્રસન્ને રે પૂજન ફળ કહ્યું રે,'

આત્માની–અંતઃકરણની પ્રસન્નતાને જ પ્રભુપૂજાનું ફલ કહેલ છે. કહેવાની મતલબ એ છે કે–સાધકની ચિત્તવૃત્તિઓ સદાસર્વદા પ્રસન્ન રહે, હરહાલતમાં પ્રસન્ન રહે એવી સ્થિતિ પ્રાપ્ત કરવી એ જ સાધનાનું ફળ છે. સ્વભાવથી આત્મા આનંદ સ્વરૂપ છે, એથી સદા પ્રસન્ન રહેનાર સ્વરૂપસ્થ છે અને સ્વરૂપમાં સ્થિર રહેવું એ જ સમાધિ છે. થોડા સમય સુધી કપાળમાં પ્રકાશ દેખવો કે તુરીયાવસ્થામાં સ્થિર રહેવું કે સમાધિમા સ્થિર રહેવું અને પછી દુ:ખી, અપ્રસન્ન અને ચંચળતા ધારણ કરવી તે બરાબર નથી. મનુષ્ય સાધન દ્વારા એવું જ્ઞાન પ્રાપ્ત કરી લે કે જેથી તે હરહાલતમાં પ્રસન્ન અને સમચિત્ત રહે તો તે જીવનમુક્ત બનીને પૂર્ણ સુખી બની જાય. એ જ સાધનાની સિદ્ધિ અને સર્વોચ્ચ યોગપદ છે.

સદ્‌ગુરુ સિદ્ધમંત્ર જ આપે. કે જે મંત્રો જપીને અનેક મહાપુરુષો સિદ્ધ થયા હતા, અને જે મંત્રો ગુરુ પરંપરાથી ચાલ્યા આવે છે. ગુરુ પોતાની કલ્પનાનું કંઈક જે તે તો આપે નહિ. માટે મંત્રમાં અવિશ્વાસ કે અશ્રદ્ધા રાખવી નહિ. લાંબા વખત સુધી જપ કરવા છતાંય જો મનની એકાગ્રતા કે પવિત્રતા ન આવે તો જાણજો કે એ મંત્રનો દોષ નથી, પણ એનું કારણ એ છે કે, તમારી પોતાની જ ત્રુટી યા દોષ. અને એને સુધારવાનો પ્રયત્ન કર્યા વગર કેવળ મોઢેથી જપ કર્યે જવાથી યા બીજો ગુરુ કરવાથી શું વળવાનું હતું? મન અને મુખ બન્નેને એક સાથે લગાડીને જપ કરવો જોઈએ, મન ને વાણી એકરૂપ થવાં જોઈએ.

મનને વશમાં લાવવું, એ જ ખરી વસ્તુ. એ જો ન કરી શકાય, તો કાંઈ ન વળે. મનનો જય કરી શકાય તો જગનો જય કરી શકાય. મનને જીતવા માટે જ બધી સાધનાઓની જરૂર છે.

દરરોજ નિષ્ઠાપૂર્વક જપ – ધ્યાન કરવાની આદત પાડવાથી એ એક નશાની આદત જેવું થઈ જાય છે. વળી એકાગ્રતા સ્થિર થતા જાણે કે, એક નશા જેવી અવસ્થા થાય; બંધાણીઓ અને નશાખોરો જેમ નશાનો સમય થતા, નશાની વસ્તુ ન મળે તો આકુળ-વ્યાકુળ અને અસ્વસ્થ થઈ જાય, બીજું કશું યે ગમે નહિ, તેવી રીતે સાધકનીયે એવી અવસ્થા થાય. જે દિવસે નિયમ

પ્રમાણે ધ્યાન–જપ ન કરી શકે તે દિવસે, જે બાબતની ટેવ પાડો, સારી અથવા નરસી, તે બાબતમાં આ પ્રમાણે બને.

એવું જોવામાં આવે છે કે, જેઓ પહેલા પહેલા સાધન જપ ધ્યાન કરવામાં લાગે, તેઓ જેટલું મનને ઇષ્ટમાં એકાગ્ર કરવાની મહેનત કરે, તેટલું જ મન વક્ર થાય, અને ધૂળ, રાખ જેવાં વિષયોમાં જ ભટક્યા કરે. તે એટલે સુધી કે તેમને એમ પણ લાગે કે, આ જાતની ઉપાધિ તો અગાઉ નહોતી. ત્યારે તો જે વિચાર કરવા ઇચ્છતા તેનો મજાનો એકાગ્ર ચિત્ત વિચાર કરી શકાતો, હવે આવું કેમ થઈ ગયું ? એનો અર્થ એ કે અગાઉ, મનની જે બધી બાજુએ સ્વાભાવિક પ્રવૃત્તિ હોય એ બધા બાહ્ય વિષયોમાં જ તેને જોડવામાં આવતું એટલે એની સાથે કશો ઝઘડો નહોતો; જ્યારે હવે તો સત્–અસત્ વિચાર-પૂર્વક તેને અસાર બાહ્ય વિષયોમાંથી ખેંચીને અંતર્મુખ કરવાનો, તેને કાબૂમાં લાવવાનો પ્રયત્ન કરવામાં આવે, એટલે તરત એ ઊલટું થઈને ઊભું રહે. નદીને રોકવા જતાં તેનો આઘાત સો ગણો વધી જાય. પરંતુ તેના એ વેગને, એ જ શક્તિને જો યોગ્ય રીતે વાળીને ઇચ્છા મુજબ કામે લગાડવામાં આવે, તો હજારગણું ફળ આપે.

પ્રયત્ન અને ખંતથી બધી બાબતો સિદ્ધ થાય. નિષ્ફળ થાઓ તો ફરી ફરી પ્રયત્ન કરો. જો પ્રયત્ન કરવા છતાં સફળતા ન મળે તો સમજવું કે જે રીતે પ્રયત્ન કરવો જોઈતો હતો

તે રીતે થયો નથી. પ્રયત્ન કરવાથી બધી બાબતો સહજમાં અને સહેલાઈથી થઈ શકે. ક્રમે ક્રમે એ બાબતની આદત પડે ને આખરે એ સ્વભાવરૂપ થાય છે.

જેઓ સર્વ સમયે, કામકાજને સમયે, પ્રભુની આજ્ઞાના પાલન-સહ તેમના નામનુ સ્મરણ, તેમના ગુણોનું ચિંતન અને તેમના નામનો જપ કરે છે, પ્રભુને જ એકમાત્ર સાર અને સંપત્તિ-રૂપ સમજે, તેઓ સકટ સમયે પણ પ્રભુને ભૂલવાના નહિ. મૃત્યુ સમયે પણ જીવનભરના ચિંતવનના પ્રભાવે તેમના રોગની વેદના ભૂલાઈ જાય, સંસારની, ધન, જનની આસક્તિ દૂર થાય, અને ઈશ્વરી ભાવમા ચિત્ત તદ્દ્ગત થઈ જાય. ઈશ્વરના સતત ચિંતવન અને સાંનિધ્યની ટેવને પ્રભાવે એ વસ્તુ સ્વભાવિક થઈ જાય.

જ્યારે એકલા હો, અથવા ખાસ કામમાં રોકાયેલા ન હો, ત્યારે વ્યર્થના નકામા વિચારો ન કરતાં પ્રભુસ્મરણ, મનન અને નામ લેવું જ સારુ મનમાં વ્યર્થના વિચારો ન આવે એ માટે જપના અભ્યાસની જરૂર છે. જપ એટલે એકધારું અખંડિત રીતે પ્રભુનું નામ લીધે જવું એ.

ઉતાવળા થયે વસ્તુ પ્રાપ્ત થાય નહિ. પરમાત્મા જ એક માત્ર સારભૂત, નિત્ય, સત્ય, બીજું બધુંય; અરે! આખો સંસાર પ્રપંચમય અસાર, ફરેબબાજી માટે ત્યાજ્ય (તજવા યોગ્ય) આ જ્ઞાન પાકું રહેવું જોઈએ.

જે શબ્દ યા નામ સંસારના મનનમાંથી–અવિદ્યામાંથી મનનું ત્રાણ (ઉદ્ધાર) કરે એને જ મંત્ર કહે.

'મનનાત્ ત્રાયતે સ મંત્રઃ'

શરૂઆતમાં નિયમપૂર્વક જપ–ધ્યાન કરવાં જોઈએ. મન સ્વભાવથી જ જે કામમાં તેને લગાડવા ધારો એમાં ન લાગતાં બીજી બાજુએ દોડાદોડ કરશે અને જો કોઈ કામમાં નહિ લગાડો તો વ્યર્થના વિચારો કર્યા કરશે. કહેવત છે કે 'કામ વિનાનું મન એ શેતાનનું કારખાનું!' એ સાવ સાચી વાત છે. તેને વશ કરવું હોય તો જોર કરીને હઠાગ્રહથી તેને નિયમોના બંધનમાં બાંધવુ જોઈએ. વિચાર કરીને તેને નિયમોના બંધનમાં બાંધવું જોઈએ. વિચાર કરીને એવો એક (COLLITE) કાર્ય-ક્રમ કરવો કે જેનું પાલન કરી શકાય. અને દૃઢ સંકલ્પ કરવો કે ગમે તે અવસ્થામાં હોય, બીજુ ગમે તે કામ આવી પડે, પણ જે નિયમ લીધો છે તે ગમે તેવી હાલતમા પાળવો જ એ પ્રકારની નિષ્ઠા અને શક્તિ જોઈએ. બધા કામોનો એક નક્કી કરેલો સમય હોવો જોઈએ આડી અવળી રીતે મનને ફાવે તેવી રીતે દિવસ ગાળવાથી જીવન વ્યર્થ જવાનું.

નિયમ બાંધીને મનને દૃઢ ભાવે હુકમ કરીને કહેવું. 'અરે બાપલા, તું ઇચ્છે કે ન ઇચ્છે તો પણ તારે આ બધા નિયમોનુ પાલન કરવુ જ પડશે.' થોડાક દિવસ મન વાંકું થઈને બેસશે, કોઈ રીતે અંકુશ માનવાનું નહિ. આમતેમ નાશભાગ કરવવાનું. પરંતુ તમારે કોઈ રીતે છોડવુ નહિ, એને પકડીને પરાણે પ્રભુના સ્મરણમાં લગાડવું, સાથે સાથે તેને શિક્ષણ પણ આપવુ.

હિંસક પશુને વશ કરવું અને મનને વશ કરવું એક સમાન છે. અસીમ ધૈર્ય, ખંત અને ઈચ્છાશક્તિ જોઈએ. જ્યારે મન જાણશે કે, અરે બાપરે, કોઈ રીતે આ બંધન તૂટે એમ નથી, ત્યાર પછી એ પોતાનું અક્કડપણું છોડશે, ને ડાહ્યુંડમરું થઈને જેમ કહેશો તેમ કરશે. આનું નામ અભ્યાસયોગ એ વિના મનને વશ કરવાનો બીજો કોઈ ઉપાય નથી એ નક્કી જાણજો. મંદવાડમાં જેમ દવા પીવી જ પડે. એ જ પ્રમાણે કર્મરોગનો નાશ કરવા સાધના, જપ, ધ્યાનનો અભ્યાસ કરવો જ જોઈએ.

શરૂઆતમાં ત્રણ ચાર વરસ સુધી એ અભ્યાસ કઠિન, શુષ્ક લાગે છે પણ જ્યારે અભ્યાસ સહજ થાય છે ત્યારે તમે જોશો કે તેમાં કેવી મીઠાશ–જાણે અમૃત સમાન, અને વિશુદ્ધ આનંદદાયક લાગશે, કોલેજની એક એક પરીક્ષા પાસ કરવા જતાં છોકરાઓને રાતના ઉજાગરા વેઠી તન તોડીને, તબિયત ખરાબ કરીને કેવી મહેનત કરવી પડે છે? એ ઉપરાંત વળી ભય, ચિંતા અને ખોટા વિચારો તો લાગેલા જ છે, જાણે કે જીવન મરણ પાસ થવા ઉપર જ આધાર રાખે છે! અને આ બધું શા માટે કરવું? તો કહેશે કે સારી નોકરી મળે, પૈસા કમાવાય, માનપાન મળે, સુખમાં રહેવાય એવી બધી અનિશ્ચિત આશાએ. ભગવત્પ્રાપ્તિ કરવી એ આના કરતા એક રીતે સરળ; તે એ પ્રકારે કે એમા એવી બીક, ચિંતા, અને ખોટા વિચારોને અવકાશ નહિ. કારણ કે સાધનાથી સિદ્ધિ અનિવાર્ય. ભગવાનને પ્રાપ્ત કરવા સારું જો કોઈ બીજા બધા કામ છોડી 'મંત્રં સાધયામિ, કિંવા દેહં પાતયામિ' એવી પ્રતિજ્ઞા કરીને એકધારો થઈને લાગી રહે તો ઈશ્વરદર્શન જરૂર થાય, અને એવી અમૂલ્ય

સંપત્તિ પ્રદાન કરે કે જેની પાસે સમસ્ત સંસારની ધનસંપત્તિ, સુખ અને વિલાસની સામગ્રી તુચ્છ થઈ પડે. એ મૃત્યુ ઓળંગી અમૃતત્ત્વનો અધિકારી થાય.

જેઓ જપ ધ્યાન યા યોગાભ્યાસ બરાબર રીતે વધુ કરે તેમનામાં એક નવું સાત્વિક શરીર ઘડાઈ ઊઠે, સૂક્ષ્મ જ્ઞાનતંતુઓ અને નાડીચક્રો જાગી ઊઠે કે જેને અંગે એ ગંભીર અતીંદ્રિય ભાવોનો વેગ સહન કરવાને સમર્થ બને.

લાકડાની અંદરનો અગ્નિ જેમ ઘર્ષણથી, દૂધની અંદરનું માખણ જેમ વલોવવાથી, તલમાંથી તેલ જેમ પીલવાથી અને જમીનની અંદરનું જળ જેમ ખોદવાથી મેળવી શકાય, તેવી રીતે જીવની હૃદયગુહામાં રહેલું તેનું મૂળ સ્વરૂપ પરમાત્મા પણ જીવ સટોસટની સાધના અને મનોએકાગ્રતાથી પ્રાપ્ત થાય.

પ્રભુને જે કોઈ સરળ શ્રદ્ધાથી અંતઃકરણપૂર્વક સ્મરે, તેના વિના બીજું કાંઈ ઈચ્છે નહિ, એ જ તેને પામે. અને તેને પ્રાપ્ત કર્યે બીજું કાંઈ ઈચ્છવાનું કે પામવાનું બાકી રહે નહિ. જેઓ આ સંસારના કે પરલોકનાં સુખની ઈચ્છા પૂર્ણ કરવા માટે પ્રભુને ભજે, તેની પાસે કોઈ વસ્તુની યાચના કરે, તો તે તેને મળશે, પરંતુ તેથી પ્રભુની પ્રાપ્તિ થશે નહિ

આ બધું ય છે તો મનનો જ ખેલ. મનની પર જ બધો આધાર રાખે, મનથી બંધન, મનથી જ મુક્તિ.

જેવી મતિ તેવી ગતિ. સાધક સર્વ પ્રકારની અનુકૂળ અવસ્થા વચ્ચે કઠોર તપસ્યાનું આચરણ કરીને ય જો અંદર

રહેલી વાસનાને વશ થઈને વિષય સુખ અને માનપાન, કીર્તિ પ્રત્યે ખેંચાય, તો તેની સર્વ સાધના અને તપસ્યા અગ્નિમાં હોમેલી ઘીની આહૂતિની જેમ નકામાં જાય, ત્યારે ત્રિતાપદગ્ધ જીવ સંસારની અસારતા હાડેહાડમાં અનુભવીને વિષયોમાંથી વિરક્ત થઈ સમસ્ત મન પ્રાણપૂર્વક જો પ્રભુનો શરણાગત થાય, તો એ એને જન્મ મરણરૂપી દુઃખમાંથી ઉગારી લે.

ઉપાસનાનો અર્થ ઈશ્વરની સમીપ રહેવું, અથવા જવું, તેની પાસે બેસવુ. વ્યર્થના વિચારોથી અને વ્યર્થના કામથી આપણું નુકસાન જ થાય. એ બધાં આપણને ભગવાન પાસેથી દૂર હટાવીને ક્યાંય દુર્ગંધી કુંડીમાં ઘસડી જાય. જેટલા આપણે એ બધા ખોટા વિચારો અને કાર્યો અને અનિત્ય વિષયોથી અળગા રહીએ અને પ્રભુનું સ્મરણ, મનન, ચિંતન, ધ્યાન, માનસપૂજા, અને નામ-જપાદિમા અને બીજાનું ભલું અને જનસેવા વગેરે સત્કર્મોમાં પોતાની જાતને લગાડીએ, તેટલા આપણે પ્રભુની સમીપ જઈએ, એના ભાવથી ભાવિત થઈએ, અને આપણું અંતર શુદ્ધ થાય, પવિત્ર થાય અને આનંદથી ભરાઈ જાય. સંસારને પાર કરવાનો, દુઃખ-અશાન્તિથી ઉગરવાનો આ જ ઉપાય છે, બીજો કોઈ નહિ

પ્રાર્થના એટલે અંતર્યામીની પાસે અંતરની વેદના અને અભાવને વિચાર અને ભાષાથી જણાવવા, અને એ દૂર કરવા માટે આતુરતાથી તેની કરુણા યાચવી. સકામ પ્રાર્થના એ છે કે માનવ કહે છે કે, "હે પ્રભુ! હવે આ સંસારના દુઃખ, ત્રાસ, રોગ, શોક, અભાવ, તાણાતાણ આદિ સહન થતાં નથી,

તમે મારું એ બધું દૂર કરી દ્યો.” નિષ્કામ પ્રાર્થના એ છે કે, “હે પ્રભુ! તમારી મરજીમાં આવે તેટલો ભાર મારે માથે નાખો, દુઃખમાં રાખો, આફતમાં નાખો તેની મને કાંઈ ફિકર નહિ; માત્ર મને એ બધું સહન કરવાની શક્તિ આપો, કે જેથી હું કોઈ દિવસ તેથી વિચલિત ન થાઉં કે, જેથી હું તમને ન ભૂલું કે જેથી તમારા અભય ચરણોમાં મારી શુદ્ધ ભક્તિ રહે.”

ઈષ્ટ વસ્તુનું સ્મરણ–મનન કરવું એટલે તેની સાથે મનનું જોડાણ કરવું, એ વિચારપ્રવાહ જેટલો ગાઢ અને એકધારો થાય, ચિત્તને વિક્ષેપ કરનારી વૃત્તિઓ જેટલી શાંત થાય, તેટલો જ એ તેલની ધારની જેમ અવિચ્છિન્ન થાય. એને જ જપની ઉત્કૃષ્ટ સ્થિતિ ધ્યાન કહેવાય. એ જ ધ્યાન એથી વધુ પ્રગાઢ થાય, ધ્યેય વસ્તુની સાથે એકરૂપ થાય, તદાકાર થઈ જાય. એ અવસ્થાને સમાધિ કહે, ત્યારે જ સ્વસ્વરૂપનો પૂર્ણ અનુભવ થાય. હૃદયની ગ્રંથિ અર્થાત્ સંસારસુખની વાસનાઓનો નાશ પામે, સર્વ સંશયો છેદાઈ જાય, સર્વ દુઃખોનું અવસાન થાય, એટલા માટે સ્વાનુભવનું પ્રથમ સોપાન છે જપ, સ્મરણ–મનન, ચિત્તવૃત્તિનો શાંત ભાવ, નિરોધ. બીજું સોપાન છે ધ્યાન. ત્રીજું સોપાન સમાધિ, એ છેલ્લું સોપાન છે. વચલા સોપાન મૂકીને, ઓળંગી જઈને છેલ્લે સોપાને એકદમ પહોંચાય નહિ એટલા માટે સ્મરણ ચિંતનનુ જ અંતિમ પરિણામ આત્મસાક્ષાત્કાર–સ્વાનુભવ છે.

વારંવાર પુનરાવર્તન અને અભ્યાસ વડે આ સ્મરણ મનનને દૃઢ ભાવે મનમાં ગૂંથવાને માટે જ જપ, ધ્યાન, આરાધનાનું

વિપાન ઇષ્ટમંત્ર વારંવાર લાંબા સમય સુધી રોજ જપ કરવાનું પ્રયોજન એટલા સારું જ. આપણે જે વિષય લઈને ઉપરાઉપરી ગૂંથાયેલા રહીએ યા ચર્ચા કરીએ તેની છાપ મનની ઉપર પડે. એ બધું ઉપલક દૃષ્ટિએ ઊડી ગયા જેવું લાગવા છતાંય સૂક્ષ્મ-પણે, સંસ્કાર રૂપે મનની અંદર રહે. અને જ્યારે અનુકૂળ વાતાવરણ મળે, ત્યારે અજ્ઞાતપણે માણસને કાર્યમાં કે વિચારમાં પ્રેરે. ખોટા સંસ્કાર પ્રબળ હોય તો કુભાવમાં પ્રેરે, સુસંસ્કાર પ્રબળ હોય, તો સત્ ભાવમાં પ્રેરે. તેથી જોવામાં આવે છે કે, જેઓ દુષ્કર્મી હોય છે. તેઓ ક્રમે ક્રમે એથી યે વધુ ખરાબ કાર્યોમાં લિપ્ત થાય, અને જેઓ આધ્યાત્મિક ઉન્નતિને માટે પ્રયત્નવાન હોય, તેઓ એ માર્ગે વધુ ઝડપથી આગળ વધે છે.

થોડાક દિવસ જપ ધ્યાન કરીને એમ ન માની બેસો કે, આટલું બધું તો સાધન કર્યું પણ કાંઈ વળ્યું નહિ! જો લાંબા સમય સુધી જપ વગેરે સાધન કરવા છતાં આધ્યા-ત્મિક ઉન્નનિ ન થાય, તો જાણજો કે ક્યાંક પણ ભૂલ છે, ક્યાંક ફાટ કે કાણું છે કે જ્યાંથી સાધન બહાર નીકળી જાય છે. પોતાની અંદર શોધતાં, શોધતાં એ શોધી કાઢજો અને એને બંધ કરજો. તો પછી હૃદયરૂપ ઘડો ધીરે ધીરે ભરાશે. અંતર શક્તિ અને આનંદથી ભરાઈ જશે. હું આટલું કરું છું, આવી ઉત્કૃષ્ટ સાધના કરું છું, એવું બધું માનવું, વિચારવું એ મૂઢતા, અહંકારની નિશાની છે ઊલટા એમ વિચાર કરજો કે, "હું ગમે તેટલું કરું ને, પણ પ્રભુ! તમારાં દર્શન પામવાને હિસાબે તે એ વળી કેટલુંક? મારા પોતામાં

તે વળી કઈ શક્તિ છે કે તેને જોરે હું તમને પામી શકું ? તમે પોતે જો દયા કરીને મારા ઉપર કૃપા કરો, તો જ બને. મારે તો બીજો ઉપાય જ નથી. હું તમારો શરણાગત. તમે પોતે જ મારું રક્ષણ કરો, અને મને ભવબંધનથી છોડાવો, મુક્ત કરો, હે પ્રભો."

ધ્યાન, જપનો અભ્યાસ સર્વ સમયે, સર્વ જગ્યાએ અને સર્વ અવસ્થાઓમાં કરી શકાય. ધ્યાનસિદ્ધ પુરુષો પોતાના મનને પોતાની અંદર સમેટી લઈ ને, માણસોના કોલાહલની વચ્ચે પણ એવા એકાંતનો અનુભવ કરે કે, કોઈ રીતે તેમની એકાગ્રતામા ખલેલ પહોંચે નહિ. તેઓ સુખે–દુઃખે, સંપત્તિ વિપત્તિમાં, નિંદા–સ્તુતિમાં સમાનભાવે રહે. તેમને જ ગીતામાં સ્થિતજ્ઞ, બ્રહ્મજ્ઞ મુનિ કહેવામાં આવ્યા છે.

તે પ્રમાણે જેઓ જપમાં સિદ્ધ થાય, તેમના પ્રત્યેક શ્વાસો-ચ્છ્વાસની સાથે આપોઆપ જ જપ થયા કરે. પ્રયત્ન કરીને કરવો પડે નહિ. આને અજપાજપ કહે. અભ્યાસના પરિણામે જપમાં મન દૃઢ થવાને લીધે તેસની એવી અવસ્થા થાય કે તેઓ બહાર વાતચીત કે કામકાજ કર્યા કરે તોપણ તેમના અંતરમાં ઈષ્ટમંત્ર નિરંતર ગૂંજ્યા કરે.

"ધ્યાનસિદ્ધ જેહ દાસ, મુક્તિ તેની પાસ."

સાધનાની સિદ્ધિનું પ્રથમ લક્ષણ એ છે કે–હું અવશ્ય સફળ થઈશ, એવી શ્રદ્ધા. બીજું શ્રદ્ધાપૂર્વકની સાધના, ત્રીજું ગુરુસેવા, ચોથું સમતા, પાંચમું ઈન્દ્રિયનિગ્રહ અને છઠ્ઠું છે પરિમિત આહાર, વિહાર. આટલું બરાબર થાય તો સાધનમાં

સફળતા મળે. મુમુક્ષુઓએ આ ઉપરોક્ત ગુણોને ધારીને જ સાધના કરવી જોઈએ.

મનને વશ કરવા જેવું કઠણ કામ બીજું કોઈ નથી. જ્ઞાની પુરુષોએ કહ્યું છે કે—"કોઈ કદાચ સાત સમુદ્ર ભુજ બળ વડે તરીને પાર કરે, સમગ્ર વાયુમંડળને શોષી શકે, પહાડોનો દડો બનાવી રમી શકે, પરંતુ ચંચળ મનને વશ કરવાનું કાર્ય એ બધા કરતાંય અસાધ્ય." પરંતુ તેમ છતાં ડરવાનું કે નિરાશ થવાનું કશું કારણ નથી. વીર સાધક ખૂબ ખંત અને દૃઢ સંકલ્પની સાથે પ્રભુ પર વિશ્વાસ રાખીને અને પોતાનું અહં બળ ત્યાગીને તનતોડ પ્રયાસ અને સાધના કરે તો પ્રભુની કૃપાથી અસાધ્ય સાધના પણ સાધ્ય થાય

તમને રુચે એ નામથી પ્રભુને પોકારો. એને માટે વિવાદને સ્થાન નથી. માત્ર પ્રભુનું નામ જપવાથી સર્વ ઇચ્છા પૂર્ણ થઈ શકે અને તેમને પ્રાપ્ત કરી શકાય 'જપાત્ સિદ્ધિ.'

પ્રભુના નામનો એવો અપાર મહિમા છે કે તેમનું નામ લેવાથી પાપી, તાપી, પાંખડીઓનો સુદ્ધાંનો ઉદ્ધાર થઈ જાય ભક્તિહીનોને નામમાં રુચિ થાય અને વિષયોમાં અરુચિ થાય. અરે! બીજી કોઈ મોટી સાધના કરી ન શકો તો ઓછામાં ઓછું પરમાત્માનું નામ સ્મરણ તો કર્યે જાઓ, તેમની પાસે વ્યાકુળ થઈને પ્રાર્થના કરો તો મન શુદ્ધ થઈને બળવાન બનશે, મન શાંત થશે અને પ્રભુકૃપાથી યોગ્ય સમયે પ્રભુની પ્રેમભક્તિના અધિકારી બનશો

તપસ્યા ત્રણ જાતની–કાયિક, વાચિક, માનસિક–વ્રતો વગેરે અને રોગીઓની, વૃદ્ધોની, અપંગોની સેવા વગેરે કાયિક તપસ્યા સત્યનુ પાલન કરવું એ વાણીની તપસ્યા, ઈન્દ્રિયસંયમ અને મનનો સંયમ કરવાની સાધનઃ એ માનસિક તપસ્યા. જેને પરમાર્થ સાધવાની ઇચ્છા હોય તેમણે ઉપરોક્ત તપસ્યા, અવશ્ય કરવી.

જો કોઈ દરવાજો બંધ કરીને સૂતેલું હોય, તો તેનું નામ લઈને દરવાજે ધક્કા મારીએ તો એ જેમ જાગૃત થઈને હોંકારો આપે અને દરવાજો ઊઘાડીને દર્શન આપે, તેવી રીતે સરળ હૃદયે, વિશ્વાસ અને શ્રદ્ધાપૂર્વક પ્રેમ સહિત ઈષ્ટ મંત્રનો જપ અને સાધના કરવાથી સર્વ જીવોના હૃદયમાં રહેલા અંતર્યામી પ્રભુ જાગૃત થાય અને હૃદય મંદિરના દરવાજા ખોલી નાખે અને સાધકને દર્શન આપીને કૃતાર્થ કરે.

દુર્લભ મનુષ્ય જન્મ પામીને પ્રભુને પ્રાપ્ત કરવાનો સતત પ્રયત્ન કરો, કે જેને પ્રાપ્ત કરવાથી બધું પ્રાપ્ત થાય, પ્રાપ્ત કરવાનું બીજું કાંઈ બાકી ન રહે એને જાણવાનો પ્રયત્ન કરો કે જેને જાણવાથી સર્વ વસ્તુ જાણી શકાય, અને બીજું કશું જાણવાનું બાકી ન રહે. પ્રભુને ચાહો, તેમનાથી પ્રેમ જોડો કે જેનાથી પ્રેમ કરવાથી બીજા બધા પ્રેમ, કામિની–કંચન પરની આસક્તિ, ધૂળરાખ જેવી લાગે. એવી રીતે જીવન ઘડી કાઢો કે જેથી મૃત્યુહીન જીવન મેળવી શકો

પરાભક્તિ, જ્ઞાન અને મુક્તિ પ્રાપ્તિની જો અભિલાષા રાખતા હો તો અંતરમાં અને બહાર પવિત્ર થવું પડશે. દેહ

અને મન શુદ્ધ, પવિત્ર હોવાં જોઈએ. તેનો ઉપાય, 'કંચન-કામનો ત્યાગ' અત્યંત કઠણ છે, છતાં દુર્લભ નથી. તનતોડ પ્રયત્ન અને અભ્યાસ, પુરુષાર્થ અને સાધના વડે બધા કાર્યો અવશ્ય સિદ્ધ થાય પુરુષાર્થ પણ પ્રભુકૃપાએ અને પુણ્યોદયે જ થાય 'લાખોમાંથી એક બે છૂટે' એ ખરું, પણ કોણ કહી શકે કે તમે એ એક બેમાંના નથી? એ શ્રદ્ધાથી આગળ ધપો.

માનવહૃદયની જમીન કાંઈ વાંઝણી નથી. ખેડાણના અભાવે ઘાસ, દુર્વાથી ભરાઈ ગઈ છે. સાપ, વીંછીનું રહેઠાણ બની ગઈ છે. તેથી હંમેશાં ભય લાગ્યા કરે છે. આ માનવ જીવનરૂપી જમીનને ખંતપૂર્વક ખેડવાથી ને ગુરુએ બતાવેલી સાધન-પદ્ધતિનું નિષ્ઠાપૂર્વક અનુષ્ઠાન કરવાથી અમૂલ્ય સંપત્તિનો પાક ઉતરશે

સાધનામાં જોઈએ ભાવવાનો ઉત્કૃષ્ટ રસ અને કઠિનમાં કઠિન સાધના એક મણ શબ્દોના કરતાં એક અધોળ સાધનાની વધુ કિંમત. એક બિંદુ પ્રેમ, સમુદ્ર સમાન શાસ્ત્રજ્ઞાન કરતાં વધુ તરસ છીપાવનારો. પ્રેમ છે, જાણે કે દૂધ, મલાઈ, માખણ; અને શાસ્ત્ર વગેરે અપરાવિદ્યા જાણે કે છાશ. વાદો, શાસ્ત્રોની વ્યાખ્યા, લેકચરો વગેરે બધા નીચલા થરના લોકોને માટે, એ લોકો એ લઈને જ ભલે સુખે રહે. જેઓની ઇચ્છા છાશ પીને રહેવાની હોય તેઓ ભલે રહે તમે ઇચ્છાનુસાર દૂધ, મલાઈ, માખણ ખાઓ.

અમે પોતે કાંઈ કરવાના નહિ, યા કરી શકવાના નહિ; તમે જો કરી આપો તો જ થાય–એ બધી પુરુષાતન વિનાની

વાતો. કોળીઓ લઈને મોઢામાં મૂકો ત્યારે ખાઉં એવો ભાવ જેમનો કે જે સમાજનો હોય, તેમણે મરી જવું એ વધારે સારું. અને કુદરતના નિયમ પ્રમાણે ધીરે ધીરે શક્તિહીન થઈને તેઓ મરી પણ જાય. પારકાના મોઢા સામે જોયા કરીએ કે કોઈ દૃષ્ટ યા અદૃષ્ટ શક્તિની સહાયતાના ભરોસે વાટ જોઈ જીવ્યા કરવું એ મૃત્યુ સમાન સ્વાધીનતા જ સ્વર્ગ, પરાધીનતા જ નરક.

જે પુરુષાર્થ કરે છે તેના પર ભગવાન દયા કરે, તેને સહાય કરે સાહસ, ઉત્સાહ અને પ્રયત્નહીન ભક્તો બાયલા, તમોગુણી સ્વભાવવાળા. તેઓ એમ માને કે ભગવાનનું નામ સવાર–સાંજ લીધું, જરાતરા આનંદ તો મળ્યો, હવે એની દયા થવાની હશે ત્યારે થશે, જે કાંઈ મળ્યું એ જ ઘણું એવાઓને તો લાંબે કાળે ભગવાનને પ્રાપ્ત કરવાની આતુરતા જાગે.

પોતાના અને પરના કલ્યાણ માટે જે કાંઈ કરવામાં આવે એ જ ધર્મ–બાકીનું બધું અધર્મ

હું પાપી, હું તો નિર્બળ, દીન, મારાથી તે શું થવાનું ? એવા ભાવો રાખતા રાખતાં માણસ ઊલટો વધુ એવો થઈ જાય 'નાથમાત્મા બલહીનને લભ્યઃ' જેઓના શરીર અને મન નિર્બળ હોય તેઓનાથી ધર્મ થઈ શકે જ નહિ તેઓથી કોઈ કામ થાય નહિ. એ બધા નિર્બળતાના ભાવોને ઝાડુ મારી મારીને રવાના કરી દેવા. ઊલટું એમ કહેવું કે 'અસ્તિ અસ્તિ.' મારી અંદર અનંત શક્તિ રહેલી છે. એ શક્તિને જાગ્રત કરવાની છે. જે પોતાને સિંહ સમજે તે સિંહ જેમ

પિંજરૂ તોડીને બહાર નીકળી આવે તેમ જગતરૂપી જાળ તોડીને મુક્તિ મેળવે. વીર બનવાનું છે, ભય રહિત થવાનું છે, ધર્મ કરો નહિતર તમે જે અંધકારમાં છો તે અંધકારમાં જ ચિરકાળ પડી રહેવાના.

માનવે પોતામાં શ્રદ્ધા કરતાં શીખવું જોઈએ. તે વિચાર, ભાવના, સંકલ્પબળ વડે જેવો બનવા ધારે તેવો બની શકે છે. પોતે જે ઇચ્છે તે પ્રાપ્ત કરી શકે છે. માટે બધા જ મનોગત નિર્બળ વિચારોને મનમાંથી દૂર કરીને ઉન્નત વિચારોને ગ્રહણ કરી વિકાસ સાધવો જોઈએ. કર્મના ફલ કર્મની સાથે જ લાગેલા છે. પડી જવું એ એક કર્મ છે, એ કર્મની સાથે 'લાગવું' જે પડવાનું ફળ છે, એ લાગેલું જ છે. એમ નથી કે પડે એક અને દંડ ભોગવે બીજો અગર ફળ આપવા આવે બીજો. જેટલી ઊંચાઈથી પડશો, જે ભાવથી પડી જશો, કર્મફળ પણ તે અનુસાર જ મળશે આંબાના ફળ આંબાના વૃક્ષની સાથે અને જાબુના ફળ જાબુના વૃક્ષ સાથે લાગેલા જ હોય છે. તમારા કર્મના ફળ અવશ્ય તમોને મળશે જ. તે કોઈ બીજાના હાથમાં નથી, કર્મોનું ફળ કર્મની ડાળીમાં જ લાગેલું છે, હમણા નહિ તો સમય પરિપક્વ થયે અવશ્ય લાગવાનું અને મળવાનું જ. પરિણામની ચિંતા કરવાની જરૂર નથી. જે ઇચ્છો છો તેવા કર્મ કરતા જાઓ, ફળ તરફથી નિશ્ચિંત રહો શુભ કરનારની ક્યારેય પણ દુર્ગતિ થતી નથી. તમે કર્મ કરવામાં સ્વતત્ર છો તેમ જ તેવી રીતે કર્મ ફળ પ્રાપ્ત કરવામાં સ્વતંત્ર છો. બધું તમારા પોતાને આધીન છે. બીજા કોઈના કે ઈશ્વરને આધીન નથી: તમારા ભાગ્યના વિધાતા તમે સ્વયં છો. એ

પ્રકારે તમે દુઃખ કે અધોગતિ વગેરે નથી ઇચ્છતા અને હાલ તે પરિસ્થિતિ પ્રાપ્ત થઈ નથી તો એનાથી બચી જવું તમારા વશની વાત છે. તમારી જ શુભ ભાવના શુભ સંકલ્પ અને શુભ કર્મ તમોને સુખી બનાવી શકે છે; બીજું કોઈ નહિ. ઈશ્વર વગેરેનો વિશ્વાસ ત્યાગી પોતાના પર વિશ્વાસ કરો, સ્વાવલંબી બનો. એ જ સુખી બનવાનો રાજમાર્ગ છે 'સ્વ પરવશં દુઃખં, સર્વસાત્મ વશં સુખં.'

જે સાધક, સાધના દ્વારા પ્રાપ્ત થયેલ સિદ્ધિઓના પ્રલોભનમાં આસક્ત બનતા નથી તે જ યોગસાધનાની સર્વોચ્ચ અવસ્થા નિર્વિકલ્પ સમાધિ કે સવિકલ્પને સમાધિને સાધ્ય કરી શકે છે. સિદ્ધિઓ તો સમાધિ અવસ્થા પ્રાપ્ત કરવાના માર્ગમાં વિઘ્નભૂત, બાધારૂપ છે. સાધક એના ચક્રમાં પડીને જુદી જુદી કામનાઓમાં આસક્ત થઈને યોગભ્રષ્ટ થાય છે, એટલું જ નહિ પણ, એ સિદ્ધિઓના દુરુપયોગથી મનની અતિ નિકૃષ્ટ પ્રવૃત્તિ થાય અને ઈન્દ્રિય સુખને આધીન થઈને, પોતાનો સ્વાર્થ સાધવા માટે બીજા લોકોનું અહિત કરવા તૈયાર થાય અને અંતે પોતાનુ પણ અધઃપતન થાય. પરિણામે તેને પ્રાપ્ત થયેલ સર્વ શક્તિઓ નાશ પામે. સાચા સાધકોએ સિદ્ધિઓના પ્રલોભનથી સર્વદા દૂર રહેવું જોઈએ. તો જ તેનો વિકાસ થાય.

અંતમાં એટલું જ લખવાનુ છે કે સાધકે સાધના કરતાં કદાપિ પોતાના ધૈર્યને ત્યાગવું ન જોઈએ. અટલ શ્રદ્ધાથી અને ધૈર્યથી જરૂર વિકાસ થશે જ એવો આગ્રહ રાખીને આગળ વધવું પણ ધૈર્ય ત્યાગીને નિરાશ થઈને સાધન છોડવું નહિ તે ઉપર દૃષ્ટાંત કહે છે કે ધૈર્યના ફળ મીઠા જ હોય છે.

એક સમયે નારદજી ફરતા ફરતા વનપ્રદેશમાં ગયા. ત્યાં બે તપસ્વીઓ જુદા જુદા વૃક્ષ નીચે તપ કરતા હતા. નારદજીને જોઈને બંને તપસ્વીઓએ કહ્યું કે, તમો ' શ્રીકૃષ્ણ ભગવાન પાસે જાઓ તો અમારા વતી પૂછશો કે, અમોને મુક્તિ ક્યારે મળશે?'

નારદજી કેટલાક સમય પછી તે જ પ્રદેશમાં ફરીવાર આવ્યા અને બંને તપસ્વીઓને પોતાની પાસે બોલાવીને પૂછ્યું: ' કહો પીપળાના વૃક્ષ નીચે બેસીને કોણ તપ કરે છે ? '

' હું કરુ છું, પ્રભુ ? '

' આપ કરો છો, ખરું ? પ્રભુએ એમ કહ્યું છે કે પીપળાના વૃક્ષ નીચે બેસી જે તપસ્યા કરે છે એને સાત જન્મ પછી મુક્તિ મળશે.'

' હેં … ..સાત….જન્મ પછી? શુ આ જન્મે મને મુક્તિ નહિ મળે ? '

' ના, ભાઈ! આ જન્મે તો મુક્તિ મળવાનો યોગ નથી.'

ત્યારે તો નારદજી! સાત જન્મે મુક્તિ મળવાનો મોહ પણ નથી. લો ભાઈ! આ મારું તુંબડું ને આ મારું ચામડું! હું તો સંસારમાં જઈને ભોગ વિલાસ ભોગવીશ. આ ભવ મીઠો તો આવતો ભવ કોણે દીઠો ? ' એમ કહીને તે તપસ્વીએ પુનઃ સંસારની વાટ પકડી.

' અને પ્રભુ ! મને ક્યારે મુક્તિ મળશે ? ' આંબલીના વૃક્ષ નીચે તપ કરનાર તપસ્વીએ આતુરતાથી પૂછ્યું.

'ભાઈ! સાત જન્મ પછી મુક્તિ પામનારો તપસ્વી તપ છોડીને નાઠો. ત્યાં તારી તો વાત જ ક્યાં કરવી?'

'પ્રભુ! તોય કહો તો ખરા, મને ક્યારે મુક્તિ મળશે?'

'ભાઈ! તને શું કહું? આ આંબલી પર જેટલાં પાંદડા છે એટલા જન્મ પછી તને મુક્તિ મળશે!'

'શું કહો છો? એટલા જન્મ પછી મને મુક્તિ તો અવશ્ય મળશે ને? કહો તો ખરા, નારદજી આ વાત સત્ય છે ને?'

'હા....હા....ભાઈ! ખુદ ભગવાને જ મને કહ્યું છે.'

'બસ,....ત્યારે તો આનંદ....આનંદ ...'એમ કહીને તે તો આનંદવિભોર બનીને નાચવા–કૂદવા લાગ્યો.

તપસ્વીને આનંદિત જોઈને નારદજીને પરમ આશ્ચર્ય થયું, 'ભાઈ! તને આટલો બધો આનંદ કેમ થાય છે?'

'બસ, પ્રભુ! હવે તો આનંદ....આનંદ.... મારા માટે એક અવધિ નક્કી થઈ ગઈ. એટલે મને વિશ્વાસ બેસી ગયો કે અમુક સમયે મને મુક્તિ તો અવશ્ય મળશે જ ને!'

'ભાઈ, જરા વિચાર તો કર. આ આંબલીના વૃક્ષ પર પાન કેટલાં છે? એ ગણ્યાં ગણાય તેમ નથી. જન્મ અને મરણ એટલે દુઃખની પરંપરા. એ બધાને અંતે તને મુક્તિ મળવાની છે, આનો ખ્યાલ તો જરા કર.'

'નારદજી! આપ કહો છો એ દુઃખ તો આવવાનાં જ છે. પણ એ બધાં દુઃખને અંતે પણ મુક્તિ મળશે, એ આશાના સહારે એ બધા જન્મોના દુઃખો હું સહન કરીશ પણ મારું તપ અને ધ્યાન તો નહિ જ તોડું.'

આવા જ યોગીઓને ઈષ્ટની સિદ્ધિ થાય છે– 'દેહ પાતયામિ કાર્યં સાધ્યામિ.' પ્રાણાંતે પણ હું મારા કાર્યની સિદ્ધિ કરનાર જ છું. આવા ધૈર્ય અને અચલ શ્રદ્ધાવંત જ સિદ્ધિને વરે છે. પ્રત્યેક સાધકમાં તે ગુણો હોવા જરૂરી છે. અસ્તુ!

## પ્રકરણ ૮

# મંત્રવિદ્યાનો પ્રભાવ

## ( પ્રાચીન દૃષ્ટાંતો )

આ પ્રકરણમાં મંત્ર, જપ, સ્મરણ, ચિંતનના પ્રભાવે જેને આલોક તથા પરલોક સંબંધી જે લાભો થયા છે, તેનું વર્ણન કરવામાં આવશે.

## વિશ્વાસુ ગોપાળ

એક ગરીબ વિધવા બ્રાહ્મણીના નાના છોકરા ગોપાળને રોજ એક ગીચ ઝાડીમાં થઈને પાઠશાળાએ જવું પડતું. એ છોકરાને ત્યાંથી ચાલતા બહુ જ બીક લાગતી. તેથી તેણે પોતાની માને કહ્યું. એટલે તેની માએ કહ્યું કે, "એમાં બીવાનું શું છે, બેટા ? એ ઝાડીમાં તારો મોટો ભાઈ મધુસૂદન રહે છે. એને હાક મારતાની સાથે જ એ આવશે." સરળ બાળક એ સાચું માનીને ઝાડીમાંથી નીકળતા બીક લાગતાની સાથે જ "ક્યાં છો, ભાઈ મધુસૂદન ? તું આવને, મને બીક લાગે છે." એમ કહીને રોવા લાગ્યો. તરત જ ઝાડીમાંથી એક પ્રિયદર્શન સુંદર બાળક બહાર આવીને, "આવ્યો હું, ભાઈલા ! હવે બીતો નહિ." એમ કહીને તેની સાથે વાતો ને રમત કરતો કરતો ઝાડી વટાવીને બહાર પહોંચાડી જતો. રોજ એમ થતું. કેટલાક દિવસો પછી ગોપાળના ગુરુજીના બાપનું શ્રાદ્ધ આવ્યું.

એટલે બધા વિદ્યાર્થીઓ પોતપોતાની શક્તિ અનુસાર પોતાના ઘેરથી વસ્તુઓ લઈ ગયા. પરંતુ ગોપાળના ઘરમાં, લઈ જવા જેવું કશું ય નહોતું. એથી એ ઉદાસ ચહેરે તે દિવસે ઝાડીમાં થઈને જઈ રહ્યો હતો. એથી એના મધુસૂદન ભાઈએ કારણ પૂછ્યું. એના જવાબમાં ગોપાલે કહ્યું કે, "ભાઈ, ઘરમાં ગુરુજીને આપવા જેવું બાની પાસે કાંઈ જ નહોતું" એ સાંભળીને મધુસૂદને પોતાની પાસેથી એક નાની લોટી દૂધથી ભરેલી આપીને કહ્યું કે, "તું આ લઈ જા, ગુરુજીને આપજે." ગોપાલે તો તે લઈ જઈને ગુરુજીને આપી, એટલે સાવ નાની લોટી જોઈને ગુરુજી તો નારાજ થયા, અને બિચારાને ધમકાવી કાઢયો. પરંતુ જેવી લોટી ખાલી કરી કે, તરત જ તે પાછી ભરાઈ જાય. ગુરુજીના વાસણ જે મૂકે તે બધા જ ભરાઈ ગયા, પણ લોટી ખાલી થાય જ નહિ. એ જોઈને ગુરુજી આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા. ગોપાલની પાસે બધું વિવરણ સાંભળતાં ગુરુજી તેના મધુસૂદન ભાઈને જોવા માટે તેની સાથે ઝાડીમાં ગયા, ને તેને બોલાવવાનું કહ્યુ. ગોપાલે પહેલાની જેમ બૂમો પાડી. એટલે આકાશવાણી થઈ કે, "તારી સરલ શ્રદ્ધા અને નિર્દોષતાને કારણે તુ મને જોઈ શકે, પરંતુ તારા ગુરુજીનું મન કલુષિત હોવાને લીધે એ મારા દર્શનના અધિકારી નથી"

ઉપરના દૃષ્ટાંતથી એ સમજવાનું છે કે, જપ, ધ્યાન વગેરે વડે જેણે પોતાનું મન સંસારી વાસનાઓથી રહિત બનાવેલ હોય અને જેનું હૃદય ગોપાલની જેમ નિર્દોષ હોય, તેમને

જ સાક્ષાત્કાર થાય છે. બાલક ગોપાલની નિર્દોષતાને કારણે જ દેવ ગણો કે કુદરત ગણો એ તો આપ આપની ભાવના પર આધાર રાખે છે. બાકી તો નિર્દોષતા અને સરલતા સહિત શ્રદ્ધાને પ્રભાવે આવા ચમત્કારો બને છે. તેમાં મુખ્ય કારણ સરલ હૃદયપૂર્વકની શ્રદ્ધા જ કામ કરે છે.

## કંબલ સંબલની કથા

મથુરા નગરીને વિશે જિનદાસ નામે એક શેઠ રહેતા હતા. તે જૈન ધર્મને પાળનાર અને શુદ્ધ શ્રદ્ધાવાન હતા. તેની ધર્મપત્ની જેનું નામ સુમતિ હતું. તે નામ પ્રમાણે ગુણને ધારણ કરનાર પ્રતિવ્રતા નારી, રત્ન સમાન હતી. બન્ને દંપતીએ શ્રાવકનાં બાર વ્રતો અંગીકાર કર્યા હતા, તેમાં કોઈ પણ પશુધન રાખવાનો પાંચમા વ્રતમાં ત્યાગ કર્યો હતો. તે જ ગામમાં એક આહીરાણી રહેતી હતી. જિનદાસ શેઠે તેને ધર્મની બહેન બનાવી હતી, તેથી બંને ભાઈ–બહેન એક બીજાને ત્યાંથી જોઈતી વસ્તુની આપ લે કરતા હતા.

એક સમયે તે આહીરાણીની પુત્રીના લગ્ન હતા; ત્યારે શેઠે તેને પોતાથી બનતી મદદ કરી. વળી વિવાહની અંદર ભોજન માટે જે જે પકવાન જોઈએ તે સર્વ ઉત્તમ પ્રકારનું કરાવી શેઠે પોતાના તરફથી પૂરું પાડ્યું. એથી તે આહી-રાણીને ત્યાં આવેલા મહેમાનો ઘણા ખુશ થયા, અને તેની બહુ પ્રશંસા કરવા લાગ્યા. વિવાહ પૂરો થયો, એટલે તે આહીરાણીએ શેઠનો ઘણો ઉપકાર માન્યો, અને તેના

બદલામાં બે સારા વાછરડા શેઠને ભેટ આપવા આવી. શેઠે તેને કહ્યું કે, "અમારે કોઈ પણ પશુ ન રાખવાનો નિયમ છે, માટે તે નહિ રાખીએ." તેમ છતાં તે આહીરાણીએ ઘણો આગ્રહ કર્યો એવામાં શેઠાણી આવ્યા. તેણે કહ્યું કે, "હે સ્વામીનાથ! તે વાછરડા રાખી લો. આપણે પશુ રાખવાનો નિષેધ છે તે વાત સાચી, પણ આપણા સ્વાર્થ માટે નિષેધ છે, પણ દયા ખાતર કે પરમાર્થ માટે નિષેધ નથી જો આપણે નહિ રાખીએ તો તે ઊલટા હળ કે ઘાણીમાં જોડાઈને દુઃખી થશે, અને રાખશું તો આપણે ત્યાં તે સુખી થશે. માટે મને તો લાગે છે કે, એને આપણે ત્યાં રાખવાથી કંઈ પણ ધર્મબાધ આવશે નહિ. વળી આ વાછરડા ઘણા રૂપાળા અને મોહક છે, તેથી પણ મને તેને રાખવાનુ મન થાય છે." શેઠાણીના આવા ધર્મ પ્રમાણેના યુક્તિવાળાં વચનો સાંભળીને તથા અતિ આગ્રહ જોઈને શેઠે તે વાછરડાં રાખી લીધા. પછી એક નોકરને હુકમ કર્યો કે, "તારે આ બન્ને વાછરડાના ખાનપાન માટે જે જે વસ્તુઓ જોઈએ તે આપણા કોઠારમાંથી પૂરી છૂટથી લઈને ખવરાવવી, અને તેની બરાબર સાર સભાળ લઈ સેવા કરવી. તેને કોઈ પ્રકારનુ કષ્ટ કે દુઃખ ન થવું જોઈએ, તે ખાસ તારે યાદ રાખવું" હવે શેઠાણી તે બન્ને વાછરડાને ઘણા જ પ્રેમથી રાખવા લાગ્યા. અને તે બન્નેના જુદા જુદા નામ ગખ્યા. એકનુ નામ કંબલ અને બીજાનું નામ સંબલ પાડ્યું પછી જ્યારે શેઠાણી તેમના નામ લઈને બોલાવે ત્યારે તે જ જાય. એમ તેઓ શેઠાણી સાથે પૂરેપૂરા હળી

ગયા. શેઠાણી હંમેશાં સામાયિક, પ્રતિક્રમણ આદિ ધર્મધ્યાન કરતાં, ત્યારે તે વાછરડાં તેની પાસે આવીને ઊભા રહેતા. તેમ કરતાં એમને પોતાના પૂર્વ જન્મની સ્મૃતિ થઈ, આથી તેઓ ધર્મ કરવાને સભાનવાળા થયા. અને અગિયાર વ્રત-ધારી શ્રાવકપણું અંગીકાર કર્યું, અને ઉપવાસ આદિ તપ પણ કરવા લાગ્યા

એક દિવસ તે શેઠનો એક મિત્ર પરદેશથી માલના ૫૦૦ ગાડાં ભરીને આવતો હતો. તે મથુરાની નજીક આવ્યો, ત્યાં ઘણા વરસાદને લીધે કીચડ થઈ ગયેલો હોવાથી, તેમ જ ગાડે જોડેલા બળદો લાંબી મુસાફરીને લીધે થાકી ગયેલા હોવાથી, તેના ગાડાં અટક્યા. આ વખતે સુભદ્ર મનમાં મુંઝાવા લાગ્યો. એવામાં તેને પોતાના મિત્ર જિનદાસને ત્યાં બે જોરાવર વાછરડા છે એમ યાદ આવ્યું. એટલે તે ઉતાવળે ગામમાં આવ્યો. આ વખતે શેઠ–શેઠાણીને પોષધ-વ્રત હોવાથી, બન્ને પોષધશાળામાં હતા, તેથી સુભદ્ર પોતાના મિત્રના બળદ જાણીને કોઈની રજા માંગ્યા સિવાય તેમને છોડીને લઈ ગયો. ત્યાં જઈને તેણે તેને દરેક દરેક ગાડાએ જોડી તમામ ગાડાં તેમની પાસે કીચડમાંથી આ તરફ બહાર કઢાવ્યા. એથી એ બળદોને ઘણું જોર વાપરવાથી તેમનાં આંતરડાં તૂટી ગયાં અને તેઓ લોહીલોહાણ થઈને ઘરે આવ્યા. બીજે દિવસે શેઠ–શેઠાણી આવીને જુએ છે, તો કંબલ–સંબલની ઘણી જ દુર્દશા થયેલી જોઈ. પૂછપરછ કરવાથી સર્વ કારણ જણાયુ તેથી શેઠ–શેઠાણી ઘણા જ દિલગીર થયાં અને પોતે મોહમાં પડીને ધર્માજ્ઞા ભગ કરી, તેથી

આવું વિપરીત પરિણામ આવ્યું, તેમ માની પશ્ચાત્તાપ કરવા લાગ્યાં. પછી કંબલ–સંબલનો અંત સમય નજીક જાણીને તેને શ્રી પંચપરમેષ્ઠિ નવકાર મંત્ર સંભળાવ્યો. તેથી તે બન્ને બળદો પોતાનું આયુષ્ય પૂર્ણ કરીને સ્વર્ગમાં દેવપણે ઉત્પન્ન થયા. સાર એ છે કે નમસ્કાર મહામંત્રનું સ્મરણ પશુઓને પણ ઉત્તમ ફળદાતા બને છે. કંબલ અને સંબલ કે જે બળદ હતા પણ પુણ્યોદયે એક સ્વધર્મી શેઠને ત્યાં રહેવા પામ્યા હતા, તેથી તેઓને નમસ્કાર મહામંત્રના અંત સમયના શ્રવણથી તેઓને દેવપણુ પ્રાપ્ત થયું તો માનવ જો સમજીને તેનો વિધિપૂર્વક જપ કરે, તો તેનો કેટલો વિકાસ થાય. તે વાચક, તુ સ્વયં વિચારજે.

## રાજકુમારી સુદર્શનાની કથા

ગુજરાતમાં હાલ જ્યાં ભરૂચ શહેર છે, તેની પાસે પૂર્વે એક ઝાડોથી ગીચ મોટું વન હતું, તેમાં અનેક જાતિના પશુઓ વાસ કરતા હતા એવા નિર્જન વનની અંદર એક વડના ઝાડ નીચે ગુફા હતી. તેમાં એક મુનિરાજ શાંતિથી ધર્મ કરતા હતા. એક દિવસ તે વડના ઝાડ ઉપર એક સમળી આવીને બેઠી. તેવામા કોઈ પારધીએ તેના પર એક બાણ ફેંક્યું, તે સમળીને વાગ્યું, તેથી તે વીંધાઈને મૂર્છા પામી ભૂમિ પર પડી. ગુફામાં બેઠેલા મુનિરાજે આ જોયું, એટલે તેમને ઘણી કરુણા ઉપજી. પછી તે દયાળુ મુનિરાજ સમળીનો અંતસમય નજીક આવેલો જાણી, તેની પાસે ગયા. અને તેને શ્રી નમસ્કાર મહામંત્ર સંભળાવ્યો. તેણે તે એકાગ્રચિત્તે

સાંભળ્યો. તેના પ્રભાવથી તે સમળીનો જીવ ત્યાંથી મરણ પામી, સિંહલદ્વીપના રાજાને ત્યાં પુત્રીપણે ઉત્પન્ન થયો. તેના જન્મ સમયે રાજાએ જન્મોત્સવ કર્યો તેનું નામ રાજાએ સુદર્શના પાડયું.

બાલ્યાવસ્થા વ્યતીત થતાં તેને વિદ્યાભ્યાસ કરાવ્યો, તેમાં તે નિપુણ બની. એક દિવસ તે રાજકુમારીને બેત્રણ છીંકો આવી, ત્યારે તેની પાસે બેઠેલી સખીઓમાંથી કેટલીકે ખમા ખમા, એવા શબ્દો ઉચ્ચાર્યા, પણ એક સખીએ 'નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં' એવા ઉચ્ચારો કર્યા. તે શબ્દો રાજકુમારીના કર્ણપટ પર પડતાં તે મૂર્ચ્છા ખાઈને ભૂમિતલ પર પડી. શીતલોપચાર કરવાથી શુદ્ધિમાં આવી. તેણે કહ્યું, "મને જાતિસ્મરણ જ્ઞાન (પૂર્વભવનું જ્ઞાન) થયું છે. હું પૂર્વે સમળી હતી અને અંતસમયે મેં નમસ્કાર મહામંત્રનું શ્રવણ કરેલું હતું તેથી હું તેના પ્રભાવે અહીં રાજકુમારી થઈ છું." પછી પોતાના પિતાને કહીને તેમની પાસેથી પુષ્કળ ધન લઈને તે ભરૂચ શહેરમાં આવી. જ્યાં તેણે નમસ્કારમંત્ર શ્રવણ કર્યો હતો તે સ્થળે "સમળી વિહાર" નામનું મુનિ સુવ્રતસ્વામિનું જિનાલય બનાવ્યું. તેની અંદર પોતાના પૂર્વભવનું ચિત્ર પણ આલેખાવ્યું. તે રાજકુમારી ત્યાં જ રહીને ધર્મારાધન તથા મુનિરાજોની સેવા કરી સમ્યગ્‌-દર્શનને પામી અને ધર્મારાધના કરતા કરતા આયુષ્ય પૂર્ણ થતા સ્વર્ગે ગઈ–મોક્ષની અધિકારની બની. આ એક મંત્રના શ્રવણથી તે પશુ યોનિમાંથી કેટલી ઉન્નત દશાને પામી માટે હે ભવ્યો,

તમો પણ મન શુદ્ધ શ્રદ્ધા સહિત આ નમસ્કાર મંત્રનું સ્મરણ કરી સ્વર્ગ, મોક્ષના અધિકારી બનો.

હે પ્રિય વાંચકો! પ્રભુના નામશ્રવણનો કેવો અલૌકિક મહિમા છે તે ઉપરોક્ત કથા પરથી તમો જાણી શકો છો.

## શ્રીમતીની કથા

પૂર્વે ભારતવર્ષમાં પોતનપુર નામે નગર હતું. તેમાં ગુપ્તશેઠ નામે એક શ્રાવક રહેતો હતો. તેને ધર્મવતી એ નામે ગુણવાન, શીલવાન પતિવ્રતાનારી હતી. તેની કૂક્ષીમાં ઉત્પન્ન થયેલી શ્રીમતી નામે એક પુત્રી હતી. તે રૂપ-ગુણથી સંપન્ન તથા ધર્મશાસ્ત્રના અભ્યાસવાળી હતી. તેનું લગ્ન એ જ નગરમાં એક શેઠના મદનપાળ નામના પુત્ર સાથે કરેલ હતું. તેના શ્વસુરપક્ષના લોકો અન્ય ધર્મના હોવાથી સૌ તેના પર અભાવ રાખતા. તેની સાસુ, નણંદ વગેરે તેના તરફ ઈર્ષ્યાની નજરથી જોતાં. તેનો પતિ તેના પ્રત્યે તિરસ્કાર ભાવ રાખતો હતો, તો પણ શ્રીમતી અચળ શ્રદ્ધાપૂર્વક નિરંતર નમસ્કાર મહામંત્રનું સ્મરણ કર્યા કરતી.

એક વખતે તેના પતિને બીજી સ્ત્રી પરણવાનો વિચાર થવાથી તેને મારી નાંખવાનો વિચાર કર્યો. એ માટે તેણે એક મજબૂત મોટો ઘડો લઈ એક મદારી પાસે સર્પ મંગાવીને તે ઘડામાં તેને પૂરી ઘડાનુ મોઢુ બાંધી લઈ અને તે ઘડો ઘરમાં લાવીને યોગ્ય જગ્યાએ મૂકયો. પછી પોતે સ્નાન કરીને દેવસેવા કરવા બેઠો. થોડીવારે શ્રીમતીને આજ્ઞા કરી કે, “ઘરમાં એક ઘડો છે તેમાં પુષ્પ ભરેલાં છે, તો તેમાંથી થોડા લાવી આપ.” પતિની

આજ્ઞા થતાં શ્રીમતી તત્કાળ ઊઠી અને નમસ્કાર મંત્રનું સ્મરણ કરતી કરતી જ્યાં ઘડો હતો ત્યાં આવી. નિર્ભય સ્વભાવવાળી અને જ્ઞાન વડે જેનું હૃદય પ્રકાશિત થયેલ છે તેવી શ્રીમતીએ ઘડાનું મોઢું ખોલી જરાપણ શંકા રાખ્યા વગર પુષ્પ લેવા માટે ઘડામાં હાથ નાંખ્યો, તો સર્પને બદલે પુષ્પો જ હાથમાં આવ્યા, તે લઈને તેણે પોતાના પતિને આપ્યા. આથી તેનો પતિ આશ્ચર્ય પામ્યો, અને સર્પવાળો ઘડો જોવા ગયો. પાસે જઈને જુએ છે, તો તેમાં સર્પને બદલે સુગંધી પુષ્પો દીઠાં. એથી તે પશ્ચાતાપ કરીને શ્રીમતીની ક્ષમા માગવા લાગ્યો. પછી તેણે એ આશ્ચર્યકારી વૃત્તાંત પોતાના સર્વ પરિવારને તથા ગામના લોકોને કહી સંભળાવ્યો. તેથી સર્વ લોકો શ્રીમતી તથા જૈનધર્મ અને નમસ્કાર મહામંત્રની પ્રશંસા કરવા લાગ્યા. અને જૈન ધર્મનો આવો પ્રભાવ જોઈ સઘળાઓએ તેનો સ્વીકાર કર્યો તથા તે સર્વ નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરવા લાગ્યા. છેવટે શ્રીમતી તેના પિતા સહિત આયુષ્ય પૂર્ણ થયે મૃત્યુ પામીને સ્વર્ગમાં ગઈ, અને ભવિષ્યમાં મોક્ષ જશે.

**સાર** :–નમસ્કાર મંત્રના પ્રભાવથી દુષ્ટોની દુષ્ટ ઈચ્છા પણ શુભ ભાવે પરિણમે છે તે દર્શાવવા ઉપરનું દૃષ્ટાંત બસ છે. આવું પરિણામ જોઈને મિથ્યાદર્શીઓ પણ જૈન ધર્મમાં અને નમસ્કાર મંત્રમાં અનુકૂળ મતિવાળા અર્થાત્ શ્રદ્ધાવંત આસ્તિક બને છે.

## કળાવતીની કથા

ભરત ક્ષેત્રને વિશે વસંતપુર નામે એક નગર હતું, તેમાં કળાવતી નામે એક જૈન ધર્મ પર શ્રદ્ધા રાખનાર ગુણિકા

રહેતી હતી. સ્ત્રીની ચોસઠ કળામાં તે પ્રવીણ હતી. તે પોતાના સૌંદર્યને લીધે ઘણી પ્રસિદ્ધ થયેલી હતી. તેથી મોટા મોટા લોકો તેની સાથે સ્નેહ કરવાને આતુર હતા; તોપણ કળાવતી તેઓને ગણકારતી ન હતી. કારણ કે તેને પૈસાનો લોભ ન હતો. તે વેશ્યાકુળમા જન્મેલી હોવા છતાં તેનું વર્તન શુદ્ધ હતું. તે જ નગરમાં ચંડપિંગળ નામે એક ચોર હતો, તેની સાથે તેનો સ્નેહ સંબંધ થયો હતો. આ ચંડ-પિંગળ જો કે ચોરીનો ધંધો કરતો હતો, તો પણ તેનામાં કેટલાક ઉંચ ગુણો હતા, તેથી કળાવતી તેના પ્રત્યે પતિ-ભાવ રાખતી હતી. જેમ કોઈ પરણેલ સ્ત્રી–પુરુષ પરસ્પર શુદ્ધ પ્રેમભાવથી વર્તે, તેમ તેઓ વર્તતા હતા. કેટલાક લોકોએ ચંડપિંગલનો સંગ છોડી દઈ કોઈ રાજા અથવા શેઠ સાથે સંબંધ જોડવા કળાવતીને ઘણી વાર સમજાવ્યું હતું, પણ તેણે કોઈની વાત માની ન હતી, તેથી તે સર્વ જનો કળાવતી ઉપર દ્વેષભાવ રાખતા હતા. એક વખતે ચંડ-પિંગળે તે નગરના જીતશત્રુ રાજાનો રાજભંડાર તોડીને, તેમાંથી કળાવતીને પહેરવા એક રત્નજડિત હાર હતો તે લીધો, અને તે કળાવતીને આપ્યો રાજાએ તે હાર શોધવા ઘણી મહેનત કરી, પણ કંઈ જ પત્તો લાગ્યો નહિ કોઈ એક વખત પર્વનો દિવસ આવ્યો. ત્યારે નગરની સર્વ નારીઓ વિવિધ પ્રકારના આભુષણો પહેરીને નગરની બહાર ક્રીડા કરવાને ગઈ, તેની સાથે આ કળાવતી પણ પેલો હાર પહેરીને ક્રીડા કરવા ગઈ. ઈર્ષ્યાખોર લોકોએ આ હાર જોયો, એટલે તુરત રાજાને જાણ કરી. રાજાએ પોતાના સુભટો મારફત

તપાસ કરાવી તો માલૂમ પડ્યું કે, કળાવતી ચંડપિંગળ નામના ચોરની સાથે રહે છે. તે ઉપરથી તેણે ચંડપિંગળનું ઘર ઘેરી લઈ તેને પકડી મંગાવ્યો, અને તેને શૂળી પર ચડાવવાનો હુકમ કર્યો. રાજાના માણસો ચંડપિંગલને લઈને શૂળીએ ચડાવવા ચાલ્યા. આ ખબર કલાવતીને પડતા તે અત્યંત દિલગીર થઈ, અને પશ્ચાત્તાપ કરવા લાગી કે, મારી ભૂલથી ચંડપિંગલની આ દશા થઈ. હું તેને કોઈ રીતે સહાયતા કરી તેને બચાવવા સમર્થ નથી, તેથી તેનો અંત અવશ્ય થવાનો જ.

તો આ અવસરે તેણે નમસ્કાર મંત્રનું સ્મરણ કરતા શીખવું, જેથી તેમની ગતિ સુધરે.

એમ વિચારી તે બુદ્ધિશાળી ગણિકા વધસ્થંભ તરફ ચાલી અને ચંડપિંગલ પાસે આવી; પોતાના અપરાધની માફી માગવા લાગી. ચંડપિંગલ બોલ્યો, "કંઈ નહિ, તેમાં તારો કોઈ અપરાધ નથી, એ તો ભાગ્યનો દોષ છે." પછી કળાવતીએ ચંડપિંગલને કહ્યું, "આ તમારા અંતસમયે હું તમોને એક અતિ ઉત્તમ મહાન પ્રભાવશાળી શ્રી પંચ-પરમેષ્ઠિ નમસ્કાર મંત્ર આપવા આવી છું, તો તમે તેને શુદ્ધ શ્રદ્ધાથી અંગીકાર કરો. તેથી તમારાં સર્વ પાપ ક્ષય થઈ જશે, ને તમે ઉચ્ચ ગતિને પામશો." ચંડપિંગલે ઘણી ખુશીથી તે મંત્ર લીધો. પછી ચંડપિંગલને શૂળીએ ચડાવવામાં આવ્યો. ત્યાં તે નમસ્કાર મંત્રનું સ્મરણ કરતો કરતો મરણ પામ્યો. ચંડપિંગલને શૂળીએ ચડાવ્યા પછી કલાવતી ઘેર

આવી. અને નમસ્કાર મંત્રનું સ્મરણ કરી, તે ચંડપિંગલ, રાજાના પુત્ર રૂપે અવતરે તેવું નિદાન કર્યું.

જે દિવસે આ ચોર મરણ પામ્યો, તે જ દિવસે જીતશત્રુ રાજાની રાણી ભદ્રાના ઉદર વિશે પુત્ર રૂપે ઉત્પન્ન થયો અને સવાનવમાસ પૂર્ણ થયે તેનો જન્મ થયો.

આ વધામણી સાંભળતાં રાજાએ મોટો ઉત્સવ કર્યો, અને તેનું પુરંદર એવું નામ પાડ્યું.

કળાવતી ગણિકાએ ચોરના મરણદિવસથી આ કુમારના જન્મ સુધી રાણીના ગર્ભદિવસ ગણી કાઢતાં મનમાં નિશ્ચય કર્યો કે, નિશ્ચય એ જ મારા સુખદુઃખનો સાથી જ જન્મ્યો છે. એક વખત રાજ પુત્ર પાસે જઈને તેના કાનમાં પંચ પરમેષ્ઠિ મંત્ર સંભળાવ્યો તેથી રાજકુમાર હસ્યો. રાજમાતા ભદ્રા આ કુતૂહલથી આશ્ચર્ય પામ્યા, કળાવતીએ પૂર્વનો બધો વૃત્તાંત જણાવીને કહ્યું કે, એ બધો શ્રી નમસ્કાર મહામંત્રનો પ્રતાપ છે. પછી રાજકુમાર હંમેશાં કલાવતીના સહુવાસથી સંતોષી અને વિયોગથી અસંતોષી રહેવા લાગ્યો; એટલે જીતશત્રુ રાજા તથા ભદ્રા રાણીએ કળાવતીને હુમેશા રાજમહેલમાં રહેવાનું કહ્યું. એમ સમય વીતતાં કેટલાક વર્ષે જીતશત્રુ રાજા મરણ પામ્યો, અને આ પુરંદરકુમાર રાજ્યગાદી પર બેઠો. ત્યારે તેણે કળાવતીનો ઘણો ઉપકાર માન્યો. તથા તેનુ સન્માન કરી, તેના કહેવા પ્રમાણે વિશેષ પ્રકારે લક્ષ્મીનો સદુપયોગ તથા ધર્મારાધન કરવા લાગ્યો. પછી પોતાને આ રાજપદવી પ્રાપ્ત થઈ, ને નમસ્કારમંત્ર

સ્મરણનું ફળ જાણી જૈન ધર્મને અંગીકાર કર્યો, તથા પંચ-પરમેષ્ઠિ મંત્રનો આરાધક થયો. ત્યાર પછી પોતાની બધી જ પ્રજાને જૈન ધર્મના પવિત્રપણાની અને નમસ્કાર મંત્રના મહિમાની વાતો સંભળાવીને તે સર્વને શ્રી જૈન શાસન પાળનારા તથા શ્રી નમસ્કારમંત્રનું સ્મરણ કરનારા બનાવ્યા. છેવટે પુરંદર રાજા અને કલાવતી સંસારસુખ ભોગવતાં, શ્રી પંચપરમેષ્ઠિમંત્રનું શ્રદ્ધાથી સ્મરણ કરતાં કરતાં આયુષ્ય પૂર્ણ થયે ઉચ્ચ ગતિને પામ્યા.

**સાર :**–મૃત્યુ સમયે પણ જો નમસ્કારમંત્રનું શ્રદ્ધા સહિત સ્મરણ કર્યું હોય છે તો તેનું પરિણામ બીજા ભવમાં પણ ઉત્તમ કુળમાં જન્મ દ્વારા મળે છે એટલું જ નહિ પણ પોતાના પૂર્વ ભવની પ્રિય વસ્તુ પણ અન્ય ભવમાં આવી મળે છે. ચંડપિંગળ ચોરી કરનારો એક ચોર હતો, અને કળાવતી ગણિકા હતી, તોપણ નમસ્કાર-મંત્રના પ્રભાવથી બન્ને જણ બીજા ભવમાં રાજ્ય-સુખને પામ્યાં, અને પરંપરાએ મોક્ષ સુખને પામશે.

## ધરણેન્દ્ર તથા પદ્માવતીની કથા

વાણારસી નામે એક નગર હતું, તે રિદ્ધિસિદ્ધિથી ભરપૂર હતું, અને ધર્મનું તો તે ખાસ ક્ષેત્ર હતું. ત્યાં અશ્વસેન નામનો પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો. તેમને વામાદેવી નામે રાણી હતી. તે સમ્યગ્દૃષ્ટિ અને શીલવંતી હતી. તેમના ઉદરેથી ચૌદ સ્વપ્ન સૂચિત એવાં પાર્શ્વનાથનો જન્મ થયો. પાર્શ્વ-નાથજી જ્યારે કિશોર અવસ્થાના હતા તે સમયે તે નગરમાં

શિવભેખ નામનો એક સંન્યાસી ગામની બહાર ઉદ્યાનમાં આવીને ઉતર્યો. ત્યાં તે મોટા આડંબરથી રહેવા લાગ્યો. તે સૂર્ય સામે જોઇને પંચાગ્નિ તાપથી આતાપના લેતો હતો. આવો બાહ્ય આડંબર દેખીને લોકો તેના પર પૂજ્યભાવ અને પ્રીતિ રાખવા લાગ્યા; તથા ચારે તરફ તેના તપની પ્રશંસા કરવા લાગ્યા. સમય જતાં વામાદેવી રાણી પાસે એના સમાચાર આવ્યા, તેથી તેને પણ તે સંન્યાસીને જોવાની અને ખરી શી વાત છે તે જાણવાની ઇચ્છા થઈ. પછી વામાદેવી પોતાના પુત્ર સહિત તે સંન્યાસીને જોવા ગયા. કુમાર પાર્શ્વનાથ યોગીને નમસ્કાર કર્યા વિના એક બાજુ ઉભા રહ્યા.

તેને જોઈને તે સંન્યાસી બોલ્યો કે, "હે કુમાર! હમકો નમસ્કાર ક્યોં નહિ કરતે હો? ઔર બાજુ પર ક્યોં ખડે રહે હો?"

પાર્શ્વનાથે એનો કંઈ જ જવાબ આપ્યો નહિ. પછી અવધિ જ્ઞાનથી જાણીને કહ્યું કે, "હે યોગી! આવું અજ્ઞાનજન્ય કાય કષ્ટ કરવાથી કોઈ પ્રકારે આત્મસિદ્ધિ થવાની નથી. તમારી ધૂણીમાં જે મોટું લાકડું બળે છે, તેમાં નાગનાગણી રહેલા છે; તેના બળવાથી તમે ઊલટું પાપ બાંધો છો. રાજકુમારનું આવું બોલવુ સાંભળીને સંન્યાસીને ઘણો જ ક્રોધ આવ્યો અને તે બોલ્યો કે તે સાચી વાત હોય તો બતાવી આપ.

તરત જ રાજપુત્રે ધૂણીમાંથી તે બળતું લાકડું બહાર કઢાવી ચીરાવ્યું તો તેમાંથી અર્ધદગ્ધ થયેલાં નાગનાગણી નીકળ્યાં; તે ત્યાં એકત્ર થયેલા હજારો માણસોએ જોયાં. સંન્યાસી

આ બનાવથી ઘણો જ શરમીંદો બની ગયો. નાગનાગણીનો અંત સમય નજીક જાણી શ્રી પાર્શ્વનાથકુમારે તેને શ્રી નમસ્કાર મહામંત્ર સંભળાવ્યો. તેથી તે નાગનાગણી મૃત્યુ પામીને બીજા ભવમાં ધરણેન્દ્ર અને પદ્માવતી થયાં. એ ભવમાં પણ તેઓ નિરંતર નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરીને જૈનધર્મના આરાધક બન્યાં.

**સાર** :—અજ્ઞાનપણે કાયકષ્ટ આદિ બાહ્યતપ કરવાથી કાંઈ આત્મકલ્યાણ થતું નથી. તપનો આડંબર કરનાર બાવાઓ શિવભેખની જેમ ઘણીવાર હિંસાનું પણ ધ્યાન રાખતા નથી. નમસ્કાર મંત્રના શ્રવણમાત્રથી તિર્યંચો પણ ઉચ્ચ ગતિને પામે છે, તે શ્રી પાર્શ્વનાથે નાગનાગણીને સંભળાવેલાં મંત્રના શુભ પરિણામ પરથી સમજી શકાય છે.

## પુંડરગિરિવાસી મણિધર અને મયુરની કથા

ભરતખંડના પુંડરગિરિ નામના પર્વત પર પૂર્વે મોટું જંગલ હતું. તેમાં મણિધર જાતિના સર્પો રહેતા હતા. તે એવા તો ઝેરી હતા કે તેના ફુત્કારથી ઉડેલા ફીણના ફીસોટા જો, કોઈ પ્રાણી પર પડે તો તે પ્રાણી તત્કાળ મરી જતું, ત્યારે તેના કરડવાથી તો નિશ્ચય મૃત્યુ થાય જ, એમાં નવાઈ શું ? આથી તે પર્વત પર મનુષ્યો તો બિલકુલ રહેતા જ નહિ, એટલું જ નહિ પણ પશુ પક્ષીઓનો વાસ પણ ધીમે ધીમે તેઓનો નાશ થઇને ઘણો જ ઓછો થઈ ગયો હતો. માત્ર મયુર પક્ષીઓની ત્યાં વસ્તી હતી, કારણ કે સર્પો તેમનો નાશ

કરી શકતા નથી અને ઊલટા તેના ભક્ષણની ગરજ સારતો એથી ત્યાં દિવસે દિવસે સર્પોની સંખ્યા ઘટતી અને મયૂરની સંખ્યામાં વધારો થતો જતો.

નાગ અને મોરને સ્વભાવિક જ વેર હોય છે, તેથી તેઓ એકબીજાને દેખે કે, પોતાના બળાબળની તુલના કર્યા વિના એકદમ લડાઈમાં ઉતરી પડે છે. તેમા છેવટે સર્પનો નાશ અને મોરનો વિજય થાય છે. બંને પોતપોતાનું જોર અજમાવે છે, તેમાં સર્પનું ઝેર મોરને ચડતું નથી. અને મોરની ચાંચના પ્રહાર વડે સર્પ વીંધાઈ જાય છે. એક વખત સર્વ મયૂરોમાં શ્રેષ્ઠ એવો એક જોરાવર મયૂર તે જંગલમાં ફરતો હતો, તેવામાં તેની નજર સર્વ મણિધરોના રાજા એવા એક બળવાન મણિધર પર પડી. તરંત જ તે બળવાન મોર પોતાની જગ્યાથી ઊડીને તે શ્રેષ્ઠ મણિધર પાસે ગયો અને તેના પર ક્રૂરભાવથી ચાંચો વડે પ્રહાર કરવા લાગ્યો. તેથી નાગને કળતર ચડી ગઈ, છતાં તેને ન ગણુકારતા પોતાના બળના મદમાં છકી ગયેલા સર્પે પોતાની ફેણ ચડાવી મોરને ગળે ભરડો લેવા ઝપાટ મારી. તેવામાં તો મોરે ત્રણ ચાંચો મારીને નાગને મૂર્છિત કરી દીધો. પછી તે મોર સર્પને ચાંચમાં ઊપાડીને એકદમ ઊડ્યો.

થોડીવારે સર્પને મૂર્છા ઉતરી એટલે તેણે મોરને ભેટવાને માટે મોટો ઝપાટો માર્યો. એ અડફટમાં મોર પોતાની ગતિને કાબૂમાં રાખી શકયો નહિ અને ગળેલા ગાત્રવાળો થઈ ગયો. તેથી શક્તિ વગરનો થઈ સર્પ સહિત નીચે પડ્યો. ભારે પછડાટથી બંનેને ઘણું જ વસમું લાગ્યું, તેથી મૃત્યુની રાહ

જોતા પડયા રહ્યા. તેના પૂર્વ જન્મના પુણ્યોદયે તેઓ જ્યાં પડયા હતા, ત્યાં નજીકમાં એક મુનિરાજ બેઠા બેઠા ધર્મધ્યાન કરતા હતા. તેમણે આ બનાવ જોયો, અને અંતરમાં કરુણા ઉપજી. પછી તેમની પાસે જઈ બંનેને ઉચ્ચ સ્વરે બોલીને નમસ્કારમહામંત્ર સંભળાવ્યો. તેથી તે બંને પોતાનું જાતિ વૈર ભૂલીને ક્રોધને ઉપશમાવી શાંત થઈ છૂટા પડયા અને દુશ્મન મિત્ર બન્યા. ત્યાર પછી થોડીવારે મૃત્યુ પામ્યા ને ત્યાંથી સ્વર્ગમાં તેઓ દેવપણે ઉત્પન્ન થયા.

**સાર** :–હે ભવ્ય જીવો! તમે શુદ્ધ ભાવથી નમસ્કાર મંત્રનું સ્મરણ અને શ્રવણ કરો તથા કરાવો, તેના પ્રભાવ વડે મણિધર અને મયૂરની જેમ તમારા રાગ, દ્વેષ, મદ, વૈર, ક્રોધ વગેરે સર્વ આંતરિક દુશ્મનોનો નાશ થશે, અને તમે નિર્મળ આરસી જેવા અંતઃકરણના બનીને પરમ શાંતિને પ્રાપ્ત કરી ઉચ્ચ ગતિ પામશો.

## લોહખુરા ચોરની કથા

મથુરા નગરીમાં પૂર્વે શત્રુમર્દન નામે રાજા રાજ્ય કરતો હતો. ત્યાં જિનદત્ત નામનો શ્રાવક રહેતો હતો.

મથુરા નગરીની પાસે હુંડીરગઢ કરીને એક નાનું ગામ હતું, ત્યાં લોહખુરો નામે એક ચોર રહેતો હતો. તે વારંવાર મથુરા નગરીમાં આવીને ચોરીઓ કરતો, અને હરવખત પુષ્કળ દ્રવ્ય લઈ જતો. એથી ગામમાં તે ચોરનો ત્રાસ બહુ વધી ગયો હતો, પણ તે કોઈ રીતે પકડાતો ન હતો. એક વખત તેણે કોઈ શ્રીમંતના ઘરમાં ખાતર પાડયું, અને પેટીઓ તોડી કેટલુંક સુવર્ણ વગેરે લીધું, પણ તેના કસ-

ભાગ્યથી ઘરનાં માણસો જાગી ઊઠયાં. તેઓએ એકદમ પોકાર કર્યો, એટલે કોટવાળ પોતાના સિપાઈઓ સહિત આવીને તે ઘરને ઘેરી લીધું, અને ચોરને પકડી લીધો.

સવારે કોટવાળે તે ચોરને રાજા પાસે હાજર કર્યો. અને સર્વ હકીકત નિવેદન કરી. રાજાએ હુકમ કર્યો કે તે ચોરને અનેક પ્રકારે વિટંબના પમાડીને શૂળીએ ચડાવી દો. તે ચોરને આખા ગામમાં ફેરવીને શૂળીએ ચડાવવાની જગ્યા પર લઈ જવામાં આવ્યો. ત્યાં કોટવાળની આજ્ઞાથી અનુચર પુરુષોએ તેને શૂળી પર ચઢાવ્યો. આ વખતે ગ્રીષ્મ ઋતુ હતી, વળી તેના શરીરમાંથી લોહી નીકળતુ હતું, તેથી તે ચોરને ઘણી જ તરસ લાગી. આ સમયે તે રસ્તેથી જે જે માણસો નીકળતા, તેની પાસે તે મરણની અણી પર આવેલો ચોર પાણીની યાચના કરતો, પણ રાજાના ભયથી તેને કોઈ પાણી આપતું નહિ. એવામાં તે જ રસ્તેથી ચોરના સુભાગ્યે જિન-દત્ત શેઠ નીકળ્યા, એટલે ચોરે તેમની પાસે પણ પાણીની યાચના કરી. તે વારે દયાળુ શેઠે ચોરને કહ્યું કે, "ભલે હું તને હમણાં જ પાણી લાવી આપુ છું; પણ તે દરમ્યાન હું તને એક મહાન્ પ્રભાવિક નમસ્કાર મંત્ર કહું છું, તેનું તું સ્મરણ કર. આ સમયે તેનુ સ્મરણ કરવાથી અવશ્ય તારી સુગતિ થશે" કારણ કે એક ઠેકાણે કહ્યુ છે કે :—

"હિંસાવાન નૃત પ્રિયઃ પરધનં હર્તઃ પર સ્ત્રી રતઃ ।
કિંચાન્યેપિ હિ લોક નિંદિત મહા પાપેષુ ગાઢો ધ્રતઃ ॥
મંત્રં ભાવતયા સ્મરેદ વિરતં પ્રાણાત્યેય સર્વથા ।
દુષ્કર્માર્જિત દુર્ગતાવપિગતઃ સ્વર્ગી ભવેત્ સ નરઃ ॥

**ભાવાર્થ**—'હિંસા કરનાર, અસત્યવાદી, પર ધન હરનાર, પર સ્ત્રી સેવનાર, અને લોકોને વિશે નિંદિત એવાં બીજાં પાપમય કાર્યો કરનાર, એવો માણસ પણ જો પ્રાણાંતે એ નમસ્કારમંત્રનું એકચિત્ત શુદ્ધ શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરે, યા સ્મરણ કરે, તો તે સ્વર્ગમાં જાય છે.'

માટે હે ચોર ! હું તને નમસ્કારમંત્ર આપું છું, તેને તું અંગીકાર કર." શેઠના આવાં વચન સાંભળીને તે ચોરે મનને બીજા સંકલ્પ–વિકલ્પથી હટાવીને શેઠ પાસેથી મંત્ર લઈ શુદ્ધ ચિત્તે સ્મરણ કરવા લાગ્યો. શેઠ પાણી લેવા માટે ગયા. પણ તે અતિ દુ:ખી સ્થિતિમાં હોવાથી નમસ્કારમંત્ર યાદ રહ્યો નહિ, તેથી 'આણુ ન જાણુ શેઠ વચન પ્રમાણુ' આ પ્રમાણે એકાગ્ર ચિત્તે સ્મરણ કરવા લાગ્યો. અને શેઠ પાણી લઈને આવે તે પહેલા જ તેના પ્રાણ નીકળી ગયા. અને તેણે શેઠના વચન પર પ્રતિતી કરવાથી તે મરીને મોટી રિદ્ધિસિદ્ધિનો ધણી દેવતા થયો. શેઠે આવીને જોયું, તો ચોરને મરણ પામેલો જોયો. તેથી શેઠે તેની સુગતિ થાય, તેવી પ્રાર્થના કરી, અને ત્યાર બાદ પોતાના ઘેર ગયા.

હવે એવું બન્યું કે, જિનદત્ત શેઠે ચોર પર જે દયા કરી, તે વાત ચોકીદારોએ રાજાને કરી; એટલે રાજાએ જિનદત્ત શેઠને પકડીને મારી નાંખવાનો હુકમ કર્યો. તરત જ કોટવાળે શેઠને પકડી રાસભ (ગધેડા) પર બેસાડયા, અને વિટંબણા કરવા લાગ્યા. તેવામાં પેલા સ્વર્ગમાં ઉત્પન્ન થયેલા ચોરે આ વાત અવધિ જ્ઞાનથી જાણી. પોતાના

ઉપકારી શેઠ પર સંકટ આવેલું જાણીને, તેના બચાવનો ઉપાય કર્યો. તરત જ પોતાની દૈવી શક્તિથી એક પર્વત બનાવી તે નગર ઉપર ઝઝૂમ્યો, અને બોલ્યો કે, "હે રાજા વગેરે અધમ જનો! તમે આવા પરોપકારી પુરુષ જિનદત્તનો નાશ કરો છો, તેથી આ પર્વત તમારા નગર પર નાંખીને તમારા આખા નગરનો હું નાશ કરીશ. જો તમારે બચવું હોય તો એને તત્કાળ બંધન મુક્ત કરો." આવી ભયંકર આકાશવાણી સાભળીને રાજા સહિત સર્વ નગરજનો એકઠા થઈને તે દેવને હાથ જોડી ક્ષમા માગવા લાગ્યા.

એટલે ફરી આકાશવાણી થઈ કે, "તમો સર્વે એ દયાળુ શ્રાવકને શરણે જાઓ; તે તમને સાચો માર્ગ બતાવશે" પછી રાજા સહિત સર્વે નગરજનો જિનદત્ત પાસે આવ્યા અને સર્વ વૃત્તાંત કહીને ક્ષમા યાચવા લાગ્યા, તથા દેવનો કોપ નિવારવા શો ઉપાય કરવો, તે પૂછવા લાગ્યા. જિનદત્ત શેઠે કહ્યુ કે, "શ્રી નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરો: તેના પ્રભાવ વડે તમારા સર્વ વિઘ્નો દૂર થશે." શેઠનાં આવાં વચન સાંભળીને સર્વજનોએ નમસ્કારમંત્રનો તથા શ્રી જૈન ધર્મનો સ્વીકાર કર્યો. પછી શેઠે કહ્યું કે, "જે ચોર હતો, તે જ મરણ સમયે નમસ્કારમંત્રના સ્મરણથી જ દેવ બન્યો છે; અને એ જ દેવ આ પર્વત લઈને મારો બચાવ કરવા આવેલ હતો," એમ જણાવ્યું, તેથી સર્વ નગરજનો નમસ્કારમંત્ર વિશે વિશેષ શ્રદ્ધાવંત બન્યા, અને શ્રી નમસ્કારમંત્રનો જય જયકાર બોલી છૂટા પડ્યા.

**સાર** :–અંત સમયે એકાગ્ર મને ભાવ સહિત નમસ્કાર મંત્રનું સ્મરણ કરવાથી, ચોર જેવા પાપીની પણ ઉચ્ચ ગતિ થાય છે. અને દયાળુ જનોની શુભ ભાવનાને નહિ સમજનારા રાજા જેવા અવિવેકી માણસો પર દેવો સંકટનો પરસાદ વરસાવી 'દયા'નો જય જયકાર ફેલાવે છે એવો આ લોહખુરા ચોરની કથા પરથી બોધ લેવાનો છે

## શ્રી નમસ્કારમંત્રનો સંસારતારક મહાપ્રભાવ

આપણે આગળ લખ્યા, તે પ્રમાણે શાસ્ત્રોમાં નમસ્કાર મહામંત્રના મહિમાને દર્શાવનારા અનેક દૃષ્ટાંતો આવે છે પણ તેના પરમાર્થ સુધી પહોંચવું જોઈએ.

જપ મંત્રનું સ્મરણ નિષ્કામ ભાવે કરવું જોઈએ. "હે પ્રભો ! આ લોકના સુખ કે પરલોકના સુખ અર્થે હું તમારું સ્મરણ કરતો નથી પરંતુ સમગ્ર દુ.ખથી મુક્ત થવા તથા તમને પ્રાપ્ત કરવા અર્થે જ હું તમારી આરાધના કરું છું." જેવી રીતે ભીલ–ભીલડી તમારી નિષ્કામભાવે આરાધના કરીને, પ્રભુ તમોને પ્રાપ્ત કરશે તેમ જ હું એ જ રીતે તમારી આરાધના કરું છું.

એક વાર મુનિઓનો સમૂહ રસ્તો ભૂલવાથી ચાલતા ચાલતા એક ગહન જંગલમાં પહોંચ્યો. ચાલી ચાલીને ખૂબ જ થાકી ગયેલા એ સાધુઓના સમૂહને એક ભીલ પતિએ અને તેના પત્નીએ જોયો. એ સાધુઓને જોતાં જ ભીલપતિના અંત:કરણમા અનુકમ્પાનો ભાવ પેદા થયો, અને એને એમ થયું કે.–

'આ વિષમ જંગલમાં આ મહાત્માઓ કેમ ભમે છે?' તરત જ તે ભીલપતિ સાધુઓની પાસે ગયો, અને પૂછ્યું કે, 'આપ આ જંગલમાં કેમ ફરો છો?'

સાધુઓએ કહ્યું કે—'અમે રસ્તો ભૂલી ગયા છીએ.' અને એ જ વખતે એ ભીલપતિની પત્નીએ આવીને કહ્યું.—'હે સ્વામીનાથ! આ મહા તપસ્વી પવિત્રાત્માઓને આપ આ ભયંકર અરણ્યથી બહાર પહોંચાડી યોગ્ય રસ્તો બતાવો, અને અતિ કઠિન તપથી પરિક્ષીણ થઈ ગયેલા, એમને ફલ-મૂલાદિ આપી પ્રસન્ન કરો! વિધિએ તમને આ રીતે નિધાનનો જ લાભ આપ્યો છે.'

એ સાંભળીને ભીલપતિને પણ અતિ હર્ષ થયો અને તેણે જંગલમાંથી ફલો વગેરે લાવીને મુનિઓ પાસે વિનયપૂર્વક મૂક્યાં. મુનિઓએ કહ્યું કે, 'હે દેવાણુપ્રિય! શ્રી જિનેશ્વરદેવોએ આ આહાર નિષેધ કરેલો છે તેથી આ સચેતન ફલાદિ લેવાં એ અમોને કલ્પે નહિ.'

ત્યારે ભીલપતિ કહેવા લાગ્યો કે, 'તમારે ગમે તેમ કરીને અમારા પર અનુગ્રહ તો કરવો જ પડશે. તમે અનુગ્રહ નહિ કરો, તો અમોને અતિ વિષાદ થશે.'

મુનિઓમાં જે ગીતાર્થ હતા એમણે એ પતિપત્નીનો પૂર્ણ પ્રેમમયભાવ જોયો અને પોતાનું જે કર્તવ્ય હતું તે પણ લક્ષ્યમાં રાખ્યું. પછી તેમણે એવી ચીજો જે સાધુ-ઓને કામમાં આવી શકે તે લાવવા કહ્યું. ભીલપતિએ એથી

દૂધ, દહીં, ઘી, દાળ, રોટલા વગેરે લાવીને ઉલ્લાસપૂર્ણ ભાવે વહોરાવ્યા. ત્યારબાદ એ મુનિઓને તે પતિ-પત્નીએ જંગલ વળોટાવીને માર્ગે ચડાવી દીધા.

આવો સેવાનો સુવર્ણ અવસર પોતાને પ્રાપ્ત થયો તેથી તેઓ બન્ને પોતાને ધન્ય માનવા લાગ્યાં, પોતાના જીવનને કૃતાર્થ માનવા લાગ્યાં. મુનિઓએ પણ જોયું કે જીવો લાયક છે. આથી તેમણે તેમને ભગવાને કહેલા ધર્મનો ઉપદેશ આપ્યો. એ પતિ-પત્નીને પણ કર્મનો એવો ઉપશમભાવ થઈ જવા પામ્યો કે-એ બંનેને ભગવાને કહેલા ધર્મ પર શ્રદ્ધા, પ્રતિતી અને રુચિ થઈ અને તેનો સ્વીકાર કર્યો.

ત્યારબાદ મુનિઓએ તેમને શ્રી નમસ્કારમંત્ર શીખવ્યો અને તે પણ તે બન્નેએ ભક્તિ તથા વિનયપૂર્વક ગ્રહણ કર્યો. આટલું કર્યા પછી મુનિઓએ તેમને એક નિયમ કરાવ્યો. એ નિયમ પણ સામાન્ય કોટીનો ન હતો. અવસરે એ નિયમ પાળવો મહા કઠિન હતો. વળી તેઓ હિંસક હતા, અતિ વિષયગૃદ્ધ હતા, છતાં મુનિઓએ પોતાના જ્ઞાન બળે જોયુ કે- આ લોકો લીધેલા નિયમને પ્રાણાંતે પણ તોડનાર નથી અને આ નિયમથી તેમને મહાલાભ થવાનો છે. આથી મુનિઓએ તેમને એ નિયમ કરાવ્યો કે-'પખવાડીયામાં એક દિવસ તમારે બંનેએ બધી પાપ પ્રવૃત્તિનો ત્યાગ કરવો અને એક એકાન્ત જગ્યામાં બેસીને નવકારમંત્રનું એકાગ્રચિત્તે સ્મરણ કરવું, કદાચ તે સમયે કોઈ તમને જાનથી મારી નાંખે, તો પણ તમારે બંનેએ ક્ષમા જ કરવી.' આવો નિયમ પાળવાનું

એ પતિ-પત્નીને કહીને, મુનિઓએ તેમને કહ્યું કે-'આ રીતે તમે જિનભાષિત ધર્મનું આરાધન કરશો તો થોડા જ વખતમાં તમે દૈવી સુખ સંપત્તિને પામશો !'

ભીલરાજ અને તેની પત્નીએ મુનિઓનું આ વચન પણ શ્રદ્ધા, ભક્તિપૂર્વક સાંભળ્યુ અને પ્રેમભક્તિપૂર્વક સ્વીકાર્યું. પછી મુનિઓ પોતાને બતાવેલા માર્ગે વિહાર કરી ગયા અને આ લોકો પોતાને સ્થાને પાછાં આવીને ધર્મ ઉપરના શ્રદ્ધાભાવને વધારતાં થકાં નિયમનું નિરતિચાર (દોષરહિત) પાલન કરવા લાગ્યાં.

એકવાર નિયમ મુજબ એ ભીલરાજ અને તેની પત્ની પૌષધ પ્રતિમામાં સ્થિત હતા. એ જ વખતે ત્યાં એક ગર્જના કરતો ઉન્મત્ત સિંહ આવી પહોંચ્યો. એને જોતાં જ ભીલરાજની પત્ની ભયભીત થઈ. પોતાની પત્નીને ભયભીત થયેલી જોતાં જ ભીલરાજે પાસે પડેલું ધનુષ્ય હાથમાં લીધુ અને તેને કહ્યું કે- 'બીકણ ! બી મા ! મારા એક બાણથી જ આ ખલાસ થઈ જવાનો છે.'

એ વખતે ભીલરાજને તેની પત્ની કહેવા લાગી કે, 'તમે જે કહો છો તેમાં સંદેહ જેવું કંઈ જ નથી, પણ ગુરુમહારાજના વચનનું આપણે પાલન કરવાનું છે.'

ગુરુમહારાજે કહ્યું હતું કે-તે દિવસે કોઈ તમારા શરીરનો વિનિપાત (નાશ) પણ કરી નાંખે તોય તમારે ક્ષમા કરવી ! આપણને એ વચન યાદ હોય અને આપણે એનાથી વિપરીત કરીએ તે કેમ બને ?

તરત જ ભીલરાજે પણ ધનુષ્ય નીચે મૂકી દીધું અને કહ્યું કે, 'તારા પ્રત્યેના સ્નેહથી મોહિત બનેલા મેં આ ધનુષ્ય ઉપાડ્યું હતું, પણ હવે તો આપણે ગુરુમહારાજના વચનનો આદર કરવામાં તત્પર બનીએ.'

આવેલો સિંહ કોઈ દેવ નહોતો. એણે તો એ પતિ-પત્નીને ભારે પીડા પમાડીને ફાડી ખાધાં! પરંતુ વિશુદ્ધ ચિત્તે એ બંનેએ એ ઉપસર્ગને સહ્યો અને મરીને એ બંને સૌધર્મ દેવલોકમાં ઉત્પન્ન થયાં. ત્યારબાદ ત્યાંથી ચવીને એ બંને રાજસિંહ અને રત્નવતી નામે રાજારાણી થયાં. ત્યાં પણ શુદ્ધ ધર્મનું તથા નમસ્કારમંત્રનું આરાધન કર્યું. અંતે દીક્ષા લઇને વિશુદ્ધ ચારિત્ર પાળીને બંને જણા સ્વર્ગ, મોક્ષના અધિકારી થયા. તેઓની કેવી અલૌકિક ગુરુવચનમાં શ્રદ્ધા હતી, જે ધર્મ-કર્મનો મર્મ જાણતા ન હતા, તેમ જ હિંસા કરીને આજીવિકા ચલાવતા હતા છતાં તેમની ગુરુભક્તિ અને ગુરુ વચન પર કેવી અચલ શ્રદ્ધા કે ગુરુના વચન ખાતર પોતાના પ્રાણનો ઉત્સર્ગ કર્યો. ગુરુ વચનમાં શ્રદ્ધા રાખીને પ્રાણાંત કષ્ટ સહન કર્યું તો કેવાં સુખોના ભોક્તા બન્યા, તે જ વાચક તારે સમજીને જીવનમાં આચરવાનુ છે.

ગુરુની શીખ માત્ર હિતાર્થે જ હોય. આવી શ્રદ્ધાવંતનું અવશ્ય કલ્યાણ થાય. જપ કરવાથી નહિ પણ શ્રદ્ધાથી જ શ્રેય થાય છે એ વાત હે વિજ્ઞવાચક! તું સદાસર્વદા ધ્યાનમાં રાખજે.

આ છે શ્રી નવકારમંત્રનો શ્રદ્ધાપૂર્વક જપનો પ્રભાવ, કે હિંસક જાતિનાં એ બંને એવાં અવસરે ક્ષમાભાવ ધારણ

કરી શકયાં અને સમાધિપૂર્ણ મૃત્યુને ભેટયા. એ કંઈ નવકાર મંત્રનો જેવો તેવો પ્રભાવ છે? શ્રી નવકારમંત્ર ગણનારે તો આવા સત્વશીલ અને નિયમપાલક બનવાનો પ્રયત્ન કરવો જોઈએ. પૌદ્ગલિક સુખની લાલસાથી શ્રી નવકારમંત્ર ગણનારો એવી આફતમાં સ્થિર રહી શકે? કે પછી, અપવાદ આદિને નામે નિયમનો ભુક્કો બોલાવી દે? માટે દરેક વાતનો, જ્ઞાનીઓના દરેક કથનના મર્મને વિચારતાં અને સમજતાં શીખો.

## નમસ્કારમંત્રનું ફળ

જે આત્માઓ આત્માર્થે શુદ્ધ ભાવથી નવકારમંત્રનું સ્મરણ કરે છે, તેના માટે તો નિર્જરા સિવાય બીજો કોઈ હેતુ ન જ સંભવે. જે આત્માઓ શુદ્ધ ભાવથી નમસ્કાર મંત્રનું સ્મરણ કરે છે, તેને કેટલો લાભ થાય છે તે બતાવતાં કહે છે કે—

"ઓગણીસ લાખ ત્રેસઠ હજાર બસેં બાસઠ પલ,
ત્યાં સુધી તે ભોગવે નવકાર મંત્રનું ફલ."

૧૯ લાખ, ૬૩ હજાર અને ૨૬૨ પલ્યોપમ દેવનું આયુષ્ય બાંધે. એ વખતે જો આયુષ્યનો બંધ પડયો ન હોય, તો નરક તિર્યંચના નદાવા કરી નાખે; આ તો થઈ દ્રવ્ય લાભની વાત. અને ભાવથી તો કર્મની નિર્જરા જ થાય, કર્મના ભુક્કા ઉડાડી દે. આવો અદ્ભુત છે પંચ–પરમેષ્ઠિ મહા નમસ્કાર-મંત્ર. એ દુઃખનો નાશ કરે, પણ કોઈ કાળે દુઃખ આપે નહિ.

'સુખમાં સમરો, દુઃખમાં સમરો, સમરો દિનને રાત,
જીવતા સમરો, મરતા સમરો, સમરો સૌ સંગાત,
સમરો મંત્ર ભલો નવકાર, એ છે-ચૌદ પૂર્વનો સાર.'

## પ્રકરણ ૯

# મંત્રવિદ્યાનો પ્રભાવ

## [અર્વાચીન દૃષ્ટાંતો]

### શ્રી નવકારમંત્રનો અજબ પ્રભાવ

જેને નમસ્કાર–મહામંત્ર મળ્યો છે એના પુણ્યની અવધિ નથી. જગતની સમૃદ્ધિના ઢેર દેવતાઈ શરીર અને દેવાતાઈ વિમાન મળવાનું પુણ્ય ઘણાની પાસે હોય, પરંતુ મહામંત્ર–નવકાર મળવાનું પુણ્ય કેટલાની પાસે? અરે, આજે ગાયત્રી મંત્ર વગેરે ક્રોડોને મળ્યા છે, પરંતુ નવકારમંત્ર કેટલાને મળ્યો છે? સવાલ થાય છે કે 'શું ગાયત્રીમંત્ર કરતાં નવકારમંત્ર ચડિયાતો છે?' ઉત્તર એ છે કે અલબત્, નવકારમંત્ર ચડિયાતો છે. એનું કારણ આ છે કે, 'મંત્ર **જે ઇષ્ટદેવનો હોય એની કક્ષા જેટલી ઊંચી એટલો એનો મંત્ર ઊંચો.'**

નવકારમહામંત્ર વીતરાગ સર્વજ્ઞ અરિહંત પરમાત્મા તથા નિરંજન–નિરાકાર સિદ્ધ પરમાત્મા અને અહિંસક નિષ્પાપ આચાર્ય–ઉપાધ્યાય–સાધુ ભગવંતો, એ પાંચ પરમેષ્ઠિનો મંત્ર છે. એમનાથી ચડિયાતું શું, એમની હરોળમાં આવે એવા કોઈ ઇષ્ટદેવ નથી. પંચપરમેષ્ઠિ સર્વ શ્રેષ્ઠ ઇષ્ટદેવ છે, માટે એમનો મંત્ર નમસ્કાર–મંત્ર એ વિશ્વમાં શ્રેષ્ઠ મહામંત્ર છે.

પ્ર૦–તો પછી ગાયત્રી મંત્ર ફળતો દેખાય છે એવો નવકારમંત્ર કેમ ફળતો દેખાતો નથી.

ઉ૦–આ ભ્રમણા છે. દુનિયામાં ગામેગામ અને ઘરે ઘરે કેટલે જોઈ વળ્યા અને પછી માપ કાઢયું કે નવકારમંત્ર ફળતો નથી? દિલની ધીખતી શ્રદ્ધાથી નવકારમંત્રનું સ્મરણ, જપ કરનાર આજે પણ એવાં અચિંત્ય ફળ પામ્યાના અનેક દૃષ્ટાંતો છે કે જે બીજા મંત્રથી ન પામ્યા હોય.

પાકિસ્તાની સરજાઈ ત્યારે કલકત્તામાં એક માળા પર સેંકડો ગૂંડાની ખંજરો સાથે ઘોંસ છતાં નવકારમંત્રે ગેબી રીતે મિલિટરી બસ લાવીને રક્ષણ આપ્યુ હતું.

આમ મત્રોમાં તો તે જ શક્તિ રહેલી છે. ધર્મનો પ્રભાવ, મંત્રનો પ્રભાવ પૂર્વે હતો તેઓ જ વર્તમાનમાં છે પરંતુ ઘી નથી બદલાયુ ઘડો બદલાયો એટલે ઘડા રૂપી આપણું હૃદય બદલાયું છે. જેમકે બે મનુષ્યો એક જ જગ્યાએથી ઘી લાવ્યા. એક ભાઈની પત્નીએ કાચની બરણીમાં ઘી ભર્યું બીજા ભાઈની સ્રીએ કલાઈ વિનાના પિત્તળના વાસણમાં ઘી ભર્યું જેથી તે બગડી ગયું, ત્યારે તેણે ઘીવાળાનો દોષ કાઢયો. ખરી રીતે દોષ તો પોતાનો હતો કે તેણે જે વાસણમાં ઘી નાંખ્યુ તે બરાબર નહોતું. તેવી જ રીતે આપણા અંતર રૂપી ઘડો તે વિશુદ્ધ નથી તેથી તેમાં શુદ્ધ શ્રદ્ધા પણ હોય નહિ તે સંભવિત છે, અને શુદ્ધ શ્રદ્ધા વિના મંત્ર ફળદાતા બનતો નથી. આમ આપણી હૃદયશુદ્ધિ નથી તે ભૂલ આપણી હોવા

છતાં આપણે કહીએ છીએ કે વર્તમાન કાળે કંઈ સફળ થતું નથી.

જામનગરના શ્રાવક ગુલાબચંદભાઈ કેન્સરની વિકરેલી ગાંઠમાં મરવાની અણી પર હતા ને એમને એમ થયું કે 'આમ મરું એના કરતાં નવકારમંત્રનું સ્મરણ કરતા મરું તો સદ્ગતિ તો થાય,' તેથી પ્રબલ શ્રદ્ધાથી નવકારમંત્રની ધૂનમાં ચડી ગયા, ને એ નવકારમહામંત્રે એમની કેન્સરની ગ્રંથિને નષ્ટ કરી દીધી, અને આજે એ જીવંત છે.

ઈન્કમટેક્ષ કમિશ્નરે અમદાવાદના એક વેપારી પર રૂ. ૩૩,૦૦૦નું ખોટું એસેસમેન્ટ કરેલું. વેપારીએ લાંચ-રુશ્વતમાં જવાને બદલે કોરટનો આશ્રય લીધો. કોરટો આજે મોટા ભાગે આવી બાબતમાં સરકાર પક્ષે જાય છે, પરંતુ આ વેપારી નવકારમંત્રની અપાર શ્રદ્ધાવાળા તે જજમેન્ટ વખતેય નિરાંતે નવકારમંત્ર જપતા હતા અને જજમેન્ટમાં એસેસમેન્ટ રદ થયું.

બિહાર-આસામના એક મિયાભાઈને સંતસંગના પ્રતાપે નવકારમંત્ર પર અજબ શ્રદ્ધા સાથે આખો દિવસ લગનપૂર્વક સ્મરણ, ચિંતન કરે. આથી તેના ધર્મવાળા બીજા મિયા ભાઈઓએ એને કાફર ગણી તેને મારવા માટે એના સુવાના પલંગ નીચે ગુપ્તપણે કરંડિયામાં સર્પ મૂકેલો. આ મિયાભાઈ બહારથી આવી પલંગ પાસે જાય ત્યાં પલંગ પર સર્પ જોયો, તો પણ જરામાત્ર ગભરાયા વિના ત્રણ નવકારમંત્ર ગણ્યા અને તેના પ્રભાવે સર્પ બીજી તરફથી ઉતરીને ચાલ્યો ગયો. પોતે શાંતિથી નવકારનું સ્મરણ કરતાં કરતાં ત્યાં જ સૂતો.

થોડીવાર પછી પેલો મિયો રોતો રોતો આવીને સર્પ મૂકવા બદલ માફી માગી આજીજી કરવા લાગ્યો, 'મારા દીકરાને સર્પ કરડયો છે, તો ભાઈસાબ! તમારા મંત્રથી એને બચાવી લો, નહિતર એ મરી જશે.'

તરત જ તે ક્ષમાશીલ મિયાભાઈએ ત્યાં જઈને ત્રણ વાર નમસ્કારમહામંત્ર યાદ કરી પાણી મંત્રીને છાંટતા ઝેર ઉતરીને છોકરો બેઠો થઈ ગયો. આવા તો આપત્તિ ટળવાના અને સંપત્તિ મળવાના કેટલાય પ્રસંગ આજે પણ બને છે અને પૂર્વકાળે પણ બન્યા છે. પરંતુ આ તો માત્ર ઐહિક લાભની વાત થઈ, પરંતુ પારલૌકિક લાભ જે નવકારમહામંત્ર કરે છે એની તુલનામાં જગતમાં કોઈ મંત્ર એવો લાભ કરી શકતો નથી. યાવત્ મોક્ષ સુધી પહોંચાડવાની તાકાત પરમેષ્ઠિ–નમસ્કારમંત્રમાં છે, કેમ કે મોક્ષ વીતરાગ દશા આવ્યા પછી જ થાય, અને વીતરાગ દશા માટે સામે આદર્શ રૂપે વીતરાગ જોઈએ, વીતરાગને નમસ્કાર, વીતરાગનું ધ્યાન અને વીતરાગતા–સાધકનું આલંબન જોઈએ. એ બધું પરમેષ્ઠિ–નમસ્કારમહામંત્રમાં જ મળે છે. એના પ્રભાવે જ્યાં સમસ્ત અંતરાયાદિ કર્મ તૂટે ત્યાં થોડા અંતરાયાદિ નષ્ટ થઈને જીવનું અનિષ્ટ ટળે અને ઈષ્ટની સિદ્ધિ થાય એમાં શી નવાઈ?

મુખ્ય વાત એ છે કે નવકારમહામંત્રની સાધના અથાગ શ્રદ્ધાબળ સાથે થવી જોઈએ એ શ્રદ્ધાબળ વિના નવકાર ન ફળે એમાં નવાઈ નથી. આ શ્રદ્ધા એટલે 'નવકાર ગણીએ તો પૈસા મળે,' 'નવકાર ગણીએ તો રોગ જાય....' એવી કામ-

ચલાઉ શ્રદ્ધા નહિ, પરંતુ 'નવકાર એ સમસ્ત પાપોનો નાશક અને પ્રથમ કોટિનું મંગળ છે. એની સાધના એ જીવનનો સાર છે. અને જીવનને અપૂર્વ સમાધિદાતા છે....એવી શ્રદ્ધા.'

આવી શ્રદ્ધાને ઉત્પન્ન કરવા માટે જીવનમાં જગતના દુઃખી, આર્ત જીવો પર નીતરતો કરુણારસ ભર્યો હાર્દિક ભાવ જોઇએ અને વિશ્વના જીવો પ્રત્યે મૈત્રીભાવ–સ્નેહભાવ જોઇએ. એક પણ જીવ આપણા સ્નેહભાવમાંથી બાદ નહિ; તેમ જ માથાવાઢ જેવો દુશ્મન પણ દુઃખી હોય તો એ પણ આપણી દયામાંથી બાદ નહિ. પૂર્વોક્ત ગુલાબચંદભાઈએ આ મૈત્રીભાવ સાથે નવકાર સાધના કરેલી, પૂર્વોકિત મિયાભાઈએ પણ શત્રુ પર આ કરુણાભાવ સાથે નવકારની સાધના કરેલ, તેથી અચિંત્ય ફલને પામ્યા. મૈત્રી–કરુણાના ભાવ એવો વિસ્તરવો જોઈએ કે આપણા હાથે કે આપણા નિમિત્તે વિરાધાતા એકેન્દ્રિય પૃથ્વી–પાણી–અગ્નિ–વાયુ–વનસ્પતિના જીવો પ્રત્યે પણ એ સ્નેહ–દયાભાવ જાગતો રહી દિલ એ જીવોને પહોંચાડાતા મરણાન્ત દુઃખ માટે ભારે અફસોસ અનુભવાય. પછી માનવ અને પશુ તથા કીડાદિ માટે સ્નેહભાવ–દયાભાવનું તો પૂછવું જ શું ? આના પ્રભાવે નવકારમંત્ર પ્રત્યે અથાગ શ્રદ્ધા ઉત્પન્ન થાય અને પછી મહામંત્રની સાધના અદ્‌ભુત રીતે ફળે–સિદ્ધિદાતા બને.

પાલનપુરમાં એક મુસલમાન પાસે એક વ્યપારી ૨૦૦ રૂપિયા માંગતો હતો, પણ મુસલમાનની સ્થિતિ એટલી ગરીબ કે પોતાના કુટુંબનું ભરણપોષણ માંડ માંડ કરતો, તેમાં

વ્યપારીના પૈસા કેવી રીતે ચૂકવે ? વાણિયો દરરોજ એને પૈસા આપવા માટે કહે. મુસલમાન ખૂબ મૂંઝાયો. અંતે તે ગામમાં એક જૈન મુનિ બિરાજતા હતા, તેની પાસે ગયો. અને પોતાની પરિસ્થિતિની વાત તેમને કરી. તેણે કહ્યુ–'મારું દુઃખ દૂર થાય તેવો કોઈ મંત્ર આપવા કૃપા કરો'

આ સાંભળી મુનિએ કહ્યું, "તને એક મંત્ર લખી આપું છું, તેનું શ્રદ્ધાપૂર્વક આરાધન કરજે તો તારું દુઃખ આપો-આપ નાશ પામશે." તેમ કહી એક કાગળમાં નવકારમંત્ર લખી આપ્યો. નવકારમંત્ર તે મહામંત્ર છે, અજબ પ્રભાવશાળી છે. નવકારમંત્રમાં અપૂર્વ ભાવરૂપ રસાયણ ભરેલાં છે. તેનાથી બધા જ ઝેર ઉતરી જાય. મુશ્કેલીમાંથી માર્ગ મળે. તેનું સ્મરણ કરવાથી ભવની ભેખડ ઉડી જાય. મુનિરાજે પેલા મુસલમાન-ભાઈને કહ્યુ કે,–'આ મંત્ર તારે કોઇને કહેવાનો નહીં, શ્રદ્ધા રાખીશ તો તારું ધાર્યું કામ થશે.' આ ભાઈ, મંત્રનો પ્રેમ અને શ્રદ્ધાપૂર્વક સ્વીકાર કરે છે, પછી મક્કા–મદીનામાં યાત્રા કરવા જાય છે. રસ્તામાં જંગલ આવે છે, તરસ ખૂબ લાગી છે, ગ્રીષ્મઋતુનો પ્રચંડ તાપ પડે છે. ત્યાં પચાસ હાથ ઊંડું પાણી એક કૂવામાં છે. પાણી કાઢવા સાધન પાસે છે નહિ. ત્યાં એક કૂતરી પાણી વિના તરફડે છે ? બે–ત્રણ છોકરાં નીકળ્યાં, તે પણ પાણી પાણી કરે છે. પેલા ભાઇ વિચારે છે, મારી પાસે મંત્ર છે, તેનાથી પાણી અવશ્ય મળશે. આમ વિચારી નવકારમંત્ર ગણ્યા અને ચમત્કાર સર્જાણો, પાણી કાંઠા પર આવી ગયુ. વીરડામાંથી લે તેમ

લેવા માંડ્યું, અને બધાની તૃષા છિપાવી. ત્યાર પછી તો તે મુસલમાનભાઈ નવકારમંત્ર દ્વારા કોઇને વીંછી કરડ્યો હોય તેના, સર્પ કરડ્યા હોય તેના ઝેર ઉતારવા લાગ્યો. કોઈ પણ મંત્ર કે સ્તોત્ર પાછળ શ્રદ્ધાનું બળ જોઈએ. શ્રદ્ધા વિનાના મંત્રો દારુ વિનાના ભડાકા જેવાં છે. નવકારમંત્ર શ્રદ્ધાપૂર્વક જપવામાં આવે તો ઇન્દ્રના ઇન્દ્રાસન ડોલાવી નાંખે. સૂતા પહેલાં નવકારમંત્ર શ્રદ્ધાપૂર્વક ગણવો જોઇએ, જાગૃત થાય ત્યારે પણ નવકારમંત્ર જપવો અને ત્યાર પછી જ નેત્ર ખોલવા. અને હર ક્રિયા કરતાં પહેલાં નવકારમંત્ર જપવો જોઈએ. પેલો મુસલમાન મક્કા હજ કરીને આવ્યો. ગામમાં તેની પ્રશંસા થવા લાગી. મંત્ર વડે ઘણાંના ઝેર ઉતાર્યા. પેલા વેપારીએ બસો રૂપિયોની માગણી કરી. મુસલમાને કહ્યું: 'મારી પાસે રૂપિયા છે જ નહિ તો હું કેવી રીતે આપુ?'

ત્યારે વ્યપારીએ કહ્યું, "એક કામ કર તો હુ તારા રૂપિયા આવી ગયા માની લઉં, જે મંત્ર વડે તું પૂજાય રહ્યો છે તે મને આપ, લખીતવાર કરી આપું કે રૂપિયા આવી ગયા છે."

"આ સાંભળી તે બોલ્યો મારા ગુરુએ કોઈને પણ કહેવાની ના પાડી છે."

અરે ભાઈ! દરેક મંત્રો બીજાને શીખવવામાં આવે છે અને તેથી જ તેનો પ્રચાર થાય છે, અને મંત્રની પરંપરા ટકી રહે છે.

મુસલમાને વિચાર કર્યો, "મારી પાસે રૂપિયા તો નથી; આને મંત્ર શીખવી દઉં, એટલે ચિંતા મટી જાય." તેણે એક

કાગળ પર નવકાર મંત્ર લખી શેઠને આપ્યો, વેપારીએ તે હાથમાં લીધો અને મંત્ર જોઈ પોતાના ચાર વર્ષના બાળક રમેશને બોલાવી કહ્યું, 'બેટા નવકાર બોલ,' રમેશ સત્વર બોલી ગયો. આ નવકાર તો અમને બધાને આવડે છે. આમાં શું? તું ખોટુ બોલે છે. તારે સાચો મંત્ર આપવો નથી એટલે આ મંત્ર આપી દીધો. આ સાંભળી મુસલમાનભાઈની શ્રદ્ધા પણ વિચલિત થઈ ગઈ.

નવકારમંત્રના મહાપ્રભાવને નહીં સમજનારા જૈનો, આમાં શું? એમ બોલે છે. પણ આ શબ્દ શ્રદ્ધાની ખામી સૂચક છે. શ્રદ્ધા હોય તો સર્પની ફૂલમાળા થઈ જાય છે. અગ્નિ પાણી થઈ જાય છે, ઝેર અમૃત રૂપ બની જાય છે. શૂળીનું સિંહાસન બની જાય છે. જોઈએ શ્રદ્ધા. એક વખત દિલ્હીના બાદશાહના પુત્રને સર્પે દશ દીધો. મંત્રાદિ ઘણા ઉપાયો કર્યા છતાં ઝેર ન જ ઉતર્યું. ત્રણ દિવસ સુધી સતત પ્રયત્ન કરવા છતાં બધાં પ્રયત્નો નિષ્ફળ નીવડયા અંતે દુઃખતા દિલે રાજકુમાર મરી ગયા છે, એમ માની જનાજો કાઢયો. તે વખતે બે ભાવસાર ત્યાંથી પસાર થઈ રહ્યા હતા, તેમણે પૂછ્યું, "કોનું મૃત્યુ થયુ છે?" બાતમી મળી, રાજકુમારને ઝેર ચડયું અને મરણ શરણ થયા છે. તેઓ બને આગળ આવ્યા, અને રાજકુમારના મૃત દેહને તેઓ બંનેની આગળ બહાર કાઢવા કહ્યું, પછી તેમના હૃદય, નાડી પર હાથ લગાવ્યો. તાળવે હાથ ફેરવતાં જણાયું કે ઊંડે ઊંડે જીવ છે. ત્યાં જ બધા બેસી ગયા, અને ભક્તામર સ્તોત્ર બોલવાનું શરૂ કર્યું. જ્યારે નીચે લખેલ શ્લોક બોલવામાં આવ્યો ત્યારે ચમત્કાર સર્જાયો—

'રક્તેક્ષણં સમદકોકિલ-કંઠનીલં,
ક્રોધોદ્ધતં ફણિન મુત્ફણુ માપતન્તમ્
આક્રામતિ ક્રમયુગેન નિરસ્તશંક
સ્ત્વન્નાગદમની હૃદિ યસ્ય પુંસ':
ભ. શ્લો. ૪૧

અર્થ—લાલ નેત્રવાળો—જીભના લબકારા દેતો, ક્રોધથી ઉદ્ધત બનેલો, કોયલના કંઠ જેવો કાળો—ફેણ પછાડતો, આવો સર્પ દોડતો દોડતો આવે પણ જે પુરુષના હૃદયમાં પ્રભુના નામરૂપી નાગ-દમની હોય તેના પગ વચ્ચેથી ચાલ્યો જાય પણ દંશ ન દઈ શકે.

આ શ્લોક પૂરો થયો ત્યાં તો રાજકુમાર બેઠો થઈ ગયો. મુસલમાનનો રાજા વગેરે દરેક જણ હર્ષિત થયા, અને બંને ભાવસારને ધન્યવાદ આપ્યો. બાદશાહે પાસે જઈને કહ્યું, "માગ, માગ—જે માગે તે આપવા તૈયાર છું"

ભાવસારે કહ્યુ, 'અમે તો અમારા ધર્મના મંત્રો બોલ્યા છીએ. અમારે કાંઈ જોઈતું નથી, પણ અમારા ધર્મનો ફેલાવો કરવાની છૂટ અમને મળવી જોઇએ.' બાદશાહે તે વાત કબૂલ કરી, અને બંને જણાએ જૈન ધર્મનો ખૂબ પ્રચાર કર્યો.

કોઈ પણ સ્તોત્ર કે મંત્રની પાછળ શ્રદ્ધા જ કામ કરે છે. માટે જપ જપનારમાં શ્રદ્ધા—અતૂટ શ્રદ્ધા, અચલ શ્રદ્ધા હોવી જોઇએ, તે પરમાવશ્યક છે.

## સોઽહમ્‌ની સાધના કરનાર મહાત્મા

પંજાબમાં 'સ્યાલકોટ' જિલ્લામાં, ડસકા તાલુકામાં મુડેકી ગામમાં 'સિદ્ધ યોગી શ્રી બાબા કુલસિંહ' રહેતા હતા, એ

પોતાના અભ્યાસને લેખા કહેતા હતા. લેખા શબ્દનો અર્થ હિસાબ કરવો થાય છે. એનો જપ એ જ એના લેખા (હિસાબ) હતા. જ્યારે કોઈ પૂછે કે, બાબાજી શુ કરી રહ્યા છો ? તો કહેતા કે 'લેખા કરું છું.' એની પાસે દિવસભર વાતો કરો, પણ એને કંઈ જ ખબર પડે નહિ કે, શું થઈ રહ્યું છે. કોઈ વ્યક્તિ એને કંઈ કહે તો બીજીવાર ત્રીજીવાર કહેવા પર 'હા' કહી દેતા, અને વાત ત્યાં જ સમાપ્ત થાય અને પાછા જપમાં મગ્ન થઈ જતા. જ્યારે તેમની ઉંમર લગભગ ચાલીસ વર્ષની થઈ ત્યારે તેના કુટુંબીજનોએ બેકારીથી તંગ થઇ સલાહ કરી કે, આ કાંઈ કરતો નથી ને મજામાં ખાય છે, ને ગૂમસૂમ બેઠો રહે છે, એને કાંઇક કામ સોંપવું જોઇએ. એવો વિચાર કરીને બાબાજીને કહેવા લાગ્યા કે તમે આખો દિવસ નકામાં બેઠા રહો છો, તો બીજું કાંઈ નહિ તોપણ ઘરની ગાયો, ભેંસોને ચરાવવા લઈ જાઓ. બાબા કુલસિંહનો એ નિયમ હતો કે જે કોઇ એને કામ કરવાનું કહે તો બે વાર નિષેધ કરી દેતા અને ત્રીજીવાર કહેવાથી હા પાડતા નિયમાનુસાર ત્રીજીવાર કહેવાથી એમણે હા પાડી. અને ત્યારથી ગાયો, ભેંસો વગેરેને ચરાવવા જંગલમાં લઈ જતાં અને જ્યાં મેદાન હોય ત્યાં બેસતા. ત્યાં ચારે બાજુ લોકોના લીલાછમ ખેતરો હતા. એક ગાયને પુચકારીને તેની પીઠપર હાથ ફેરવતા ફેરવતા કહેતા કે, "બેટા ! જો કોઈના ખેતરમાં ચરવા જઈશ નહિ, કેમ કે મનુષ્યોનો ભાગ છે. જ્યારે એ પોતાનો ભાગ (અનાજ) તેમાંથી લઈ લેશે, ત્યારપછી એ ચારો તમને જ મળવાનો છે." જ્યારે તેઓ આ પ્રમાણે કહેતા ત્યારે બધા જાનવરો ચૂપચાપ

શાંતિથી ઊભા રહેતા અને બાબાજીની વાતને સાંભળતા અને સમજી લેતા. એટલું કહીને બાબાજી તો કોઈ એકાંત જગ્યામા બેસીને જપમાં લીન બની જતાં. પરંતુ શું તાકાત છે કે. કોઈ પશુ કોઈના ખેતરમાં જાય. દિવસના એને ચરાવતા અને સાંજે ઘેર પાછા લાવતા. નાના ગામડાઓમાં એવો રીવાજ છે કે, ખેડુતો પોતાના છોકરાઓને પશુઓને ચરાવવા માટે મોકલે છે. અને છોકરાઓ બધા એક જ મેદાનમાં એને લઈ જાય છે. ગાયો વગેરે ચરતા રહે, અને છોકરાઓ બધા રમતા રહે છે. જ્યારે બપોર થાય ત્યારે એક છોકરો ગામમાં જઈને જમી આવે અને બીજાઓ માટે ભોજન લેતો આવે. જ્યારથી બાબાજી જાનવરોને ચરાવવા આવવા લાગ્યા ત્યારથી છોકરાઓને તો મજા થઈ ગઈ. બધા છોકરાઓ બાબાજીને કહેતા કે, "બાબા! તમે અમારા ઢોરને સંભાળજો, અમે ઘેર જઈએ છીએ. તમારે માટે ખાવાનું લેતા આવશું." બાબાજી કહેતા, "હા બેટા જાઓ, હું અહીંયા જ છું" અને છોકરાઓ ચાલ્યા જતા. એક છોકરાની સાથે બાબાજી માટે ખાવાનું મોકલી આપતા. અને બધા છોકરાઓ આખો દિવસ રમત રમતા દિવસ અસ્ત થતા પોતપોતાના ઢોરોને લઈ જતા, છોકરાઓએ જાણી લીધું હતું કે પશુઓને બાબાના ચાર્જમાં સોંપ્યા એટલે આપણે બેફિકર થયા. પરંતુ વાત એમ હતી કે બાબાજી તો દિવસભર પોતાના અભ્યાસમા જ લીન રહેતા અને તેને સ્વાધીન પશુઓ ચૂપચાપ ચરતા રહેતા હતા. પણ કોઈના ખેતરમાં જતા નહિ, પરસ્પર લડતા નહિ, જે જાનવર તોફાની અને મસ્તીખોર હોય તે પણ બાબાજીને સ્વાધીન થવાથી તોફાન કરવાનું ભૂલીને શાંત

બની જતું. જ્યારે આ વાતની લોકોને ખબર પડી ત્યારે એક જણો કહે, બાબા! એક ભેંસ મારી પણ, બીજો, આ એક ગાય મારી પણ, ત્રીજો, આ એક વાછરડું મારું પણ—એમ જાનવરોનો વધારો થવા લાગ્યો. પણ બાબાજી તો કોઇને ના પાડે જ નહિ. ભલે બેટા! તમે પણ મૂકી જાઓ. પણ પાછળથી લોકોને ભય લાગવા માંડયો કે, બાબા સિદ્ધ યોગી છે, કદાચ રોષ કરશે તો ન માલૂમ શું કરે? માટે એને કંઇ જ ન કહેવું. ઘરવાળાઓએ પણ એને કોઇ કામ સોંપવાનું છોડી દીધું અને બાબાજીને છૂટી મળી ગઈ. બાબાજીનો સ્વભાવ એવો હતો કે, દરેક પ્રકારના અનિષ્ટ પ્રસગને પણ ઇષ્ટ માનીને સંતુષ્ટ રહેતા હતા. ગુજરાનવાલા ગામથી બાબાજીનું ગામ દશ કે બાર ગાઉ હતું. ત્યાના રાયસાહેબે પોતાને ત્યાં તેમને બોલાવ્યા તેથી બાબાજી ત્યાં ગયા અને પંદર દિવસ ત્યાં રહ્યા. એ સમયે હોશિયાપુરનો એક વૈદ્ય રાયસાહેબના ઘેર આવ્યો, તે નેત્રોની ચિકિત્સા કરતો હતો. તેણે બાબાજીને વારંવાર કહ્યુ કે તમારા નેત્રોની ચિકિત્સા કરાવી લો બાબાજી, બોલ્યા ભાઈ! મારી આંખો તો સારી છે, મારે કોઈ ચિકિત્સા કરાવવી નથી ત્યારે તે વૈદ્યે કહ્યુઃ વધારે સારી કરી આપીશ, અંતે તેણે નસ્તર કર્યું, અને આંખોને સુધારવાને બદલે બગાડી નાંખી. જ્યારે રાયસાહેબને એ વાતની ખબર પડી તો વૈદ્યને પકડી મંગાવ્યો, અને કહેવા લાગ્યા કે, એને કેદ કરશું એણે તમારી-આંખને ખરાબ કરી છે, એથી અમો એને સજા-કરશુ. બાબાજી બોલ્યા, 'નહિ નહિ' રાયસાહેબ એમ ન કરો. એને તો મારું ભલું કરવાનો જ વિચાર હતો, પણ મારું દુર્ભાગ્ય કે, અશુભ થયુ.

રાયસાહેબે કહ્યું કે–" નહિં બાબાજી " એ જાલિમ છે તેને સજા થવી જ જોઈએ, જેથી તે ભવિષ્યમાં આવા કાર્યો ન કરે. બાબાજી કહે એને છોડી મૂકો, અને તેને છોડી દીધો, તે પોતાના પ્રાણ બચાવવા રફુચક્કર થઈ ગયો. ત્યાંથી બાબાજી જ્યારે ઘેર આવવા નીકળ્યા ત્યારે રાયસાહેબે એક એક્કામાં તેમને બેસાડયા, અને એક્કાવાળાને કહ્યું કે, બાબાજીને કુશળતાપૂર્વક પહોંચાડી આવો. કોઈ બીજાને એક્કામાં ન બેસાડજો. પરંતુ તે લાલચુએ આગળ જઈને બીજા માણસોને બેસાડયા, બાબાજી સંકોચાઈને બેસતા ગયા. એક્કાવાળો પૂછતો, બાબાજી બેસાડું ? બાબાજી કહેતા બેસાડો. મુડેકી ગામનો તલાટી આર્યસમાજી હતો, છતાં બાબાજીનો પરમ ભક્ત હતો. એકવાર લાહોરમાં આર્યસમાજના વાર્ષિકોત્સવ ઉપર તલાટી બાબાજીને પણ સાથે લઈ ગયો, ત્યાં જાન વગેરે ઉતરવાની જગ્યા હતી ત્યાં જઈને રહ્યા. બાબાજી કોલાહલથી બચવા માટે એક દાદરા નીચે અંધારી કોટડીમાં એક ખુણામાં જઇને બેસી ગયા, અને ત્રણ દિવસ સુધી ત્યાં જ બેસી રહ્યા. શોધખોળને અંતે તેમનો ત્યાંથી પતો લાગ્યો. ન ખાવાનું ભાન, ન પીવાનું ભાન- બસ જપની મસ્તીમાં લીન, ત્યાં ભૂખ તરસ કેવી? એકવાર તલાટી બાબાજીને ગુરુકુલમાં ઉત્સવ ઉપર લઈ ગયા. ત્યાં પહોંચીને જ્યાં બેસાડયા ત્યાં જ બેસી રહ્યા. જેમ આવ્યા હતા તેમ જ ચાલ્યા ગયા. એના યોગાનંદ પાસે ઉત્સવ શું વિસાતમાં? પરંતુ તલાટી તો ઉત્સવમાં એટલા નિમગ્ન થઈ ગયા કે, બાબાજીના ખાવાપીવાની પણ સંભાળ રાખી શકયા નહિ. જ્યારે યાદ આવ્યુ ત્યારે ક્ષમા

યાચવા લાગ્યા કે મારી ભૂલ થઈ ગઈ. તોપણ બાબાજી કહે કે, બેટા! અમે તો આનંદમાં છીએ, મને ભૂખ લાગી જ નથી, તમે તમારે ઉત્સવ જુઓ? ભૂખના આવા હાલ હતા. કોઈ ખાવાનું લાવીને રાખી દે અને બાબાજીને કહે કે, ખાઓ, ત્યારે કહે કે, ખાઉં છું, ભોજન કર્યા પહેલા જરા ઈશ્વર-ચિંતન કરી લઉં અને ચિંતન કરતા કરતા સમાધિમાં લીન થઈ જતા, અને ખાવાનું પડ્યુ રહેતું સવારથી સાંજ અને સાંજથી સવાર સુધી, જ્યારે કોઈ ભોજનને એમ જ પડેલું જોતું ત્યારે કહેતું બાબાજી! ભોજન કર્યું નથી, તો કહેતા કરું છું. મિત્રો આજે એકાદ કલાક વિલંબથી ભોજન મળે તો કેવી દશા થાય છે. કહે કે :—

"ભુખે ભજન ન હોય ગોપાલા,
યહ લો અપની કંઠી માલા."

હવે તૃષા પર કેવો કાબૂ હતો તે સાંભળો. એકવાર બાબાજી ગામ ગયા હતા. એ ગામ બાબાજીના ગામથી ૧૨૫ માઈલ દૂર હતું, જ્યારે ત્યાંથી પાછા આવતા હતા ત્યારે તૃષા લાગી. સડક ઉપર જ્યારે તરસનો ખ્યાલ આવતો ત્યારે વિચારતા કે આગળના ગામમાં પાણી પીશું અને આગળ ચાલતાં રહેતા. પરંતુ જપની ધૂનમાં લીન રહેવાને કારણે ગામ ચાલ્યું જતું તો વળી વિચારતા હવે આગળ ગામ આવશે ત્યારે જોશું. એમ કરતાં ત્રીજે દિવસે પોતાને ઘેર પહોંચતા. જે મહાન પુરુષ ગરમીની ઋતુમાં એકસો પચ્ચીસ માઈલની પગની યાત્રામાં તૃષા ઉપર આટલો કાબૂ

રાખી શકે એની પાસે ભૂખ બિચારીની શી દશા? બાબાજીની પાસે એક કૂતરો બેસી રહેતો હતો, બાબાજીએ એનું નામ 'સંતોષી' રાખ્યુ હતું. જ્યારે સવારે, સાંજે આવશ્યક ક્રિયાઓ માટે ઊઠતા ત્યારે તેની સાથે વાતચીત કરતા. તે દુમ (પૂંછડી) હલાવતો, હાથ-પગને ચાટતો, તે આગળ જતા તો આગળ દોડતો, જ્યારે કોઈ વાર એવુ બનતું કે, પોતે ભોજન ન ખાઈ શકતા અને પડયું રહેતું, તો સમાધિમાંથી ઊઠીને કહેતા, સંતોષી! તું કેમ ભૂખ્યો રહ્યો, ખાવાનું તો પડયુ હતું, તારે--ખાય લેવું હતું. અમે તો જપમાં લીન હતા. પાછા પોતે જ એના તરફથી બોલતા, સંતોષીએ વિચાર્યું હશે કે, બાબાજી મારશે, જો ખાઈશ તો, વગેરે, વગેરે. ઘણીવાર એવું થતું કે સાંજના પોતાની બેઠકમાં બેઠા હોય, ત્યારે ત્યાં છોકરો આવે અને દીવો કરીને ચાલ્યો જાય અને બાબાજીને કહે, બાબાજી ધ્યાન રાખજો, હુ ભોજન કરવા ઘેર જાઉં છું. બાબાજી કહેતા, બેટા! જાઓ, હું બેઠો છું. એ વાતને પછી રાત વીતી જતી, બીજો દિવસ વ્યતીત થઈ જતો, અને પાછો તે જ સમય આવતો તો પોતાની જાતે જ બોલતા કે, બેટા, જાઓ, જાઓ, ભોજન કરી આવો. તું કહેતો હતો કે હું જાઉં છું અને ગયો નહિ. ધ્યાનમાં આઠ પહોર વીતી ગયા છતાં, એમને તો ક્ષણભર સમાન લાગતું. સીધા--સાદા, સરલ, નિર્દોષ બાલક જેવા હતા, તે એટલે સુધી કે, એકવાર બેત્રણ ગાઉ ઉપરના એક ગામમાં વિવાહમાં ગયા, જ્યારે વિવાહ થઈ ગયો ત્યારે ઘેર આવવા લાગ્યા, ત્યારે કોઇએ કહ્યુ--'બાબાજી, ઘોડી લઈ જાઓ,' તે

બોલ્યા, 'પાછી ઘોડીને મૂકવા કોણ આવશે,' એને છોડી મૂકશો તો તે પોતાની મેળે પાછી આવી જશે. બાબાજી ઘોડી ઉપર બેસીને પોતાને ઘેર આવ્યા, અને પાછા ઘોડીને મૂકવા એને ગામ ગયા અને પોતે પગે ચાલીને પાછા આવ્યા.

શ્રી પં. દૌલતરામજી કહેતા હતા કે, એકસોવીસ વરસની ઉંમરે માથાના, દાઢીના અને મૂછોના વાળ જે સફેદ હતા તે કાળા થઈ ગયા. વૃદ્ધાવસ્થાના દાંત પડી ગયા અને બીજા નવા દાંત આવ્યા હતા, અને નવયુવાન જેવા બની ગયા હતા. એટલી ઉંમરે પણ ચાલવાની ગતિ તેજ હતી, સામાન્ય માનવી તેમની સાથે ચાલી શકે નહિ

પં. ગણપતિ શર્મા કહેતા હતા કે–શાસ્ત્રોનુ જે રહસ્ય અને મર્મ મારા સમજવામાં આવતું નહોતું, તો તેમની પાસે જઈને સંશયોનું નિરાકરણ કરતો હતો. બાબાજી નૈષ્ઠિક બ્રહ્મચારી હતા તેઓ પોતાના જપ–ધ્યાનના અભ્યાસમાં એટલા લીન રહેતા હતા કે, સોળ વરસની ઉંમરથી એકસોઅઠાવીસ વરસની આયુ સુધી કોઈવાર નિંદ્રા લીધી નહિ. (ડોકટરો ધ્યાન આપે) જીવનમાં કોઈ રોગ થયો નહિ. મૃત્યુ પહેલા એક દિવસ અગાઉ તાવ આવ્યો અને તે જ દિવસે ઉતરી ગયો, ત્યારે બોલ્યા કે, 'અકાલ પુરુષ.'નો હુકમ આવ્યો છે, હવે ચાલશું (જઈશું)

બાબાજી થોડા દિવસ વધારે રહો, તો કહે, ઘણા દિવસ રહ્યા. (સૂર્ય તરફ આંગળી કરીને) કહે કે એનું કામ પ્રતિદિન

ઉદય અને અસ્ત થવાનું જ છે, થોડા દિવસ વધારે રહ્યા તો પણ જવાનું નિશ્ચિંત જ છે.

બાબાજી કયાં જશો ? કહેતા 'અકાલ પુરુષની પાસે.' ગામના તલાટીને (જે તેમનો ભક્ત હતો) કહે કે, "કાલે પ્રાતઃકાલે પુરુષનો હુકમ છે-તમે જલદી આવજો."

તલાટીએ જાણ્યું કે, અમસ્થા બોલતા હશે, અને સાચું માન્યુ નહિ, અને સવારે ગયા પણ નહિ,-પરંતુ બાબાજી તો પરલોક ચાલ્યા ગયા. **તલાટીને** શું ખબર કે, યોગીઓના મરણ કેટલી સરળતાથી થાય છે. પાછળથી તેને ઘણો પશ્ચાતાપ થયો, પણ તે શા કામનો ?

અંતમાં, મહાત્માજીનો જીવનને સફલ બનાવનાર અમૂલ્ય ઉપદેશ વાચકોની સેવામાં સમર્પણ કરીને આ નિબંધને સમાપ્ત કરશું.

જ્યારે કોઈ પૂછતું કે, બાબાજી, આ યોગ તમને કોણે શીખડાવ્યો ? તો કહેતા કે, બેટા ! કોઈ મહાત્માએ શીખડાવ્યો.

બાબાજી 'પહેલા પહેલા શું બતાવ્યું હતું ?' કહેતા કે બેટા ! સાધુએ કહ્યુ હતું કે, "સોડહમ્ સોડહમ્"નો જપ કરતા રહો, અને અમે એ પ્રમાણે કર્યું.

બાબાજી, પછી આગળ શું થયું ? તો કહેતા કે શરૂ કરી દીઓ, સોડહમનો જપ કરવા મંડી જાઓ-એ માર્ગમાં ચાલવા લાગો, તો આગળ રસ્તો પોતાની મેળે મળી જશે, જાણવામાં

આવશે. તમારા હૃદયમાં બિરાજમાન પરમાત્મા સ્વયં તમારો માર્ગદર્શક બની માર્ગ બતાવશે.

ૐ શાંતિ શાંતિ શાંતિ.

## સોડહમ્ ચમત્કાર

એક જૈન સાધ્વીજી જેમનું નામ સ્વયંપ્રભાશ્રી હતું. તેઓએ યોગાભ્યાસની શરૂઆત કરી ત્યારે ધ્યાનસહ અઢીસો સોડહમ્ મંત્રની માળાનો પણ જપ ચાલુ કરેલો. આ અભ્યાસ કરતાં કરતાં લગભગ નવ વર્ષ ઉપરાંતનો સમય વ્યતીત થઈ ગયો હશે. તે સમયે તેઓએ પોતાના શરીર માટે પ્રાકૃતિક ચિકિત્સા પ્રારંભ કરી. તેમાં પ્રથમ દિવસ કેવલ ગરમ પાણી પીને ઉપવાસ કરેલ. પાણી ગરમ અમુક માત્રામાં પીવાથી તેમને લગભગ બારથી એકના સુમારે દિવસના ઊલટીઓ વગેરે થવા લાગી અને સાંજ પડતા પડતા તો તબિયત બહુ જ ખરાબ થઈ ગઈ. હાથ-પગની નાડીઓ તૂટતી હોય એવો અનુભવ થવા લાગ્યો અને છાતીમાં અસહ્ય વેદના થવા સાથે પ્રાણાંત કષ્ટ થવા લાગ્યુ. હાથ-પગની નાડીઓને માલિશ કરે તો જ જરા સારું લાગે નહિતર વેદના સહન થાય નહિ. જેમ જેમ રાત વધતી ગઈ તેમ તેમ પરિસ્થિતિ વધારે બગડતી ગઈ. જનતા બધી એકત્ર થઈ ગઈ. બધાએ ધારી લીધું કે મૃત્યુ ક્ષણે ક્ષણે નીકટ આવી રહ્યુ છે અને કઈ ક્ષણે પ્રાણને લઈને ચાલ્યુ જશે તે કહી શકાય નહિ. ભાન પણ જેવું જોઈએ તેવું નહોતું. જૈન સાધુ-સાધ્વી રાત્રીના સમયે અન્ન પાણી કે બીજી કોઈ વસ્તુ ખાઈ કે પી શકે નહિ તેનો તેમણે

ત્યાગ કરેલો હોય છે, તેથી બીજો કોઈ ઉપાય ભક્તજનો કરી શકે તેમ હતું નહિ. આવી અસહ્ય પીડાના સમયે સાધ્વીજીએ એકાએક જોરજોરથી 'સોડહમ્......સોડહમ્'નું ઉચ્ચારણ કરવા માંડ્યું ત્યાં રહેલ વૈદ્ય વગેરેએ કહ્યું, તેમને બોલતા રોકો. પણ દર્દીનુ તો પોતાની અર્ધ જાગ્રત ચેતનામાં 'સોડહમ્ સોડહમ્'નું રટણ ચાલુ જ હતું. તે પણ ધીમે ધીમે નહિ. જોર-જોરથી. ન માલૂમ આવું રટણ કેટલીવાર ચાલ્યુ હશે અને તે જ રટણ કરતાં કરતાં એક અદ્ભુત ચમત્કાર સર્જાયો. એવી અસહ્ય વેદનાની પીડામાં તરફડતા સાધ્વીજી જપમાં એવાં લીન બની ગયા કે થોડીવારમાં જ તેમને સુખરૂપ નિદ્રા આવી ગઈ અને બધા ભક્તજનોને પણ શાંતિ થઈ

એ નિદ્રામાં અમુક સમય પસાર થતા, અને જાગ્રત થતા દર્દીનુ બધું દર્દ અલોપ થઈ ગયુ જાણે દર્દ, વેદના હતી જ નહિ. આ છે મંત્રનો ચમત્કાર. દવા જે ન કરી શકે તે કામ આ મંત્રશક્તિએ કર્યું. આને જડીબુટી કહો અગર જે કહો તે આ મંત્રશક્તિનો પ્રભાવ છે. આપણા બધા જ દુઃખો, દર્દો, સંકટો, વિપત્તિઓ વગેરેને દૂર કરવાનું સામર્થ્ય આ મંત્રશક્તિમાં છે. જરૂરત છે માત્ર વિશ્વાસપૂર્વક અનુષ્ઠાન કરવાની. ઘણા મનુષ્યો દર્દ માટે, દુઃખો માટે, રાત દિવસ હાય હાય કરે છે અને ચિંતાતુર રહે છે અને તેઓના જીવનમાં રસ રહેતો નથી, રસહીન જીવન, પામર જીવન, મરવાને વાંકે જીવતા ઘણા મનુષ્યો હોય છે. તેઓએ આ અમૃત સંજીવની મંત્રરૂપ ઔષધીનું પાન કરી અમર આનંદમય જીવન જીવવા માટે ખાસ ભલામણ કરવામાં આવે છે, કે એક-

વાર આ મંત્રરૂપ ચિંતામણિનો જીવનમાં પ્રયોગ કરી તમારાં સર્વ સંકટોથી મુક્ત થઈને આનંદમય જીવન જીવો. એકવાર મંત્ર પર વિશ્વાસ રાખીને મંત્રનું અનુષ્ઠાન કરીને તો જુઓ ? હાથકંકણુ આરસીની શું જરૂરત ?

વિશેષ શું લખવું. આ તો અનુભવનો વિષય છે, અનુભવ કરો અને અમૃતના પાન કરો.

ભવ્યો ! જાગ્રત થાઓ અને તમારી આત્મશક્તિમાં વિશ્વાસ કરો. બસ, એ જ શુભ કામના સહ વિરમું છું.

## એક જૈન મહિલાનો અનુભવ

એક મુંબઈનિવાસી જૈન યુવતી જેનું નામ અમરકુમારી હતું તે પોતાના ઉચ્ચ આદર્શને લક્ષમાં રાખી સાધુ–સાધ્વીઓના દર્શન કરવા અર્થે રાજસ્થાન, પંજાબ વગેરે સ્થળે ગયેલ. એમ અનેક સ્થળે દર્શન, સત્સંગનો લાભ લેતા લેતા અને ફરતા ફરતા દિલ્હી શહેરમાં દર્શન કરવા માટે ગઈ. પંજાબમાંથી મુનિઓના રહેઠાણ વગેરે જાણી લીધું હતું. દિલ્હીમાં તે જ્યારે સ્ટેશન પર ઉતરી ત્યારે લગભગ રાત્રીના નવનો સુમાર હતો. તે યુવતી સ્ટેશનથી બહાર નીકળીને એક ઘોડાગાડી ભાડે કરી અને ગાડીવાળાને કહ્યું કે બારાદરીમાં લઈ જા. દિલ્હીની અંદર બારાદરી નામનો એક રસ્તો હતો. અને મુનિઓ જે સ્થળે નિવાસ કરતા હતા તે મકાનનું નામ પણ બારાદરી હતું બારાદરી નામનો રસ્તો છે એ વાતથી યુવતી અજાણ હતી ઘોડાગાડીવાળાએ જ્યાં બારાદરી નામનો રસ્તો હતો ત્યાં આવીને, તે યુવતીને કહ્યું: આ બારાદરી આવી

ગઈ અહીંઆ ઉતરી જાઓ. તમે જે સ્થળે લાવવાનું કહેલ ત્યાં લાવ્યો છું. મારું ભાડું આપી દો. યુવતી ગાડીમાંથી ઉતરી ગઈ અને ભાડું પણ આપી દીધું. પણ આ અજાણ્યો પ્રદેશ, રાત્રીનો સમય અને ત્યાંની ભાષા શુદ્ધ હિંદી તે પણ યુવતી જાણે નહિ. ત્યાંના લોકોનો વેશ પણ મુસલમાન જેવો અને પોતે એકાકી, સામાન તો વિશેષ હતો નહિ, એક થેલી હતી તે હાથમા લઈને ત્યાં ઘૂમવા માંડયું. અને રસ્તે ચાલતા માણસોને બારાદરી કયાં છે તે પૂછે પણ કોઈ ઉત્તર બરાબર આપે નહિ. અને કંઈ જ પતો લાગે નહિ. યુવતી ગભરાઈ ગઈ. રાત્રીનો સમય અને દિલ્હી જેવું મોટું શહેર શું કરવું ? એવે વખતે તેને પોતાના ઈષ્ટમંત્ર નમસ્કારમંત્રનું મનોમન એકચિત્ત સ્મરણ કરવા માડયુ. હે પ્રભો ! અત્યારે આપનો જ એક આધાર છે. અને મંત્રનો જપ સતત મનમાં ચાલુ રાખ્યો. બધા લોકોને પૂછે પણ યુવતીની ભાષામાં તે લોકો બરાબર સમજે નહિ તેથી તેઓ ઉત્તર પણ બરાબર કયાંથી આપે. પણ યુવતીએ તો શ્રદ્ધાપૂર્વક મંત્રનો જપ કરવો ચાલુ રાખ્યો. હવે યુવતી સતત મંત્રજપ કરતી હતી તેના પ્રભાવે ત્યાં ચમત્કાર થયો. શાસ્ત્રોમાં વર્ણન આવે છે કે સંકટ નિવારણ કરવા દેવો, આવતા તેજ પ્રમાણે એક દેવ કહો કે સજ્જન પુરુષ કહો જે હોય તે ખરું ? તે દૈવીપુરુષે ત્યાં આવીને તે યુવતીના પૂછ્યા સિવાય જ કહેવા લાગ્યોઃ કહો બહેન, શી વાત છે ? યુવતીએ તેને સર્વ હકીકત કહી. તે સજ્જન પુરુષ માનવરૂપે સાચેસાચ દેવ જ હતો, યુવતીના હાથમાંથી થેલી (કોથળી) પોતે લઈ લીધી અને

પોતે આગળ ચાલ્યો અને પાછળ પાછળ તે યુવતી ચાલી. યુવતીનો મંત્રજપ તો હજુ ચાલુ જ હતો, તે દેવીપુરુષ, બજારમાં દુકાનો પર તથા માનવોને બારાદરી ક્યાં છે તે વિશે પૂછે, પણ પત્તો લાગતો નહોતો. લગભગ આવી રીતે ફરતાં ત્રણેક કલાકે મુનિઓનુ રહેઠાણ સાંપડ્યું. પણ બાર વાગતા સુધી કોણ જાગ્રત હોય? ત્યાં જઈને તેમને જાગ્રત કર્યા અને ત્યાંનો સેવક પછી સાધ્વીઓના મુકામે બહેનને લઈ ગયો. તે દેવપુરુષે જાતે બધી વ્યવસ્થા કરી અને પછી અદૃશ્ય થઈ ગયો. કહેવાની મતલબ એ છે કે–ઈષ્ટ મંત્રમાં કેટલી શક્તિ છે, તેનો પ્રત્યક્ષ પરિચય આવા સંકટને સમયે જ થાય છે. આવી નિરાધાર પરિસ્થિતિમા મંત્રપ્રભાવે દેવપુરુષો સહાયક બને છે. તે દેવીપુરુષ કોણ હશે? તે વાચક બંધુ તું સ્વયં વિચારજે. બાકી આ બધો મંત્રનો જ પ્રભાવ હતો. આજકાલ લોકોને જેટલો ડોકટરો ઉપર વિશ્વાસ છે તેટલો જો પ્રભુ ઉપર હોય તો કેટલું સારું? ધર્મ ઉપર, ઈશ્વર ઉપર કે મંત્ર પર જો શ્રદ્ધા હોય તો તે અવશ્ય ફળદાતા થાય છે જ. શાસ્ત્રમાં આ વાત પર ઘણું ઘણુ લખેલ છે, પરંતુ અત્યારનો માનવી ભણતર માત્ર પૈસા પ્રાપ્ત કરવા ખાતર જ ભણે છે. માનવનુ લક્ષ અનિત્ય એવા ધન, વૈભવની વૃદ્ધિ તરફ જ છે પણ જીવન રૂપી ધન જે છે તેનું સંરક્ષણ, વૃદ્ધિ વગેરે તરફ લક્ષ જ નથી, આ કેટલા ખેદનો વિષય છે ભવ્યો! જાગ્રત થાઓ, ઊઠો, તમારી જીવન શક્તિ જાગ્રત કરનાર તમારા આત્મવિશ્વાસને પ્રગટ કરનાર, ફક્ત ઈશ્વરીશ્રદ્ધા, ધર્મશ્રદ્ધા અને મંત્રશક્તિ જ છે. તે ન

ભૂલશો. મંત્રમાં મહાન્ શક્તિ છુપાયેલી છે, પણ તે શક્તિ પોતાના પ્રભાવ ક્યારે બતાવે જ્યારે મંત્ર પર અટલ શ્રદ્ધા હોય ત્યારે જ. મંત્રમાં તો આજ પણ એ જ શક્તિ છે જે પૂર્વે હતી. ફક્ત વર્તમાન કાળે માનવોની તે પ્રત્યે પ્રીતિ, રુચિ અને વિશ્વાસ નથી. માટે શ્રદ્ધાને જાગ્રત કરવાની પરમાવશ્યકતા છે.

## મુનીશ્રી જયપદ્મવિજય મહારાજનો સ્વાનુભવ

### શ્રી નમસ્કાર મહામંત્રના પ્રભાવે ભયંકર ધડાકામાં અજબ બચાવ !

સને ૧૯૪૪ના મુંબઈમાં ગોદીના ભયંકર ધડાકા વખતે હું ગૃહસ્થપણામાં માંડવીમાં એક પેઢીમાં બેઠો હતો ત્યારે, એક વિમાન ગોદી ઉપર જઈને તરત જ પાછું ફર્યું. અને પહેલો ભયંકર ધડાકો થયો, અને મકાન ધ્રૂજી ઊઠ્યુ, બારીના કાચ વગેરેના ભૂક્કા થઈ ગયા.

હું શ્રી નમસ્કાર મહામંત્ર ગણતો હતો, તેથી તર્ક કરીને બધાને સલાહ આપી, મામલો ગંભીર દેખાય છે, માટે જોખમ વગેરે લઈને દુકાન બંધ કરીને, પરામાં ચાલ્યા જવુ. પરંતુ કોઈએ માન્યુ નહિ. તમારે જવું હોય તો જાવ બધાને સંકટમાં મૂકીને એકલા જવાથી કાંઈ થાય તો, શું જવાબ આપવો ?

જે થવાનું હશે તે થશે. નમસ્કારમંત્ર ગણવાનું ચાલુ હતું, એના પ્રભાવે (એટલામાં બીજો ધડાકો થયો, તે વખતે

મોટી તીજોરી પાછળ ઊભો હતો) બાજુમાંથી ભયંકર અગ્નિની જવાળા પસાર થવા છતાં રક્ષા થઈ. ઠેકઠેકાણે આગો લાગી. પછી કડક થઈને બધાંને ફરજીયાત તરત રવાના કર્યા. એ ભયંકર ધડાકામાં હજારો મૃત્યુ પામ્યા. ૮ દિવસ અને રાત્રી સુધી આગ ચાલુ રહી અને કરોડોનું નુકસાન થયુ તે પ્રસિદ્ધ છે. એવી ભયંકર આપત્તિ વખતે મહામંત્ર સિવાય કોણ બચાવે ?

શ્રી અનંતનાથજીનું જૈન દેરાસર સાવ સહિસલામત બચી ગયું અને તેના પ્રભાવે ઘી બજાર વગેરે બચી ગયા. તે ચમત્કાર જોઈને તે વખતના વાયસરોય લોર્ડ વેવેલ સાહેબે દેરાસરમાં આવીને પ્રભુજીની પાસે ટોપી ઉતારીને નમસ્કાર કર્યા. 'તમારા ભગવાન ખરા છે, બંદરમાં ભયંકર નુકસાન થયું; પરંતુ વચમાં દેરાસરજી સેફ છે ?'

## સર્પનું ઝેર ઉતરે છે!

૨૦૦૩ના જેઠ મહિનાના દિવસો છે. સેજકપુરથી ધાંધલપુર તરફ વિહાર કરતાં ભવિતવ્યતાના યોગે, શ્રાવકે ભૂલથી બે રસ્તા ફાટતા હતાં, ત્યાંથી ડાબા હાથને રસ્તે જવા કહ્યું. ત્યાં પહોંચ્યા ત્યારે ડાબા હાથના રસ્તે જવું અવ્યવહારુ લાગ્યું, જેથી સાથેના મુનિરાજને કીધું. તેમણે જેમ શ્રાવકે કીધું તેમ ચાલવા કહ્યુ. તે રસ્તે ૧૫૦–૨૦૦ પગલાં જતાં તે ભાઈને ભૂલ સમજાઈ તરત જ દોડતા બૂમ મારી ડાબે નહિ પણ જમણી બાજુ જવાનું છે એટલે અમે પાછા વળ્યા.

પાછા વળતાં ઝાડીમાંથી એક હાથનો પીળા રંગનો સર્પ (પડકુ) રસ્તા ઉપર આવ્યો. એને ચૂકવવા મેં એના ઉપરથી

ફૂંફાડો માર્યો, પણ પાછળથી દોટ મૂકીને પગના પાછળના ભાગમાં કરડ્યું અને ઊંધું પડ્યું (જેથી ઝેર બરાબર ચડે) પછી એકદમ ભાગ્યું. મેં વિચાર કર્યો કે પૂર્વભવનું કંઈ માંગતો હશે તે લઈ ગયો. ઝેર ચડવા માંડ્યું. પગે કસીને પાટો બાંધી દીધો.

શ્રી નમસ્કાર મહામંત્ર અને ઉવસગ્ગહરં સ્તોત્ર ગણતાં ગણતાં ધીમે ધીમે ધાધલપુર તરફ ચાલવા માંડ્યું, અને મુશ્કેલીથી ત્યાં પહોંચ્યા. ત્યાં બેઠો તે પછી બે દિવસ નો ઊઠી શક્યું નહિ. પગ પર સોજા ચડી ગયા. લોકો જોઈને આશ્ચર્ય પામી કહેવા લાગ્યા કે તમે પાંચ માઈલ કેવી રીતે ચાલી શક્યા? કોઈને કરડે એટલે ગાડામાં નાખીને લઈ જાય અને ઈચ્છિત સ્થળે પહોંચે એટલામાં તો ખલાસ થઈ જાય. અગર કોઈક જ બચે. મેં તો કહ્યું કે, દેવગુરુના પસાયથી અને શ્રી નમસ્કાર મહામંત્રના તથા ઉવસગ્ગહરં સ્તોત્રના પ્રભાવે બચી ગયો છું.

## રેલ્વે પૂલ ઉપર ચમત્કારિક બચાવ!

સં. ૨૦૦૮ના જેઠ મહિનામાં એક નાના સ્ટેશનથી નડિયાદ જતાં મોટો પૂલ છે તેમાં માણસો માટે જુદો રસ્તો હતો. તેથી પૂલ ઓળંગવા માંડયો. એકાદ-બે ફૂટ બાકી ત્યાં પાછળથી ટ્રેન પૂલ ઉપર ચડી જેથી આખો પૂલ ધણધણવા લાગ્યો હું જરા પણ આગળ વધી શકયો નહિ. શ્રી નમસ્કાર મંત્ર અને શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ નમ:નું સ્મરણ કરવા લાગ્યો, અને સામી દિશામાં મોઢું રાખી ઊભો રહ્યો. એટલામાં નજીકના ફાટકનો ચાવટાવાળો માણુસ બૂમો મારતો મારી

સામે દોડતો આવ્યો, એટલામાં ટ્રેન પસાર થઈ ગઈ. તે કહેવા લાગ્યો કે, 'આ પૂલ ઉપર ઘણા બાવા–ભીખારીઓ મૃત્યુ પામ્યા છે.' ડબાનો કોઈ દરવાજો ખુલ્લો હોય તો તે લાગે અને મૃત્યુ પામે. પરંતુ આપ સાહેબ નસીબદાર કે ગુડઝ ટ્રેન હતી, અને તેના બે ત્રણ દરવાજા ખુલ્લા હોવા છતાં વચમાં ન હતા. પરંતુ ફીટ હતા, જેથી બચી ગયા છો. આ પ્રભાવ બન્ને મંત્રોનો તથા શ્રી વર્ધમાન ઓળીનો! ગૃહસ્થાશ્રમમા હું મુંબઈમાં રહેતો હતો. મહામંત્રના પ્રભાવે ટ્રામ, ટ્રેન, મોટર વગેરેના અકસ્માતમાંથી જરામાં બચી જતો, તેમ જ હુંડીપત્ર, બેન્ક વગેરેમાં ૨૫ હજારથી લાખ સુધી ખીસ્સામાં જોખમ રહેતું પરંતુ મહામંત્રના પ્રભાવે કોઈ દિવસ ચોર વગેરેનો ભય નડ્યો નહિ.

તપસ્વીશ્રી જયપદ્મવિજયજીના આ સ્વાનુભવો વાંચનારને નમસ્કારમંત્ર તરફ ભક્તિ, શ્રદ્ધા અને પ્રેમ પ્રગટાવનાર બનો.

## નવકારમંત્રનો અદ્ભુત પ્રભાવ

ગુજરાત સમાચારમાં તા. ૧૬–૭–૭૨ ના જે લેખ આવેલ તે નીચે મુજબ છે.

જીવનની જળોજથામાં આજના માનવીને જગત નિયંતાનો વિચાર કરવાની ફુરસદ નથી, ત્યાં વળી મંત્રની ભાવપૂર્ણ ઉપાસના કેવી? પરંતુ વિદ્વાન મુનિશ્રી અમરેન્દ્રવિજયજીએ પોતાના પુસ્તક અચિંત ચિંતામણિ નવકારમાં નવકાર મંત્રના સામર્થ્યને બતાવી આપ્યુ છે. વિજ્ઞાન અને ધર્મ ઉભયને જાણનારા મુનિરાજે

શ્રી ગુલાબચંદભાઈનો એક અનુભવ આપ્યો છે. આ અનુભવ કરનાર વ્યક્તિનું સરનામું છે—શ્રી ગુલાબચંદ ખીમચંદ માસ્તર, નેમીનેશ્વરના દેરાસર સામે, આંબલીફળી, જામનગર. તો અહીં આપણે જોઇએ એમનો વિરલ છતાં સત્ય અનુભવ

મંત્રની શક્તિ અમાપ છે. એની તાકાત અસીમ છે. એનું ક્ષેત્ર અપરિમેય (અમર્યાદિત) છે. આવો એક મંત્ર છે નવકાર મંત્ર, એ અચિંત ચિંતામણિ છે. લઘુ નમસ્કાર સ્તોત્રમાં એનું વર્ણન કરતાં લખ્યુ છે કે—

'શું એ મહારત્ન છે? કે શું એ ચિંતામણિ છે? કે એ કલ્પવૃક્ષ સમાન છે? ના, ના, નવકાર તો ચિંતામણિ અને કલ્પવૃક્ષ કરતાં પણ અધિક છે.'

પણ મૂળ વાત ઉપાસનાની રીતની છે. સાધકની શ્રદ્ધાની, સજ્જનતાની છે. એના અનુષ્ઠાન પાછળ વ્યાપક અને ઉદાત્ત ભાવના ધરાવવાની છે.

આ નવકારની તાકાતના ઘણા અનુભવો જામનગરના શ્રી ગુલાબચંદભાઈને થયા છે. નવકારના બળ આગળ એમનું જીવલેણ દર્દ પાછું પડી ગયુ આજથી સત્તાવીશ વર્ષ અગાઉ બનેલી એ ઘટના વિશે ગુલાબચંદભાઈ કહે છે—મને કેન્સરનું જીવલેણ દર્દ થયું. એની પહેલાં છ માસથી માથામાં ઘણો દુઃખાવો હતો. ડૉકટરોને પણ મેં બતાવેલ, પણ રોગ કોઈ કળી શકયુ નહીં. એક દિવસ કફમાં લોહી દેખાયુ. મારા ફેમિલિ ડૉકટરને વાત કરી. એમણે તપાસીને કેન્સર હોવાનું કહ્યું. એ પછી ડો. કુપરને દેખાડ્યું, ત્યારે એમણે કહ્યુ કે, 'હમણાં

પેનિસિલિનના ઈન્જેકશનનો કોર્સ લો, એ પહેલાં કંઈ જ ઉપચાર કરી શકાય તેમ નથી.' ગળું અંદરથી તેમ જ બહારથી સૂજી ગયું હતું. આ પહેલાં ખોરાક તો ઓછો થઈ જ ગયેલો. રોટલી પણ પાણીના ઘૂંટડા સાથે મુશ્કેલીથી ઊતરતી. હવે બળું એકદમ સંકોચાયું.

બીજે દિવસે અમે ડૉ. કે. પી મોદીનું એપોઈન્ટમેન્ટ લીધું. એમણે તપાસીને કહ્યું કે દર્દ ઘણુ જ વધી ગયું છે. ટ્રીટમેન્ટની વાત તો બાજુએ રાખો, પણ અંદરથી કટકી કાપીને તપાસ-બાયોપ્સી કરી શકાય એવી સ્થિતિ પણ નથી રહી. એમણે મારા ફેમિલી ડૉકટરને બાજુએ લઈને કહી દીધું કે એક બે દિવસનો હું મહેમાન છું. અને, શાંતિથી આયુ પૂર્ણ થાય તે માટે, ઘેનનાં ઈન્જેકશન આપવા જણાવ્યુ અમે નિરાશ થઈ પાછા ફર્યા

છેલ્લાં ચાર-પાચ દિવસથી પાણી પણ ઊતરતું ન હતું. તરસ તો એવી લાગી હતી કે જાણે માટલે માટલાં પાણી પી જાઉં ! મેં મારા ફેમિલી ડૉકટરને કહ્યુ કે, 'બીજું ભલે કંઈ ન થાય, પણ હું પાણી પી શકુ એવું કંઈક કરો.' એમણે આશ્વાસન આપ્યુ : 'આજની રાત કાઢી નાખો, કાલ સવારે એ માટેનો પ્રબંધ કરીશ. નળીથી તમને પાણી આપીશ.'

હું ઘેર આવ્યો. તરસની પીડા અસહ્ય બની હતી. પહેલાં કહ્યું તેમ, એ સમયે એકાએક નવકાર મહામંત્રનું સ્મરણ કરવાની મને સ્ફુરણા થઇ.

ત્યારે સાંજના લગભગ સાડાસાત વાગ્યા હશે. મેં બહારથી કોઈ આવે નહીં, કંઈ ડખલ ન થાય, એટલા માટે ઘરનાં બારણું બંધ કરાવ્યાં. કુટુંબીઓને એકઠાં કરી સૌની સાથે મેં ખમત ખામણાં કર્યાં. જીવન દરમિયાન થયેલ વૈરવિરોધ માટે સૌની સાથે માફીની લેવડદેવડ કરી લીધી. અને સાથે જગતના સર્વ જીવોને ખમાવી અંતઃકરણપૂર્વક મૈત્રીભાવની ઉદ્દઘોષણા કરીઃ

'खामेमि सव्वे जीवा, सव्वे जीवा खमंतु मे,
मित्ति मे सव्व भूएसु, वेर मज्झ न केणई."

અને ભાવના ભાવી કે, 'જગતના સર્વ જીવો સુખી થાઓ, સુખી થાઓ; જગતના સર્વ જીવો નીરોગી બનો, નીરોગી બનો, નીરોગી બનો, સર્વ જીવોનું કલ્યાણ થાઓ, કોઈ પાપ ન આચરો, કોઈ દુઃખ ન પામો, જગતના સર્વ જીવો કર્મથી મુક્ત બનો, મુક્ત બનો.'

અંતઃકરણના ઊંડાણમાંથી આ ભાવના કરી હું નવકારના ધ્યાનમાં લાગી ગયો.

'રખેને મારી દુર્ગતિ થઈ જાય' એ ભયથી, ખૂબ જ જાગૃતિપૂર્વક હું નવકારમંત્રમાં લીન બન્યો. હવે મારે બીજું કંઈ જોઈતું ન હતું. મને ધૂન લાગી હતી સદ્દગતિની. સદ્દગતિ થાય એ માટે હું નવકાર અને ભાવનામાં—વીસ પચીસ નવકાર અને ફરી સર્વ જીવો પ્રત્યે મૈત્રીની પૂર્વોક્ત ભાવનામાં લાગી ગયો. એમાં ચિત્ત પરોવવાથી હું વેદનાને થોડી ભૂલ્યો. અગિયાર વાગે મને જબરદસ્ત ઊલટી થઈ. આખું તપેલું ભરાઈ ગયું! હું બેહોશ થઈ ગયો. ઘરના માણસો સમજ્યા કે આ છેલ્લો ચાળો

છે. રડારોળ કરવા લાગ્યા. થોડીવારે હું ભાનમાં આવ્યો. મને કંઈક સારું લાગ્યુ. મેં પાણી માગ્યું. બે ત્રણ લોટા પાણી પી ગયો! પણ મને હજી એ જ ધૂન કે સદ્ગતિ ન ચૂકું. નવકાર અને ભાવના ચાલુ રાખ્યા. મારી બા કહે, 'થોડું દૂધ લેવાશે?' મેં કહ્યું: 'જોઉં, લાવો!' મેં એક કપ દૂધ પણ પીધું. આ પહેલાં પાંચેક દિવસથી પાણીનું ટીપું પણ ગળાની નીચે જતું ન હતું. નવકાર અને ભાવના તો ચાલુ જ હતાં.

રાત્રે મને ઊંઘ આવી ગઈ. છેલ્લાં છ દિવસથી ઊંઘ નહોતી આવી પાંચ–છ કલાક હું ઘસઘસાટ ઊંઘ્યો. ઘરનાં માણસો તો હજુ એમ જ માનતાં હતાં કે હું બે–ચાર ઘડીનો મહેમાન છું. સવારે હું ઊઠ્યો ત્યારે સ્ફૂર્તિ જણાઈ–જાણે નવજીવન ન મળ્યુ હોય! મેં ચાપાણી લીધાં, હું ભાવના અને નવકાર મૂકતો ન હતો.

ધીરે ધીરે હું દૂધ, રાબડી વગેરે પ્રવાહી ખોરાક લેવા માંડ્યો. દૂધની કેવળ મલાઈ વગેરે પૌષ્ટિક ખોરાક મને આપવા લાગ્યા. એક અઠવાડિયામાં તો હું શીરો વગેરે લેવા લાગ્યો!

અમારા ફેમિલી ડૉકટરને સાથે લઈ અમે મોટા ડૉકટરને બતાવવા ગયા. મને જોઈને એમને ઘણું આશ્ચર્ય થયું. બધી વાત કરી. એ કહે: 'તમે છેલ્લાં ચાર–પાંચ દિવસથી ખાધું ન હતું, ઊલટી શાથી થઈ? ગળું શાથી ખૂલી ગયું? તમે શું શું ઉપચાર કર્યા હતા? કોઈ દવા લીધી હતી? વૈદ્યાદિકની પણ કોઇ દવા કરી હોય તો તે કહો, જેથી બીજા દરદીઓ ઉપર તે અજમાવી શકાય.'

મેં કહ્યું કે, 'મેં કોઇ દવા લીધી નથી, પ્રભુનું નામ લીધું છે.' મેં કોઈ ઉપચાર કર્યો હોય તે કઢાવવા ડૉકટરે ઘણા પ્રશ્નો પૂછ્યા, પણ મારી પાસે બીજું કંઈ જ કહેવાનું હતું નહિ. ડૉકટરને લાગ્યું કે હવે કંઇક ટ્રીટમેન્ટ કરવી જોઈએ. એમણે લાઈટ લેવાનું કહ્યું. મેં લાઇટ લેવાનું નક્કી કર્યું. અઠ્ઠાવીસ સીટિંગ લાઇટ લીધી. પણ મને તો હવે ખાતરી થઇ ગઈ હતી કે નવકારથી જ બધું મટી જશે. એટલે લાઈટ લેવા જતાં રસ્તામાં, બસમાં, ઘેરથી નીકળતાં બધે જ ઠેકાણે હું નવકારનું રટણ ચાલુ રાખતો.

'આરાધના માટે આ થોડો સમય મળી ગયો છે, હું હવે ચાર–છ મહિના કાઢીશ' એમ મને લાગ્યું. તેથી હવે સદ્ગતિ ચૂકી ન જવાય એટલા માટે નવકાર અને ભાવનાનો કાર્યક્રમ મેં ચાલુ જ રાખ્યો હતો વચ્ચે વચ્ચે મનનું ચેકિંગ (નિરીક્ષણ) કરતો કે શું વિચાર ચાલે છે? 'બીજો કોઈ વિચાર મનમાં ઘૂસી જશે, તો સદ્ગતિ અટકી જશે.' એ બીકે મન પર પાકો ચોકી પહેરો રાખતો.

જેમ ઘરમા કોઈ ચોર–ડાકુ પેસી ન જાય તે માટે દરવાજે પહેરેગીર હોય છે, તેમ મનમાં કોઈ ખરાબ વિચાર પેસી ન જાય, તે માટે મેં મન ઉપર આત્મજાગૃતિની ચોકી મૂકી દીધી. થોડા વખતમાં મને તદ્દન સારું થઈ ગયું આજે એ વાતને પંદર વર્ષ વીતી ગયા છે.

મને તો કેન્સરે લાભ કર્યો. કેન્સર ન થયું હોત તો કદાચ હું ધર્મમાં ન જોડાયો હોત. મને જિવાડનાર નવકાર છે એમ હું માનું છું. તેથી નવકાર એ મારે મન સર્વસ્વ છે.

સામે મોત પંજો ઉગામીને વાટ જોતું હતું. ઘડી–બે ઘડીનો આ દુનિયાનો મહેમાન સહુની વિદાય વેળાએ ક્ષમા માગતો હતો. ગળાના કેન્સરનું જીવલેણ દર્દ વધુ ને વધુ પ્રસરતું હતું. ખાવાનું બંધ થયું. પાણી લેવાનું અશક્ય બન્યું. માટલાં–માટલાં પાણી પી જવાની તરસ લાગે અને ગળામાંથી એક ટીપું પાણી ન ઉતરે.

મરણુની આ કપરી વેળાએ ગુલાબચંદભાઇએ પવિત્ર નવકાર મંત્રનુ સ્મરણુ કર્યું. ધીરે ધીરે પાણી લેવાતું થયું. થોડે દિવસે ખાવાય માંડયું. મોટા–મોટા ડૉકટરોએ હાથ ધોઈ નાંખ્યા હતા, એ કેસ ચમત્કારિક રીતે સુધરવા લાગ્યો. પ્રભુનામનો ઉપચાર સહુથી કારગત નીવડયો. આજે એ જીવલેણુ વ્યાધિ મટયાને સત્તાવીશ વર્ષ થઇ ગયા. હજી ગુલાબચંદભાઈ રોગ-મુક્ત તંદુરસ્ત જીવન જીવી રહ્યા છે. ધર્મધ્યાનની અવગણુના કરનારના જીવનને ધર્મધ્યાને બચાવી લીધું. એ પછી તો દૃઢ શ્રદ્ધાથી ગુલાબચંદભાઇ નવકારમંત્રની ઉપાસના કરવા લાગ્યાં. એમના ભૌતિક અને અધ્યાત્મિ જીવનમાં અવનવું પરિવર્તન થતું ચાલ્યું. એનો સિલસિલાબંધ ઇતિહાસ આલેખતાં તેઓ કહે છે—

'મારો રોગ ગયો એટલું જ નહિ, મારી આર્થિક સ્થિતિ પણ સુધરી, માનસિક વિકાસ થયો અને શરીર પણ ઘણું જ સારું થઇ ગયું. અમુક મુદતે હૉસ્પિટલમાં શરીર બતાવવા જતો.'

એક વખત વજન કરવાના કાંટા ઉપર નવો માણસ આવેલો. વજન કરાવવા મારું નામ પોકારાયું.

'ગુલાબચંદભાઈ.......'

હું જઈને ઊભો રહ્યો. મને જોઈને એણે કહ્યું કે, 'તુમ ક્યોં આયા? પેશન્ટ (દરદી) કો ખડા કરો.' મારે કહેવું પડ્યું કે, 'મેં હી પેશન્ટ હું.'

હું દરદી હોઈશ એવી કલ્પનાય ન આવે, એવું મારું શરીર થઈ ગયું હતું. આજે હું બધો જ ખોરાક લઈ શકું છું. કોઈ પરેજી પાળતો નથી. હું સંપૂર્ણ તંદુરસ્ત છું.

મારી આર્થિક સ્થિતિમાં ઘણો જ સુધારો થઈ ગયો છે અને માનસિક વિકાસ થયેલ પણ અનુભવાય છે. આજે હું બે હજારની સભામાં માઈક ઉપર નીડરતાથી બોલી શકું છું અને મારા વિચારો સભાને ઠસાવી શકું છું. મારો અભ્યાસ બહુ ઓછો છે અને આજ સુધી સભામાં કેમ બોલવું એનો કોઈ અભ્યાસ મેં કર્યો નથી કે નથી કોઈ પાસે માર્ગદર્શન લીધું; છતાં એવા એક-બે પ્રસંગ ઉપસ્થિત થયા ત્યારે હું બે હજાર માણસોની સભા સમક્ષ સારી રીતે બોલી શકયો હતો.

વળી 'મને અંદરથી એમ થાય કે અમુક વ્યક્તિને ઘણા દિવસથી મળાયું નથી, મળવું છે,' તો હું ઘેરથી બહાર નીકળું, દાદર ઊતરું, ત્યાં એ વ્યક્તિ સામી મળી જાય છે! કામમાં કોઈ ગૂંચ પડી હોય, કંઈ સૂઝતું ન હોય કે આમાં શું કરવું? તો હું ત્રણ નવકાર ગણીને વિચારું ને એમાં મને યોગ્ય માર્ગદર્શન મળી જાય છે। આર્થિક પરિસ્થિતિમાં એમ લાગે કે આટલી જરૂર છે, તો સામેથી કોઈ પાર્ટી મળી જાય કે,

'હમણા અમારાં આટલા નાણા સાચવજો!' કેટલીક વાર સ્ફુરણાઓ થાય છે કે અમુક કાર્યમાં અમુક રીતે વર્તવું. એક-વાર મને વિચાર આવ્યો કે મૂળજી જેઠા મારકેટમાં દુકાન લઈએ. મારા ભાઈઓ કહે કે, 'પચાસ હજાર પાઘડીના આપતાં પણ મૂળજી જેઠા મારકેટમાં દુકાન મળવી મુશ્કેલ છે. વળી, ત્યાં દુકાન ખોલીએ તો એકાદ લાખની મૂડી જોઈએ. એટલે એ અશક્ય લાગે છે.' થોડા દિવસમાં મારી ધારણા મુજબ બન્યું. દુકાન મળી ગઈ! થોડા મહિના ઉપર અમે મુંબઈના પરામાં રહેઠાણ માટે મકાનની શોધમાં હતા. અમને એક જણે વાત કરી કે એક જૈન ભાઈને એક મકાન ભાડે આપવું છે અમે અરજી કરી ત્રણસો અરજીમાંથી અમારી અરજી પાસ થઈ સારી સગવડવાળું નવુ મકાન વગર પાઘડીએ મળી ગયુ! બે મિનિટનો સ્ટેશનનો રસ્તો અને પાંચ મિનિટે દેરાસર પહોંચી જવાય એવા અનુકૂળ સ્થળે મકાન મળ્યુ.

મને આવા નાના-મોટા ઘણા અનુભવો થતા રહે છે. મારાં બહેનને દમનો વ્યાધિ થયેલ. મુંબઈમાં ડો. કોહિયાજી વગેરે પાસે ટ્રીટમેન્ટ કરાવી મીરજ લઈ ગયા. પણ કંઈ ફાયદો નહિ થયેલો વ્યાધિ એટલો બધો કે આખી રાત આરામખુરશી પર બેઠાં બેઠાં કાઢવી પડે, જરા પણ સૂઈ ન શકાય મારી પાસે તો દવા તરીકે આ ભાવના હતી મેં એમને આ ભાવના બતાવી અને હું પોતે સવારે, 'બધા જીવો નીરોગ બનો' એ ભાવના કરતી વખતે, એમના ઉપર ખાસ લક્ષ્ય આપતો. એમનું નામ લઈને એ નીરોગી બને એવી ભાવના

કરતો. થોડા વખતમાં એમને સુધારો થયો. આજે તેમને તદ્દન સારું થઈ ગયું છે.

આમાં મને મનના નિયમનની ખૂબ મહત્તા દેખાઈ છે. એટલા માટે હું બને તેટલું ઓછું બોલું છું. છતાં કોઈ પ્રસંગે કોઈને બે શબ્દો કહેવાઈ ગયા હોય કે કોઈનું મન દુ:ખી થયું હોય તો મારી ભાવનાનો રસ ઊડી જાય છે.

સવારના ભાવના માટે બેસુ, પણ કામ આગળ ચાલતું જ નથી. વચ્ચે વચ્ચે જાણે એ વ્યક્તિ મનોભૂમિકામાં આવ્યા જ કરે છે હું સામી વ્યક્તિ પાસે જઇને ક્ષમાપના કરુ પછી જ કામ સરળતાથી ચાલે. એક દાખલો આપું. એકવાર મેં એક વોરાની દુકાને ફોટા મઢાવવા આપેલ, બિલ સાડાસાત રૂપિયા કર્યું. મેં કહ્યું: 'આટલા હોય? સાત રૂપિયા બરોબર છે' 'ના, શેઠ! જે કહ્યું છે, તે વ્યાજબી છે. મુંબઈમાં તમે આ કામ કરાવ્યું હોત તો આના કરતાં વધુ ખર્ચ થાત.' છતાં સાત રૂપિયા આપી હું ઘેર ગયો. બીજે દિવસે સવારે ભાવના કરવા બેઠો, ત્યારે ભાવના મન એકાગ્રતાપૂર્વક થાય જ નહિ, અને મન સ્થિર વિનાની ભાવના શા કામની? ત્યારે મેં આત્મનિરીક્ષણ કર્યું કે જરૂર કંઈક ભૂલ થઈ છે. વોરાની દુકાને જઈ મેં વોરાને કહ્યું: 'અલીબાબા, તમે કાલે સાચી વાત કરેલી, તમે કામ ઘણું સરસ કર્યું છે. આ એક રૂપિયો લો!' એ ખુશ થઈ ગયો. એ પછી જ મારી ભાવના બરાબર ચાલી. કોઈવાર દેરાસરમાં પૂજારી સાથે બે અક્ષર બોલાઈ જાય તોયે કામ અટકી પડતું. પછી ચાહીને દેરાસરે દર્શન

કરવા જાઉં, ચાર આઠ આના પૂજારીને આપી એને ખુશ કરું અને ક્ષમાપના કરું, પછી જ મારું સાધનાનું કામ બરાબર થાય. મારે પ્રવૃત્તિ બહુ ઓછી છે, એટલે બહારનાઓ સાથે મારે પ્રસંગ જ ઓછો પડે અને કુટુંબીઓ તો ખૂબ જ અનુકૂળ બની ગયા છે. બધાને હું આ ભાવના બતાવું છું. એમને હું કહું છું કે, 'તમારે સુખ જોઇતું હોય તો સુખ વાવો, બીજાને સુખ આપો, બીજા સુખી થાય એવી ભાવના કરો' આથી મન બગડવાનાં નિમિત્તો મારે ઘણાં ઓછાં રહે છે. છતાં હું મનનું નિરીક્ષણ સતત કર્યા કરું છું: વચમાં વચમાં હું તપાસ કરતો રહું છું કે મનમાં શું વિચાર ચાલે છે? અને અશુદ્ધ, અશુભ વિચાર આવેલા હોય તો તેને તુરત દૂર કરી શુભ ભાવનાને ત્યાં સ્થાન આપુ છું. હું કોઇને મળું છું કે વાતચીત કરું છું ત્યારે પણ વચ્ચે વચ્ચે આ તપાસ ચાલુ રાખુ છું સર્વ જીવોને સુખી જોવાની ભાવનાનું પરિણામ એ આવ્યું છે કે આખું જગત આજે મારું મિત્ર બની ગયું છે. હું કોઈ અજાણ્યા સ્થળે જાઉં છું તો ત્યાં પણ મારી સાથે ખૂબ જ મિત્રતા દાખવે છે. તેમને મારા પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થાય છે અને મને ફરી મળવાની ઇચ્છા તેમના મનમાં રહ્યા કરે છે.

એક વખત હું સવારે ઊઠયો ત્યાં પગે કોઈ જંતુ હોય તેમ લાગ્યું. મને થયું, કોઈ મોટું જીવડું છે. અંધારું હતું. હું રાતે ફાનસ કે લાઇટ રાખતો નથી મારો ઊઠવાનો સમય થઈ ગયો હતો. તેથી, બેડિંગ વાળી લઈને, હું ભાવના કરવા બેસી ગયો. ભાવના ને નવકારનો કાર્યક્રમ પૂરો થતાં હું ઊઠયો.

બેડિંગ ઉપાડીને મૂકવા જાઉં છું ત્યાં બ્લેંકટમાંથી એક મોટો વીંછી નીકળીને સડસડાટ ચાલ્યો ગયો. જાણે એ પણ મારી મૈત્રીભાવના સાંભળવા બેસી ન ગયો હોય, તેમ વૈરવિરોધ ભૂલી બે કલાક સુધી બેસી રહ્યો! મને થયું કે જો આપણી અલ્પ શુભ ભાવનાથી આવું પરિણામ નીપજતું હોય તો પ્રકૃષ્ટ મૈત્રીના કેન્દ્રસમા શ્રી તીર્થંકર દેવો જ્યાં બિરાજતા હોય તે સમવસરણમાં નિત્ય વૈરી પશુ–પંખીઓ પણ જાતિવૈર ભૂલી જઈ સાથે બેસી તેમની વાણીનું પાન કરે એમાં શી નવાઈ?

આપણી ભાવનાનું બિંદુ શ્રી તીર્થંકર પરમાત્માની ભાવનાના સિંધુમાં ભળી જાય તો અક્ષય બની જાય આ હેતુથી હું નિત્ય આ ભાવના પણ કરું છું: શ્રી તીર્થંકર પરમાત્માની 'સવિ જીવ કરું શાસનરસી'ની ભાવના સફળ બનો.

સર્વના સુખની અને કલ્યાણની ભાવના સાથે કરેલ નવકારમંત્રના જાપથી મનનું ઊર્ધ્વીકરણ થાય છે, જીવનના સંઘર્ષોમાં યોગ્ય માર્ગદર્શન પ્રાપ્ત થાય છે. અને આપત્તિને ધૈર્ય સાથે વધાવી લેવાનું બળ મળે છે; એટલું જ નહિ, એનાથી આજે મારો સર્વાંગી વિકાસ થતો હું અનુભવી શકું છું. મને જેમ જેમ સારું થતું ગયું તેમ તેમ ધીરે ધીરે હું ધર્મમાં પણ આગળ વધતો ગયો, ને વ્રત–નિયમ લઈને સંયમી જીવન જીવતા શીખ્યો.

સંવત ૧૯૯૬ પૂર્વેનું મારુ જીવન ધર્મશૂન્ય હતું. રાત્રિભોજન, ફીચરનો ધંધો, મોડી રાત સુધી ઉજાગરા, બીજાનું સારું જોઈને નારાજ થવું–એ બધું તો મારા જીવનમાં

સામાન્ય હતું. તે વખતે મેં કોઈનું સારું ઇચ્છયું ન હતું. ઊલટું, બીજાનું બગડે કેમ એ જ વિચાર રહેતો. આમ આર્ત અને રૌદ્રધ્યાનના કેન્દ્રમા હું જીવન વીતાવતો હતો. એ સમયે મને એક કલ્યાણમિત્ર મળી ગયો. એણે મને વ્યાખ્યાનમાં આવવા પ્રેરણા કરી. હું વ્યાખ્યાન સાંભળતો થયો, જેમાંથી મને ઘણું માર્ગદર્શન મળ્યું છે. અને બરાબર અણીને ટાંકણે વ્યાખ્યાનમા સાંભળેલ ઉપરોક્ત વચનો યાદ આવ્યાં.

આમ બન્ને રીતે–દ્રવ્યથી અને ભાવથી–નવકારે મને નવજીવન આપ્યું છે. મારો બધો વિકાસ એને આભારી છે. એથી હું નવકારને મારું સર્વસ્વ ગણું છું અને સવારે, ભાવના કરતાં પહેલાં, નવકારને ઉદ્દેશીને એક શ્લોક બોલી નવકાર પ્રત્યેનો મારો આ ભાવ હું રોજ વ્યક્ત કરું છું.

આ રહ્યો એ શ્લોક :—

त्वमेव माता च पिता त्वमेव,
त्वमेव बंधु श्च सखा त्वमेव।
त्वमेव विद्या द्रविण त्वमेव,
त्वमेव सर्वं मम देव देव ॥

**અર્થ** :– મારે તમે જ માતા, પિતા, ભાઈ, મિત્ર, વિદ્યા, ધન–એ બધું જ તું જ છો; અર્થાત્ એ બધાં મળીને માણસની જે અપેક્ષાઓ સંતોષે છે એ મારી બધી જ અપેક્ષાઓ એક તારા દ્વારા જ સંતોષાઈ જાય છે. ગયા ભાદરવા માસમાં અમારે ત્યાં શ્રી નવકર મંત્રનો એક લાખનો જાપ અને શ્રી વર્ધમાન તપના પાયાનો કાર્યક્રમ મહારાજ શ્રીએ ગોઠવ્યો હતો. તે વખતે

મેં વર્ધમાન તપનો પાયો પણ નાંખ્યો. કેન્સરના દર્દ સાથે આ દુનિયામાંથી વિદાય લેવા તૈયાર થયેલો હું લાગટ વીસ દિવસ સુધી આયંબિલ (એક વખત રૂક્ષ આહાર કરવો) અને વચ્ચે ઉપવાસની આરાધના કરી શકયો! મને એથી ખૂબ જ સંતોષ થયો છે. મારા જીવનમાં કોઇ અજબ શાંતિ પસરી રહી છે.

## મંત્રશકિતથી વિશાળ લાંમડો અદૃશ્ય થઇ ગયો

સ્વાર્થ અને પરમાર્થ મનુષ્ય જીવનના આ બે પ્રકાર છે. કોઈ જીવન જીવે છે સ્વાર્થ માટે, કોઈ જીવનને ઘસી નાખે છે પરમાર્થ કાજે.

જેવું જીવનનું એવું જ મંત્ર આરાધનાનું. કોઈ અંગત, ભૌતિક લાભ ખાતર કે અચરજ પમાડે તેવા ચમત્કારને ખાતર મંત્રશક્તિ વેડફી નાખે છે. તો વળી કોઈ જપ, તપ અને યોગથી મેળવેલી શક્તિનો પારકાની આધિ, વ્યાધિ અને ઉપાધિ દૂર કરવા માટે તેનો ઉપયોગ કરે છે!

કેટલાક મંત્ર સામાન્ય માનવીની નજરે મોટી બાબત સમી ભૌતિકસિદ્ધિ આપીને અટકી જાય છે.

જ્યારે કોઈ આ જગતને ઓળંગીને દિવ્ય પ્રદેશનાં દર્શન કરાવે છે. ઋષિમંડલસ્તોત એ આવો પરમાર્થી મંત્ર છે. સાક્ષાત્કારી મંત્ર છે. દિવ્ય ચેતનાનો અનુભવ કરાવનારો વિરલ મંત્ર છે! સાચો મંત્રવિદ સદાય પરહિત કાજે જ મંત્રશક્તિનો ઉપયોગ કરે છે. આજ સુધી વિધર્મી કે અધર્મી રાજાઓને

સાચો રાહ બતાવવા જૈન યતિઓએ આવા ચમત્કારી મંત્રની શક્તિનો ઉપયોગ કર્યો છે. સ્વધર્મના રક્ષણ કે ગૌરવનો એમાં હેતુ હોય છે.

કેટલાક માનવો માને છે કે આ કલિકાલમાં મંત્ર–તંત્ર ફળદાયી થતા નથી પરંતુ આ માન્યતા ભૂલભરેલી છે. મંત્રો અને મંત્રોનો પ્રભાવ આજે પણ એવો જ છે. માત્ર એની યોગ્ય ભાવે આરાધના થતી નથી, શક્તિ છે. શક્તિના એકનિષ્ઠ સાધકોની ઉણપ છે. જૈન યતિઓએ ઋષિમંડલસ્તોત્રથી સર્જેલા ચમત્કારોની ઘણી કથાઓ પ્રચલિત છે. સ્વધર્મના ગૌરવ કાજે આ મંત્રના પ્રયોગની બે કથાઓ અવિસ્મરણીય છે.

સૌરાષ્ટ્રના એક ગામમાં જૈન મુનિ પધાર્યા. તેમના થોડા સમાગમથી સહુ જાણી શકયા કે તેઓ મંત્રવિદ્યાના જાણકાર છે રાત્રે ગામલોકો એમને એક વિનંતી કરવા આવ્યા. સાહેબ, અમે મોટી મૂંઝવણમાં ફસાયા છીએ. આ ઉપાશ્રયના પ્રાંગણમાં એક મોટો લીમડો છે એની વિસ્તાર પામેલી ડાળીઓ બાજુમાં જાય છે ડાળી પર પક્ષીઓ બેસે છે બાજુમા આવેલા હોજના પાણીને બગાડે છે. એમણે કહ્યું કે, લીમડો કાપી નાખો. અમે કહ્યુ કે, ‘આટલો મોટો લીમડો કેવી રીતે કપાય?’ વાત મમતે ચડી. સરકારમાં ફરિયાદ થઈ. કાલે સરકારી પંચ આવશે. આ લીમડો કાપવાનું કહેશે, તો અમારું નાક કપાશે. આપ આ, પરિસ્થિતિનો કંઈ તોડ લાવો. મુનિશ્રીએ કહ્યું, ‘ચિંતા કરો નહિં બધા સારાં વાનાં થશે.’ બીજે દિવસે સરકારી પંચ આવ્યું, પણ લીમડો જ ન મળે! પંચની બે વ્યક્તિ તો આ સ્થાનથી પરિચિત હતી. તેઓ લીમડો અમુક

જગ્યાએ હતો એમ જાણતા હતા, એમને તો ભારે આશ્ચર્ય થયું. આખરે તપાસ કરતાં ખબર પડી. ઉપાશ્રયમાં કોઈ જૈન મુનિ આવ્યા છે. તેઓ ચમત્કારી મંત્રોના જ્ઞાતા છે.

પંચના સભ્યો તેમની પાસે ગયા. વંદન કરીને સામે બેઠા. તેઓએ કહ્યું, 'આપ કૃપા કરીને અમને કહો કે અહીં જે વિશાળ લીમડો હતો, તે કયાં અદૃશ્ય થઈ ગયો!' મુનિશ્રીએ કહ્યુ, 'તમારે લીમડો જોવો છે ને?' પચની તમામ વ્યક્તિઓએ હકારમા માથું ધુણાવ્યુ.

મુનિશ્રીએ કહ્યું કે, 'જો તમો લીમડો ન કાપો તો તે બતાવું.' પંચની બધી વ્યક્તિઓએ તે વાત કબૂલ કરી. ત્યારે મુનિએ મંત્ર ભણીને એક માટીની કુંડી ઊંધી વાળી હતી. એમણે એ સીધી કરી અને કહ્યું, 'જુઓ, હવે તમને લીમડો દેખાશે.'

પંચે બારીમાંથી જોયું તો લીમડો એ જ સ્થાને હતો. હવામાં એની ડાળીઓ ઝૂમી રહી હતી!

મત્રશક્તિનો એક બીજો કિસ્સો પણ જાણવા મળે છે. જામનગરના એક જામબાપુના ચાકરે નિર્બળ બનેલા અઢાર ઘોડાઓ કસાઈને વેચ્યા. શ્રાવકોએ આ વાત જાણી એટલે વિમાસણમાં પડયા. યતિશ્રી પાસે પહોંચ્યા અને કાકલૂદીભરી વિનતી કરી. યતિશ્રીએ કહ્યું, 'આ ઘોડાઓ અહીંઆથી જ નીકળવાના તમે એને વાળી લો. બાકીનુ બધું હું સંભાળી લઈશ'

કસાઈઓ અઢાર ઘોડા લઈને નીકળ્યા, યુવાનોએ વાળી લીધા, યતિજીની સૂચના મુજબ એક ડેલામાં બાંધી દીધા.

કસાઈઓ જામબાપુ પાસે પહોંચ્યા. ન્યાય માટે ધા નાંખી બાપુ પણ ગુસ્સે થયા. એકેએક વણિકના ઘરની જડતી લેવાનો હુકમ કર્યો. ઘોડા સંઘરનારને પકડી લાવવા ફરમાન કર્યું. રાજસેવકો અને સિપાઈઓ તપાસ કરવા લાગ્યા. 'બધેથી એક જ જવાબ મળે, અમે કંઈ જાણતા નથી. તમને મુદ્દામાલ મળે, ત્યાંથી શોધી લો.'

રાજસેવકો અને સિપાઈઓએ બધા ઘરની અને જગાઓની જડતી લીધી, નિરાશ થઈને પાછા ફર્યા. ક્યાંય ઘોડા મળ્યા નહીં.

બાપુએ કહ્યુ, 'ક્યાંક બીજે છૂપાવ્યા હશે. આખા નગરમાં તપાસ કરો. આપણા ચોકિયાતોને પૂછો કે તેમણે ઘોડાઓને જતા–આવતા જોયા છે ખરા?'

આજ્ઞાનો અમલ થયો, પરંતુ પરિણામ એ જ આવ્યુ. જામબાપુને લાગ્યુ કે જરૂર આમા કંઈ કરામત છે. એમણે મહાજન ભેગું કર્યું અને કહ્યું.

'તમારી લાગણી હું સમજુ છું તમે ઘોડા વાળ્યા હોય તો તમારો ગુનો માફ છે. હવે એ ઘોડા કસાઈને ત્યાં નહીં જાય, એની ખાતરી રાખજો પણ એ ઘોડા ક્યાં છે એ મને બતાવો?'

આગેવાનો યતિજી પાસે ગયા, સહુ નજીકના ડેલામાં ગયા. જોયુ તો અઢારે ઘોડા બાંધેલા હતા!

જામબાપુએ તરત જ સાથેના સેવકો તથા સિપાઈઓને પૂછ્યુ, 'શું તમે આ જગ્યાની જડતી લીધી હતી ખરી?'

સિપાઈઓએ કહ્યું, 'હા, બાપુ, અમે બે વખત આ જગ્યાની જડતી લીધી હતી. અમને અહીં કંઈ દેખાયુ ન હતું. આખી જગ્યા ખાલીખમ હતી.'

આ સાંભળીને જામબાપુ હસી પડયા. યતિજી તરફ ઈશારો કરતાં બોલ્યા.

'આ તમારી કરામત લાગે છે. હજી પણ તમારામાં આવી વિદ્યા રહેલી છે, એ જોઈને હું ઘણો જ ખુશ થયો છું. આ ઘોડાઓને બરાબર જાળવીશ. મારા તરફથી એમને અભયદાન છે.'

આમ, મંત્રશક્તિ કામયાબ છે, માત્ર એની સાચી રીતે આરાધના થવી જોઈએ.

## સર્વ પ્રકારનું કલ્યાણ કરનાર યંત્ર

કચ્છના બીજડા ગામની વાત. એક ફેરીવાળો આખો દિવસ ચીજવસ્તુ વેચે. માંડ ત્રણ છોકરાં ને પતિ–પત્નીનું પૂરું થાય.

દુકાળમાં અધિક માસ આવ્યો. ફેરીવાળાને કંઈ વળગાડ થયો. આખો દિવસ ભીંત સાથે માથું પછાડે. ફેરી કરવા જાય, ફેરી બાજુએ રહે અને રસ્તા પર નાચવા લાગે.

ખાવા બેસે તો ચાર-પાંચ માણસ જેટલું સામટું ભોજન ખાય. રડવા લાગે તો ઘરવાળીનો સાડલો ઓઢીને પોક મૂકે! રડે તો એવું ભયંકર કે ભલભલાના હાથમાં કોળીયો રહી જાય.

એક યોગીને શરણે ગયા. ફેરીવાળાની પત્નીએ ઘણી ઘણી આજીજી કરી. યોગીએ સર્વતોભદ્ર યંત્રની ઉપાસના કરી.

પહેલી પાટી પીવડાવી કે ફેરીવાળો માંડયો ઠેકડા મારવા. વચ્ચે હોંકારા કરતો જાય કે અલ્યા, ભૂખ ભેગો કરીશ. ફૂટપાટ પર સૂવડાવીશ.

યોગી નિર્ભય હતા. એમણે હિંમતભેર અનુષ્ઠાન ચાલુ રાખ્યું. નવવાર પાટી પીવડાવી. ફેરીવાળો સાજો-તાજો થઈ ગયો. નખમાંય રોગ રહ્યો નહીં. આવી કફોડી દશા થઈ હશે, એનો સહેજે ખ્યાલ આવે નહીં. આ જૈન મત્ર છે. એનું નામ સર્વતોભદ્ર યંત્ર છે. એની ખૂબી એ છે કે—

હ્રૌં

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | ૨૫ | ૮૦ | ક્ષૌં | ૧૫ | ૫૦ | |
| | ૨૦ | ૪૫ | ૫ | ૩૦ | ૭૫ | |
| બ્લું | ક્ષી | ૫ | ૐ | સ્વા | હા | શ્રોં |
| | ૭૦ | ૩૫ | સ્વા | ૬૦ | ૫ | |
| | ૫૫ | ૧૦ | હા | ૬૫ | ૪૦ | |

ક્લીં

એને આડી કે ઊભી રીતે ગણો, તો એનો સરવાળો એકસોને સીતેરનો થશે. મંત્રાક્ષરોની વચ્ચેના ચાર ચોરસમાં પણ પ્રત્યેકનો સરવાળો એકસોને સીતેર જ થશે.

"દરેક મંત્રની પેઠે આની ઉપાસના ગુરુગમ છે. ગુરુ પાસેથી તે મેળવીને તેમની આજ્ઞા મુજબ તેની ઉપાસના કરવી જોઈએ. જો કોઈ સમજ્યા વિના અથવા ગુરુને પૂછયા વિના એમ ને એમ જ એની ઉપાસના કરે, તો ઘણીવાર એને કંઈ જ લાભ થતો નથી. એની મહેનત અને સમયની બરબાદી જ થાય છે.

આ યંત્રની ત્રણ રીતે ઉપાસના કરવામાં આવે છે. 'એક તો તામ્રપત્ર પર આ યંત્ર બનાવીને એની માનસ પૂજા અને દર્શન કરવા'

'બીજી રીતમાં એનું વિધિ વિધાન ગુરુ પાસેથી સમજીને નવ દિવસનો પાઠ કરવો. આ પાઠ કરવામાં આવે તો નવરાત્રીનો અખંડ પાઠ કહેવાય.'

'ત્રીજી રીતમાં ભોજપત્ર પર આ યંત્ર આલેખીને હાથ પર બાંધવામાં આવે છે.'

'આ યંત્ર એ કલ્યાણકારી શક્તિ ધરાવતું હોવાથી અનિષ્ટની સત્વર નાબૂદી કરે છે. વળી એની કલ્યાણકારક તાકાતને કારણે અન્ય બાબતો માટે એ એટલું જ સમર્થ ને સચોટ પૂરવાર થયું છે'

## પ્રભુનો વિશ્વાસ

શેઠ રામલાલજી વણિક જાતિના હતા. તે પ્રથમ ગરીબ હતા. પરંતુ ત્યાર બાદ કોઈ મહાત્માના ઉપદેશ તથા તેમનું જીવન

સંગથી ભક્તિ તથા જપ પરાયણ બન્યુ. એના પ્રભાવથી એમને અપાર ધનની પ્રાપ્તિ થઈ હતી. એમને ત્યાં સદા અનાથોને, દુઃખીઓને, દરિદ્રીઓને ભોજન વસ્ત્રાદિ આપવામા આવતા. અનેક દુઃખીઓને ગુપ્ત સહાયતા કરી તેઓના દુઃખોને દૂર કર્યાં હતા. એના બેસવાના રૂમમાં ખીંટી પર માળાઓ લટકતી રહેતી હતી. કોઈ મળવા આવે કે અમસ્થા આવે તો તેઓને માળાથી જપ કરવાનું કહેવામાં આવતું. વ્યર્થની વાતો કરવાવાળા એમને ત્યાં કોઈ આવતા નહિ. તેઓ વિશેષ ભણેલા પણ ન હતા.

તેજપુર ગામમાં એક પંડિતજી રહેતા હતા તેઓ ઈશ્વર ભક્ત હતા. એ ગામમાં એક જાનકી નામનો ડાકૂ (ચોર) રહેતો હતો એની ઈચ્છા પંડિતજીને મારીને તેના ધનમાલને લૂંટી લેવાની હતી. એક દિવસ જ્યારે પંડિતજી પ્રભુપૂજામા લીન હતા, ત્યારે તે ચોર પોતાના સાથીઓ સહિત ત્યાં આવ્યો. પંડિતજી તો ઈશ્વરભક્તિમાં લીન હતા. તેઓને પ્રભુ પર અટલ વિશ્વાસ હતો, તેથી તેઓ પૂજા કરતા જ બેસી રહ્યા, પણ ઊઠયા નહિ કે ગભરાયા પણ નહિ. પરંતુ બેઠા બેઠા પોતાના પુત્રને બોલાવીને કહ્યું કે, એ લોકો તડકામાંથી આવ્યા છે, માટે એને શરબત પીવરાવો. એ લોકોએ પણ જાણ્યુ કે સારો અવસર છે, ફક્ત પિતા અને પુત્ર આ બે જ વ્યક્તિ છે, એને મારીને કાર્યનો વિજય કરવો જોઈએ. એ લોકો શરબત પીતા હતા, ત્યાં જ એક માણુસ બૂમો પાડતો પાડતો આવ્યો. દોડો, દોડો, જાનકીના છોકરાને બળદ મારી નાંખે છે. આ સાંભળીને બધા લોકો દોડતા દોડતા જાનકીને ઘેર આવ્યા અને ત્યાં જઈને જોયું તો છોકરાને મરેલો જોયો. જાનકીની

સ્ત્રી રોતા રોતા વિલાપ કરીને કહેવા લાગી કે હું તો પહેલાં જ કહેતી કે બ્રાહ્મણને ન સતાવો, એને ત્યાં ન જાઓ. મારું ન માન્યું એનું આ ફળ મળ્યું. આ સાંભળીને બધાને ખબર પડી કે તે ત્યાં ચોરી કરવાના ઈરાદાથી ગયો હતો આવા અનેક દૃષ્ટાંતો છે, જેનાથી માલૂમ થાય છે કે, જપ તથા પ્રભુ-ભક્તિથી સર્વ પ્રકારના અનિષ્ટોનું નિવારણ થાય છે, તથા મનોકામનાઓ ફળીભૂત થાય છે. આ બધું જાણીને, સાંભળીને પણ જો જપ, ભક્તિ વગેરેમાં વિશ્વાસ ન કરતા, કહે કે જપ કરવો બિલકુલ વ્યર્થ છે, એ લોકોની બુદ્ધિની બલિહારી છે.

## મંત્ર પ્રભાવે માનસિક દુઃખન મુક્તિ

બરાર પ્રાંતના આકોલા જિલ્લાના એક નાના ગામમાં એક જૈન બહેન રહેતી હતી, તેનું નામ સુંદરદેવી હતું. તે માન-સિક દુઃખથી પીડિત હતી. તેના કારણે તે ઘણીવાર આત્મહત્યા કરવાના વિચારો પણ કરતી હતી. વળી માનસ વિકૃતિને કારણે શરીર પણ વ્યાધિગ્રસ્ત રહેતું હતું. એ અરસામાં તેને લેખકનો સમાગમ થયો. તેણે પોતાના દુઃખની રામકહાણી કહી સંભળાવી. તેને બનતું આશ્વાસન તથા ઉપદેશ આપ્યો. અને તેને જપ તથા ધ્યાનનું સાધન બતાવ્યુ. થોડા જ સમયમાં જપ-ધ્યાનના પ્રભાવે તેનો માનસિક તાપ, વ્યાધિ દૂર થયા અને તે આનંદ-મય જીવન જીવવા લાગી અને દુઃખ દૂર થયુ.

બીજી એક બહેન મહારાષ્ટ્ર પ્રાંતના સોલાપુર જિલ્લાના એક ગામમાં રહેતી હતી, તેનુ નામ જયદેવી હતું. તેને પોતાના

પતિ સાથે અણબનાવ હતો. તેથી તે બહુ જ ઉદાસ અને ચિંતાતુર રહેતી અને આત્મહત્યા કરવાના વિચારો વારંવાર કર્યા કરતી હતી. તેને પણ લેખકનો સમાગમ થયો. તેને કેટલોક ઉપદેશ આપ્યો અને જપ–ધ્યાન કરવાની સાધના બતાવી. થોડા સમયની સાધનાના પ્રભાવે પતિપત્નીમાં સ્નેહભાવની વૃદ્ધિ થઈ તેમ જ તે બહેન સાધનારત રહેવા લાગી, જેથી તેનું મનોદુઃખ અને તાપ એ બધા નષ્ટ થયાં અને પોતે આનંદમય જીવન જીવવા લાગી.

આમ પ્રભુના સ્મરણ અને ધ્યાન દ્વારા, દુઃખો, દર્દો દૂર થાય છે અને આત્મિક સુખસહ જ્ઞાન પ્રગટે છે જેથી માનવ સુખી થાય છે. સુખ બાહ્ય વસ્તુ પર નિર્ભર નથી પણ મનો ભાવ પર જ નિર્ભર છે. જેમ કે–એક શહેરને છેડે રાજમાર્ગથી દૂર એક નાની–શી ઝૂંપડી, એમાં એક ડોશી રહે મુખ પર કરચલી. માંડ માંડ ચાલે. આંખના તેજ પણ ઓછાં થયાં. રાત્રે ડોશી સીવવા બેઠાં. અંધારી ઝૂંપડી અને સાવ ઝાંખો દીવો, સોયમાં દોરો પરોવે. મહેનત ઘણી કરે, પણ સોયના કાણામાં દોરો જાય નહિ.

આમ કરતાં કરતાં સોય હાથમાંથી પડી ગઈ. બહુ શોધી પણ જડી નહિ. હવે શુ કરવું ? એક તો અંધારું, બીજું આંખે ઓછું દેખાય, એમાં વળી સોય શોધવાની ! !

દૂર રાજમાર્ગ પર દીવા ઝળહળે. ડોશી તો દીવાના પ્રકાશમાં દોડી, જઈને ત્યાં સોય શોધવા લાગ્યાં પણ ત્યાં હોય તો જડેને ? કોઇએ આવીને પૂછ્યું. 'ડોશી શું ખોવાયું

છે?' જવાબ આપ્યો 'સોય'. રાહદારીએ પૂછ્યું, 'માજી, એ લગભગ ક્યાં પડી છે? તમે બરાબર ક્યાં બેઠાં હતાં?' ડોશી કહે, 'ભાઈ, સોય તો મારી ઝૂંપડીમાં ખોવાઈ છે. પણ અહીંયા પ્રકાશ હોવાથી અહીં ખોળું છું.' રાહદારી કહે, અહીં સોય શોધે, કંઈ નહીં વળે. ઝૂંપડીમાં પ્રકાશ કરો તો મળે!'

કહેવાનો મતલબ એ છે કે સોયની જેમ સુખ ક્યાં છે. અને માનવબંધુઓ તેને શોધે છે ક્યા? સોય ઝૂંપડીમાં પડી હતી અને તેની શોધ બહાર થતી હતી. તેમ જ સુખ માત્ર પોતાના આત્મામાં છે અને તે આત્માભિમુખ થવાથી મળે તેમ છે છતાં લોકો ડોશીમાની જેમ સુખની શોધ જગતમાં કરી રહ્યા છે તે કેવી રીતે સાંપડે? ન જ મળે. તેની શોધ અંતરમાં કરવાની છે જેનું સાધન સાધ્યસિદ્ધિ માટે જપ અને ધ્યાન છે. ઊઠો વીરો, જાગૃત થાઓ અને સત્યના પંથિક બનો, અસ્તુ.

## પ્રભુ નામના ધૂન દરેક વિપત્તિમાંથી મુક્ત કરે છે

પ્રભુનામની ધૂન દરેક 'આપત્તિમાંથી' અમને ઉગારતી રહી! ઈશ્વરમાં કે કુદરતમાં તમે માનતા હો કે ન પણ માનતા હો; તમારી વૈજ્ઞાનિક બુદ્ધિ તમને પ્રભુની હસ્તી માટે શંકા પ્રેરતી હોય તો ભલે, પરંતુ નીચેનો મારો સ્વાનુભવ વાંચ્યા પછી કંઈ નહિ તોય તમે એટલું તો માનતા થશો જ કે જગતમાં એવું અદૃશ્ય અલૌકિક બળ અથવા શક્તિ કામ કરી

રહી છે ખરી, જે સંકટ સમયે આજના માનવીને એ કુદરતી શક્તિ સમીપ લઈ જાય છે.

યુગાન્ડાના ઈદી અમીને આઠમી ઓગસ્ટને ૧૯૭૨ના રોજ વટહુકમ બહાર પાડ્યો કે નેવું દિવસની અંદર યુગાન્ડાના તમામ બીન નાગરિક એશિયનો દેશ છોડી જાય. ત્યાર પછી કેવી કરુણતા સર્જાઈ એનો ઇતિહાસ તો લાંબો છે. પરંતુ હું મારું કુટુંબ લઈને સોળમી ઓકટોબરના દિવસે મારું શહેર છોડીને કંપાલા આવવા નીકળ્યો. એકસોને સાઠ માઈલના એ લાંબા રસ્તા પર નવ ઠેકાણે મિલિટરી ચેકિંગ હતા. ચેક પોઈન્ટ નજીક આવે કે તરત જ મારી પત્ની અને બાળકો 'કાર'માં રામધૂન શરૂ કરી દે, કારણ કે મોટા ભાગના ચેક પોઇન્ટ પર એશિયનો લૂંટાતા હતા. એમના માલસામાનમાંથી ઘણી બધી ચીજો મિલિટરી આચકી લેતા હતા અને સ્ત્રીઓના શરીર પરના દાગીના ઉતારી લેતા હતા. ક્યાંક ક્યાંક મારઝૂડ કે ધોલધપાટ પણ થતી હતી. આ બધામાંથી બચીને અમે કંપાલા તો સહીસલામત પહોંચી ગયા. અમારું મુંબઈ જનારું પ્લેન ઓગણીસમીને બપોરે અઢી વાગે ઉપડવાનું હતું. અમે સવારના આઠ વાગે સેન્ટલ એરપોર્ટ જવા ઉપડી ગયાં. ફક્ત એશિયનોની હકાલપટી માટે ત્યાં એક 'પેમ્પરરી' ખાસ શેડ બાંધવામાં આવ્યો હતો અને અમારે સૌએ અમારા રોજીંદા કાર્યો વગેરે ત્યાં જ પતાવવાના હતા. મેઈન ઈન્ટરનેશનલ એરપોર્ટ અમારે માટે ન હતું કસ્ટમ એકદમ ચાલુ થયુ. અમે પાંચ ટિકીટ ઉપર સો કિલો વજન લઈ જઈ શકીએ. પણ મારી પાસે એકસોને ચોપન કિલો વજન હતું. ત્રણ અધિકારીઓએ

આ વધારાના વજન માટે મને ચૌદસો શિલિંગ ભરવા જણાવ્યું મારી પાસે પાંચસો શિલિંગ હતા તે તો લૂંટાઈ ગયા હતા અને ફક્ત પાંચ શિલિંગની નોટ જ બચી હતી. મેં પૈસા ભરવાની અશક્તિ જાહેર કરી એટલે એણે મારો સામાન ખસેડી નાખ્યો અને બીજા પેસેન્જરોની પતાવટમાં પડ્યો.

આ તરફ મારી પત્નીએ સૂચવ્યું કે આપણે ચોપન કિલો જે વધારાનું વજન થયું તે કાઢી નાંખી અહીં જ રહેવા દઈએ, જેને જોઈએ તે ભલે ઉપાડી જાય. આમ વિચારી અમે જે કાઢી નાખવાનું હતું તે નક્કી કરી લીધું. પછી હું કસ્ટમ અધિકારીઓ પાસે ગયો અને વાત કરી, પણ એણે તો મને કહી દીધું, 'તમારી પાસે વધારે પડતું વજન છે. તમે નહિ જઈ શકો.' મેં એને ઘણો સમજાવ્યો કે વધારાનું તમામ વજન હું અહીં છોડવા તૈયાર છું, પણ એને માન્યું જ નહિ. કેવલ એક જ રટણ એણે કર્યા કર્યું: 'તમારી પાસે વધારે પડતું વજન છે.' અઢી વાગ્યાનું પ્લેન ઉપડી ગયું. એવડા મોટા વિશાળ 'શેડ'માં અમે પાંચ જ બાકી રહ્યા. હું મારી પત્ની અને ત્રણ બાળકો તથા એ બંધૂકધારી ભયંકર મિલિટરી વાળા અને છ આફ્રિકન પોર્ટરો. આ સૌની ભૂખી અને ભયાનક નજરો અમને વીંધતી રહી. આજુબાજુ નિર્જન અને ભયંકર વગડો. મને થયું કે આજે આપણા આયુષ્ય પૂરાં થવાનાં, સામાન બધો લૂંટાઈ જવાની શકયતા. પત્ની અને દીકરીઓને ઉપાડી જાય તેમ પણ બને, કારણ ત્યાં તો મેં ઉપર જણાવ્યા એ સિવાય કાળો કાગડો ય ન હતો. હું એટલો તો ગભરાઈ ગયો હતો કે મારાથી કંઈ જ બોલી શકાતું ન હતું. સવારે

પીધેલા ચાના પ્યાલા સિવાય કંઇ જ પેટમાં ગયું ન હતું. છેવટે અમે પાંચ ખુરશીઓ ભેગી લાવીને કુંડાળે બેસી ગયાં. જલારામ અને દત્ત બાબાની ધૂન શરૂ કરી દીધી. જ્યાં બુદ્ધિ બહેર મારી જાય ત્યાં શ્રદ્ધા કામ કરી જાય. મારી પત્નીને પૂર્ણ શ્રદ્ધા હતી કે આપણો વાળ વાંકો થવાનો નથી. ધૂન ચાલુ રહી સાડાચાર વાગ્યા. અને ન માની શકાય-ચમત્કાર સર્જાયો. પેલા ત્રણ કસ્ટમ અધિકારીઓ જે યુગાન્ડાના હતા. એમની ડ્યુટી પૂરી થઈ અને એમની જગ્યાએ કેન્યાના ત્રણ અધિકારીઓ ફરજ પર આવ્યા. ફરતાં ફરતાં પેલા 'શેડ'માં આવી ચડ્યા. અમારા હાવભાવ જોઈને એને લાગ્યું કે આ લોકો ભગવાનનું ભજન કરે છે. ત્રણે અમારી પાસે આવ્યા. મને કહે કે તમે લોકો સાવ એકલા આવા ભેંકાર 'શેડ'માં કેમ બેસી રહ્યા છો? ડૂબતો તરણું ઝાલે તેમ ઝટ દઈને હું ઊભો થઈ ગયો, કરગરી પડ્યો અને ઈતિ સુધી મારી વાત રજૂ કરી. એનું દિલ હલી ગયું. મને કહે, તું જરાય ગભરાતો નહીં. આજ રાતના ૧૨ વાગે ઈન્ટરનેશનલ એરપોર્ટ પરથી એક ખાસ ફ્લાઇટ સીધી નોનસ્ટોપ મુંબઈ જવાની છે, એમાં હું ગમે તેમ કરીને તમારી સગવડ કરી આપીશ. હમણાં જ હું એ વ્યવસ્થા કરવા જાઉં છું. દરમિયાન તમે લોકો અહીં જ બેઠા રહો. ઈસ્ટ આફ્રિકન એરવેઝના ખર્ચે તમને હું પાંચ લંચ પેકેટ મોકલું છું. તમે નિરાંતે પહેલાં જમી લો. આટલું કહી એક ઓફિસર અમારી મધરાતના પ્લેનની જગ્યાઓ કરવા ગયો. બીજો લંચ પેકેટ લેવા ગયો. ત્રીજો અમારા રક્ષણ માટે ત્યાં જ ઊભો. લંચ પેકેટ આવ્યા, જમ્યાં. એ જ

ઓફિસર સાડા પાંચે ચા અને કોફી લઈ આવ્યો. પહેલો ઓફિસર અમારે જવાની વ્યવસ્થા કરીને સાત વાગે પાછો આવ્યો અને મને કહે છે કે મધરાતના પ્લેનમાં તમે પાંચ સૌ પ્રથમ પ્લેનમાં ચડશો અને બીજા પેસેન્જર પાછળ આવશે. એવી વ્યવસ્થા થઈ ગઇ છે. અને અહીં બેસવામાં જોખમ છે. માટે મારી સલુન ગાડીમાં બેસી જાવ હું ઈન્ટરનેશનલ એરપોર્ટ પર ઉતારું. ત્યાં મધરાતના પ્લેનવાળા પેસેન્જરો આવશે. તમારા સામાનમાંથી એક રતલ પણ ઓછું કરવાની જરૂર નથી. હું એને પ્લેન આવે કે તરત જ મારે હાથે ચડાવી દઈશ આમ કહી અમને એ એની ગાડીમાં ઇન્ટર નેશનલ એરપોર્ટ ઉપર લઈ ગયો. સાથે અમારો સામાન પણ લીધો. ત્યાં પહોંચીને અમને હાશ થઈ. આરામથી ગાદી ઉપર આડા થયા. નવ વાગે પાછો પહેલો અધિકારી મારી પાસે આવ્યો અને મને પાંચ પાસ આપીને કહે કે તમે લોકો આ પાસ લઈને ડાઇનીંગ હોલમાં જાવ અને ઇસ્ટ આફ્રિકન એરવેઝને ખર્ચે ભોજન લઇ લો. અમે તો ફાટી આંખે અને જોઈ જ રહ્યા. જાણે બ્રહ્મા વિષ્ણુ–સદેહે પૃથ્વી ઉપર ઉતરી આવ્યા હોય એમ લાગ્યુ. અમે રાત્રે નવ વાગે ભોજન માટે ગયા. અગિયાર વાગે ખાસ વિમાન આવ્યું એટલે એ ત્રણ અધિકારીઓ અમારી પાસે આવ્યા અને મને કહે કે તમારો સામાન હું પ્લેનમાં મૂકાવી દઉં છું. અને તમે પાંચ આ ગ્રીનકાર્ડ લઈને પહેલાં ચડી જાવ. અમે પાંચે એટલા ગળગળા થઇ ગયા કે ગળામાંથી શબ્દ જ ન નીકળે. મને ખામોશ જોઇને મારે ખભે હાથ મૂકી એણે પૂછ્યું. 'હવે તમે ખુશ છોને?' હું 'હા' કે 'ના'

કાંઇ જ ન કહી શક્યો. કેવળ ઓફિસરના બંને હાથ પકડીને મેં મારી આંખોએ લગાડી દીધા. મૌનની એક અદ્ભુત ભાષા બે મિનિટ માટે ત્યાં રચાઇ ગઇ.

પ્લેન સામે જ ઊભું હતું. અમારો સામાન ચડી ગયો હતો અને અમે પણ વિદાય લીધી. પ્લેનમા ચડ્યા, રાતના બારના ડંકા પડ્યા. પ્લેનની ઘરરાટી બોલી અને થોડી જ મિનિટમાં તે જમીન પરથી અદ્ધર થયું ત્યારે અમારા અદ્ધર થયેલા જીવ હેઠળ બેઠા.

અમને થયું. અમારી પ્રાર્થના સાંભળીને આવેલા પેલા ત્રણ ઓફિસર કોણ હશે? આ અનુભવ યાદ કરીએ છીએ અને થાય છે-કે જગતમાં સંચાલન કોઇ અદૃશ્ય શક્તિ કરી રહી છે. તમે એને ઇશ્વર કહો તો ઈશ્વર અને અલૌકિક કે અદૃશ્ય શક્તિ ગણો તો તે! માનવ ભલે ઈશ્વરને ભૂલે, તેને ન માને પણ કુદરત આવા સમયે તેને પોતાની યાદી આપી તેની નાસ્તિકતાને દૂર કરીને તેની સુષુપ્ત શ્રદ્ધાને જાગૃત કરે છે તે તેમની અપાર દયાસૂચક છે.

## મંત્રપ્રભાવે—યોગમાં સિદ્ધિ

જામનગરમાં એક બહેન જેમનું નામ દિવાળીબહેન હતું. તેમનો જન્મ ૧૯૨૯ ના ભાદરવા સુદ સાતમને દિવસે થયો હતો. તેઓ અગિયાર વર્ષની બાલ્યવયે વિધવા બન્યા હતાં. તેમના કુટુંબમાં એક ધર્માત્મા બહેન હતા તેમણે આ દિવાળી-

બહેનને ધર્મમાં સંલગ્ન કરવા માટે પૂરતું ધ્યાન આપ્યું. વળી સાધુસંતોના સમાગમે પણ જ્ઞાનાર્જન કર્યું.

એક વખતે પંડિત લાલનનો સમાગમ પંન્યાસજી મહારાજ કેશરવિજયજી સાથે ખાવડી ગામમાં થયો હતો. ત્યાં જાપ સંબંધી પ્રસંગ નીકળતાં કેટલાક માણસોએ પચાસ, પચાસ લાખનો જાપ કરવાનો નિર્ણય કર્યો. દિવાળીબહેનને પણ જાપ કરવાનો નિયમ આપવામાં આવ્યો હતો. પ્રથમ તો જાપ કરવાનું આ બહેનને મુશ્કેલ લાગ્યું. કેમ કે જેણે ઘણું વાંચ્યું હોય, સાંભળ્યુ હોય તેથી તેમની તે આદત પડી ગઈ હોય છે, તેથી તેમને જાપ કરવાનું મુશ્કેલ લાગે છે. વાંચવું તેમાં રસ ઠીક જામે છે, પરંતુ આ તો સ્થિરતાપૂર્વક કલાકો સુધી જાપમાં સંલગ્ન રહેવું પડે તે મુશ્કેલીનો વિષય હતો, પણ ધીમે ધીમે તેમાં તેમને રસ લાગવા માંડયો. પ્રથમ તેમણે ' ૐ અર્હં નમઃ 'નો જાપ શરૂ કરેલ ત્યાર પછી ગુરુદેવની આજ્ઞાથી ૐકારનો જાપ શરૂ કર્યો. આ ટુંકો જાપ ભ્રુના મધ્ય ભાગમાં આંતરદૃષ્ટિ રાખી તેમણે કલાકોના કલાકો સુધી કરવાની આદત પાડી. હાલતાં, ચાલતાં, સૂતાં, બેસતાં પણ તે જાપ ન ભૂલાય તેવી પ્રવૃત્તિ વધારી. પરિણામે તેમને તે સ્થળે લોહચુંબક જેવું આકર્ષણ થવા લાગ્યું, ધીમે ધીમે ધુંવાડા જેવાં કાળાં વાદળો દેખાવા લાગ્યાં, આગળ વધતાં વાદળાં વરસી રહ્યા પછીના શ્વેત વાદળાં જેવો પ્રકાશ દેખાવા લાગ્યો, અને પછી તો તે પ્રકાશમાં અતિદિન વધારો થવા લાગ્યો, તેમાં વૃત્તિની એકાગ્રતા થવા લાગી. પછી તો તેમાં એવો રસ લાગ્યો કે કલાકો સુધી તેઓ જાપમાં સ્થિર રહેવા લાગ્યા.

અભ્યાસ પરિપકવ થતા તેમની કુંડલિની જાગૃત થઈ. કોઈ દિવ્ય પુરુષ અંતરમાં પ્રેરણા કરતા કે, આગળ જા, આગળ જા, હજુ આગળ વધ તેમ તેમ તેના હૃદયમાં ઉત્સાહ વધવા લાગ્યો.

કુંડલિની જાગૃત થયા પછી તે ઉપર ચઢીને ચક્રોનું ભેદન કરવા લાગી ત્યારે અવનવા અનેક અનુભવો તેમને આંતર-પ્રદેશમાં થવા લાગ્યા. સાથે સાથે પૂર્વકૃત અશુભ કર્મોદયથી અનેક પ્રકારે તેમની કસોટીનો પ્રસંગ ઉપસ્થિત થયો. પૂર્વ-જન્મના વૈરી મિથ્યાત્વી દેવો આવીને તેને ઉપસર્ગ કરવા લાગ્યા. કોઇ કોઇ પ્રસંગે એવા ઉપસર્ગો થતા કે જાણે જીવનનો અંત આવશે. આમ છતાં દિવાળીબહેન કયારે પણ આત્મભાન ભૂલતા નહિ, તેમ જ તે દેવો પર રોષ વગેરે પણ કરતા નહિ. વળી તેમના શુભ પુણ્યોદયે સમ્યગ્દષ્ટિદેવો તેને સહાયતા કરવા માટે પણ આવતા હતા તેમને ધર્મ પમાડનાર બહેન પણ મરીને સ્વર્ગમા ગયેલ તે દેવ તો સદંતર તેની સહાયતા કરતા હતા, જ્યારે જ્યારે મિથ્યાત્વી દેવો ઉપસર્ગ કરતા ત્યારે ત્યારે તે દેવ તેમને ખૂબ જ સાવધાન રહેવાનુ સૂચવતા અને જાગૃતિ આપવા આત્મભાન ન ભૂલાય તે માટે સતત સદ્બોધ આપતા હતા. અંતમાં તેમના અભ્યાસના બળે તેમને જાતિસ્મરણજ્ઞાન થયું હતું જાતિસ્મરણ દ્વારા તેમણે પોતાના સાત ભવ આગળ કરેલા જોયા અને આઠમો ભવ તે આ દિવાળીબાઇનો હતો. અને ત્યાર પછી થવાવાળા બે ભવ તેમણે જોયા હતા. અહો ! સાધના પ્રભાવે શું અસંભવ છે ? અર્થાત્ સર્વ સંભવ છે. તેમને વચન સિદ્ધિ આદિ અનેક શકિતઓ પ્રગટેલ પણ તેમના સહાયક દેવો સિદ્ધિઓની પ્રસિદ્ધિ કરવા માટે ના કહેતા હતા,

કારણ કે તેમ કરવાથી સાધકને આગળ વધવામાં વિઘ્નો ઉપસ્થિત થવાનો સંભવ છે. તેમની બહેનપણી એક વ્યંતર જાતિમાં હતી અને ત્યાં તે બહુ દુઃખી હતી, તેને પોતાની પાસે બોલાવી ત્યારે તે આવી અને તેમને જોઈ ધ્રુસકે ધ્રુસકે રડી પડી હતી, પોતાની આ સ્થિતિ માટે તેને બહુ દુઃખ થતું હતું. આ બહેને તેને આશ્વાસન આપ્યું, અને આ ભવમાં જાગૃત થઈ. આગળ વધવા સૂચના કરી. તેને ગુરુદેવ પાસે લઇ જઇ પ્રણવનો જાપ કરવાની પ્રતિજ્ઞા લેવરાવી. બોધિબીજનો બોધ અપાવ્યો અને સવિશેષ પ્રકારે જાગૃત કરી. ત્યાર પછી તે વ્યંતરદેવી કોઇ કોઇ પ્રસંગે તે બહેન પાસે આવતી અને તેને પૂછતાં કે હવે કેમ છે ! ત્યારે તે કહેતી કે જાપ કરવાથી મને આનંદ છે. તેને બહેન ભલામણ કરતા કે હવે કાયમ જાપ કરતા રહેશો, વગેરે.

તેની એક બીજી બહેનપણી પણ વ્યંતર જાતિની દેવી હતી, તે સમૃદ્ધિવંત અને સુખી હતી. તેને બોલાવીને ગુરુશ્રી પાસે પ્રણવનો જાપ અને બોધિબીજ સંબંધી વિવેકજ્ઞાન અપાવી તેને ધર્મપરાયણ કરી હતી.

એક પ્રસંગે પાલીતાણાની યાત્રા કોઇ વિવાદને અંગે બંધ થવાની હતી ત્યારે આ બહેને ઘણી મહેનત કરી હતી. પાલી-તાણાના પર્વત પર શાસનાધિષ્ઠાત ચક્રેશ્વરીદેવીની મૂર્તિની સન્મુખ લગભગ અરધો કલાક બેઠાં હશે, તેટલામાં દેવીએ પ્રત્યક્ષ થઇ દર્શન આપી ઉભા રહ્યાં. બહેને યાત્રાબંધ ન થાય તે માટે પ્રાર્થના કરી પણ જવાબ આપ્યા વિના ચાલ્યાં

ગયાં ફરીવાર પોતાના મુકામે ધ્યાન કરીને બોલાવ્યા, તરત આવ્યાં, પણ જરા હસીને ચાલ્યાં ગયાં, થોડા દિવસ પછી ફરી બોલાવ્યાં, જવાબ કેમ આપતા નથી ? ઉત્તરમાં કહ્યું : 'બહેન ! ઉતાવળ ન કરો' ધીમે ધીમે સારું થશે, સત્કર્મો કરવાની લોકોને પ્રેરણા કરો વગેરે કહીને ચાલ્યાં ગયાં. ત્યાર પછી અઠવાડિયામાં એકવાર ચક્રેશ્વરી દેવી તથા એકવાર સરસ્વતીદેવી જ્યારે યાદ કરતાં ત્યારે આવતાં, પણ તેમણે પોતાના સ્વાર્થની માંગણી કયારેં પણ કરી નહોતી.

આ બહેનના વિકાસના અનેક કારણો છે. બ્રહ્મચર્યની દૃઢતા જેમાં સ્વપ્ને પણ કોઇ દોષ લાગ્યો ન હતો. બીજું વ્રત લીધા પછી નવકારસી પ્રત્યાખ્યાન અને ત્રીજો રાત્રીનો ચોવીહાર એ બધા નિયમો જીવન સુધીના હતા, અને કોઇ પણ પ્રસંગે તેમાં અપવાદ સેવ્યો ન હતો, આ સિવાય બાઇની આત્મશ્રદ્ધા અડોલ હતી મરણાન્ત ઉપસર્ગોમાં પણ હું આત્મા છું એ ભાન તેઓ ભૂલતા નહિ. ગુરુ ઉપરની શ્રદ્ધા અને આજ્ઞાની આરાધકતા પણ તેટલી જ દૃઢ હતી. કોઈ તેને કહે કે દિવાળી બહેન ! અમુક સ્થળે એક યોગી મહારાજ છે તેની પાસે ઘણું જાણવાનું મળશે. તેના જવાબમાં તેઓ કહેતાં કે તમે બધા તેમની પાસેથી મેળવો, મારે તો મારા ગુરુ છે તેની પાસેથી મળે છે અને જોશે ત્યારે મળશે. જ્યારે જ્યારે હું તેમની પાસે જાઉં છું ત્યારે ત્યારે નવીન કાંઈક લઈને જ આવું છું. માટે મારે બીજે જવાની જરૂર નથી

ગુરુઆજ્ઞા પાલન કરવામાં તેઓ ઘણા જ દક્ષ હતા. તેને જે કંઈ સાધન બતાવવામાં આવતું તે તેઓ હજાર

કામ પડતા મૂકીને કરતા હતા અને સાધનની સિદ્ધિ કર્યે જ રહેતા. કોઈ વખત તેને મદદ કરનાર દેવના વચનનો અનાદાર કરતા ત્યારે તેઓ શાંત રહેતા અને ગુરુ દ્વારા તે તેમને કહેવડાવીને પછી તે તેનું પાલન કરતા. તેમને મન ગુરુ જ પ્રભુ અને દેવ સમાન હતા. ગુરુ પરની આ શ્રદ્ધાથી જ તેઓનો વિકાસ થયો હતો.

તેઓ આવા સંયમ અને આજ્ઞાપાલન સાથે જાપનો અભ્યાસ કરતા હતા. અનેક ઉપસર્ગો અને રોગોના પ્રસંગમાં પણ તેણે પોતાનો અભ્યાસ બંધ કર્યો ન હતો. જપ, ધ્યાન કરવામાં જરા પણ પ્રમાદ સેવતા નહિ. બધા લોકો જ્યારે શાન્તિથી નિદ્રા લેતા હોય ત્યારે આ બહેન તે વખતે પણ સાધનામાં રત રહેતા. રાત્રીમાં ભાગ્યે જ એક કલાક ઊંઘતા તે પણ ધ્યાનાવસ્થામાં જ નિદ્રિત થઈ જતા, તે પણ તેના વિકાસનું કારણ છે.

માનવ શ્રદ્ધા, પ્રેમ સહિત અને ગુરુઆજ્ઞા સહ સંયમી જીવનની સાથે જાપ અને ધ્યાનનો અભ્યાસ કરે તો તે આ બહેનની જેમ કેટલો વિકાસ સાધી શકે? માટે વીરો ઊઠો અને જીવનને સફળ કરવા કટિબદ્ધ થાઓ. દિવાળીબહેન જાપ અને ધ્યાન દ્વારા વર્તમાનકાળે કેટલો વિકાસ કર્યો તેમાં સમય કંઈ જ વિઘ્ન કરી શકતો નથી કેવલ સ્વપુરુષાર્થથી સિદ્ધિ અવશ્ય સાંપડે છે.

ભાવપૂર્વક જપ કરનાર જીવનના
અંતને જાણી અને માણી શકે છે.

**થોડા વખત પહેલાની બનેલી સત્ય ઘટના**

ઉજ્જૈનમાં એક વૈશ્ય કુટુંબ રહેતું હતું. તેમાં બે પુરુષો એક સ્ત્રી અને બે તેના બાળકો હતા. એક ભાઈ અવિવાહિત હતો અને બીજા ભાઈને બે પુત્રો હતા. એ કુટુંબનો નિર્વાહ એક નાની દુકાન પર થતો હતો. ઘરનો મુખ્ય માલિક રાત્રીમાં નિવૃત્તિના સમયે શાંત ચિત્તે એકાગ્રમનથી મંત્રજપ કરતો હતો એક દિવસ તેનો પુત્ર રાતે ઉઠયો ત્યારે તેણે જોયું કે પિતા હાથમાં માળા લઇને કોઈ મંત્રજપ કરી રહ્યા છે એ વખતે તો તેણે એમને કંઈ પૂછયું નહિં પણ સવારમાં પ્રશ્ન કર્યો કે, 'તમો રાતે શેનો જપ કરતા હતા?'

પિતાએ કહ્યું—'ભાઈ! હું કાંઈ વધારે ભણેલો નથી. બધા લોકો રામનામનો જપ કરે છે. એટલે હું પણ રામનામનો જપ કરું છું.'

પુત્ર સમજ્યો કે આ તો સહુના કલ્યાણનું કારણ છે. એટલે તેણે વિશેષ પૂછપરછ કરી નહિ. કેટલાક સમય પછી એ ગૃહપતિને સ્વપ્નમાં એક મહાત્માનાના દર્શન થયાં તેમણે તેને કહ્યું—

પરમ દિવસે તમને લઈ જઈશું સાવધાન રહેજો. આથી ગૃહપતિ સમજી ગયા કે પરમ દિવસે રાતે મારો અંતસમય છે. તેની પત્ની બાજુમાં સૂતી હતી તેને ઊઠાડી સ્વપ્નની વાત

કહી અને પોતે વિદાયની તૈયારી કરવા માંડી. તેમને જે દાન-પુણ્ય કરવું હતું તથા સગાસંબધીઓ સાથે જે વાતચીત કરવી હતી તે કરી લીધા પછી પવિત્ર ભાવપૂર્વક હાથમાં માળા લઇને જપ કરવા બેઠાં.

પોતાના કુટુંબીજનોને પણ આ જ રીતે જપ કરવા બેસાડ્યા. આ વખતે તેની સ્રીએ કહ્યું, 'મને મૂકીને કેમ જાઓ છો ?'

ગૃહપતિએ કહ્યું. "એક વર્ષ પછી તું પણ આવીશ" તેના નાના ભાઇએ પણ એવો જ પ્રશ્ન કર્યો, તેને ગૃહપતિએ કહ્યું: "તારી ભાભી પછી એક વર્ષે તારો વારો છે."

હરિજનોમાં સવા ભગતની ખ્યાતિ ખૂબ છે. તેમણે પોતાનો અંતસમય અગાઉથી જાણી લીધો હતો.

અંતસમય આવી પહોંચતા તેમણે સગાવ્હાલાં તથા નાતીલાઓને પોતાને ઘેર બોલાવી હરિકીર્તન શરૂ કર્યું હતું. તેઓ પોતાના કપાળમાં કુંકુમનુ તિલક કરી હાથમાં શ્રીફળ લઈ સહુની વચ્ચે બેઠા હતા અને હરિકીર્તનમાં ભાગ લેતા હતા. વિદાયનો સમય થતાં ભગતે કહ્યું :

"વૈકુંઠમાંથી વિમાન આવી ગયું છે હવે અમે જઈએ છીએ સહુને રામ રામ." પછી તેમણે આંખો મીંચીને ધ્યાન ધરતાં તેમનો આત્મા દેહ છોડી ગયો.

આજે આવાં ધન્ય મૃત્યુ કેટલા પામી શકે છે ? તે વિચારવાનું છે. ડોકટરોના ડોઝ પીતાં પીતાં કે ઇન્જેકશનોની

સોચો ખાતા સાનભાન રહિત સ્થિતિમા આ જગતમાંથી વિદાય થવું એ ધન્ય મૃત્યુ તો નથી જ.

ભગવાનના કોઈ પણ નામનો પ્રેમ, ભક્તિ અને શ્રદ્ધાપૂર્વક જપ કરવાથી શારીરિક રોગો દૂર થાય છે. લક્ષ્મીનો મંત્ર–જપ કરવાથી શરીરની કાંતિ વધે છે. લક્ષ્મીમાત્ર ધનની દેવી નથી, સૌંદર્યની પણ દેવી છે. તાત્પર્ય એ છે કે શરીર સ્વસ્થ અને સુદૃઢ બનાવવામાં જપ સાધન ઉપયોગી છે. માનસિક રોગોનું નિવારણ ભગવાનના નામના જપથી થાય છે. વચનની શક્તિ સરસ્વતીના મંત્ર–જપથી ખીલે છે અને શીઘ્ર કાવ્યો રચવા જેટલી શક્તિ સાંપડે છે.

શ્રી રમણ મહર્ષિએ ઉપદેશસારમા કહ્યુ છે કે :—

'વાણી દ્વારા સ્તવન–સ્તોત્ર બોલીએ તેના કરતાં મનમાં જપ કરવો અને ધ્યાન ધરવું એ શ્રેષ્ઠ છે.

શ્રી શિવાનંદ સરસ્વતીએ જપયોગમાં કહ્યું છે કે :—

'જપ વિષયો તરફ જતા વિચાર પ્રવાહના બળને અટકાવે છે. તે મનને ઈશ્વર તરફ શાશ્વત સુખની પ્રાપ્તિ તરફ વાળવા ફરજ પાડે છે પરિણામે તે ઈશ્વરદર્શન કરવામાં મદદ કરે છે. જપ મનને પાશવતામાંથી પવિત્રતામાં રજસમાંથી સત્વમાં ફેરવી નાંખે છે. તે મનને શાંત અને મજબૂત કરે છે. તે મનને અંતર્મુખ કરે છે. તે મનની બહાર ફેલાયેલી વૃત્તિઓને અટકાવે છે. તે નિશ્ચય અને તપબળને પ્રબળ બનાવે છે. પરિણામે તે ઈષ્ટદેવ અગર ઈશ્વર સાક્ષાત્કારના સીધા દર્શન તરફ લઈ જાય છે. શ્રી મોટા એક આધ્યાત્મિક પુરુષ તરીકે

આજે ગુજરાનમાં વિખ્યાત છે. તેમણે સર્વોપયોગી જપ સાધના ગ્રંથની પ્રસ્તાવનામાં કહ્યું છે કે : 'જપ એક અમોઘ દૈવીશક્તિ છે.'

તંત્ર સારમાં એમ કહ્યું છે કે:—

"યક્ષો, રાક્ષસો, પિશાચો, દુષ્ટગ્રહો તથા ભયંકર સર્પો અત્યંત ભય પામીને મંત્રજપ કરનારાઓની પાસે જતા નથી, જઇ શકતા નથી." તાત્પર્ય કે મનુષ્યો આ બધાના ભયોમાંથી રક્ષણ મેળવવા ઇચ્છે તેમને તે મળી રહે છે. જન્મસ્થાનમાં પડેલા દુષ્ટગ્રહો મનુષ્યને અનેક રીતે પીડા ઉપજાવે છે તથા ભયંકર સર્પોની સાથે પાનારા પડયાં તો એ આપણો જાન લીધા વિના રહેતા નથી. એટલે તેના ભયમાંથી બચવું આવશ્યક છે. નિત્ય નિયમિત મંત્રજપ કરવાથી તેમના ભયમાંથી બચી શકાય છે. થોડા સમય પહેલાં એક દિગમ્બર મુનિ એકાંતમાં બેસી મંત્રજપ કરતા હતા

એવામાં એક ભયંકર સર્પ ફુંફાડા મારતો મારતો આવ્યો અને તેમના સ્થાનમાં દાખલ થયો. લોકો આ દૃશ્ય જોઈ રહ્યા અને હવે શું થશે ? તેની ચિંતા કરવા લાગ્યા. પણ એ સર્પ અંદર જતાં જ શાંત થઈ ગયો અને મુનિથી થોડે દૂર પોતાની ફેણ વિસ્તારી તેમને નમન કરવા લાગ્યો આ જોઈ લોકોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આ ઘટના વર્તમાન પત્રોમાં પ્રગટ થયેલી છે.

સ્વામી વિવેકાનંદે એક સ્થળે કહ્યું છે કે :—પવિત્ર નામને ફરી ફરી બોલવું એનું નામ જપ છે. 'એ જપ દ્વારા જ ભક્ત ઉચ્ચ અનંતને પહોંચે છે.'

મહાત્મા ગાંધીએ રામનામના પુ.માં કહ્યું છે કે :—"જે મંત્રનો જપ કર્યા જ કરશે, તે અંતે વિજયને મેળવશે એમાં મને જરા શંકા નથી. એ મંત્ર એની જીવાદોરી થશે અને બધાં સંકટોમાંથી બચાવશે."

---

## મોત, નાગ અને મંત્ર

બાવીસ વર્ષની સ્વરૂપવાન સરલાનો ઇલાજ કરનારા ડૉ. બાજપેયીને એ જીવી શકે તેવી કોઈ આશા નહોતી. સરલાના પતિ પંકજે ફરૂખાબાદ જિલ્લાના એક સાપ્તાહિકના સંપાદક અને મંત્રોની સિદ્ધિ ધરાવનારા લક્ષ્મીનારાયણને બોલાવ્યા. લક્ષ્મીનારાયણે મંત્રોચ્ચાર શરૂ કર્યા કે સરલાના શરીરમાંથી કોઈ પુરુષનો અવાજ લક્ષ્મીનારાયણને પડકારવા લાગ્યો. હિંમતવાન લક્ષ્મીનારાયણે સરલાના શરીરમાંથી આવતા અવાજને પડકાર કર્યો અને પૂછ્યું, 'બોલ, તારે શું જોઈએ છે?'

બીમાર સરલાએ જોશભેર પોતાનું માથું ઊંચું કર્યું અને વિચિત્ર રીતે પુરુષના અવાજમાં બોલી, 'અમે આને લઈ જવા માગીએ છીએ.'

મંત્રવિદ લક્ષ્મીનારાયણે પ્રબળ અવાજે પૂછ્યું, 'તમે લઈ જવા માગો છો, પણ કોને?'

'આ છોકરીને! આટલું ય તમે સમજતા નથી?' સરલાએ વિચિત્ર એવા પુરુષના અવાજમાં જવાબ વાળ્યો.

લક્ષ્મીનારાયણે પૂછ્યું, 'એ છોકરી છે કોણ? જે વાત હોય તે સ્પષ્ટ કહો.'

જવાબ મળ્યો, 'સરલા.'

લક્ષ્મીનારાયણે ફરી પ્રશ્ન કર્યો કે, 'તો તમે સરલા નથી?'

'ના.'

'તો પછી તમે છો કોણ?'

'હું પ્રભુ દયાળ છું.' સરલાએ જવાબ વાળ્યો.

'તમારા સાથીઓ ક્યાં ગયા?'

'એની તમારે શી પંચાત?'

"એની ખબર તો હવે પડશે," એમ બોલીને લક્ષ્મીનારાયણ ગંભીર બની ગયા

સરલા વિચિત્ર અવાજે બબડતી હતી, 'અરે! જોયા, જોયા, તમને જોયા. તમારા જેવા તો કેટલાય મારા ખિસ્સામાં છે. અને જાણી લે કે સત્તાવીસમી તારીખે રાતના બાર વાગે અને ૮ મિનિટે અમે આને લઈ જઈશું, હિંમત હોય તો રોકજે.'

લક્ષ્મીનારાયણે કહ્યું, 'અરે કાલની વાત જવા દે હવે પછીની મિનિટે શું થવાનું છે, એનીયે ક્યાં કોઈને ખબર છે? સત્તાવીસમી તારીખની નહી પણ આજની વાત કર. આજે જરા મારી તાકાત તો જોઈ લે. પછી મને પડકારવાનો વિચાર કરજે.'

'અરે! તારામાં તે વળી શી તાકાત છે!' સરલા અટ્ટહાસ્ય કરતાં બોલી.

લક્ષ્મીનારાયણે પીવાનું પાણી માગ્યું. ગ્લાસમાં પાણી લાવવામાં આવ્યું. એમણે સરલાને પાણી પીવા માટે આગ્રહ કર્યો, પરંતુ સરલા પાણી પીવા કોઈ પણ સંજોગોમાં તૈયાર ન થઈ. ફરીવાર લક્ષ્મીનારાયણે હુકમ કરતા હોય તેમ પાણી પીવા કહ્યું. પરંતુ સરલાએ ઝનૂનપૂર્વક અસ્વીકાર કર્યો જોશભેર ના પાડવા જતાં સરલાની આંખો સંપાદક લક્ષ્મીનારાયણની આંખો સાથે ટકરાઈ. બન્ને થોડા સમય સુધી એકબીજાને તાકી તાકીને જોઈ રહ્યા.

'ચાલ, પાણી પી જા' લક્ષ્મીનારાયણ એટલા જોરથી બોલ્યા કે ખડની દીવાલો કાંપવા લાગી. ઝનૂનથી ભરેલી અને વિચિત્ર વર્તન કરતી સરલા લક્ષ્મીનારાયણના આ આદેશનો ઇન્કાર કરી શકી નહીં. સરલાએ પાણી પીધું અને પવિત્ર જીવન ગાળતા લક્ષ્મીનારાયણના મુખ પર મલકાટ પ્રગટ્યો. એમણે સરલા ભણી મંડાયેલી એમની નજર બાજુએ વાળતાં કહ્યું, 'મારામાં ભલે તાકાત ન હોય, તારામાં જો હોય તો જરૂર તારી તાકાત બતાવ.'

સરલાએ પલંગ પરથી કૂદીને નાસી જવાનો પ્રયત્ન કર્યો. પરંતુ એને એવું લાગ્યું કે જાણે એને કોઈએ બાંધીને બેસાડી દીધી હોય.

સરલા બોલી, 'અરે! તમે તો ભારે દગાબાજ છો.' આમ બોલીને એ લક્ષ્મીનારાયણ સામે ઘૂરકીને તે જોવા લાગી.

લક્ષ્મીનારાયણે હળવાશથી પૂછ્યું, 'અરે, મેં શો દગો કર્યો ?'

'તમે? તમે શો દગો કર્યો? તમે પાણી પીવડાવીને મને બાંધી લીધી છે.'

'ખોટું શા માટે બોલે છે? અરે, પાણી પીવડાવીને તો કોઈને બાંધી શકાતા હશે?'

'મને બાંધીને તમે તમારા મોતને નિમંત્રણ આપ્યુ છે.' આમ બોલતી સરલાનો ચહેરો ઘણો ભયાનક થઈ ગયો.

લક્ષ્મીનારાયણે નીડરતાથી કહ્યું, 'મોત! મોત તો સદાય મારા માથે સવાર હોય છે. મને આશ્ચર્ય એ વાતનું છે કે હું કેમ મરી જતો નથી?'

એવામાં એકાએક સરલાના મુખમાંથી મોરલીના જેવો અવાજ નીકળવા લાગ્યો. લક્ષ્મીનારાયણે બૂમ પાડી, 'બધા પોતાના પગ પલંગ પરે લઇ લો. ડોકટર બાજપેયી, તમે પણ તમારા પગ પલંગ પર લઈ લો.'

થોડી જ વારમાં ફૂંફાડાનો અવાજ સંભળાયો. ગભરાઈને જોયુ તો એક કાળો નાગ જીભના લબકારા મારતો સરલા સામે જોતો હતો એમ લાગતું હતું કે, સરલાના મુખમાંથી નીકળતા મોરલીના સૂરમા મોહિત થઈને એ નાગ એની ફેણ ઉઠાવીને ઝૂમી રહ્યો હતો. સરલાએ વિચિત્ર અવાજે બૂમ પાડી, 'આ દુષ્ટને ડંખ દે.' અને એણે લક્ષ્મીનારાયણ ભણી સંકેત કર્યો.

લક્ષ્મીનારાયણના ચહેરા પર ભયનું કોઈ નિશાન ન હતું. નાગ એમના તરફ સરક્યો કે તરત જ તેઓ બોલ્યા, 'નાગદેવતા!

તમારી સાથે મારે કોઈ વૈર નથી. બીજાના વેરને કારણે તમે મને દંશ આપો એમાં તમારી શોભા નથી. જ્યાંથી આવ્યા છો ત્યાં પાછા ચાલ્યા જાવ.'

અને પળવારમાં નાગ ખંડમાં એક ચક્કર લગાવીને બહાર નીકળી ગયો

લક્ષ્મીનારાયણે સરલા ભણી જોઈને કહ્યુ, 'હવે તું મારી તાકાત જો.' આમ કહીને સરલાનો પતિ પંકજ જે શીશી લાવ્યો હતો, એમાં મંત્રોચ્ચાર કરતા કરતાં લક્ષ્મીનારાયણે પાણીનાં ટીપાં નાખ્યા પણ પાણીમાં જેવુ ટીપું નાખે છે ત્યા તો સરલા ચીસ પાડીને બોલી ઊઠી · 'અરે! એવું ન કરશો! મને ન કરશો!'

લક્ષ્મીનારાયણે પાંચ વખત શીશીમાં પાણીનાં થોડાં ટીપાં નાખ્યાં અને દરેક વખતે સરલા ચીસ પાડી ઉઠતી હતી, પણ લક્ષ્મીનારાયણે ચીસ પાડતી સરલા ભણી કોઈ ધ્યાન ન આપ્યું. છેલ્લે સરલા બેભાન થઈને ગલંગ પર ઢળી પડી ડૉ બાજપેયીને મનમાં એવી શંકા હતી કે સરલા મૃત્યુ પામી છે. આથી જ એમણે લક્ષ્મીનારાયણને રોકી રાખ્યા. એ પછી એમણે બેહોશ સરલાની નાડી તપાસી હૃદયની ગતિ માપી. જોયુ તો બધું જ બરાબર હતું.

મુખ પર હળવા હાસ્ય સાથે લક્ષ્મીનારાયણે કહ્યું, 'ડોકટર! ભારતીય ઔષધિ વિજ્ઞાનમાં આધ્યાત્મિક તયસ્ત્રાનક પણ અપેક્ષા

રાખવામાં આવી છે. આ છે મંત્રશક્તિનો ચમત્કાર. શ્રદ્ધાપૂર્વક અનુભવ કરવાનો છે.'

सर्वेऽपि सुखिनः सन्तु
सर्वे सन्तु निरामयाः
सर्वे भद्राणि पश्यन्तु
मा कश्चिन पापमाचरेत्

ॐ शान्तिः शान्तिः शान्तिः



વિ. અ. આ. ગ્રં. પુષ્પ ૧૭ મું

સોઽહમ

સોઽહમ ૐ સોઽહમ

સોઽહમ

# આત્મ જ્યોતિ પ્રકાશ

## ભાગ—૫

લેખક તથા સંકલનકાર :
વિશ્વશાંતિ ચાહક

धान्धे पतितं सकलं जगत् कर्माणि करोति अज्ञानि,
मोक्षस्य कारणं एकं क्षणं नव चिंतपति आत्मानम्

૫. શ્લો. ૧૨૧

મૂઢ અજ્ઞાની જીવો સંસારવ્યવહારમાં લીન થઈને કર્મોને બાંધે છે, પરંતુ મોક્ષના કારણભૂત પોતાના શુદ્ધ આત્માને એક ક્ષણ પણ વિચાર કે ચિંતન કરતા નથી, સદા આર્ત, રૌદ્ર ધ્યાનમાં લીન રહે છે. એ જ ખેદનો વિષય છે.

પ્રથમાવૃત્તિ પ્રત ૧,૦૦૦

સોઽહમ સોઽહમ

# વિષયાનુક્રમણિકા

| વિષય | | | પૃષ્ઠાંક |
|---|---|---|---|

# પ્રસ્તાવના

વર્તમાને કાલે કોઈ તો વ્યવહાર ધર્મને જ સર્વ કંઈ માને છે તો વળી કેટલાક શુષ્ક જ્ઞાનને જ સર્વ કંઈ માને છે. પરંતુ શ્રી મહાવીર પ્રભુએ પ્રરૂપિત સ્યાદ્વાદના રહસ્યને જાણવાવાળા તો વીરલ વિભૂતિઓ જ હોય છે. શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું છે કે–

**"કોઈ ક્રિયા જડ થઈ રહ્યા. શુષ્ક જ્ઞાનમાં કોઈ;**
**માને મારગ મોક્ષનો, કરુણા ઉપજે જોઈ."**

કોઈ જડ ક્રિયામા જ રાચીને તેને જ મોક્ષ માર્ગ માને છે, અને કોઈ શુષ્ક જ્ઞાનને જ સર્વ કઈ માની તે વડે મોક્ષ મળશે એમ માને છે તેને જોઈને જ્ઞાની પુરુષોને તેના અજ્ઞાન પર કરુણા ઉપજે છે. પ્રભુનો માર્ગ તો જ્ઞાન સહિત ક્રિયા વડે જ મોક્ષ પ્રાપ્તિનો છે. કહ્યું છે કે–ज्ञान क्रियाभ्याम् मोक्षाणि આમ શાસ્ત્રમા જ્ઞાન સહિત ક્રિયાથી જ મોક્ષ પ્રાપ્તિ કહેલ છે છતાં તેના મર્મને ન સમજતા કોઈ ક્રિયામા રાચેલ છે તો કોઈ એકાંત જ્ઞાનથી મોક્ષ માને છે. એનું કારણ એ છે કે તેઓ ધર્મના રહસ્યને જાણતા નથી. જેઓ જ્ઞાનને મહત્ત્વ આપે છે તે પુણ્યનો નિષેધ કરે છે. અને જે ક્રિયાને જ મહત્વ આપે છે તેઓ જ્ઞાનની અવગણના કરે છે. જેમ રથને બે પૈંડા હોય છે તેમ તે ધર્મરૂપી રથને પણ જ્ઞાન અને ક્રિયા રૂપી બે પૈડાં હોય છે અને તે વડે સંસારરૂપી અટવીને પાર કરી મોક્ષ સ્થાનમા પહોચવાનું હોય છે. વ્યવહાર ધર્મ સાધન છે અને નિશ્ચય ધર્મ સાધ્ય છે. સાધન વિના સાધ્યની સિદ્ધિ કદાપિ થતી નથી જ. જેઓ પુણ્યનો નિષેધ કરે છે તે વ્યવહાર ધર્મનો પણ નિષેધ કરે છે. વળી તેઓ પુણ્યને એકાંત હેય ગણે છે તે તેઓની ભૂલ છે. પુણ્ય (વ્યવહાર) પણ સંવર અને નિર્જરા સમાન. સાધનાનું અનિવાર્ય અંગ છે. પુણ્યના અભાવમા સંવર, નિર્જરાની સાધના અસંભવ છે. યથા –

સુહ સુદ્ધ પરિણામેહિ કમ્મક્ખયા ભાવે, તક્ખયાણુવત્તી દો.

—જયધવલ

જૈન ધર્માનુસાર પુણ્ય તે છે કે જે આત્માને પવિત્ર કરે કષાય મંદ કરે, સર્વ કલ્યાણકારી પ્રવૃત્તિ દયા, કરુણા ભાવને પુણ્ય કહેલ છે. અને મૂલ આગમોમા પુણ્યને કયાય પણ અને કોઈ દૃષ્ટિથી હેય નથી બતાવેલ. પુણ્યને હેય કહેવાની માન્યતા મુખ્યતઃ દિગંબર સમાજમાંથી પ્રચલિત થયેલ છે. અને તે પણ કેવળ એક હજાર વર્ષથી જ. જૈન આગમમાં (શાસ્ત્રોમા) પાપને જ ક્ષય કરવા યોગ્ય કહેલ છે તેના ઉપાય બતાવેલ છે. જો પુણ્ય પણ ક્ષય કરવા યોગ્ય હોય તો પુણ્યને ક્ષય કરવાના પણ ઉપાય બતાવત અને એને સાધનામા સાધન ન માનત. પુણ્ય હેય યા ક્ષય કરવા યોગ્ય હોય તો પાપને ત્યાગવા માટે વ્રતોનું વિધાન છે તેમ જ પુણ્યને ત્યાગવા માટે વ્રત વિધાન બતાવેલ હોત. પુણ્ય ત્યાગવાનું વ્રત કોઈને અપાતું નથી. જો પુણ્ય ક્ષય કરવા યોગ્ય હોય તો ગુણસ્થાન આરોહણના સમયે જે પ્રકારે પાપકર્મો તથા પ્રકૃતિઓનો ક્ષય, ક્ષયોપશમ આદિ થાય છે તેવી જ રીતે પુણ્યકર્મ તથા પ્રકૃતિઓનો પણ ક્ષયાદિ થવો જોઈએ. પરંતુ જેમ જેમ ગુણસ્થાન પર આરોહણ (ચડવું તે.) થાય છે તેમ તેમ પુણ્યની વૃદ્ધિ અધિક થતી જાય છે અને ૧૩ મા ગુણસ્થાનમા કેવલી અવસ્થામા તો પુણ્ય પોતાની ચરમ સીમા પર પહોચી જાય છે પુણ્યથી જ આત્માનો વિકાસ થાય છે. એકેન્દ્રિયથી પંચેન્દ્રિય થવું, માનવભવ મળવો આદિ પુણ્યનો જ પ્રતાપ છે. જો પુણ્યથી તેની પ્રાપ્તિ ન હોત તો સાધક અને સાધનાં બંનેનો અભાવ થઈ જાય છે. વસ્તુતઃ પુણ્ય આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષનુ કારણ છે. જે પુણ્ય કર્મના પ્રતિફલમા વિષય–સુખ પ્રાપ્તિ કરવાની ઈચ્છા કરવામા આવે છે તે પુણ્ય આશ્રવ અને બંધનુ કારણ બને છે તે પુણ્યનું અત્યંત નિમ્નસ્તર છે તો પણ એ કષાયોની મંદતાથી થાય છે એથી હેય નથી કેમ કે કષાયોની મંદતા થવી તે હેય નથી પણ ઉપાદેય છે. એ પુણ્યનું રૂપ પણ મુક્તિ તરફ આગળ વધારનાર છે પણ એના સિવાય મુક્તિ સંભવ નથી. આશય એ છે કે પુણ્ય સાધનાનું અનિવાર્ય અંગ છે. પુણ્યને હેય સમજવાની માન્યતા જૈન ધર્મની મૌલિક (મૂળ. મુખ્ય) માન્યતા નથી કરુણા,

ભાવ પુણ્યનો પ્રાણ કે આધાર છે. અને કરુણાભાવને જૈન આગમોમાં જીવનો વિભાવ ભાવ ન કહેતાં સ્વભાવ કહેલ છે. એ અપેક્ષાએ પણ પુણ્ય યા કરુણાભાવ જીવનો સ્વભાવ છે એને વીરસેન આચાર્યે ધવલ સિદ્ધાંત ગ્રંથમાં સ્પષ્ટ કરેલ છે. શંકા–કરુણા (દયા) કારણભૂત કર્મ 'કરુણા' કર્મ છે, એમ કેમ ન કહ્યુ ? સમાધાન–નહિ, કેમ કે કરુણા (દયા) જીવનો સ્વભાવ છે, એ કરુણાને કર્મજનિત માનવામાં વિરોધ આવે છે, શંકા–તો પછી અકરુણા (અદયા)નું કારણ કર્મ કહેવુ જોઈએ. સમાધાન–એમા કોઈ દોષ નથી, કેમ કે અકરુણા સંયમઘાતી ચારિત્ર મોહનીય કર્મનું ફળ છે. ફલિતાર્થ એ છે કે પુણ્યનો આધાર દયા છે અને 'દયા' સાધનાનું પ્રધાન અંગ તથા મૂળ આધાર છે. જયા શુભ ભાવ રૂપ દયા (પુણ્ય) નથી ત્યાં મુક્તિ તો દૂર રહી, ધર્મ કે સાધના પણ નથી. બીજું તો શું ? પરમાત્મા પણ દયાના સાગર જ છે જ્ઞાતવ્ય એટલું જ છે કે પુણ્ય (વ્યવહાર, ધર્મ) સાધ્ય નહિ પણ સાધન છે. અતઃ સાધનને સાધ્ય માની એમાં અટકવું ન જોઈએ. પુણ્ય માર્ગદર્શક સમાન છે જે સાધનાના વાહનને મુક્તિ સુધી પહોંચાડે છે. સાધકે સાવધાની એ રાખવાની છે કે તે માર્ગની સુંદરતા પર મોહિત બનીને ત્યાં જ રમણતા કરવા ન લાગી જાય, એણે યોગ રહિત સિદ્ધાવસ્થા સુધી પહોંચવા માટે સતત પ્રયત્નશીલ રહેવું જોઈએ. મિથ્યાત્વ દશામાં જીવની પુણ્યની પ્રકર્ષતા અર્થાત્ કષાયની મંદતાથી જ મોહનીય કર્મની સ્થિતિ ૭૦ ક્રોડાક્રોડ સાગરથી ઘટીને એક ક્રોડાક્રોડ સાગરથી કમ રહે છે. અને ત્યારે જીવ યથા પ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ (કરણ એટલે એક જાતનો આત્માનો પરિણામ–ભાવ) કરતો થકો અનિવૃત્તિકરણ કરે છે અને સમ્યગ્ દર્શનને પ્રાપ્ત કરે છે.

પુણ્ય મુક્તિ માર્ગનું નિમિત્ત યા ઉપકારી કારણ રૂપ સાધનાનું મુખ્ય અંગ છે. પ્રથમ અશુભ ભાવને ટાળીને શુભભાવની પ્રવૃત્તિ કરવાની છે અને પછી શુભમાંથી શુદ્ધભાવ તરફ પ્રગતિ કરવાની છે. શિષ્ય પ્રશ્ન કરે છે કે હે પ્રભો ! નિશ્ચય મોક્ષ–માર્ગ જે નિશ્ચય રત્નત્રય તે તો

નિર્વિકલ્પ છે, અને વ્યવહાર રત્નત્રય વિકલ્પ સહિત છે, તો આ વિકલ્પ દશા નિર્વિકલ્પપણાનુ સાધન કેવી રીતે થઈ શકે? ગુરુ ઉત્તર આપે છે કે–અનાદિકાલથી આ જીવ વિષય કષાયોથી મલિન બનેલ છે, તે વ્યવહાર–સાધન વિના ઉજ્જવલ બની શકે નહિ. જ્યારે મિથ્યાત્વ, અવ્રત, કષાયાદિની ક્ષીણતાથી દેવ, ગુરુ, ધર્મની શ્રદ્ધા કરે; તત્ત્વનું જાણપણું હોય, અશુભાચરણથી નિવૃર્તે, ત્યારે તે અધ્યાત્મનો અધિકારી બની શકે છે. જેમ મલિન વસ્ત્ર ધોવાથી રંગવા યોગ્ય બને છે પણ ધોયા વિના રંગ ચડતો નથી, એ માટે પ્રભુએ મોક્ષ માર્ગ બે પ્રકારે કહેલ છે. વ્યવહાર રત્નત્રય અને નિશ્ચય રત્નત્રય, બન્નેમાં વ્યવહાર સાધન છે અને નિશ્ચય સાધ્ય છે. આ વસ્તુને ગુરુગમથી બરાબર સમજીને સાધકે એકાત પક્ષને છોડી સ્યાદ્‌વાદનુ રહસ્ય જાણી પોતાનો વિકાસ સાધવો જ રહ્યો. પ્રભુ સર્વને સન્માર્ગગામી બનવાની સન્મતિ અર્પો અને સર્વ જીવો વિકાસમાર્ગના પંથિક બની સ્વશ્રેય સાધો એજ અભ્યર્થના.

શ્રુત સમુદ્રમાથી દોહન કરી, સંગ્રહ કરવામા જ્ઞાનીઓની દૃષ્ટિએ સત્યના સંબંધમા કાંઈ વિપરીત આ ગ્રંથમા લખાયું હોય તે સંબંધમાં જેઓ સત્યાસત્યનો નિશ્ચય કરવામાં સમર્થ હોય તેવા સ્વસંવેદન અનુભવી જ્ઞાનીઓ યોગ્ય સૂચનાઓ કરે તેવી તેમના પ્રત્યે પ્રાર્થના છે. આત્મભાન ભૂલેલાને જાગૃત કરવા સિવાય આ ગ્રંથ લખવાનો બીજો કાંઈ ઉદ્દેશ નથી પ્રભુના મુખારવિંદમાથી નીકળેલ આ જ્ઞાનનો પ્રવાહ જેણે ઝીલ્યો જેણે સંગ્રહ કર્યો અને જેણે સાચવી રાખ્યો, તે આત્મા ગમે તે સ્થાને હો તેના શરીરનુ ગમે તે નામ હો, પણ આ ઉપકાર તેમનો છે, આવા જ્ઞાનના વિચારો ફેલાવવાનું સાચું માન તેમને જ ઘટે છે, એ અવ્યક્ત નામવાળા આત્માને નમન કરું છું કે જેણે મોહ નિદ્રામાં સુષુપ્ત વિશ્વના પ્રાણીઓને જાગૃત કરવા શ્રેષ્ઠતમ પુરુષાર્થ કરેલ છે.

કન્હૈયાલાલ લોઢા.
એમ એ. જૈન

# કર્તવ્ય–ભાવના

હું સહજ શુદ્ધજ્ઞાનાનંદ સ્વભાવવાળો છું. હું નિર્વિકલ્પ છું. ઉદાસીન છું. પોતાની મેળે પોતાને જાણી અનુભવી શકું તેવો સ્વસંવેદન છું. પૂર્ણ છું. વિભાવ પરિણામોથી રહિત છું. મન, વચન, શરીરથી કરવા, કરાવવા અને અનુમોદ કરવાથી રહિત છું. એ જ પ્રમાણે આ વિશ્વના સર્વ આત્માઓ પણ છે, એ ભાવના નિત્ય કરતા રહો.



# આત્મા

- તમે અખૂટ શક્તિ ધરાવનાર આત્મા છો
- શરીર એ થોડા વર્ષો માટે રહેવાનુ તમારું નિવાસસ્થાન છે.
- માનવ જીવન, માનવ શરીર, માનવતા એ મોટામા મોટી સંપત્તિ છે.
- આત્મા નર નથી, આત્મા નારી નથી, આત્મ નાન્યેતર નથી.
- સર્વ જીવોમા આત્મા સમાન છે.
- આત્મ જ્ઞાનથી જણાય છે, જ્ઞાન એ જ આત્મા છે. આત્મ ચર્મચક્ષુથી દેખી શકાય તેવો નથી.
- શરીરનો નાશ થવાથી આત્માનો નાશ થતો નથી.
- આત્મા પૂર્વે હતો, વર્તમાનમાં છે, ભવિષ્યમાં રહેવાનો છે.
- મૃત્યુ સમયે આત્મા આ શરીરને ત્યાગે છે, બીજે ઉત્પન્ન થઈને બીજું શરીર ધારણ કરે છે.
- જ્યા સુધી આત્મા સિદ્ધ ન બને ત્યા સુધી જન્મ–મરણની ઘટમાળ ચાલ્યા જ કરે છે.
- મગજમા કોતરી રાખો, તમારા વર્તમાન અને ભવિષ્યના ઘડવૈયા તમે જ છો.



# દેહની નશ્વરતા

પરમયોગી એવા શ્રી ઋષભ દેવાદિ પુરુષો પણ જે દેહને રાખી શકયા નહિ, તેવા દેહમાં પણ એક વિશેષતા છે; તે એ કે તેનો જીવાત્મા સાથે સંબંધ છે ત્યાં સુધીમાં જીવે અસંગપણુ, નિર્મોહીપણું પ્રાપ્ત કરીને, પોતાના નિજસ્વરૂપનો અનુભવ કરવો અને સર્વ વિભાવોથી મુક્ત થવાનો પ્રયત્ન કરવો જેથી ફરી ફરીને જન્મ–મરણના ચક્રમાં પરિભ્રમણ કરવું ન પડે. પ્રાપ્તનો ત્યાગ કરતી વખતે જેટલા અંશે અસંગતા, નિર્મોહીપણું, સમરસતા રહે છે, તેટલું જ મોક્ષપદ નિકટવર્તી છે, એમ જ્ઞાની પુરુષો વદે છે. દેહ છૂટે છે તે પર્યાય–અવસ્થા પલટે છે, પણ આત્મા આત્માકારે અખંડ રહે છે, આત્માનું કંઇ જ જતું નથી, જે જાય છે તે આત્માનું નથી એવું પ્રત્યક્ષ જ્ઞાન–સ્વાનુભવ થાય નહિ ત્યાં સુધી મૃત્યુનો ભય દૂર થાય નહિ.

કોઇ પણ જીવને અવિનાશી દેહની પ્રાપ્તિ થઇ એમ જોયું નથી, જાણ્યું નથી, તથા અનુભવ્યુ પણ નથી તેથી મૃત્યુ અવશ્ય જ આવવાનું છે એવો સર્વને પ્રત્યક્ષ અનુભવ છે. તેમ છતાં પણ આ જીવ એ વાતને ફરી ફરી ભૂલી જાય છે એ જ મહા મોહની બલિહારી છે.

જે સર્વજ્ઞોએ પોતાના જ્ઞાનમાં આ દેહને અનિત્ય, વિનાશી એવો જોયો તો પછી બીજા જીવો કયા પ્રયોગોથી દેહને નિત્ય કરી શકશે ? જે જે પ્રાણીઓ દેહ ધારણ કરે છે, તે તે પ્રાણીઓ તે તે દેહનો ત્યાગ કરે છે, એમ આપણને પ્રત્યક્ષ દેખાય છે, તેમ છતાં આપણું મન તે દેહનું અનિત્યપણું વિચારી નિત્ય પદાર્થની આરાધના, ઉપાસના કરતું નથી, તે જ મોહમૂઢતા છે, તેને વિવેક અને વિચાર વડે દૂર કરવાનો પ્રયત્ન કરવો તે દરેક મુમુક્ષુઓનું પરમ કર્તવ્ય છે.

આપણે રોજ–બ–રોજ જન્મ, મૃત્યુ, ક્ષીણતા, રોગ, શોક, દુઃખ, નાશ, કાળ અને અકાળે મૃત્યુના વિચારને સહકાર મળે એવાં દૃશ્યો નજરે જોઈએ છીએ, સાંભળતા આવ્યા છીએ, પરંતુ એનાથી આપણા કાન ઉઘડતા નથી. વિષય વાસના, કામનાઓ, તૃષ્ણાભોગ અને લોભ–લાલચે આપણને એટલી બધી હદ સુધી માયામા લપેટી લીધા છે કે જેથી વિચાર, વિવેક અને બુદ્ધિનો સદ્દુપયોગ ભૂલી જઈ આંધળા બન્યા છીએ. સાંસારિક પ્રમાદની આપણે માજા મૂકી છે. મર્યાદાને ભૂલી ગયા છીએ. એમાં ડૂબી રહ્યા છીએ. એને માટે ઘડી; અર્ધી ઘડી એકાંતમાં જરાપણ વિચાર-કર્યો છે કે આપણને આ માનવ દેહ શા માટે મળ્યો છે? એનો મૂળભૂત ઉદ્દેશ શું છે? આપણે કોણ છીએ? આપણે ક્યાંથી આવ્યા છીએ? ક્યાં જઈ રહ્યા છીએ? આપણે શું કરી રહ્યા છીએ? એવી કલ્યાણમયી ભાવના, જિજ્ઞાસા અગર ઉત્સાહની ચેતનાથી આપણે હંમેશા અપરિચિત રહ્યા છીએ.

માનવ દેહ મળ્યા છતાં અજ્ઞાનવશ બની આપણે ફક્ત ભૌતિક પદાર્થો અને ભૌતિક સુખ–સગવડોને જ ઉન્નતિ અને સફળતાનું ચિહ્ન માની લીધું છે. પરંતુ મનુષ્ય શરીર, બળ, બુદ્ધિ, ધન, વૈભવ, યશ–કીર્તિ, સાધન–સંપત્તિ, હોદ્દા વગેરેથી હિમાલય જેટલો મોટો ગણાતો હોય, સમુદ્ર જેટલો ઊંડો ગણાતો હોય છતાં પણ જ્યાંસુધી એનામાં આત્મ–સંપત્તિ અને આધ્યાત્મિક ચેતનાનો અભાવ છે ત્યાંસુધી તે તદ્દન નિર્ધન અને નીચ યોનિનો ગણાય છે. આત્મોન્નતિ અને આધ્યાત્મિક ચેતના જ ખરેખરી ઉન્નતિ અને વિકાસ ગણાય છે. એને મેળવીને માનવ-જીવન ધન્ય અને સાર્થક બને છે.



સોઽહમ્ ॐ સોઽહમ્

# આત્મ જ્યોતિ પ્રકાશ

## ભાગ–૫

## [૧]
## ગુરુ આગમન અને ધર્મોપદેશ

જ્યાં ધર્મ અને કર્મના જાણકાર પુણ્યવંતો વસે છે તેવા વિશાળપુર નગરમાં ભવ્ય જીવોના પુણ્યોદયે એક ગામથી બીજે ગામ વિચરતા મુનિરાજો પધાર્યા. ગ્રામ જનતા ગુરુ મહારાજની પધરામણી થતાં હર્ષવિભોર બની. અને ગુરુદર્શન તથા તેમનો ઉપદેશ શ્રવણ કરવા માટે નરનારીના વૃંદો આવ્યા.

ગુરુ મહારાજ અવસર ઉચિત ઉપદેશ આપવા લાગ્યા: હે ભવ્ય જીવો ! જાગૃત થાઓ, મોહનિદ્રામાંથી જાગૃત થાઓ. આત્મભાન ભૂલી વિશ્વની મોહક માયાજાળમાં આસક્ત થવું તે જ મોહનિદ્રા છે, તેમાંથી આત્મભાનની જાગૃતિમાં આવો. તમે આ દેખાતા દેહ રૂપ નથી પણ અનંત શક્તિવાન આત્મા છો. આ વિશ્વની જડ માયાને સ્વાધીન કરી તેના ઉપર સત્તા ચલાવવાને ઇચ્છો છો, પણ જરા તો વિચાર કરો, એ ભયનો માર્ગ છે. સત્તા ચલાવવાને બદલે તેની સત્તા તળે તમે આવી

ગયા છો, અને માયાને સ્વાધીન કરવાને બદલે તેને આધીન તમે થઈ ગયા છો. આ માયા કોઈ કાળે કોઈની થઈ નથી અને થશે પણ નહિ. સંયોગનો વિયોગ અવશ્ય થાય છે. સંપત્તિ પણ છેવટે વિપત્તિના રૂપમાં બદલાઈ જાય છે. સૂર્ય તરફ દૃષ્ટિપાત કરવાથી પ્રકાશ મળશે, પણ અંધકાર તરફ દૃષ્ટિપાત કરવાથી અંધકાર સિવાય બીજું શું પ્રાપ્ત થશે ?

આત્મા એ સૂર્ય સમાન છે. આ વિશ્વના માયિક પદાર્થો તે અંધકાર રૂપ છે. આત્માભિમુખ પ્રવૃત્તિ કરવાથી જ્ઞાનનો પ્રકાશ અને સાચી શાન્તિ મળશે, જડ માયા એ અંધકાર છે. તે તરફ પ્રવૃત્તિ કરતાં કર્મબંધનોથી બંધાશો, અને તેથી અશાન્તિ પ્રાપ્ત થશે.

જડ માયાનો ગમે તેટલો સંગ્રહ કરો, પણ તેથી તમારી તૃષ્ણા શાંત થશે જ નહિ. ધન, જમીન અને વિષયોની ઈચ્છા, સંગ્રહ અને ઉપભોગ કરનારા છેવટે અસંતોષી જ રહ્યા છે, રહેશે અને રહેવાના જ. ધનની ખાતર અનેક જીવોને દુઃખ અને ત્રાસ આપીને રીબાવવામાં આવે છે પણ છેવટે એ ધન જ તેનો નાશ કર્તા બને છે કાં તો તેને કોઈ લઈ જાય છે અથવા તેને મૂકીને જીવ પરલોકમાં જાય છે. ધનને વાસ્તે જીવો અસત્ય બોલે છે, ચોરી કરે છે, અન્યાય કરે છે, અનીતિ કરે છે અને અધર્મને આચરે છે, છળ પ્રપંચ કરે છે, છતાં તે ધન તેને હિતકર્તા ન બનતા અહિતકર્તા જ બને છે. તેવા અસંતોષી જીવો ગરીબ, દુઃખી, નિરાધાર જીવોને છતી શક્તિએ સહાયક બની શકતા નથી. ધનના અભિમાને આત્મભાન ભૂલાય છે અને

ઇન્દ્રિયના વિષયોમાં સુખ મનાય છે. ધનના આવવા અને જવાથી વારંવાર હર્ષ, વિષાદ ઉત્પન્ન થાય છે.

આમ વિચાર કરતાં આત્મભાન વિનાના જીવોને ધનની આસક્તિ વડે મોટે ભાગે પાપના માર્ગો ખુલ્લા થાય છે.

જમીનને માટે આ દુનિયામાં અનેકવાર ખૂનખાર યુદ્ધો ખેલાયા છે અને ખેલાય છે. છતાં તે જમીન હજુ સુધી કોઈ પણ જીવ પોતાની સાથે એક તસુ પણ લઈ ગયો નથી અને લઈ જશે પણ નહિ. છતાં શું જીવોની અજ્ઞાનતા ? મમત્વને કારણે તેમાં જ પોતાનું જીવન પૂરું કરે છે.

કામભોગથી આ જીવની વાસના શાંત થતી નથી પણ અગ્નિમાં હોમેલ ઘીની જેમ વિશેષ પ્રજ્વલિત થાય છે. જેઓ પોતાની કામભોગની વાસનાઓને ઉપશમાવે છે, શાંત કરે છે, તેઓ જ સુખી થાય છે અને જેઓ તેને આધીન થાય છે તે આ લોક પરલોકમાં દુ:ખી થાય છે.

હે મહાનુભાવો ! પાપને આવવાના અને કર્મબંધન થવાના આ કારણોનો જીવે સર્વથા ત્યાગ કરવો જોઇએ, તેથી નવીન બંધ અટકે છે, અને પૂર્વના કર્મો ભોગવીને આત્મા નિર્મળ બને છે. તેથી આત્મામાં છુપાઈ–દબાઈ ગયેલી અનંત શક્તિઓ બહાર આવે છે અને જન્મ–મરણના ચક્રમાંથી તે મુક્ત થઈને પરમ શાન્તિને પામે છે.

## માર્ગના સહાયક

આ મહાન પરમશાન્તિ પ્રાપ્ત કરવામા મુખ્ય તત્ત્વજ્ઞાનની જરૂર છે. આ માર્ગમાં મદદગાર દેવ અને ગુરુ છે. તત્ત્વ-

જ્ઞાનનો અભ્યાસ કરીને તે પ્રમાણે ત્યાગ કરવા યોગ્યનો ત્યાગ કરીને અને ગ્રહણ કરવા યોગ્યને ગ્રહણ કરીને પોતાના પ્રબળ પુરુષાર્થથી પ્રવૃત્તિ કરવી તે ધર્મ છે. આ સાધન દશા છે તે આચરતા આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થાય છે તે સાધ્ય ધર્મ છે. જેઓમાં રાગ-દ્વેષનો સર્વથા અભાવ થયો છે, મોહનો જેણે નાશ કર્યો છે, સુરાસુર દેવોથી જે પૂજનીક છે, સત્ય યથાયોગ્ય તત્ત્વનો જે ઉપદેશ આપનાર છે, કેવલજ્ઞાન અને કેવલદર્શન પ્રગટ થવાથી અજ્ઞાનનો સર્વથા જેનામાં અભાવ છે તે જિનેશ્વરને દેવ તરીકે માનવાની ખાસ જરૂર છે.

દેવ એ જીવોના સાધ્ય માર્ગના આદર્શ છે, તેમ જ માર્ગના પણ તે જ દર્શક છે. તે દેવ અરિહંત પદ પામ્યા પછી સર્વ કર્મોનો ક્ષય (નાશ) કરીને પરમપદને પામે છે.

રાગ-દ્વેષ રૂપ મોહનો તથા અજ્ઞાનનો નાશ કરી આત્માની અનંત શક્તિઓને પ્રગટ કરવી તે સર્વ જીવોનું સાધ્યરૂપ લક્ષબિંદુ હોવું જોઈએ. વીતરાગદેવ તેના આદર્શ રૂપ છે. તેમ જ માર્ગ બતાવનાર પણ છે એટલે તે દેવ તરીકે તેમનો આદર્શ સન્મુખ રાખવો જોઈએ.

અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ રૂપ પંચમહાવ્રતધારી, પ્રભુના માર્ગમાં ચાલનારા, આત્મભાનવાળા, પોતે વિકાસ સાધે અને બીજાને આત્મજાગૃતિ કરાવી આગળ વધારનારા આ માર્ગમા ગુરુ તરીકે મનાય છે. આત્મભાન ભૂલેલાને આત્મભાન જાગૃત કરાવનાર, તત્ત્વને સમજાવનાર, પરમાર્થ પંથદર્શક સહાયક ગુરુઓની મદદની આ માર્ગમાં

વિશેષ જરૂરત પડે છે આત્માનો શુદ્ધ સ્વભાવ પ્રગટ કરવો તે સાધ્ય રૂપ ધર્મ છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, દાન, શીલ, તપ, ભાવ, ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ, મન, વચન, શરીરથી પવિત્ર આચરણ, સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય અને ત્યાગ એ સાધનરૂપ ધર્મ છે. આ અને તે સિવાયનાં ધ્યાનાદિ સાધનો દ્વારા સાધ્ય ધર્મ પ્રગટ કરવાની જરૂર છે.

## તત્ત્વજ્ઞાન

જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ આ નવ તત્ત્વો છે.

જ્ઞાન, દર્શન, ચારિત્ર એ નામ અને ક્રિયા રૂપે જુદાં છે છતાં સ્વરૂપે આત્માની સાથે અભેદ હોવાથી એક રૂપ છે. જ્ઞાતા અને દ્રષ્ટા એ આત્માનો ધર્મ છે. ઉપયોગ રૂપે તે ગતિમાં મૂકાય છે, ચેતના એ જીવનું અસાધારણ લક્ષણ છે

જેમાં ચેતના લક્ષણ નથી તે અજીવ છે. શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શથી અજીવ પ્રગટ જાણી શકાય છે.

શુભ કર્મના ઉજ્જવળ પુદ્‌ગલોને પુણ્ય કહે છે તેથી જીવને તેના ફલ રૂપે સંસારના સુખ પ્રાપ્ત થાય છે અશુભ કર્મના કાળાં પુદ્‌ગલોને પાપ કહે છે. તેના ઉદયમાં જીવોને વિવિધ દુઃખનો ભોગવટો કરવો પડે છે.

આ પુણ્ય–પાપના પુદ્‌ગલો કર્મરૂપે ગ્રહણ કરવામાં મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને મન, વચન, શરીરની ક્રિયાઓ કારણભૂત છે. તત્ત્વમાં અતત્ત્વનું અને અતત્ત્વમાં તત્ત્વનું શ્રદ્ધાન, જડમાં ચૈતન્યની અને ચૈતન્યમાં જડની ભ્રાંતિ, નિત્યમાં

જ્ઞાનનો અભ્યાસ કરીને તે પ્રમાણે ત્યાગ કરવા યોગ્યનો ત્યાગ કરીને અને ગ્રહણ કરવા યોગ્યને ગ્રહણ કરીને પોતાના પ્રબળ પુરુષાર્થથી પ્રવૃત્તિ કરવી તે ધર્મ છે. આ સાધન દશા છે તે આચરતા આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થાય છે તે સાધ્ય ધર્મ છે. જેઓમાં રાગ-દ્વેષનો સર્વથા અભાવ થયો છે, મોહનો જેણે નાશ કર્યો છે, સુરાસુર દેવોથી જે પૂજનીક છે, સત્ય યથાયોગ્ય તત્ત્વનો જે ઉપદેશ આપનાર છે, કેવલજ્ઞાન અને કેવલદર્શન પ્રગટ થવાથી અજ્ઞાનનો સર્વથા જેનામાં અભાવ છે તે જિનેશ્વરને દેવ તરીકે માનવાની ખાસ જરૂર છે.

દેવ એ જીવોના સાધ્ય માર્ગના આદર્શ છે, તેમ જ માર્ગના પણ તે જ દર્શક છે. તે દેવ અરિહંત પદ પામ્યા પછી સર્વ કર્મોનો ક્ષય (નાશ) કરીને પરમપદને પામે છે.

રાગ-દ્વેષ રૂપ મોહનો તથા અજ્ઞાનનો નાશ કરી આત્માની અનંત શક્તિઓને પ્રગટ કરવી તે સર્વ જીવોનું સાધ્યરૂપ લક્ષબિંદુ હોવું જોઈએ. વીતરાગદેવ તેના આદર્શ રૂપ છે. તેમ જ માર્ગ બતાવનાર પણ છે એટલે તે દેવ તરીકે તેમનો આદર્શ સન્મુખ રાખવો જોઈએ.

અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ રૂપ પંચમહાવ્રતધારી, પ્રભુના માર્ગમાં ચાલનારા, આત્મભાનવાળા, પોતે વિકાસ સાધે અને બીજાને આત્મજાગૃતિ કરાવી આગળ વધારનારા આ માર્ગમાં ગુરુ તરીકે મનાય છે. આત્મભાન ભૂલેલાને આત્મભાન જાગૃત કરાવનાર, તત્ત્વને સમજાવનાર, પરમાર્થ પંથદર્શક સહાયક ગુરુઓની મદદની આ માર્ગમાં

વિશેષ જરૂરત પડે છે આત્માનો શુદ્ધ સ્વભાવ પ્રગટ કરવો તે સાધ્ય રૂપ ધર્મ છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, દાન, શીલ, તપ, ભાવ, ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ, મન, વચન, શરીરથી પવિત્ર આચરણ, સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય અને ત્યાગ એ સાધનરૂપ ધર્મ છે. આ અને તે સિવાયનાં ધ્યાનાદિ સાધનો દ્વારા સાધ્ય ધર્મ પ્રગટ કરવાની જરૂર છે.

## તત્ત્વજ્ઞાન

જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ આ નવ તત્ત્વો છે.

જ્ઞાન, દર્શન, ચારિત્ર એ નામ અને ક્રિયા રૂપે જુદાં છે છતાં સ્વરૂપે આત્માની સાથે અભેદ હોવાથી એક રૂપ છે. જ્ઞાતા અને દ્રષ્ટા એ આત્માનો ધર્મ છે. ઉપયોગ રૂપે તે ગતિમાં મૂકાય છે, ચેતના એ જીવનું અસાધારણ લક્ષણ છે

જેમાં ચેતના લક્ષણ નથી તે અજીવ છે. શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શથી અજીવ પ્રગટ જાણી શકાય છે.

શુભ કર્મના ઉજ્જવળ પુદ્‌ગલોને પુણ્ય કહે છે તેથી જીવને તેના ફલ રૂપે સંસારના સુખ પ્રાપ્ત થાય છે અશુભ કર્મના કાળાં પુદ્‌ગલોને પાપ કહે છે તેના ઉદયમાં જીવોને વિવિધ દુઃખનો ભોગવટો કરવો પડે છે.

આ પુણ્ય–પાપના પુદ્‌ગલો કર્મરૂપે ગ્રહણ કરવામાં મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને મન, વચન, શરીરની ક્રિયાઓ કારણભૂત છે. તત્ત્વમાં અતત્ત્વનું અને અતત્ત્વમાં તત્ત્વનું શ્રદ્ધાન, જડમાં ચૈતન્યની અને ચૈતન્યમાં જડની ભ્રાંતિ, નિત્યમાં

અનિત્યની, અનિત્યમાં નિત્યની માન્યતા તેને મિથ્યાત્વ કહે છે.

વ્રત, નિયમો ન આદરવા તેને અવિરતિ કહે છે. ક્રોધ, માન, માયા, લોભ એ ચારને કષાય કહે છે. મન, વચન શરીરની શુભાશુભ ક્રિયાને યોગ કહે છે. કર્મના આવાગમનને આશ્રવ કહે છે.

એ ચાર પ્રકારે આવેલાં કર્મોને દૂધ અને પાણીની જેમ અથવા લોઢું અને અગ્નિ જેમ આત્મપ્રદેશનો સાથે એકરસ કરવાં તેને બંધ કહે છે.

કર્મના આવાગમનને અટકાવવો તેને સંવર કહે છે. પૂર્વે બાંધેલા કર્મોને આત્મપ્રદેશથી જુદાં પાડવાં તેને નિર્જરા કહે છે.

દેહ અને કર્મોનો આત્માથી સદાને માટે વિયોગ થવો તેને મોક્ષ કહે છે.

આ નવ તત્ત્વોના જ્ઞાનની જે સ્થિર પરિણામથી અંતર ઉપયોગપૂર્વક શ્રદ્ધા કરે છે તેને સમ્યક્ત્વ કહે છે. આ સમ્યક્ત્વ અને જ્ઞાનના યોગે તે જીવમાં ચારિત્રની યોગ્યતા આવે છે. આ ચારિત્રના યોગે કર્મની સ્થિતિ ક્ષય થતાં આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થતાં તે જીવ મોક્ષને પ્રાપ્ત કરે છે, અર્થાત્ તે કર્મોથી મુક્ત થાય છે.

આ ઉપરથી એમ સમજવાનું છે કે સમ્યગ્દર્શન જ્ઞાન અને ચારિત્ર એ ત્રણેનો અભેદ થવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે.

હે બુદ્ધિમાનો! આ પ્રમાણે સંક્ષેપમાં તમોને નિર્વાણનો માર્ગ બતાવ્યો છે. તમારે આ સંબંધમાં ખૂબ વિચાર કરી

તમારી ઉન્નતિ માટે કોઈ પણ ચોક્કસ વિચાર પર આવવું જોઈએ. એમ કહીને ગુરુ મહારાજ શાંત થયા.

ગુરુનો ઉપદેશ શ્રવણ કરીને સંસાર દુઃખથી ભયભીત થયેલ કોઈ ભવ્યાત્મા સંસારના ત્રિવિધ તાપથી મુક્ત થવા માટે વિનંતી કરે છે.

☆

[ ૨ ]

## શિષ્ય ગુરુને વિનંતી કરે છે.

હે પ્રભો ! હે ગુરો ! આ ત્રિવિધ તાપથી તપેલા સંસારમાં પરિભ્રમણ કરતાં અનંતકાળ વ્યતીત થયો પણ મને કોઈ સ્થળે શાન્તિ–સુખનો અનુભવ થયો નથી. જ્યાં ત્યાં કેવળ દુઃખનો જ અનુભવ થયો છે.

હે નાથ ! દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારકી રૂપ ખારા જળથી ભરેલા જન્મ–મરણાદિ જળચર પ્રાણીઓથી વ્યાપ્ત, વિવિધ પ્રકારનાં માનસિક દુઃખ રૂપ વડવાનળ અગ્નિથી પ્રજ્વલિત, સંકલ્પ વિકલ્પની જાળ રૂપ કલ્લોલોની હારમાળાથી ઉછળતા આ સંસાર સમુદ્રમાં હું બહુ દુઃખી થયો છું. મિથ્યાત્વ વિષય, કષાયાદિ વિભાવ પરિણામમાં હું ફસાઈને આત્મભાન ભૂલ્યો, આત્મભાવના રૂપ વીતરાગ નિર્વિકલ્પ સમાધિની પ્રાપ્તિ દુર્લભ થઈ. (સમાધિ કે જે જ્ઞાન, દર્શન, ચારિત્ર ભવાંતરમાં પણ બન્યા રહે તે.) ( અને બોધીબીજ કે જે સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્ર પૂર્વે નહિ પ્રાપ્ત થએલાની પ્રાપ્તિ થવી તે.) આ

બોધી અને સમાધિના અભાવે, આધિ, વ્યાધિ અને ઉપાધિમય આ ભયંકર સંસારમાં ભ્રમણ કરતાં વીતરાગ પરમાનંદ સુખની પ્રાપ્તિ ન થઈ, અને તેના વિના વ્યાકુળતા ઉત્પન્ન કરનારાં શારીરિક અને માનસિક દુઃખોએ મને વિવિધ પ્રકારે હેરાન કર્યો.

હે ગુરો ! આ ચતુર્ગતિના દુઃખોથી હું બહુ જ ત્રાસ પામ્યો છું, તેનાથી કંટાળીને આપને શરણે આવ્યો છું. એ દુઃખો કે જેનો મેં અનેકવાર અનુભવ કર્યો છે તે યાદ આવતાં મને કંપારી છૂટે છે, રોમાંચ (લાગણીથી શરીર પરના રૂંવા ઊભા થાય તે) થાય છે, ત્રાસ પામું છું, માટે હે કૃપાસિંધો ! મારા પર કરુણા કરીને એ દુઃખનો સદા માટે નાશ થાય તેવો ઉપાય આપ મને બતાવો. હું પોતે કોણ છું ? એ મને સમજાવો. જ્યાં આ દુઃખનો સર્વથા અભાવ છે તેવા પરમપદની પ્રાપ્તિ થાય તેવું જ્ઞાન મને આપો. તેવો માર્ગ બતાવો.

હે પ્રભો ! હું સદાને માટે આ મનાદિ સર્વ આપને ચરણે અર્પણ કરું છું. હું આપ ગુરોને શરણે આવ્યો છું. મુજ અજ્ઞાનીની ઉપેક્ષા ન કરતાં કૃપા કરીને મને શાન્તિ–સુખનો સાચો માર્ગ બતાવો.

●

[ ૩ ]

## ત્રિવિધ આત્માનું સ્વરૂપ

ગુરુ મહારાજ શિષ્યની વિનંતી લક્ષમાં લઈને તેને ચતુર્ગતિના દુઃખથી મુક્ત થવા માટે આત્મસ્વરૂપનો બોધ કરે છે.

હે વત્સ! જીવ જ્યાં સુધી નિજ સ્વરૂપને જાણતો નથી ત્યાં સુધી ભવ દુઃખનો અંત આવતો નથી. માટે હું તને આત્માનુ સ્વરૂપ વ્યવહાર નિશ્ચયથી કહું છું તે તું મનને સ્થિર કરીને એકાગ્ર ચિત્તે શ્રવણ કર.

આ આત્મા સ્વ સ્વરૂપે એક હોવા છતાં કર્મની ઉપાધિને કારણે બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા એમ ત્રણ પ્રકારે કહેવામાં આવે છે. સંસારના પ્રવાહમાં ઘસડાઈ રહેલ છે તે બહિરાત્મા છે. જે મોક્ષ સન્મુખ થઈ સાધક દશામાં રહેલ છે તે અંતરાત્મા છે. પોતાના શુદ્ધ સ્વરૂપને જેણે પ્રગટ કરી લીધું છે તે સિદ્ધ દશાવાળા આત્માઓ પરમાત્મા કહેવાય છે. બહિરાત્માનું સ્વરૂપ–જે આ શરીરને જ આત્મા માને છે તે બહિરાત્મા કહેવાય છે.

નિત્યમાં અનિત્ય બુદ્ધિ, સત્યમાં અસત્યની ભ્રાન્તિ, આત્મામાં અનાત્મ બુદ્ધિ; આ સર્વ વિપરીત મતિવાળા આત્માને મિથ્યાત્વી કહેવામાં આવે છે. રાગાદિ પરિણામોનાં પરિણમેલા આ જીવોને જ બીજી રીતે બહિરાત્મા અથવા અજ્ઞાની પણ કહેવામાં આવે છે.

**અંતરાત્માનું સ્વરૂપ—**

દેહાદિથી જેઓ આત્માને તેનાં લક્ષણો વડે જુદો જાણે છે, વિવેકજ્ઞાને કરી જડ–ચૈતન્યને જે જુદાં અનુભવે છે, કર્મથી વીંટાયેલ છતાં સત્તા–શક્તિ રૂપ જેઓ આત્માને શુદ્ધ જુએ છે, ધ્યાન અને પરમસમાધિ વડે શુદ્ધ આત્મસ્વરૂપને પ્રગટ કરવાનો જેઓ પ્રયત્ન કરી રહ્યા છે, કર્મના ક્ષયોપશમના

પ્રમાણમાં સ્વસંવેદન જ્ઞાન દ્વારા જેઓ તેનો અનુભવ કરી રહ્યા છે, તેવા સાધક દશાવાળા આત્માને અંતરાત્મા અથવા સમ્યગ્દૃષ્ટિ આત્મા કહેવામાં આવે છે. આ અંતરાત્માવાળી સાધક દશામાં રહીને પરમાત્માની શુદ્ધ દશા પ્રગટ કરવા પુરુષાર્થ કરવાનો છે. પરમાત્માના માર્ગની સન્મુખ થયેલા આ આત્માઓનો દેહભાવ ઘણો ઓછો થઈ ગયો હોય છે. જડ પુદ્ગલોની આસક્તિ ઘણી છૂટી ગઈ હોય છે. ક્રોધાદિ કષાયો ઘણા મંદ (પાતળા) થયા હોય છે. પાંચ ઇન્દ્રિયોના વિષયો તેને હવે પોતા તરફ મોહકભાવે આકર્ષિત કરી શકતા નથી, પોતાના સાધનરૂપ મન, વચન, શરીર પર તેનો કાબૂ વધતો જાય છે, મહાન્ આશ્રવના કારણભૂત નવ પ્રકારના પરિગ્રહનો સંચય કરવાની તેની વૃત્તિ મંદ થઈ જાય છે, આત્મભાનમાં તે સદા જાગૃત હોય છે, જ્ઞાની પુરુષોનો સમાગમ તે વિશેષ પ્રકારે કરે છે, વાતો પણ આત્મજ્ઞાન અને તેના સાધનોની જ હવે તેને વધારે રુચે છે, સંગત પણ તેવા પરમાત્માના માર્ગના પ્રવાસીઓની જ તેને ગમે છે, તે એકલો હોય તો પણ પરમાત્માના નામનું જ સ્મરણ કરતો હોય છે, તેના જ વિચારો કરતો હોય છે, ઉપદેશ પણ મુખ્યતાએ તે આત્માનો જ કરે છે, આવો સાધક અંતરાત્માની સ્થિતિમાં રહીને પરમાત્માની સ્થિતિ પ્રગટ કરે છે.

## પરમાત્માનું સ્વરૂપ

શુદ્ધ, બુદ્ધ, એક સ્વભાવે રહેવાની સ્થિતિ પરમાત્માની છે શુદ્ધ એટલે રાગાદિ વિકારો વિનાની અને બુદ્ધ એટલે

અનંત જ્ઞાન, દર્શન, આનંદ અને અનંત શક્તિવાળી સ્થિતિ. આ સ્થિતિ પરમાત્મ દશાની છે. જ્ઞાનાવરણાદિ દ્રવ્ય, કર્મ અને રાગાદિ પરિણામ તે ભાવ કર્મ, તે બંનેનો નાશ થવાથી કેવલજ્ઞાન જેને પ્રાપ્ત થયેલ છે તે પરમાત્મા કહેવાય છે. મારાપણાને લગતા વિચારો તે 'સંકલ્પ' અને હર્ષ શોકવાળા વિચારો તે ' વિકલ્પ.' આવા સંકલ્પ–વિકલ્પોથી રહિત સમસ્ત વિભાવ પરિણામોથી રહિત કેવલજ્ઞાને કરી સહિત પરમાત્મા છે. તે નિત્ય છે, નિરંજન છે, જ્ઞાનમય છે, પરમાનંદ સ્વરૂપ છે, શાંત છે, શિવ છે.

દ્રવ્યાર્થિકનયની (મૂળ દ્રવ્યની) અપેક્ષાએ તે નિત્ય છે, અવિનાશી છે. રાગદ્વેષાદિ કર્મમળ રૂપ અંજન ન હોવાને કારણે તે નિરંજન છે. કેવળ જ્ઞાન વડે પૂર્ણ હોવાથી જ્ઞાનમય છે. શુદ્ધ આત્મભાવનાથી ઉત્પન્ન થયેલ વીતરાગતાવાળા પરમાનંદપણે પરિણમેલ હોવાથી પરમાનંદ સ્વરૂપ છે. વીતરાગ હોવાથી તે શાંત છે. અને પરમાનંદ સુખ રૂપ હોવાથી શિવ સ્વરૂપ છે. તે પરમાત્મા અનંત જ્ઞાનાદિ રૂપ પોતાના સ્વભાવનો ત્યાગ કરતા નથી તેમ જ કામ–ક્રોધાદિ રૂપ પરભાવને આત્મ, રૂપે ગ્રહણ કરતા નથી, તથા ત્રણે કાળમાં રહેલી સર્વ વસ્તુઓને સદા સર્વ પ્રકારે જાણે છે તેને શુદ્ધ આત્મા અથવા પરમાત્મા કહેવામાં આવે છે.

તે પરમાત્મામાં રાતો, ધોળો, કાળો, લીલો, પીળો, એવો કોઈ વર્ણ નથી. સુગંધ કે દુર્ગંધતાવાળો કોઈ ગંધ નથી. ખારો, તીખો, કડવો, ખાટો, મીઠો કોઈ રસ નથી. સારો કે ખરાબ શબ્દ નથી. સુંવાળો, ખરબચડો, ટાઢો, ઊનો,

હલકો, ભારી, રુક્ષ, સ્નિગ્ધ એવો કોઈ સ્પર્શ નથી. અને જન્મ, જરા, મરણાદિ પણ નથી. કેવળ ચિદાનંદ સ્વભાવી તે પરમાત્મા છે, નિરંજન છે. તે શુદ્ધ આત્મામાં ક્રોધ નથી, માન નથી, માયા નથી, લોભ નથી, એ સર્વ કર્મ પ્રકૃતિનો સ્વભાવ છે. મન પણ જડ હોવાથી તે આત્માનો ધર્મ નથી. તે પરમાત્મા પૂર્ણ છે, કૃતકૃત્ય છે. તેને હવે ધ્યાનાદિ કરવાનું રહ્યું નથી. તેને પુણ્ય નથી, પાપ નથી, રાગ નથી, દ્વેષ નથી. વાયુ આદિની ધારણા કરવાપણું નથી, ધ્યાન કરવા યોગ્ય ધ્યેય નથી. તે પરમાત્મા શાસ્ત્રો વડે કે ઇન્દ્રિયો વડે જાણી શકાય તેવા નથી, પણ નિર્મળ આત્મબોધથી ઉત્પન્ન થતા વિશુદ્ધ ધ્યાન વડે અનુભવી શકાય છે, તે નિર્વિકલ્પ સમાધિનો વિષય છે. નિર્વિકલ્પ સમાધિમાં તેનો અનુભવ થાય છે કે પ્રભુ કેવલજ્ઞાનમય કેવલ દર્શનમય છે. આનંદમય છે. અવ્યાબાધ સુખ સ્વરૂપ છે, અનંત શક્તિથી ભરપૂર છે. પરમાત્માનું શુદ્ધ સ્વરૂપ ઉપરોક્ત પ્રમાણે છે. ત્રણ પ્રકારના આત્મામા આ પરમાત્મા જ ધ્યાન દ્વારા પ્રાપ્ત કરવા યોગ્ય છે.



[ ૪ ]

## જડ–ચૈતન્યના ભિન્નતા

હે મોક્ષકામી ! જેવું સિદ્ધ પરમાત્માનું સ્વરૂપ છે, તેવું જ તારા આત્માનું સ્વરૂપ શક્તિ રૂપે સત્તા ગતે આ દેહની અંદર રહેલું છે. તે પરમાત્મામાં અને તારામાં શક્તિ અને વ્યક્તપણાના

તફાવત સિવાય જરા માત્ર પણ ભેદભાવ નથી. સિદ્ધ પ્રભુનો આત્મા આવરણોને ભેદી બહાર પ્રગટ થયેલ છે. તારો આત્મા કર્મના આવરણના પડદામાં સત્તારૂપે ગુપ્ત રહેલો છે. આ સત્તાને પ્રગટ કરવાની જરૂર છે. તે પરમાત્માનું સવિકલ્પ, નિર્વિકલ્પ સમાધિ દ્વારા ધ્યાન કરવાથી, પરમાત્મ દશા પ્રગટ થવામાં બાધક અજ્ઞાન દશામાં કરાયેલાં કર્મો ઘણા જ થોડા વખતમાં નષ્ટ થાય છે હે મોક્ષકામી! શુદ્ધ આત્મસ્વરૂપની અંદર વ્યાકુળતા ઉત્પન્ન કરનારાં ઇન્દ્રિયોનાં સુખ, દુઃખ નથી. સંકલ્પ–વિકલ્પ કરનાર મન નથી, માટે જ મન તથા ઇન્દ્રિયોથી પર થઈને વીતરાગ ભાવવાળી નિર્વિકલ્પ દશામાં સ્થિર થઈને જ તે અવસ્થાનો અનુભવ કરવાનો છે.

હે વત્સ! દેહને વિષે રહેવા છતાં આત્મા દેહ રૂપ થતો નથી. જડ–ચેતનને તું એકરૂપ ન માનીશ. તે બન્નેનાં લક્ષણ ભિન્ન ભિન્ન છે. રૂપ, રસ, ગંધ, શબ્દ અને સ્પર્શવાળી સૂક્ષ્મ આકૃતિઓ તે પુદ્‌ગલ (જડ) ની બનેલી છે એમ સમજજે. વિકલ્પ જાળ એ મનનો ધર્મ છે. ઇન્દ્રિયો પણ જડ છે, એટલે આત્મા મનાતીત તથા ઇન્દ્રિયાતીત છે. અતીન્દ્રિય છે, જ્ઞાનમય છે, અમૂર્ત છે, ચિન્મય છે. હે મોક્ષકામી! સંસારમાં, શરીરમાં, ભોગોમા આસક્ત થયેલા તારા અશુદ્ધ ઉપયોગને, આત્મભાનવાળા શુદ્ધ ઉપયોગ વડે બદલાવી નાખીને જો તુ શુદ્ધ ઉપયોગ (ભાન)માં રહીશ તો આ ચારે બાજુ વીંટાઈ રહેલી કર્મરૂપ વેલીઓ (લતાઓ) ક્ષણવારમાં સૂકાઈને નિરસ થઈ ખરી પડશે.



[ ૫ ]

## આત્મા દેહરૂપ દેવળમાં રહેલો છે

આત્મા દેહરૂપી આ દેવાલયમાં રહેલો છે, છતાં દેહથી ભિન્ન હોવાથી દેહની જેમ મૂર્ત નથી. દેવળની જેમ દેહ જડ હોવાથી આરાધવા યોગ્ય નથી. પણ દેહરૂપી દેવળમાં રહેલ દેવની જેમ આત્મા આરાધવા યોગ્ય છે. આ શરીર આદિ અંતવાળું છે, આત્મા અનાદિ અનંત છે, દેહમાં જ્ઞાન નથી, આત્માજ્ઞાન સ્વરૂપ છે. દેહમાં રહેવા છતાં આત્મા દેહનો સ્પર્શ કરતો નથી. તેમ દેહ પણ આત્માને સ્પર્શી શકતો નથી.

આત્મ સ્વરૂપને પ્રગટ કરવામાં સમભાવની જરૂર છે. જીવન, મરણ, લાભાલાભ, સુખ–દુઃખ, શત્રુ મિત્ર ઇત્યાદિ પરસ્પર વિરોધીભાવો સમભાવને સ્થિર રહેવા દેતા નથી, તે ભાવો રાગ–દ્વેષ ઉત્પન્ન કરાવી આત્મ જ્યોતિને ઢાંકી દેનારા છે. માટે તેવા અનુકૂળ કે પ્રતિકૂળ પ્રસંગોમાં સમભાવને સ્થિર રાખી, શુદ્ધાત્માનુ લક્ષ રાખી, તેમાં અભેદભાવે રહેવાથી નિર્વિકલ્પ સમાધિમાં પરમાનંદનો અનુભવ થાય છે તે પરમાત્મ દશા છે. આ સ્થિતિમાં આત્મા પરમાત્મ રૂપે થઈ રહે છે.

હે મોક્ષકામી! રાગ–દ્વેષ અને મોહના પરિણામો વડે ઉત્પન્ન થયેલા કર્મો વડે આત્મા બંધાઈને આવા શરીરોમાં આવે છે છતાં આત્મા દેહ રૂપ થતો નથી. અનંતકાળ ગયો અને જશે છતાં આત્મા તે તો આત્મા જ રહેવાનો, અને પુદ્ગલ (જડ) પરમાણુ તે પરમાણુ જ રહેવાના આ અપેક્ષાએ આ શરીરમા

જ જે આત્મા છે તે જ પરમાત્મા છે અને સ્વસંવેદન જ્ઞાન વડે તેનો અનુભવ કરવાનો છે.

●

[ ૬ ]

## આંતરદૃષ્ટિથી આત્માને દેહમાં જુઓ.

નિશ્ચય દૃષ્ટિથી વિચારતાં આત્મા શરીરથી રહિત છે છતાં જ્ઞાન દૃષ્ટિ વિનાના જીવોને તે શરીરરૂપ જણાય છે. હે વત્સ! દેહદૃષ્ટિનો ત્યાગ કરીને આંતરદૃષ્ટિથી તું તેને જોઈશ તો તે પરમાત્મા રૂપે જ દેખાશે. જેના આંતર્ (જ્ઞાન) ચક્ષુ ખૂલ્યાં છે તેઓ ઉપરના આકારની નીચે રહેલી વસ્તુને તેના સાચા સ્વરૂપે જોઈ શકે છે.

આ મહેલની સુદર ભીંત જો. કેવા સુંદર આકારમાં વિવિધ પ્રકારના રંગનો શણગાર સજીને મોહ ઉપજાવી રહી છે. જોનારનું ધ્યાન પોતા તરફ ખેંચી રહી છે પણ તે ઉપરનો રંગ કે ચૂનાનો પડદો ઉપાડીને તેની પાછળ ઊંડાણમાં અંદર જો. હવે શું દેખાય છે? માટી, ઈંટો, પથ્થર, ચૂનો. આજ પ્રમાણે આંતરદૃષ્ટિ કરીને દેહની અંદર રહેલા આત્માને તેના સાચા સ્વરૂપમા જડ–ચેતનના ભેદ જ્ઞાનીઓ જોઈ શકે છે. વીતરાગ ભાવવાળી સમાધિમાં સ્થિરતા કરીને આત્માનો પરમાત્મા સ્વરૂપે અનુભવ થાય છે .

હે મોક્ષકામી! આ વિશાળ આકાશમાં નક્ષત્રો જેમ પ્રકાશી રહેલાં છે તેમ આત્માના પૂર્ણજ્ઞાનમાં આ વિશ્વ દેખાય

છે. જેમ દર્પણ આદિમાં સૂર્યનું બિંબ પ્રતિબિંબિત થાય છે તેમ તે પરમાત્માના કેવલજ્ઞાનમાં આ જગત પ્રતિબિંબિત થયેલું ભાસે છે. આ પરમાત્માની સ્થિતિ છે. યોગીઓ નિર્વિકલ્પ સમાધિમાં સ્થિર થઈને પરમાત્માના નિરવધિ જ્ઞાનનો અનુભવ કરે છે.

●

[ ૭ ]

## આત્મા કર્મ વડે વિશ્વ ઉત્પન્ન કરે છે

હે મતિમાન! આત્મા અનંત શક્તિનો સ્વામી છે. નિશ્ચય નયની અપેક્ષાએ સત્તાશક્તિ રૂપે શુદ્ધ છે, છતાં અનાદિ કાળના પ્રવાહમાં પોતાનું ભાન ભૂલીને તે જ્ઞાનાવરણાદિ કર્મબંધનથી બંધાયેલો કે ઢંકાયેલો હોવાથી તે જ્ઞાનાવરણાદિ કર્મના કારણે આ ચરાચર વિશ્વને ઉત્પન્ન કરે છે. વિવિધ આકારોમાં ગોઠવે છે. કર્તા ભોક્તા બને છે અને પોતાના સામર્થ્યના પ્રમાણમાં જગતનો કર્તા અને સંહાર કરનાર પણ બને છે. વીતરાગ નિર્વિકલ્પ સહજ આનંદ ન પામતાં દર્શનમોહવશાત્ વિભાવ દશામાં રહેવાથી ત્રસપણે, સ્થાવર રૂપે, સ્ત્રી રૂપે, પુરુષ રૂપે, નારકી રૂપે, દેવ રૂપે આમ વિવિધ શરીરો ધારણ કરે છે. નિશ્ચય નયથી શુદ્ધ હોવા છતાં વ્યવહારનયથી આમ વિભાવદશામાં તે તે રૂપે જગતનો કર્તા છે.

●

[ ૮ ]

# સૃષ્ટિનો સંહારક આત્મા છે

જ્યારે આત્મા પોતાના સાચા સ્વરૂપને જ્ઞાની ગુરુની પાસેથી જાણે છે ત્યારે આ વિભાવદશાની પ્રવૃત્તિને ત્યાગીને; રાગાદિ વિકલ્પની જાળને તોડીને, પોતાના સહજ સ્વરૂપવાળી નિર્વિકલ્પ સમાધિમા પ્રવેશ કરે છે ત્યારે પૂર્વે અજ્ઞાન દશામાં ઉત્પન્ન કરેલી સૃષ્ટિનો સંહાર કરે છે. પોતે બનાવેલાં અને પોતાનાં માનેલાં રૂપો વિખેરી નાંખે છે. આ વખતે વ્યવહાર-નયથી તે સૃષ્ટિનો સંહાર કર્તા કહેવાય છે, એટલે આત્મા જ અજ્ઞાન દશામાં પોતપોતાની સૃષ્ટિનો વ્યવહારથી કર્તા બને છે અને સહજ સ્વરૂપ દશામાં પોતપોતાની સૃષ્ટિનો નાશ કરનાર બને છે.

હે મોક્ષાભિલાષી! આ પરમાત્માના કેવલજ્ઞાનની અંદર જાણવા રૂપે જગત રહેલું છે તથા જગતની અંદર તે જ્ઞાતા રૂપે ભગવાન આત્મા રહેલો છે. જેમ નેત્ર રૂપને જુવે છે છતાં રૂપની સાથે તન્મય થતા નથી; રૂપથી જુદા જ રહે છે, તેમ જગતમાં નિવાસ કરવા છતાં આત્મા પણ તાત્વિક-દૃષ્ટિએ જગતની સાથે તન્મય (એકરૂપ) થતો નથી. પરમાત્મા આ દેહમાં રહેલ છે તે છતાં નિર્વિકલ્પ સમાધિરૂપ તપ વિના મોટા મહાત્માઓ પણ તેને જાણી કે જોઈ શકતા નથી.



[ ૯ ]

## આત્મા અમર છે

હે વત્સ! નિશ્ચયથી આ આત્માનો નાશ થતો નથી, છતાં વ્યવહારથી તેના પર્યાયોમાં પરિવર્તન થયા કરે છે. સોનાના વિવિધ પ્રકારના ઘાટ બનાવવામાં આવે, છતાં તે દરેક આકારમાં સોના સિવાય બીજું કાંઈ દેખવામાં આવતું નથી. આ આકૃતિઓમાં ફેરફાર દેખાય છે પણ તે આકૃતિઓ સોનાની જ હોવાથી પાછી સોનામાં જ લય પામે છે. તેમ આત્મામાં પરિણમન ધર્મ હોવાથી વિવિધ પ્રકારના ઉપયોગ રૂપે તે પરિણમે છે, છતાં તે ઉપયોગમાં પણ આત્મા જ સર્વત્ર જણાય છે. જેમ કોઈ મનુષ્ય કોઈ વખતે સ્થિર રહેલો હોય અને કોઈ વખત તે ચાલવા વગેરેની ગતિમાં મૂકાયો હોય છે છતાં સ્થિર અને ગતિના બન્ને પ્રસંગે તે મનુષ્ય જ છે, તેમ આત્મા કોઈ વખત નિર્વિકલ્પ ઉપયોગવાળી સ્થિતિમાં હોય છે તો કોઈ વખત વસ્તુના બોધ માટે તે તે આકારે પરિણમેલો હોય છે, એમ સાકાર અને નિરાકાર બન્ને સ્થળે આત્મા જ છે, છતાં સાકાર ઉપયોગ તે મૂળ સ્વરૂપે આત્માની ગતિ હોવાથી તેમ તે ગતિઓમાંથી નિવૃત્ત થવાપણું હોવાથી સ્વરૂપ સ્થિરતાની અપેક્ષાએ આ પર્યાયોને અનિત્ય કહેવામાં આવે છે અને નિશ્ચય નયથી (મૂળ દ્રવ્યથી) આત્મા અમર, નિત્ય છે.

[ ૧૦ ]

## આત્મા અતીન્દ્રિય છે

હે મોક્ષેચ્છુ ! નિશ્ચય ( તાત્ત્વિક ) દષ્ટિથી આત્મા અતીન્દ્રિય છે. ઇન્દ્રિયોમાં જ્ઞાન નથી, ઇન્દ્રિયોને પણ જાણનાર આત્મા છે. વ્યવહાર દૃષ્ટિએ આત્મા દેહમાં રહેલો છે, તે દેહમાં ઇન્દ્રિયો રહેલી છે, તે ઇન્દ્રિયો આત્માના પ્રકાશની મદદથી પોતપોતાના વિષયોમાં પ્રવૃત્તિ કરે છે, તે જ ઇન્દ્રિયોનો સમુદાય આત્મા ભવાંતરમાં જવા પછી ઉજ્જડ થઈ જાય છે, પોતપોતાના વિષયોમાં તેની પ્રવૃત્તિ અટકી જાય છે, એ ઉપરથી જાણી શકાય છે કે ઇન્દ્રિયોમાં જ્ઞાન–ગુણ નથી. અતીન્દ્રિયના આનંદવાળી સમાધિમાં તે ઇન્દ્રિયોને પણ મદદ કરનાર પરમાત્માનો અનુભવ થાય છે.

ઇન્દ્રિયો જડ હોવાથી તે આત્માને જાણી શકતી નથી. આત્મા અનાદિકાળથી કર્મબંધનના કારણે વ્યવહારે ઇન્દ્રિયોવાળુ શરીર ધારણ કરી ઇન્દ્રિયોની સાથે પરિણમી ઇન્દ્રિયોના વિષયોને જાણે છે. આત્મા સ્વસંવેદનજ્ઞાનનો વિષય હોવાથી જડ ઇન્દ્રિયો આત્માને જાણી શકતી નથી. ઇન્દ્રિયોમાં જે કાંઈ સચેતનપણું દેખાય છે તે આત્માને જ આભારી છે. ઇન્દ્રિયોને જાણનાર આત્મા તે જ તત્ત્વ ( નિશ્ચય ) દૃષ્ટિએ પરમાત્મા છે.

હે મોક્ષકામી ? ચિદાનંદ શુદ્ધ સ્વભાવી આત્માને પરમાર્થ (નિશ્ચય) દૃષ્ટિએ બંધ કે સંસાર કાંઈ નથી. વ્યવહાર દૃષ્ટિએ પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશરૂપ ચાર પ્રકારનો બંધ

છે. અને ચાર ગતિમાં પરિભ્રમણ કરવા રૂપ સંસાર પણ છે, આ બંધ અને સંસાર બન્નેને જાણનાર જે તે જ પરમાત્મા છે.

આત્મા વ્યવહારે બધા જાણવા લાયક પદાર્થોને જાણે, પરમાર્થ દૃષ્ટિએ પોતપોતાના સ્વરૂપમાં રહે છે. આ પરમાત્માના સ્વરૂપમાં આ વિશ્વ રૂપ જ્ઞેય પદાર્થો પ્રતિબિંબિત થાય છે. જ્ઞાતા આત્મામાં આ જ્ઞેય રૂપ વિશ્વ જ્ઞેયાકારે પરિણમે છે. જેમ બાળવા લાયક પદાર્થના અભાવે અગ્નિ ત્યાં જ અટકી જાય છે, આગળ વધતી નથી તેમ મુક્ત આત્માનું જ્ઞાન જ્ઞેયના અભાવે પાછું વળી સ્વરૂપમાં રહે છે.



## [ ૧૧ ]

## સ્વરૂપના પ્રતિબંધક કર્મો છે

હે મોક્ષેચ્છુ ! વ્યવહારનયથી શુદ્ધ આત્મ સ્વરૂપ પ્રગટ થવા ન દેવામાં પ્રતિબંધક કર્મો છે, તે કર્મો સુખ-દુઃખાદિ ઉત્પન્ન કરે છે. વ્યવહારનયથી મિથ્યાત્વાદિ નિમિત્તો પામીને આત્મા કર્મોનો સંગ્રહ કરે છે પણ શુદ્ધ નિશ્ચયનયની અપેક્ષાએ કર્મો આત્મિક ગુણોનો નાશ કરી શકતા નથી, તેમ જ આત્મામાં નવીન જ્ઞાનાદિનો વધારો પણ કરી શકતાં નથી. આત્માનું સ્વરૂપ આત્મામાં જ છે અને જડ પુદ્ગલોનો સ્વભાવ પુદ્ગલોમાં જ છે.



[૧૨]

## આત્મ સર્વવ્યાપક છે

હે મતિમાન! વીતરાગ નિર્વિકલ્પ સમાધિમાં રહીને આત્માએ કર્મોના આવરણો દૂર કર્યા પછી તે આત્મા કેવલજ્ઞાન વડે લોકાલોક રૂપ આ વિશ્વને જાણે છે–જોવે છે. આ અપેક્ષાએ આત્માને સર્વગત–સર્વ વ્યાપક કહેવામાં આવે છે. જેમ દેહમાં રહેલાં નેત્રો પોતાથી દૂર રહેલા પદાર્થોને જોઈ શકે છે તેમ આત્મા દેહમાં રહીને કેવલજ્ઞાન વડે આ વિશ્વને જાણે છે. આત્મ પ્રદેશની અપેક્ષાએ તે સર્વ વ્યાપક નથી. જેમ આત્મા પોતે પોતાને તન્મયપણે અનુભવે છે, જાણે છે, તેવી રીતે તન્મય થઈને પરદ્રવ્યને જાણુતો નથી. તે માટે જ પૂર્વે કહેવામાં આવ્યુ છે કે આત્મા વ્યવહારે લોકાલોકને જાણે છે; અને નિશ્ચયથી પોતપોતાને જાણે છે. જો નિશ્ચયથી આત્મ દ્રવ્યની માફક તન્મય થઈ પરદ્રવ્યને જાણે અનુભવે તો અન્યના કરેલા રાગ–દ્વેષ સુખ–દુઃખાદિના જ્ઞાનથી આત્મા પણ રાગી–દ્વેષી, સુખી–દુઃખી-થવો જોઈએ, પણ તેમ થાય નહિ માટે જ જ્ઞાનની અપેક્ષાએ બધા દ્રવ્યોને જાણુતો હોવાથી આત્મા સર્વ વ્યાપક છે, પણ પ્રદેશની અપેક્ષાએ નથી.



[૧૩]

## આત્મસ્વરૂપમાં ઇન્દ્રિય જનિત કર્ત્તા ભોક્તાનું જ્ઞાન નથી

હે વત્સ! પોતાના સ્વરૂપમાં સ્થિર થતાં આત્માનું ઈંદ્રિય જનિત કર્ત્તા ભોક્તાપણાનું જ્ઞાન તે વખતે રહેતું નથી. ઇંદ્રિયોથી

ઉત્પન્ન થતું નવીન જ્ઞાન પણ તે વખતે હોતું નથી. નિર્વિકલ્પ સમાધિના વખતે સ્વસંવેદન જ્ઞાનમાં લીનતા હોવાથી તે વખતે ઇન્દ્રિયજન્ય જ્ઞાનમાં ઉપયોગ (ભાન) ન હોય, તે પ્રસંગે સ્વરૂપમાં જ ઉપયોગ હોય છે. સાંખ્યો આત્માને જડ કહે છે! તે વાત આ અપેક્ષા વિના સાચી ઠરતી નથી, કેમકે આત્મા સ્વરૂપસ્થ હોય છે ત્યારે મન તથા ઈંદ્રિયોને તેનો પ્રકાશ મળતો નથી, બીજા શબ્દોમાં કહીએ તો આત્મા મન તથા ઈન્દ્રિયો દ્વારા ગતિમાન થતો નથી, ત્યારે બીજાઓને તે જડ જેવો લાગે છે, પણ ખરી રીતે તે વખતે બધી શક્તિઓ તેના પૂર્ણ સ્વરૂપમાં વિકાસ પામેલી હોય છે, ફક્ત તે વખતે તે તેનો ઉપયોગ કરતો નથી.



[૧૪]

## આત્મા દેહ પ્રમાણ છે

હે મોક્ષકામી! શરીર નામકર્મને ધારણ કરનારો સંસારી દેહધારી આત્મા સંકોચ વિકાસના કારણભૂત શરીર નામકર્મને લઈને નાનો મોટો થતો જોવામાં આવે છે. તે જ આત્મા મુક્ત અવસ્થામાં સંકોચ કે વિકાસ થવાના કારણભૂત કર્મોનો અભાવ હોવાથી વૃદ્ધિ કે હાનિ પામતો નથી. શરીર નામકર્મની અપેક્ષાએ આત્મા દેહપ્રમાણ છે. જ્ઞાનની અપેક્ષાએ વિશ્વ વ્યાપિ છે. મુક્ત અવસ્થામાં છેલ્લા શરીરનાં ત્રણ[1] ભાગ પ્રમાણે

નોંધ:—૧ પાંચસો ધનુષ્યની અવગ્રેણાવાળા સિદ્ધ થાય તો તેની અવગ્રેણા ત્રણસો ને ત્રીસ ધનુષ્યને ૩૨ આગુલની, સાત હાથની અવગ્રેણાવાળા સિદ્ધ થાય તો તેની અવઘેણા ચાર હાથને ૧૬ આંગુલની, બે હાથના સિદ્ધ થાય તો ૧ હાથને આઠ આંગુલની અવઘેણા.

આત્મપ્રદેશ ઘનરૂપે રહે છે. કોઈ કહે છે કે દીપકના પ્રકાશને રોકનાર આવરણ ન હોવાથી જેમ દીપકનો પ્રકાશ ઘરમાં વ્યાપી રહે છે તેમ આત્મા ઉપર કર્મના આવરણો ન હોવાથી તે વિશ્વમાં કેમ વ્યાપી ન રહે? તેમ કહેનારાઓએ જાણવું જોઈએ કે દીપકના પ્રકાશમાં વિસ્તાર પામવાનો સ્વભાવ સ્વભાવથી જ છે, પણ કોઈ નિમિત્તને ઉદ્દેશીને તે બનેલ નથી. કોઈ વાસણ પ્રમુખ ઉપર ઢાંકવાથી કે ભીંત પ્રમુખ કોઈ પદાર્થ આડે આવવાથી તેનો પ્રકાશ ઢંકાયેલો કે અટકેલો પ્રકાશ તે તે આવરણો દૂર થતાં તે પ્રકાશનો વિસ્તાર થવો સંભવિત છે પણ આત્મા તો અનાદિ કર્મોથી અવરાયેલો હોવાને કારણે પ્રથમ સ્વભાવથી જ વિસ્તારવાળો નથી. આ દેખાતો ઉપસંહાર કે વિસ્તાર, સંકોચ કે વિકાસ તે તો શરીર નામકર્મથી ઉત્પન્ન થયેલ છે. જેમ સૂકાયેલાં માટીનાં વાસણમાં કારણના અભાવે વૃદ્ધિ હાનિ થતી નથી તેમ છેલ્લા શરીરના પ્રમાણમાં મોક્ષમાં વૃદ્ધિ હાનિ વિનાનો તે શુદ્ધ આત્મા રહે છે. મુક્ત અવસ્થામાં શરીર તો હોતું નથી એટલે છેલ્લા શરીરમાં રહેલા પોકળ આકાશના ભાગને બાદ કરીને ઘનરૂપ આત્મપ્રદેશો રહે છે.



## [૧૫]

## આત્મા શૂન્ય નથી

હે મતિમાન! કેટલાક સંપ્રદાયવાળા આત્માને શૂન્ય માને છે. આ શૂન્યતામાં તેઓની દલીલ આગળ બતાવવામાં આવે છે તે અપેક્ષાએ હોય તો તે બરાબર છે. નહિંતર જ્ઞાની

પુરુષો અનુભવથી કહે છે કે આત્મા શૂન્ય નથી. નિશ્ચય દૃષ્ટિથી જ્ઞાનાવરણાદિ આઠ કર્મો અને ઈન્દ્રિયાદિ દશ પ્રાણો એ આ આત્મામાં નથી. સંસારી જીવોમાં શક્તિરૂપે આ વિભાવ પરિણામો નથી અને મુક્ત આત્માઓમાં વ્યક્ત (પ્રગટપણે) વિભાવ પરિણામ નથી. આ અપેક્ષાએ આત્મામાં શૂન્યપણું છે પણ અનંતજ્ઞાનાદિ ગુણના અભાવ રૂપ શૂન્યપણું નથી, તો જેઓ મુક્તસ્થિતિમાં ગુણના ઉચ્છેદરૂપ શૂન્યપણું કહે છે તેઓ જો સત્ત્વ, રજસ અને તમોગુણનું શુદ્ધ આત્મામાં શૂન્યપણું કહેતા હોય તો તે યોગ્ય છે, પણ તેઓ જો જ્ઞાતા, દૃષ્ટારૂપ આત્માના શુદ્ધ ધર્મ અથવા સ્વભાવના નાશરૂપ શૂન્યપણું કહેતા હોય તો તે વાત માનવા યોગ્ય નથી.



## [૧૬]

## આત્માની ઉત્પતિ નથી, આત્મ ઉત્પન્ન કરતો નથી

હે વિજ્ઞ! આત્માને કોઈએ ઉત્પન્ન કર્યો નથી, તેમ જ આત્મા પણ કોઈ દ્રવ્યને ઉત્પન્ન કરતો નથી. ઉત્પન્ન થતો ન હોવાથી મૂળ દ્રવ્ય (નિશ્ચયથી)ની અપેક્ષાએ આત્મા શાશ્વત છે, નિત્ય છે. વ્યવહારથી પર્યાયો ઉત્પન્ન થાય છે તે અપેક્ષાએ આત્મા અનિત્ય નાશવંત છે. શુદ્ધ આત્મબોધની જાગૃતિ ન હોય ત્યારે આ સંસારી આત્માઓ કર્મો ઉપાર્જન કરે છે, તે કર્મોનો કર્ત્તા ભોક્તા થઈને વ્યવહારનયે અમુક અમુક ગતિમાં પોતે ઉત્પન્ન થાય છે. દેવ, નારકી, તિર્યંચ, મનુષ્ય આદિના

શરીરોમાં આવે છે ત્યાં પણ આત્મબોધના અભાવે જડ પુદ્ગલોમાં ઈષ્ટાનિષ્ટ વિષયોમાં રાગ-દ્વેષ અને હર્ષ શોક કરીને નવીન કર્મો ઉપાર્જન કરે છે. જ્યાં સુધી આત્મબોધ ન થાય, સ્વરૂપ દૃષ્ટિ ન થાય ત્યાં સુધી આવી કર્મબંધનની પરંપરા ચાલુ રહે છે નિશ્ચયદૃષ્ટિએ વિચારતાં કર્મો જ કર્તા રૂપે થઈને કર્મોના પરમાણુઓનો સંચય કરે છે અને દેવ, નારકી, તિર્યંચ, મનુષ્ય આદિ પર્યાયોવાળા શરીરો બનાવે છે. નિશ્ચય દૃષ્ટિએ આત્મા કર્મ શરીરાદિ ઉત્પન્ન કરતો નથી પણ જ્ઞાતા દૃષ્ટા રૂપ છે.



## [ ૧૭ ]

## દ્રવ્ય, ગુણ, પર્યાય

હે મુમુક્ષુ ! ગુણ અને પર્યાય સહિત હોય તેને દ્રવ્ય કહે છે. દ્રવ્યની સાથે જ ઉત્પન્ન થયેલ હોય અને સદા સાથે જ રહે તેને ગુણ કહે છે. જે અનુક્રમે પાછળથી ઉત્પન્ન થાય તેને પર્યાય કહે છે, જ્ઞાન, દર્શન આદિ આત્મદ્રવ્યના ગુણો છે. ગુણો બે પ્રકારના છેઃ એક સ્વભાવ ગુણ, બીજો વિભાવ ગુણ. કેવલજ્ઞાન એ આત્માનો અસાધારણ સ્વભાવ ગુણ છે. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાનાદિ આત્માના વિભાવ ગુણ છે. સિદ્ધપણું એ આત્માનો સ્વભાવ પર્યાય છે, ષટ્ ગુણહાનિ વૃદ્ધિ તે આત્માના પર્યાય છે. વારંવાર ઉપયોગનું પલટાવાપણું તે આત્માના પર્યાય છે. આત્મા દ્રવ્ય છે, ગુણ અને પર્યાયો તેમાં રહે છે અને થાય છે. સવિકલ્પ તે જ્ઞાન, નિર્વિકલ્પ તે દર્શન. આ બન્ને આત્માના ગુણ છે. વિવિધ પરિણામો તે પર્યાયો છે, પાંચ જ્ઞાન

અને ત્રણ અજ્ઞાન એમ આઠ જ્ઞાન છે, તેમાં કેવલજ્ઞાન તે અખંડ અને શુદ્ધ છે. અને બાકીનાં મતિ આદિ સાત જ્ઞાન છે તે ખંડ જ્ઞાન છે તથા અશુદ્ધ છે. મતિ આદિ ચાર જ્ઞાન તે સમ્યક્ જ્ઞાન છે બાકીનાં ત્રણ મિથ્યાજ્ઞાન છે. જેનું બીજું નામ અજ્ઞાન પણ છે. દર્શન ચાર છે તેમાં કેવલદર્શન તે અખંડ અનેશુદ્ધ છે. બાકીના ચક્ષુદર્શન, અચક્ષુદર્શન અને અવધિદર્શન તે અપૂર્ણ અને અશુદ્ધ છે. આઠ કર્મના નિમિત્તને કારણે ઉત્પન્ન થતા વિવિધ પરિણામો, લાગણીઓ તે સર્વ પર્યાય છે, રાગ-દ્વેષ-વાળી પરિણતિમાં સર્વ પરિણામોનો સમાવેશ થાય છે. દેવ, નારકી, પશુ, મનુષ્યાદિ આત્માના વિભાવ પર્યાય કહેવાય છે.

પુદ્ગલ જડ દ્રવ્યમાં પણ સ્વભાવ અને વિભાવ ગુણ પર્યાયો રહેલા છે, પુદગલ એ જડ દ્રવ્ય છે તે પુદ્ગલમાં રહેલા રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દ એ પુદ્ગલ દ્રવ્યના સ્વભાવિક ગુણો છે. ષટ્ ગુણહાનિ વૃદ્ધિ તે પુદ્ગલના સ્વભાવ પર્યાય છે. કેવલ પરમાણું રૂપે પુદ્ગલનું બની રહેવું તે પણ પુદ્ગલનો સ્વભાવ પર્યાય છે. પુદ્ગલોનું વર્ણાંતર રૂપે પરિણમવું તે પણ તેના સ્વભાવ ગુણ છે. બે પરમાણુથી લઈને અનેક અણુઓ એકઠા મળી સ્કંધ રૂપે થાય તે વિભાવ પર્યાય છે. તે સ્કંધમાં જે વર્ણાદિ રહેલા છે તે વિભાવ ગુણ પુદ્ગલનાં છે. ઘટાકાશ, મઠાકાશ ઈત્યાદિ ઉપચાર વડે કહેવાય તે વિભાવ પર્યાય છે.

●

[૧૮]

## જીવ અને કર્મનો સંબંધ

હે મોક્ષકામી ! જીવ અને કર્મનો સંબંધ અનાદિથી છે. જીવે કર્મો ઉત્પન્ન કર્યાં નથી, તેમ કર્મે જીવને ઉત્પન્ન કર્યો

નથી જીવ અને કર્મ બન્ને અનાદિ છે, આ મૂળ દ્રવ્યની (નિશ્ચયની) અપેક્ષાએ વાત કહી. પર્યાયની પરંપરાએ વ્યવહારથી વિચારતાં તો એમ જ જણાશે કે જેમ બીજમાંથી વૃક્ષ થાય છે અને વૃક્ષમાંથી બીજ પ્રગટે છે. આવી જ રીતે જીવ અને કર્મનો સંબંધ રહેલો છે શુદ્ધ આત્મ તત્ત્વની દૃષ્ટિએ વિચાર કરતાં તો વિશુદ્ધ જ્ઞાન દર્શન સ્વભાવી જીવે કર્મ ઉત્પન્ન કર્યા નથી, તેમ જ જડ સ્વભાવવાળા કર્મે જીવને ઉત્પન્ન કર્યો નથી, કેમ કે બન્ને જીવ અને કર્મ અનાદિ છે. નિશ્ચયથી આત્મા વીતરાગ ચિદાનંદ સ્વભાવ વાળો છે એટલે નિશ્ચયથી તેને શુભાશુભ કર્મનો બંધ નથી, વ્યવહાર દૃષ્ટિએ આ જીવ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ રૂપ કર્મબંધનના હેતુ (કારણો) પામીને વિવિધ પ્રકારના ભાવોમાં (વિકલ્પ જ્ઞાનમાં) પરિણમે છે અને તે જ કારણથી શુભાશુભ કર્મનો સંબંધ આત્માને થાય છે.



[૧૯]

## કર્મના ભેદો

કર્મ વડે આચ્છાદિત થયેલો આત્મા પોતાના સાચા સ્વરૂપને પ્રગટ કરી શકતો નથી. આત્મામાં અનંત શક્તિ છે, પણ તે શક્તિ આ કર્મનાં આવરણો દૂર થવાથી તેના ખરા સ્વરૂપમાં પ્રગટ થાય છે. કર્મના ત્રણ પ્રકાર છે, ભાવકર્મ, દ્રવ્યકર્મ, નોકર્મ. ભાવ કર્મ તે રાગ-દ્વેષાત્મક પરિણામ તેના યોગે જે

પુદ્ગલ પરમાણુઓ ખેંચાઈને આવે તે દ્રવ્યકર્મ અને દ્રવ્ય-કર્મના ભોગવટા માટે જે શરીર, ઇન્દ્રિયાદિની પ્રાપ્તિ થાય તે નોકર્મ. મૂળ તો ભાવકર્મને લઈને જ આ દ્રવ્યકર્મોનું બંધન થાય છે. હરકોઈ દ્રવ્યના કણ, જ્યાં સુધી એ લૂખાં સૂકાં હોય છે ત્યાં સુધી, એકબીજાંને વળગી શકતાં નથી. એ દ્રવ્યોનો જો આપણે પિંડ બનાવવા પ્રયત્ન કરીએ તો રેતીના કણોની જેમ, એ ભરભર ભૂકો બની વેરાઈ જાય છે. પણ જ્યારે એમાં સ્નિગ્ધતા ચીકાશનું તત્ત્વ ભળે છે, ત્યારે જ એકબીજા સાથે ચોંટી જઈ પિંડનું રૂપ ધારણ કરે છે. એવી જ રીતે ભાવની ચીકાશને કારણે દ્રવ્યકર્મના અણુઓ એકત્ર થઈને બંધન થાય છે. તે દ્રવ્યકર્મો આઠ પ્રકારના છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર, અંતરાય આ આઠ કર્મો આત્માના વિભાવ પર્યાય છે.

વિશ્વમાં લોક અને અલોકનો સમાવેશ થાય છે એ વિશ્વમાં, અને ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણ કાળ કહેવાય છે તે ત્રણ કાળમાં રહેલા પદાર્થોને વિશેષ પ્રકારે એકી વખતે જાણવાનો ધર્મ આત્માનો છે, આત્માનો પૂર્ણ સ્વભાવ પ્રગટે છે, ત્યારે સત્તામા રહેલી આ શક્તિ તેનામા પ્રગટે છે તે આત્માની જ્ઞાતાપણાની શક્તિને આવરણ કરનાર કર્મને જ્ઞાના-વરણીય કર્મ કહે છે. ૧

ઉપર કહેલા ત્રણ કાળમાં રહેલા સર્વ પદાર્થોને સામાન્ય-પણે જોવાની દૃષ્ટાપણાની શક્તિ આત્માની છે. તે શક્તિને આવરણ કરનાર કર્મ તે દર્શનાવરણીય કર્મ છે. ૨

કોઈ પણ પ્રકારની બાધા, પીડા વિના, સદા સુખ શાંતિમાં રહેવાની આત્માની અવ્યાબાધ શક્તિનો આવરણ કરીને વ્યવહારના પુદ્ગલીક સુખદુઃખને આપનાર વેદનીય કર્મ છે. ૩

આત્માની અખંડ જાગૃતિ અને આનંદમય સ્થિતિને આવરણ કરનાર વિષય કષાયમા પરાધીન કરનાર, આત્મભાન ભૂલાવનાર કર્મ તે મોહનીય કર્મ છે. ૪

આત્માની અતીન્દ્રિય સ્થિતિ કે જેને અરૂપીપણું કહે છે તે શક્તિને આવરણ કરી વિવિધ પ્રકારના દેહને લગતાં નામો ધારણ કરાવનાર કર્મ તે નામકર્મ છે. ૫

આત્માની અગુરુ લઘુશક્તિ જે હળવો પણ નહિં તેમ ભારી પણ નહિ તેને આવરણ કરી વિવિધ પ્રકારના ઉચ્ચ–નીચ ગોત્રમા જન્મો અપાવનાર કર્મને ગોત્ર કર્મ કહે છે. ૬

આત્માની આત્મસ્વરૂપમાં રહેવાની સ્થિતિને, અમુક મર્યાદિત સ્થિતિવાળા શરીરમા, નર, દેવ, તિર્યંચ, નરકાદિ ગતિમા ફેરવનાર કર્મને આયુષ્ય કર્મ કહે છે. ૭

આત્માની અનંત વીર્યમય (શક્તિમય) શક્તિને આવરણ કરનાર, પુદ્ગલિક વસ્તુની પણ યોગ્ય પ્રાપ્તિને રોકનાર અને તેનો યોગ્ય ઉપભોગ ન કરવા દેનાર કર્મ તે અંતરાય કર્મ છે. ૮

આ આઠ દ્રવ્ય કર્મના ભેદો છે. તેના પેટા ભેદો એકસો અઠ્ઠાવન છે. આ કર્મો આતરૂજ્ઞાન ક્રિયાના બળથી દૂર થતાં આત્મા પોતાના ખરા સ્વરૂપે પ્રકાશે છે. આત્માની અનંત શક્તિઓ જે સત્તા રૂપે હતી તે આ સ્થિતિમાં પ્રગટ થાય છે. આ સ્થિતિમાં રહેલા આત્માને સિદ્ધ પરમાત્મા કહેવામાં આવે છે.



[ ૨૦ ]

## કર્મ ગ્રહણ કરતાં આત્માનાં પરિણામ

હે મુમુક્ષુ ! આત્મા જ્યારે વિષય, કષાયમાં આસક્ત થાય છે, પોતાના સ્વભાવનું ભાન ભૂલી મોહ કર્મના ઉદયમા પરિણમે છે તે વખતે જેમ તેલથી ચીકણા થયેલા વસ્ત્રની સાથે અથવા વાસણની સાથે ઉડતી ધૂળ ચોટે છે, તેમ કર્મની વર્ગણાને લાયક સૂક્ષ્મ પરમાણુઓનો મળેલો ભાગ આત્માની સાથે સંયોજિત (જોડાય) થાય છે. રાગ–દ્વેષના પરિણામે પરિણમેલા આત્મામા લોહચુંબકના જેવી શક્તિ પ્રગટે છે, જેમ લોહચુંબકની શક્તિને લઈને લોઢું તેના તરફ આકર્ષાય છે; તેમ રાગદ્વેષની શક્તિથી કર્મ વર્ગણાને લાયકના પરમાણુઓનો જથ્થો આત્મા તરફ ખેંચાય છે, આત્માની સાથે સંયોજિત થાય છે અને તે જ જ્ઞાનાવરણાદિ આઠ કર્મ રૂપે પરિણમે છે. જીવને ચાર ગતિમાં ઉત્પન્ન થતાં સર્વ દુઃખો તે આ કર્મને જ આભારી છે.



[ ૨૧ ]

## નિશ્ચય દૃષ્ટિએ કર્મ કર્ત્તા છે

હે વિજ્ઞ! નિશ્ચયથી કર્મો જ કર્ત્તારૂપે થઈને બંધ તથા મોક્ષ કરે છે. કેમકે પરમાણુ પોતાના સજાતીય પરમાણુ સાથે સંબંધમાં આવી વધારો કરે છે અને વિજાતીય પરમાણુ મળતાં તે પાછાં વિખરાઈ જાય છે. આત્મા તો આ બન્ને પ્રસંગોને

જોનાર તથા જાણનાર છે, તેમાં કંઈ આવ્યું નથી અને ગયું પણ નથી. પોતાના સ્વરૂપમાં તેણે કાંઈ પરિવર્તન કર્યું નથી, એટલે નિશ્ચયથી આત્મા બંધ કે મોક્ષના સ્વરૂપને બનાવતો નથી. પરમાણુના સ્કંધો મળ્યા હતા તેને બંધ કહ્યો. તે જ પરમાણુઓનો સમુદાય વિખરાઈ ગયો તેને મોક્ષ કહ્યો. આ બન્ને સ્થિતિઓ કર્મના પરમાણુમાંથી બની હોવાથી તાત્ત્વિક દૃષ્ટિએ કર્મો જ કર્મોના કર્ત્તા છે. વ્યવહાર દૃષ્ટિએ વિચાર કરતાં કર્મોનો દ્રવ્યબંધ તથા ભાવબંધ આત્મા કરે છે. વિભાવ દશામાં પરિણમવારૂપ શક્તિ આત્માની છે, આસક્તિને લઈને કર્મના દ્રવ્ય અણુઓ આવે છે. કર્મનાં અણુઓ ખેંચાઈ આવે એવા ભાવે પરિણમવું અને તેમ પરિણમવાથી કર્મ દ્રવ્યોનું આત્મા તરફ ખેંચાઈ આવી આવરણરૂપે સંબંધિત થવું, આ ભાવ તથા દ્રવ્ય કર્મોનો કર્ત્તા આ અપેક્ષાએ આત્મા જ છે. આ જ દૃષ્ટિએ આત્માનો દ્રવ્ય મોક્ષ તે કર્મ પરમાણુથી છૂટા થવાપણું અને ભાવ મોક્ષ તે પરમાણુ વિખરાઈ જાય તેવા સ્વરૂપે (ભાવે) પરિણમવું આ બન્ને બાબતોમાં આત્માની વ્યવહારથી પ્રવૃત્તિ હોવાથી મોક્ષનો કર્ત્તા આત્મા છે. શુદ્ધ દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ આત્મા પોતાના સ્વરૂપમાં પરિણમન કરવા ઉપરાંત કાંઈ કરતો નથી, તે શુદ્ધ સ્વભાવમાં સ્થિર રહેવાથી સ્વભાવિક રીતે જ કર્મનાં પરમાણુઓ વિખરાઈ જતાં હોવાથી બંધ મોક્ષ કરનાર કર્મો જ છે. આત્મા તો પોતાના જ્ઞાતા દૃષ્ટા સ્વભાવ પ્રમાણે સર્વસ્વને જાણે છે, જુએ છે.

અશુદ્ધ નિશ્ચયવાળી વ્યવહાર દૃષ્ટિએ વિચારતાં પૂર્વની જેમ આત્માની તેવા તેવા ભાવે (પરિણામે) પરિણમવાની શક્તિ

વડે સુખદુઃખ થતાં હોવાથી આત્મા સુખદુઃખ વગેરેનો કર્ત્તા છે, આત્માની રાગદ્વેષ વિનાની જોવા જાણવાની સમભાવની સ્થિતિ, વીતરાગ નિર્વિકલ્પ સમાધિમા રહી દૃઢતા પ્રાપ્ત કરવાથી લાંબો વખત ટકી શકે છે. તેને સહજ સમાધિ પણ કહે છે. આ સ્થિતિમાં રહેવાનો પ્રયત્ન કરવાની જરૂર છે.

●

[૨૨]

## આત્મા અનંત વીર્યવના (શક્તિવાન) છે

હે સુજ્ઞ! આત્મા અનંત શક્તિવંત છે. તેણે પોતાની શક્તિને પ્રગટ કરીને શુભાશુભની જંજીરો (સાંકળો, બેડી) તોડી નાખવી જોઈએ. કર્મની સાંકળોથી જકડાએલો આત્મા પાંગળા જેવો થઈ રહ્યો છે. પશુઓની માફક કર્મો જ્યાં દોરે ત્યાં પરાધીનપણે ભ્રમણ કરે છે; છતાં આત્મા તે આત્મા જ, અને પર તે પર જ. આત્માનો કેવળજ્ઞાનાદિ સ્વભાવ નાશ પામતો નથી. તેમજ કામ, ક્રોધાદિ વિભાવ સ્વભાવ તે અંતે વિભાવ હોવાથી દૂર થશે જ.

શુદ્ધ આત્માના અનુભવની અભાવ દશામા જ આત્મા શુભાશુભ ઉપયોગે પરિણમીને શુભાશુભ બંધનને પામે છે અને જન્મ મરણ કરે છે, પણ જ્યારે આત્મા પોતાના સ્વભાવને સમજીને પોતાના સ્વભાવે પરિણમે છે ત્યારે આ શુભાશુભ વિભાવ દશાઓ અને તેનાથી ઉત્પન્ન થયેલાં કર્મનાં બંધનો એટલી બધી ઝડપથી નાશ પામે છે કે મનુષ્યને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. અંધકારને

દૂર કરવા માટે જેમ પ્રકાશની જરૂર છે, પ્રકાશ આવતાં અંધકાર અદૃશ્ય થઈ જાય છે. તે શોધવાથી પણ હાથ લાગતું નથી, તેમ કર્મબંધનો તોડવા માટે આત્મ સ્વરૂપમાં સ્થિરતા કરવાની જરૂર છે. આત્મભાનમાં કર્મો નિર્જરી (ખરી) જાય છે.



[ ૨૩ ]

## આત્મભાન જાગૃત રાખો

હે મોક્ષકામી ! આ વિશ્વમાં એવું કોઈ પણ સ્થાન નથી કે આત્મભાન ભૂલેલા આ જીવે તે તે સ્થાને જન્મ–મરણ ન કર્યાં હોય. આ ઉપરથી તને સમજાયું હશે કે આત્મભાન જાગૃત રાખવાની જીવને ઘણી જ જરૂર છે. શુદ્ધ આત્માની સમ્યક્ શ્રદ્ધા, જ્ઞાન અને અનુભવથી આત્મભાન ટકી રહે છે અને તેથી આત્મા અજર, અમર અને નિત્યાનંદમયપણે અનુભવાય છે.

હે વત્સ ! વર્ણ, જાતિ, લિંગ એ દેહના ધર્મો છે. જન્મ મરણ પણ શરીર આશ્રયથી થાય છે. આત્મા અમર ધર્મવાળો છે. સર્વ જાણનારો છે અનંત શક્તિવંત છે. રોગાદિનો ઉપદ્રવ થાય કે શરીરનો નાશ થાય તેવા પ્રસંગે વિશેષ પ્રકારે આત્માના અજર, અમર, અવિનાશી અને નિત્ય ધર્મ તરફ લક્ષ આપવું અને આત્મભાન ભૂલવા ન દેવું, તેથી જ આત્માનો ઉદ્ધાર થાય છે. અનંતજ્ઞાનામય આત્માને ભૂલીને દેહાદિમાં આસક્તિ રાખવાનું પરિણામ આ જીવને અનેકવાર દુઃખના રૂપમાં જ આવ્યું છે, આવે છે અને આવશે



[ ૨૪ ]

## બહિરાત્મા—મિથ્યાદૃષ્ટિ છે

હે મુમુક્ષુ! આત્માના શુદ્ધ સ્વરૂપને ભૂલીને જેઓ પર્યાયોમાં આસક્ત થાય છે તે બહિરાત્મા મિથ્યાદૃષ્ટિ છે. આવા જીવોનું પ્રાપ્ત કરવા યોગ્ય લક્ષ દેહાદિ જડ પદાર્થ હોય છે. જેનું જેવું લક્ષ તેવી જ વસ્તુની તેને પ્રાપ્તિ થાય છે. આ જડ પુદ્દગલની લાગણીમાં એકરસ, એકતાર થયેલો જીવ ઘોર કર્મ કરે છે, તેના બદલામાં ઘાત—પ્રત્યાઘાતના નિયમ પ્રમાણે સામેથી પરિણામ પણ તેવું જ ઉત્પન્ન થાય છે. અસહ્ય દુઃખોનો અનુભવ જીવને કરવો પડે છે. દિશાનું ભાન ભૂલેલો પંથી ચાલવા છતાં પોતાના માર્ગથી વધારે ને વધારે દૂર થતો જાય છે, તેમ આત્મભાન ભૂલી દેહ દૃષ્ટિવાળા જડતાના માર્ગે ચાલતો આ જીવ રૂપ મુસાફર તેના સ્વસ્વરૂપના મૂળ માર્ગથી હવે વધારે ને વધારે દૂર થતો જાય છે. આ અજ્ઞાન કે મોહને વશ થયેલ ઉન્માર્ગગામી આત્મા હવે અધિક નિર્માલ્ય અને અશક્ત બનતો જાય છે. વાસનાઓ, ઇચ્છાઓ જ્યાં દોરે ત્યાં દોરાય છે. મન જ્યાં ખેંચે ત્યાં તેની પાછળ જાય છે. તત્ત્વને વિપરીત-પણે જાણે છે. આત્મ સુખનો માર્ગ તેને દુઃખરૂપ લાગે છે. રાગ—દ્વેષાદિમાં તેને સુખ ભાસે છે. કર્મોથી મળેલા જડ પદાર્થોમાં આત્માની (પોતાપણાની) ભ્રાન્તિ પામે છે. જડ ચૈતન્યની ભિન્નાતાવાળું ભેદજ્ઞાન ન હોવાથી ગોર, સ્થૂલ, દુર્બળતાદિ કર્મજનિત શરીરના ધર્મને આત્માના ધર્મો સમજે છે. ત્યાગ કરવા યોગ્ય દેહાદિના ધર્મને ગ્રહણ કરવા યોગ્ય જાણે છે, આત્માની

સાથે અભેદતા રૂપે અનુભવવા પ્રયત્ન કરે છે. આમ વિષય કષાયાદિવાળી જડ માયાને આધીન રહેવાનો બહિરાત્માનો સ્વભાવ હોય છે, એક ભૂલ અનેક ભૂલો કરાવે છે. શુદ્ર આત્મભાનથી વિમુખ થતાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, સ્ત્રી, પુરુષ, નપુંસકાદિ જે શુભાશુભ કર્મથી બનેલા આ પર્યાયો છે તેને આત્માની સાથે સંયોજિત કરતા આ મિથ્યાજ્ઞાનમાં પરિણમેલા જીવની અજ્ઞાનતામાં વધારો થતો જાય છે.

હે સુજ્ઞ ! બાળ, યુવાન, વૃદ્ધ, રૂપવંત, બુદ્ધિમાન, શૂર-વીર, પંડિત, મૂર્ખ, સંપ્રદાય, શ્વેતાંબર, દિગંબર, એ બધા વિભાવ પર્યાયો છે છતાં તે મૂઢાત્મા આત્માના પર્યાયો સમજે છે. માત, પિતા, ઘર, પુત્ર, મિત્ર, દ્રવ્ય ઇત્યાદિ માયાજાળ જેવા પર્યાયોને પોતાના માને છે, મન, વચન, કાયાના વ્ય-વહારમાં એકરસ બને છે, તે તે ભાવે પરિણમે છે. શુદ્ધ આત્મભાવનાનું સ્મરણ પણ તેને હોતું નથી. ભાવિ દુઃખના કારણભૂત વિષયોને સુખનાં સાધનો માની તેમાં આસક્ત થાય છે, તે તે વસ્તુઓ પાસ કરવા માટે, તેના રક્ષણ માટે, અને તેનો ઉપભોગ કરવા માટે તે જીવ સતત અનેક અકર્તવ્ય રૂપ પાપો આચરે છે, એવા આત્મદૃષ્ટિ વિનાના જીવોને મિથ્યાદૃષ્ટિ કહેવામાં આવે છે.

●

[ ૨૫ ]

## સમ્યગ્દૃષ્ટિ—અંતરાત્મા

જેને આત્માનો અનુભવ થયો હોય છે તેવા સત્પુરુષોના સમાગમથી અને જેમાં આત્મજ્ઞાનનો ઉપદેશ હોય તેવાં સત્

શાસ્ત્રોના શ્રવણથી તથા ક્લિષ્ટ કર્મોના ઘટવાથી કાળે કરીને જેમ જેમ આ જીવનો મોહ ઓછો થતો જાય છે, તેને લઈને જાગૃતિ વધતી જાય છે. અજ્ઞાન, મોહ, ક્રોધાદિ કષાયો વગેરે જેમ જેમ ઘટતા જાય છે. તેમ તેમ શુદ્ધ આત્મા જ પ્રાપ્ત કરવા યોગ્ય છે એવી અંતરંગ રુચિ થવા રૂપ વ્યવહાર સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. આ વિવેકજ્ઞાન પ્રગટ થતાં તે વડે જડ–ચૈતન્યનું ભેદ જ્ઞાન થતાં અજ્ઞાન દશાના સમયની ભાવના અને લાગણીઓનું રૂપાંતર થવા માંડે છે અને અંતે સાધન અભ્યાસ વડે સ્વાનુભવ થાય છે ત્યારે તેને પોતાનું આત્મ-સ્વરૂપ જ્ઞાન, દર્શનમય અનુભવાય છે. તે સિવાયના બીજા જે વિભાવ પર્યાયો છે તે પોતાના નથી એમ જાણે છે; માને છે. તે જાણે છે કે આત્મા શ્વેત વર્ણનો, કાળો, લાલ, પીળો કે લીલો નથી, સ્થૂલ કે સૂક્ષ્મ નથી; બ્રાહ્મણ, વૈશ્ય, ક્ષત્રિય, શૂદ્ર જાતિનો નથી. સ્ત્રી, પુરૂષ, નપુંસક નથી, બૌદ્ધ દિગંબર, શ્વેતાંબર, એકદંડિ, ત્રિદંડી, હંસ કે પરમહંસ નથી, વેશ કે લિંગ આત્માને નથી, આત્મા ગુરુ, શિષ્ય, સ્વામી, સેવક, શૂરવીર, કાયર, ઉચ્ચનીચ, મનુષ્ય, દેવ, તિર્યંચ, નારકી, મૂર્ખ, પંડિત, ધનવાન, નિર્ધન, બાળ, તરુણ, વૃદ્ધ વગેરે નથી, એક ચેતન-ભાવ મૂકીને બાકીના બધા જડ સ્વભાવવાળા વિભાવદશાના પર્યાયો છે

આત્મા તો જ્ઞાન સ્વરૂપ છે. જ્ઞાન વડે જણાય છે. દર્શન વડે જોવાય છે. સ્વસંવેદન જ્ઞાન વડે સ્વગુણોનો અનુભવ થાય છે.



[ ૨૬ ]

## આત્મા સંયમ, શીલ, તપ રૂપ છે. દર્શન, જ્ઞાન અને સુખરૂપ છે. આત્મા મોક્ષરૂપ છે. મોક્ષનો માર્ગ છે.

હે શાશ્વત સુખના કામી! બાહ્ય દૃષ્ટિએ મન, પ્રાણ, ઇન્દ્રિયોને વશમાં કરવા રૂપ બળ વડે સાધક સાધ્ય ભાવે આત્મા સંયમ કહેવાય છે.

નિશ્ચય દૃષ્ટિએ શુદ્ધ આત્મામાં સ્થિરતા કરવાથી આત્મા એ જ સંયમ કહેવાય છે.

વ્યવહાર દૃષ્ટિએ કામ ક્રોધાદિના ત્યાગ કરવા રૂપ વ્રતના ગ્રહણ કરવા રૂપ પ્રવૃત્તિને શીલ કહે છે.

આત્મદૃષ્ટિએ શુદ્ધ આત્મા દ્રવ્યની નિર્મળતાનો અનુભવ કરવો તેને શીલ કહે છે. એટલે આત્મા જ શીલ છે. વ્યવહારથી ભોજન, પાણી આદિના ત્યાગને તપ કહે છે. નિશ્ચય દૃષ્ટિએ પરદ્રવ્ય ગ્રહણ કરવાની ઇચ્છાઓનો ત્યાગ કરવો તેને તપ કહે છે. ઇચ્છાઓ પર વિજય પ્રાપ્ત કરવો, અથવા કર્મોને તપાવવાં, નિરસ કરવાં અને આત્માથી જુદાં કરવા તે અપેક્ષાએ આત્મા જ તપ છે. શુદ્ધ આત્મા જ ગ્રહણ કરવા યોગ્ય છે તેવી અંતરંગ સમજ પૂર્વકની આતરિક રુચિ થવી તે વ્યવહાર સમ્યગ્દર્શન છે. એટલે આત્મા જ સમ્યક્ત્વ છે. વીતરાગ સ્વસંવેદન જ્ઞાનનો અનુભવ કરવો તે નિશ્ચય જ્ઞાન છે. એટલે આત્મા જ જ્ઞાન છે.

મિથ્યાત્વ રાગાદિ વિકલ્પ જાળનો ત્યાગ કરવો તે મોક્ષનો માર્ગ છે. અહીં પણ આત્મા તે જ મોક્ષનો માર્ગ છે.

પરમાત્મ તત્ત્વને વિશે પરમ સમરસભાવે પરિણમવું તે મોક્ષ છે. એટલે આત્મા તે જ મોક્ષ છે.

આત્માનો આનંદ તે આત્માનું સુખ છે, એટલે આત્મા જ શાશ્વત સુખ રૂપ છે.

વીતરાગ પરમાનંદ સ્વભાવી એક શુદ્ધ આત્માનો સ્વાનુભવ કરવો તે નિશ્ચય સમ્યગ્દર્શન છે. નિશ્ચય સ્વસંવેદન–પોતાને પોતાનો બોધ થાય તેવા આત્માના અનુભવના સાધક હોવાથી વ્યવહારથી શાસ્ત્રોને જ્ઞાન કહેવામાં છે, તો પણ નિશ્ચય જ્ઞાન તો વીતરાગ સ્વસંવેદન જ્ઞાને પરિણમેલ શુદ્ધ આત્મા જ છે.

નિશ્ચય ચારિત્રના સાધક હોવાથી પાંચ મહાવ્રત એ મૂળ ગુણ તથા ઉત્તર ગુણ રૂપ ક્રિયામાર્ગ એ વ્યવહાર ચારિત્ર છે, પણ નિશ્ચય ચારિત્ર તો શુદ્ધ આત્મામાં વીતરાગ નિર્વિકલ્પ સમાધિમાં સ્થિર થવું તે જ છે. આ પ્રમાણે આત્મા જ જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ છે.



[ ૨૭ ]

## આત્મા તીર્થ છે

હે વિજ્ઞ! જે સ્થળે તીર્થંકરોની દીક્ષા થઈ હોય, કેવલજ્ઞાન ઉત્પન્ન થયું હોય અને જ્યાં તીર્થંકરો નિર્વાણ (મોક્ષ) પામ્યા હોય તે તીર્થ કહેવાય છે. આ વ્યવહાર દૃષ્ટિની વાત છે.

તાત્ત્વિક દૃષ્ટિએ તો વીતરાગ ભાવવાળી નિર્વિકલ્પ સમાધિરૂપ વહાણ વડે સંસાર સમુદ્ર તરવાને સમર્થ થવાય છે, માટે આવી આત્મસમાધિમાં પરિણમેલ આત્મા જ તીર્થ કહેવાય છે.



[ ૨૮ ]

## આત્મા જ ગુરુ

હે વત્સ! જેના ઉપદેશથી પરંપરાએ આત્મસ્વરૂપનો બોધ થાય છે તે બોધ આપનાર, શિક્ષા આપનાર કે દીક્ષા આપનારને વ્યવહાર દૃષ્ટિએ ગુરુ કહેવામાં આવે છે. નિશ્ચય દૃષ્ટિએ વિચારતાં પાંચ ઇન્દ્રિયોના વિષયાદિ સર્વ વિભાવ ભાવ (પરિણામ)નો ત્યાગ કરવાના અવસરે પોતાનો શુદ્ધ આત્મા જ ગુરુ છે. કેમ કે વિભાવ પરિણામનો ત્યાગ કરવાવાળા પરિણામથી જ સંસારને સ્થિર રાખનાર કર્મોનો નાશ થાય છે.



[ ૨૯ ]

## આત્મા જ દેવ છે

હે મોક્ષકામી! વ્યવહારથી મનને સ્થિર કરવા માટે અરિહંત પ્રભુને દેવ કહેવામાં આવે છે. તેમની ઉપાસના કરવાથી પુણ્યબંધ થાય છે. તેમનો ઉપદેશ આત્મ જાગૃતિ કરાવનાર છે. સાધ્યથી સિદ્ધિમાં પૂર્ણ મદદગાર છે. સાધ્ય સાધક ભાવે ધ્યાનાદિ કરતાં પરંપરાએ મોક્ષનું કારણ છે. તેમની ભેદ દૃષ્ટિએ

સેવા કરવાથી તીર્થંકરનામ કર્મ બંધાય છે. અભેદ દૃષ્ટિ એ મોક્ષ-પ્રાપ્તિનું નજીકનું સાધન છે.

નિશ્ચય દૃષ્ટિએ સમાધિ વખતે પોતાનો આત્મા જ આરાધવા યોગ્ય છે એટલે નિર્વિકલ્પ સ્વરૂપમાં પરિણમેલ પોતાનો શુદ્ધ આત્મા તે જ દેવ છે.

જેમ ગ્રીષ્મઋતુમાં ગરમીને શાંત કરવા માટે લોકો દ્રાક્ષ, કપુર, ચંદન, ગુલાબ, બદામ, સાકર વગેરે અનેક દ્રવ્યોનું પીવા માટે ઠંડાઈવાળું પાણી બનાવે છે. એની અંદર અનેક ચીજો હોય છે છતાં અભેદનયની અપેક્ષાએ તેને ઠંડાઈનું પાણી એક જ કહેવાય છે, તેમ દેવ, ગુરુ, તીર્થ, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ ઇત્યાદિમાં અનેક સ્વભાવવાળો અને બહુ પ્રકારે પરિણમેલો આત્મા હોવા છતા અભેદનયની અપેક્ષાએ આત્મા એક રૂપ કહેવાય છે, અને ભેદનયની અપેક્ષાએ અનંત ગુણવાન પણ કહેવાય છે. અનંત ગુણવાન પણ કહેવાય છે. આત્મસ્વરૂપ પ્રગટ કરવા ઇચ્છનારા સાધક આત્માઓએ વ્યવહાર, નિશ્ચય દરેક અપેક્ષાઓ જાણીને, શંકા રહિત થઈને પોતાના લક્ષ તરફ દૃષ્ટિ આપીને પુરુષાર્થ કરવો.



## [૩૦]

## ધ્યાનથી કર્મોનો ક્ષય થાય છે

હે મુમુક્ષુ! શુદ્ધ આત્માનું ધ્યાન કરવાથી ઘણા થોડા વખતમાં ઘણા કર્મોનો ક્ષય થાય છે. શુદ્ધ ઉપયોગની અખંડ જાગૃતિરૂપ તીક્ષ્ણ ધારવાળા શસ્ત્ર વડે સંકલ્પ–વિકલ્પની જાળો કાપી નાખવી. રાગ–દ્વેષાદિવાળા વિકલ્પોમાં મનને જોડેલું રાખવાથી

ઊલટો નવીન કર્મબંધનમાં વધારો થતો જાય છે. જો મનને આત્મામાં લીન કરી દેવા રૂપ ધ્યાનની શ્રેણી હસ્તગત થઈ જાય તો ઘણા થોડા વખતમાં કર્મોનો ક્ષય કરીને કેવલજ્ઞાન ઉત્પન્ન કરી શકાય. આત્મધ્યાનમાં શુદ્ધ આત્મભાવનાની મુખ્ય જરૂર રહે છે જે મનુષ્યમાં આત્માની વીતરાગ નિર્વિકલ્પતાવાળી ભાવના નથી તે ઘણાં શાસ્ત્રો ભણે કે તપશ્ચર્યા કરે તો તેનાથી તેને જોઈએ તેવો આત્મસ્વરૂપોનો લાભ થતો નથી. જેને પોતાનું આત્મ સ્વરૂપ પ્રગટ કરવું છે તેના દરેક આત્મપ્રદેશમાં આત્માભાવના ભરેલી હોવી જોઈએ. આ શુદ્ધ આત્મા જ ઉપાદેય છે એ ભાવના અંતરંગ રુચિપૂર્વક મનમાં છલોછલ ભરેલી હોય તો ધાર્મિક શાસ્ત્રો અને તપશ્ચર્યાદિ સહકારી કારણો મોક્ષમાર્ગમાં મદદરૂપ થાય છે. જો તેવી ભાવના ન હોય તો શુભ પુણ્યબંધના કારણભૂત થાય છે. મતલબ એ છે કે મોક્ષાર્થે અનાસક્ત ભાવે કરેલ દરેક શુભ કર્મ વિકાસ સાધક છે અને વિના સમજે આસક્ત ભાવે કરેલાં શુભ કર્મો વિકાસને બાધક બને છે. કરેલ કર્મ સફળ હોવાથી આસક્ત ભાવે કરેલ શુભ કર્મોથી પુણ્ય તો બંધાય છે પણ આત્મવિકાસમાં આસક્ત ભાવે કરેલ શુભ કર્મો બાધક બને છે. આ કહેવાનો આશય છે. માટે દરેક સાધકે ધર્મ કર્મનું રહસ્ય જાણીને જ પુરુષાર્થ કરવો જોઈએ પ્રભુ મહાવીરદેવે પણ કહ્યું છે કે–'પઢમં નાણં તઓ દયા.' પ્રથમ જે આચરવું છે તેનું વિજ્ઞાન કરીને પછી જ ક્રિયાનું પાલન કરવાથી જ આત્મશ્રેય રૂપ દયાધર્મ થાય છે. આત્મલક્ષની જાગૃતિ વિના દશ પૂર્વમાં કાંઈક ઓછું જ્ઞાન હોય તેટલો અભ્યાસ કરેલો હોય તો પણ તે મિથ્યાત્વની કોટીમાં ગણાય છે. આટલું

બધું શ્રુતજ્ઞાન ભણ્યા છતાં કોઈ કોઈ કેટલીકવાર તે સ્થિતિમાંથી આત્મભાન વિના ભ્રષ્ટ થાય છે.



[ ૩૧ ]

## આત્માને જાણવાથી વિશ્વને જાણી શકાય છે

હે પાપભીરુ! જેણે એક આત્માને જાણ્યો તેણે વિશ્વના સ્વરૂપને જાણ્યું અને જેણે સર્વ વિશ્વને જાણ્યું તેણે આત્માને જાણ્યો. વિશ્વમાં એક આત્મા જ આનંદ સ્વરૂપ હોવાથી તેને જાણતાં વિશ્વનું સ્વરૂપ પણ યથાતથ જાણી શકાય છે.

આત્માને જાણ્યા સિવાય આ વિશ્વની સર્વ વસ્તુઓનો અનુભવ કરવામાં આવે તો પણ શાન્તિ કે આનંદ પ્રાપ્ત થતો નથી. વીતરાગ નિર્વિકલ્પ સ્વસંવેદન જ્ઞાન વડે પરમાત્મ તત્ત્વનો અનુભવ થઈ શકે છે. દ્વાદશાંગીરૂપ સર્વ શાસ્રોનું જ્ઞાન ભણી કે જાણીને તેના સારભૂત (ફળરૂપે) આત્મ પરમાત્મ ધ્યાનમાં રહેવાની જરૂર છે, પૂર્વે અનેક સાધુ, સંતો, યોગીમહાત્માઓ સિદ્ધાંતનું જ્ઞાન ભણ્યા પછી તેનો અનુભવ પોતાને પ્રત્યક્ષ થાય તેને માટે આત્મધ્યાનમાં લાંબો કાળ નિર્ગમન કરતા હતા, અને અત્યારે પણ કરે છે. કેવલ વાંચવાથી કે જાણવાથી કાંઈ વસ્તુનો ખરો અનુભવ થતો નથી. પાકશાસ્ત્રની રીત જાણવાથી કાંઈ પેટ ભરાતું નથી. સમુદ્રમાં આવતી ભરતી–ઓટનાં ચોક્કસ ટાઈમો જાણવાથી શરીર કે વસ્રો તે પાણીથી ભીંજાઈ જતાં નથી. અમુક શહેર કે તીર્થોનાં વર્ણનો વાંચવાથી તેનો આનંદ પ્રત્યક્ષ જેવો મળતો નથી, તેમ એકલા શાસ્રોનું જ્ઞાન કરવાથી આત્માની

અનંત શક્તિઓ પ્રગટ થતી નથી, પણ વીતરાગ સ્વસંવેદન જ્ઞાન વડે પોતાના આત્માનો અનુભવ થતાં આત્માની અનંત શક્તિઓ પ્રગટે છે. આત્માનો આનંદ અનુભવ્યા પછી આ વિશ્વનો કોઈ પણ પદાર્થ તેના મનને આકર્ષી શકતો નથી અને તેને બીજું કાંઈ જાણવાની કે પ્રાપ્ત કરવાની ઇચ્છા પણ રહેતી નથી.

વીતરાગ નિર્વિકલ્પ સમાધિ એ કેવળજ્ઞાનનું બીજ છે. ત્રણ ગુપ્તિની જેમાં મુખ્યતા છે એવી આ સમાધિના બળથી કેવલ-જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે વખતે દર્પણની અંદર પડતા પ્રતિ-બિંબની જેમ આ લોકાલોક રૂપ વિશ્વનું જ્ઞાન તેને થાય છે, માટે આત્માને જાણ્યાથી સર્વ જણાય છે એમ કહેલ છે.

જેમ જેમ આત્મા સ્વરૂપમાં સ્થિરતા થતી જાય છે તેમ તેમ તેને અનેક પ્રકારના અનુભવો વધતા જાય છે. આત્મ-સ્વરૂપ અનુભવાય છે અને વિશ્વનું સ્વરૂપ પણ તેના સાચા સ્વરૂપમાં જાણવામાં આવે છે.

જેમ નિર્મળ આકાશમાં સૂર્યનો પ્રકાશ પોતાને તેમ જ અન્ય પદાર્થોને પ્રકાશિત કરે છે, તેમ વીતરાગ ભાવવાળી નિર્વિકલ્પ સમાધિ, મોહ રૂપ વાદળાંઓનો નાશ કરે છે અને પોતાને તેમ જ ભેદજ્ઞાન વડે પરને પ્રકાશિત કરે છે. પૂર્ણ જ્ઞાન થયા પહેલાં જડ–ચૈતન્યની ભિન્નતાનું નિશ્ચલ જ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યાર પછી વિશેષ અભ્યાસે સમાધિના બળ વડે પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થતા સ્વ અને પર બંને જાતના પદાર્થોને જાણી શકે છે. આત્માનો સ્વભાવ પોતાને તેમ જ પરને પ્રકાશ કરવાનો

છે. જેમ અગ્નિનો નાનો સરખો કણ, પર્વત જેટલા લાકડાના ઢગલાને પણ બાળીને રાખ કરી દે છે તેમ જેઓ શુદ્ધ આત્મ-સ્વરૂપમાં એક નિમેષ (આંખનો પલકારો; પળ) જેટલા થોડા વખત સુધી પણ એક રસ થાય છે તેનો પર્વત જેટલો પાપનો પુંજ (ઢગલો) હોય તો પણ બળી જાય છે આવું શુદ્ધ આત્મધ્યાનનું સામર્થ્ય છે.

દેખેલા, સાંભળેલા અને અનુભવેલા ભોગોની ઇચ્છા કરવા રૂપ આર્તધ્યાન વાળી સર્વ ચિંતા જાળને ત્યાગીને નિશ્ચિંત થઇ પરમાત્મ સ્વરૂપને વિશે ચિત્તને (મનને) સ્થિર કરીને પછી શુદ્ધ આત્મરૂપ પરમ આરાધના કરવા યોગ્ય દેવનું ધ્યાન કરવાથી નિરંજન દેવનો અનુભવ થશે.

[૩૨]

## આત્મ સ્વસંવેદન જ્ઞાનનો વિષય છે

હે વત્સ ! આત્મા સ્વસંવેદન જ્ઞાનનો વિષય છે. જ્ઞાન કર્તા રૂપે થઈને આત્માને જાણે છે; જ્ઞાન આત્માથી ભિન્ન નથી. જે જ્ઞાન વડે આત્મા જાણી શકાય છે, તે જ્ઞાનને સ્વસંવેદન જ્ઞાન કહે છે. મન કે ઇન્દ્રિયોની મદદ વડે જે બોધ થાય છે તે સ્વસંવેદન જ્ઞાન નથી. આત્મા સિવાયના બીજા પદાર્થોમાં જ્ઞાનગુણ નથી. એટલે કોઈ પણ પદાર્થનો બોધ કે કોઈ પણ પદાર્થથી થતો બોધ ને સ્વસંવેદન બોધ ન જ કહેવાય. જેમ સૂર્યને વાદળાંઓ, તેમ આત્માને આ ઉપાધિઓ આવરણ કરનારી હોવાથી તેનાથી આત્માનો બોધ થઈ શકે જ નહિ.

આ સ્વસંવેદન જ્ઞાનગુણ વિના કેવળ દુષ્કળ કર્મકાંડ કરવાથી આત્માનું સ્વરૂપ પ્રગટ થતું નથી. આત્મસ્વરૂપ પ્રગટ કરવામાં સર્વસ્વનો ત્યાગ કરવો પડે છે, ત્યારે આત્મ લક્ષ વિનાના કર્મકાંડથી શુભ પુદ્ગલોનો સંગ્રહ થાય છે. સર્વ પર દ્રવ્યની સુખેચ્છાનો ત્યાગ અને શુદ્ધ આત્મસુખની પ્રબળ કામના અને તેમાં જ શાન્તિ તૃપ્તિ છે એમ માનવું તે સર્વ-સ્વનો ત્યાગ છે, આવા સર્વસ્વના ત્યાગીને જ આત્માનો અનુભવ થાય છે. જ્યાં સુધી આત્મા, આત્માને, આત્મા વડે કરી, આત્માને માટે, આત્માથી આત્માને વિશે રહેલાને જાણતો નથી ત્યાં સુધી પરમ આત્મસ્વરૂપ પ્રગટ થઈ શકતું નથી.



## [૩૩]

## જેવી મતિ તેવી ગતિ

હે સુખેચ્છુ! "જેવી મતિ તેવી ગતિ" આ ન્યાયે આર્ત રૌદ્ર પરિણામે (ભાવે) આત્મા પરિણમે તો સંસારની વૃદ્ધિ કરે છે, કેમ કે આર્ત રૌદ્ર પરિણામની મતિમાં જે ગુણ હોય જેવી શક્તિ હોય તેવી જ તે પ્રગટ કરે છે. આત્મા તેવાં પરિણામ (ભાવ) ને બદલે ધર્મધ્યાનમાં કે શુકલ ધ્યાનના પરિ-ણામે પરિણમે તો પુણ્ય બંધ અને કર્મની નિર્જરા (ખારવું) થતાં દેવની ગતિ કે મોક્ષની પ્રાપ્તિ થાય છે.

શુદ્ધ આત્મતત્ત્વને મૂકીને, દેહ વિષયાદિ પરભાવમા મનને જવા ન દેવુ એ આગળ વધવાનો માર્ગ છે. ઉત્તમ શુદ્ધ

આત્મધ્યાન કરવાથી આત્મિક અનંત સુખ પ્રગટે છે, તે સુખની આગળ આ વિશ્વનું સુખ એક બિંદુ સમાન પણ નથી. મેઘની ઘટાનો આડમ્બર વિખરાઈ જતાં જેમ નિર્મળ આકાશમાં સૂર્ય પ્રકાશી રહે છે તેમ કામ ક્રોધાદિના વિકલ્પ રૂપ વાદળાં વિખરાઈ જતાં નિર્મળ ચિત્ત રૂપી આકાશમાં કેવળ જ્ઞાનાદિ અનંતગુણ રૂપ કિરણોવાળો શુદ્ધ આત્મ સૂર્ય પ્રકાશિત થાય છે. સૂર્ય વિદ્યમાન હોવા છતાં પણ વાદળાં આડે આવવાથી તે જેમ દેખાતો નથી, તેમ વિશ્વ પ્રકાશક આત્મા શરીરમાં વિદ્યમાન (હયાત) હોવા છતાં કામ—ક્રોધાદિ અને તેના વિકલ્પો રૂપ વાદળોના આવરણ (પડદા) આવવાથી શુદ્ધ આત્મરૂપ સૂર્ય દેખી શકાતો નથી.

જેમ મલિન દર્પણમાં સન્મુખ રાખેલી વસ્તુનું પ્રતિબિંબ દેતાનું નથી તેમ રાગ—દ્વેષાદિથી મલિન થયેલા હૃદયમાં શાંત આત્મદેવનું દર્શન થતું નથી.



[ ૩૪ ]

## જ્યાં કામ ત્યાં પરમાત્મા ન હોય

હે મોક્ષકામી ! જે પુરુષના હૃદયમાં સ્ત્રી નિવાસ કરે છે અને જે સ્ત્રીના હૃદયમાં પુરુષ નિવાસ કરે છે તેના હૃદયમાં શુદ્ધ આત્માનો વિચાર પણ પ્રવેશ કરતો નથી તો પછી પરમ આત્માની પધરામણી તેવા હૃદયમાં થાય તે તો સ્વપ્ને પણ આશા ન રાખી શકાય. એક મ્યાનમાં બે તલવારો કેવી રીતે

રહી શકે? જેઓનું મન સ્ત્રી, પુરુષોના રૂપના અવલોકનમાં લીન રહે છે તેઓનું મન પરમ આત્મામાં લીન કેમ બની શકે? એકી સાથે બે ક્રિયા તો ન જ થાય. જેઓનું મન વિષયોના ચિંતનમાં લાગેલું હોય છે. તેઓનું મન પરમાત્માના ચિંતનમાં ન હોય. જેઓનું મન સ્ત્રી–પુરુષોના હાવ-ભાવ વિભ્ર વિલાસ રૂપ સંકલ્પ–વિકલ્પની જાળમાં આસકત હોય છે તેવા હૃદયમાં પરમાત્માનું ધ્યાન કેવી રીતે સ્થિર થાય? કાંતો પરમાત્માનો નિવાસ હૃદયમાં હોય અને કાં તો કામ વાસનાનો હોય પણ બન્ને સાથે તો ન જ રહી શકે. કહ્યું છે કે "જ્યાં રામ ત્યા કામ નહિ અને જ્યાં કામ ત્યાં રામ નહિ." જેમ નિર્મળ માનસ સરોવરમાં હંસ પ્રેમથી જઈ વસે છે તેમ રાગાદિ રહિત નિર્મળ મન રૂપી સરોવરમાં આનંદ સ્વરૂપી પરમાત્મા વસે છે.



[ ૩૫ ]

## નિર્મળ હૃદયમાં દેવ વસે છે

વ્યવહારમાં અરિહંતાદિ દેવની ઉપાસના, ભક્તિ કરવાની હોય છે પરંતુ નિશ્ચયથી વિચારતાં સમભાવમાં પરિણમેલા મનોમંદિરમાં આત્મારૂપી દેવ સ્થિર ભાવે રહેલા છે.

શત્રુ અને મિત્ર, સુખ અને દુઃખ, નિંદા અને પ્રશંસા, સોનું અને માટી, જીવન અને મરણ, વગેરે હર્ષ, વિષાદના કે રાગ–દ્વેષના પ્રસંગમાં જેઓનું મન રાગ–દ્વેષ વિનાનું રહી શકે

છે તેઓ સમચિત્તવાળા કહેવાય છે. તેઓના હૃદયમંદિરમાં આત્મદેવનો, પરમાત્માનો નિવાસ હોય છે.

હે મુમુક્ષુ! વ્યવહારનયની અપેક્ષાએ ગૃહસ્થાશ્રમમાં રહેલા અધિકારીઓને વિષય. કષાયાદિ દુર્ધ્યાન અટકાવવા માટે, અશુભ વિચારોને રોકવા માટે, તથા ધર્મ-ધ્યાનની વૃદ્ધિ કરવા માટે અરિહંતાદિ દેવની ઉપાસના, ભક્તિ, નામ સ્મરણ, ધ્યાન વગેરે કરવાની આવશ્યકતા છે, પરંતુ જેનું મન પરમ આત્માની સાથે લીન થયું છે, તન્મય થયું છે, અને પરમાત્મા પણ મનની સાથે સમસ્ત ભૂત (એકરસતાને) પામેલ છે એવો અધિકારી કોની પૂજા કરે ? અર્થાત્ તેને બહારની કોઈ પ્રવૃત્તિની જરૂર નથી.



[૩૬]

## વિષય, કષાયને જીતે તે મહાત્મા છે

હે મતિમાન! કોઈ મનુષ્ય ધનવાન હોય, વિશેષ વૈભવવાળો હોય, શરીરે બળવાન હોય કે મંત્ર, તંત્ર, ઔષધિ જાણતો હોય, જનસમૂદાયથી પૂજાતો હોય, લોકો તેને માન-સન્માન આપતા હોય, તેથી તે મહાત્મા બની શકતો નથી, તેમ તેથી તેના આત્માને શાંતિ મળી શકતી નથી કે મોક્ષ પ્રાપ્ત થતું નથી; પણ ખરેખર તે જ મહાન પુરુષ છે કે જે વિષય, કષાયમાં આસક્ત થયેલ મનને ત્યાંથી પાછું હઠાવીને પોતાના શુદ્ધ આત્મામા લીન કરે છે, રાગ-દ્વેષાદિના નિમિત્તોમાં સમભાવ રાખે છે અને નિરંતર શુદ્ધ આત્મભાન જાગૃત રાખી શકે છે,

આવું સ્થિર મન કે આવી સમભાવવાળી સ્થિતિજ તેના મોક્ષનું કારણ બને છે, આવો મહાન્ આત્મા જ મોક્ષને પ્રાપ્ત કરી શકે છે.



## [ ૩૭ ]

## ધર્મપુરુષાર્થ

ધર્મનો અર્થ ગહન અને રહસ્યમય છે. ધર્મના મુખ્ય બે ભેદ છે. વ્યવહાર ધર્મ અને નિશ્ચય ધર્મ. તેમાં વ્યવહાર ધર્મ તે સાધન રૂપ છે અને નિશ્ચય ધર્મ તે સાધ્ય છે. સાધ્યની પ્રાપ્તિનું લક્ષ્ય રાખીને જો ધાર્મિક અનુષ્ઠાનો કરવામાં આવે તો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થની સિદ્ધિ સહજ ભાવે થાય. તત્ત્વનો બોધ કરીને અને સાધ્યનું લક્ષ્ય રાખીને વ્યવહાર ધર્મ આચરવામાં આવે તો સંપૂર્ણ સાધ્ય સિદ્ધ ન થાય ત્યાં સુધી વચમાં અર્થ એટલે ધનાદિ વૈભવ અને કામ એટલે ઉપભોગ, પરિભોગના સાધનો પણ ધર્મના પ્રભાવથી મળે. એટલે ધર્મ પુરુષાર્થ એવો છે કે જે વડે બીજા ત્રણે પુરુષાર્થની સિદ્ધિ થાય છે.

વ્યવહાર ધર્મ અને નિશ્ચય ધર્મનું સ્વરૂપ દૃષ્ટાંત દ્વારા બતાવવામાં આવે છે. જેમ કોઈ કૂવો ખોદે છે તો શાને માટે? પાણી મેળવવા માટે. પાણી તો નીચે છે જ પણ ઉપર માટીના પડ આવેલા છે. તો પાણીની જરૂરિયાતવાળાએ તે

માટીને દૂર કરીને પાણી મેળવવું જોઈએ. તેમ જ આત્મ વસ્તુ તો હયાત જ છે પણ તેના પર કર્મના થર આવેલા છે. તો તે આત્મપ્રભુને પ્રાપ્ત કરવાને માટે કર્મમળને દૂર કરવાના છે. માટીને દૂર કરવાની ક્રિયા તેમ જ કર્મમળને દૂર કરવાની ક્રિયા તે વ્યવહાર ધર્મ છે. અને જેમ માટીને દૂર થતાં પાણી મળે છે તેમ નિશ્ચય ધર્મ તે જેમ જેમ કર્મમળ દૂર થાય તેમ તેમ, તેટલે અંશે આત્મસ્વરૂપ પ્રગટ થાય અને સંપૂર્ણ કેવળજ્ઞાન પ્રગટ થાય તે નિશ્ચય ધર્મ સિદ્ધિ આમ નિશ્ચય ધર્મ જે આત્મસ્વરૂપ છે તે તો પ્રાપ્ત જ છે પણ તેના ઉપર જે મળ આવેલા છે તે દૂર કરવાનો પ્રયત્ન જે ક્રિયા દ્વારા થાય તે સાધન રૂપ ક્રિયાને વ્યવહાર ધર્મ કહેવાય છે. ઉપરોક્ત પ્રકારે વ્યવહાર ધર્મનું અને નિશ્ચય ધર્મનું વિજ્ઞાન તત્ત્વબોધ સહિત કરવાથી જ માનવને ઈહલોકના સુખો સાથે આત્મિક સુખનું સ્થાન મોક્ષ પણ પ્રાપ્ત થાય છે. ધર્મ પુરુષાર્થ કેટલો ઉત્કૃષ્ટ છે કે જે વડે માનવજીવનની સાર્થકતા થાય છે. હે ભવ્યો! પ્રભુ કથિત વ્યવહાર અને નિશ્ચય ધર્મનું વિજ્ઞાન જાણી તેના જ્ઞાતા બની ધર્મ પુરુષાર્થને આચરી આત્મિક સુખના ભોક્તા બનો. આવો અમૂલ્ય અવસર ફરી ફરીને નહિ મળે. પુણ્યોદયે મળેલ માનવતનની સાર્થકતા કરવા સતત્ ધર્મ પુરુષાર્થનું આચરણ કરો. પરંતુ જેઓ વ્યવહાર ધર્મનું રહસ્ય ન જાણતા ઈહલોકના સુખાર્થે શુભ કર્મો કરે છે તે શુભ કર્મો આસક્ત ભાવે થયેલા કે કરેલા હોવાથી તેઓને આત્મિક સુખ કે મોક્ષ મળતુ નથી, અને તેનાથી પુણ્યબંધ થાય છે. તેના ફળ ભોગવ્યા પછી પાછું સંસાર–

ભ્રમણ ચાલુ જ રહે છે. માટે સમજપૂર્વક કરેલાં ધાર્મિક અનુષ્ઠાનો (સત્કર્મો) જ આત્મવિકાસક બને છે. અજ્ઞાન ભાવે કરેલાં ધાર્મિક અનુષ્ઠાનો આત્મસાધક ન બનતા આત્માં-બાધક બને છે. માટે વિવેકીજનોએ મોક્ષાર્થે જ સત્કર્મો કરવા જોઈએ.



## [૩૮]

## મોક્ષ અને તેનો પુરુષાર્થ

હે બુદ્ધિનિધાન! આગળ બતાવેલ ધર્મ પુરુષાર્થથી પણ મોક્ષ પુરુષાર્થ શ્રેષ્ઠ છે. કારણ કે મોક્ષ સર્વથી ઉત્તમ વસ્તુ છે. જિનેશ્વરોએ પણ મોક્ષ અર્થે જ સર્વનો ત્યાગ કરી મુખ્યતાએ પુરુષાર્થ કર્યો છે. મોક્ષમાં અવ્યાબાધ સુખ છે. અખંડ શાન્તિ છે બંધનમાં પડેલાં પશુઓ પણ બંધનથી મુક્ત થવાની ઇચ્છા કરે છે એ જ બંધનથી મુક્ત થવાની ઉપયોગિતાને સૂચવે છે. મોક્ષમાં અતીદ્રિય સુખ અને આત્મજ્ઞાન બન્યું રહે છે. બુદ્ધિ-જન્ય અને અનિશ્ચિત અને મલિન જ્ઞાન કે ઇન્દ્રિયજન્ય સુખ એ મોક્ષમાં નથી. ઇન્દ્રિયાદિ દશ પ્રાણ વાળા અશુદ્ધ અને પરાધીન જીવનનો મોક્ષમાં અભાવ છે. પણ આત્માના સત્ય સ્વરૂપનો ત્યાં અભાવ નથી. અરે! મોટા મોટા મુનિ-વરો, મહર્ષિઓ અને સાચા સુખના ઇચ્છુક સર્વ જીવો, વિષય-કષાયમાં જતાં મનને અટકાવીને પરમ નિરંજન પરમાત્મ સ્વરૂપમાં મનને સ્થિર કરીને મોક્ષનું જ ધ્યાન કરે છે.

સવિકલ્પ અવસ્થામાં વીતરાગ સર્વજ્ઞનું સ્વરૂપ અને તેમના નામના પવિત્ર મંત્રનું આરાધન કરવાવાળા પુરુષો ધ્યેય રૂપે ધ્યાન કરે છે. વીતરાગ નિર્વિકલ્પ સમાધિના સમયે તો પોતાના શુદ્ધ આત્માનું ધ્યાન કરે છે.

હે વિવકવંત! ઇન્દ્રિયોના સુખ તે તાત્ત્વિક સુખ નથી, માટે વીતરાગ નિર્વિકલ્પ પરમ સામાયિકમાં રહીને શુદ્ધ આત્મ-સ્વરૂપનો અનુભવ કરવાની ખાસ જરૂરત છે.

કેટલાક અજ્ઞાની વિના સમજના માનવોને એવી શંકા થાય છે કે મોક્ષમાં સ્ત્રી, પુત્રાદિ પરિવાર, ધન, દૌલત અને ઇન્દ્રિયજનિત ઉપભોગ પરિભોગના કોઈ સાધન ન હોવાથી ત્યાં શાનું સુખ કહેવાય? અર્થાત્ ત્યાં સુખ હોય જ નહિ. તેમને દૃષ્ટાંત દ્વારા સમજાવે છે—કોઈ એક મનુષ્ય કોઈ પણ પ્રકારની વ્યાકુળતા વિના શાંત બેઠો હતો તે પ્રસંગે તેનો મિત્ર બહારથી આવીને પૂછે છે, “કે કેમ ભાઈ! સુખમાં છો ને? મજામાં છો ને?” તે મિત્રને ઉત્તર આપે છે કે, “હા ભાઈ! સુખી છું,” મજામાં છું. આ સ્થળે વિચાર કરીએ તો તે મનુષ્ય તે સમયે સ્ત્રીના ઉપભોગવાળા સ્પર્શનું સુખ અનુભવતો ન હતો, તેમ જ સ્વાદિષ્ટ ભોજન કરતો ન હતો, દિવ્ય શબ્દોનું શ્રવણ કરતો ન હતો, સુગંધી પદાર્થો સુંઘતો ન હતો, દિવ્ય સ્વરૂપ જોતો ન હતો, છતા તે એમ કહે છે કે હા હું સુખી છું.

આ ઉપરથી સમજી શકાય તેમ છે કે તે વખતનુ સુખ તે ઇન્દ્રિયોના વિષયોની વ્યાકુળતા વિનાનું આત્માથી ઉત્પન્ન થયેલું સુખ હતુ. પછી ભલે તે જાણતો હોય કે ન જાણતો

હોય પણ ઉપાધિ વિનાનું સુખ તે અવસરે હતું.

તે મનુષ્ય પોતાના મિત્રને ઉત્તર આપવાના સમયે થોડા વખત માટે પણ વિષયોના ઘણા થોડા વ્યાપારવાળી સ્થિતિમાં હતો તેથી તેને એક દેશથી ઘણું થોડું પણ આત્મિક સુખ અનુભવાતું હતું, પણ જે પવિત્રાત્માઓ પાંચ ઈન્દ્રિયોના વિષયો તથા મન સંબંધી વિકલ્પ જાળનો સર્વથા નિરોધ કરીને વીતરાગ નિર્વિકલ્પ સ્વસંવેદન જ્ઞાનમાં એકતાર થાય છે. તેને વિશેષ પ્રકારે આત્મિક સુખનો અનુભવ થાય છે. આ સુખ પોતાને પોતાથી પ્રત્યક્ષ અનુભવાતું હોવાથી સ્વસંવેદન કહેવાય છે. આ સુખમાં બીજા કોઈની મદદ કે કોઈ વસ્તુની અપેક્ષાની જરૂરિયાત હોતી નથી. મુક્ત થયેલ આત્માઓને શરીર તથા મનાદિના વ્યાપારનો અભાવ હોવાથી ત્યાં કેવળ આત્માના આનંદનું સુખ હોય છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ રત્નત્રયના આલંબન વડે જ્ઞાનાવરણી આદિ અષ્ટ કર્મોનો ક્ષય કરીને પરમાત્મ સ્વરૂપના લાભ રૂપ આ મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે.

અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત આનંદ, અનંત શક્તિ આ ચાર અનંત રૂપ ચતુષ્ટયની મોક્ષમાં સદાકાળ હયાતી હોવાથી એક ક્ષણ પણ તેનો વિયોગ થતો નથી, એટલે જ્ઞાનાદિ અનંત ચતુષ્ટયની પ્રાપ્તિ થવી તે મોક્ષનું ફળ છે. મોક્ષને માટે કરાતો પુરુષાર્થ આ ફળ પ્રાપ્તિ થતાં વિરામ પામે છે.



[ ૩૯ ]

## વ્યવહાર અને નિશ્ચય મોક્ષ માર્ગ

હે મુમુક્ષુ ! નિશ્ચય દૃષ્ટિએ શુદ્ધ આત્મા જ મોક્ષનો માર્ગ છે. આત્મા આત્મા વડે આત્માને જાણે, દેખે, અનુભવે તે રૂપ નિશ્ચય રત્નત્રયમાં પરિણમેલ આત્મા જ નિશ્ચયથી મોક્ષનું કારણ છે.

જે સમ્યગ્ દૃષ્ટિ જીવ પોતાના આત્મા વડે આત્માને નિર્વિકલ્પ સ્વરૂપ વડે અવલોકન કરે છે. તત્ત્વાર્થ શ્રદ્ધાની અપેક્ષા શુદ્ધ આત્મા જ પરિગ્રહણ કરવા યોગ્ય છે, એમ રુચિ રૂપે નિશ્ચય કરે છે. રાગાદિ સર્વ વિકલ્પોનો ત્યાગ કરી પોતાના સ્વરૂપમાં તે જ આત્મા સ્થિર થાય છે. આ પ્રમાણે જ્ઞાન, દર્શન, ચારિત્ર, રૂપ અભેદ રત્નત્રયમાં પરિણમેલો આત્મા તે જ મોક્ષનો માર્ગ છે. ભેદ રત્નત્રય રૂપ વ્યવહાર મોક્ષમાર્ગ તે પરમ્પરાએ મોક્ષનો માર્ગ છે.

હે મુમુક્ષુ ! વીતરાગ સર્વજ્ઞના કથન કરેલા ષટ્ દ્રવ્યોનું સમ્યગ્ શ્રદ્ધા જ્ઞાન શ્રાવકના ૧૨ વ્રત, પંચમહાવ્રત આદિ ગ્રહણ કરવા રૂપ દેશ ચારિત્ર અને સર્વ ચારિત્ર એ વ્યવહાર મોક્ષ માર્ગ છે. પ્રથમ વ્યવહાર રત્નત્રયની પ્રાપ્તિ થાય ત્યારે જ નિશ્ચય રત્નત્રયની પ્રાપ્તિ થઈ શકે છે, એમ નિઃસંદેહ જાણો. જે પૂર્વ અનંત સિદ્ધ થયા અને હવે પછી થશે તે સર્વે પ્રથમ વ્યવહાર રત્નત્રયની આરાધના કરીને નિશ્ચય રત્નત્રય સ્વરૂપ બન્યા છે, અને બનશે. વ્યવહાર સાધન છે અને નિશ્ચય સાધ્ય છે.

છ દ્રવ્યોનું શ્રદ્ધાન, જ્ઞાન અને શુભ ક્રિયાઓ વ્રતાદિનું પાલન એ વ્યવહાર મોક્ષ માર્ગ છે. પોતાના શુદ્ધ આત્માનું સમ્યક્ શ્રદ્ધાન સ્વરૂપનું જ્ઞાન અને આત્મસ્વરૂપમાં સ્થિર થવું તે ચારિત્ર ને નિશ્ચય મોક્ષ માર્ગ છે. સાધન વિના સાધ્યની સિદ્ધિ થતી નથી એથી વ્યવહાર વિના નિશ્ચયની પ્રાપ્તિ થતી નથી. સાધકની જ્યાં સુધી સાધન દશા ચાલુ હોય છે ત્યાં સુધી વ્યવહાર મોક્ષ માર્ગ છે. અને સાધ્ય દશા સિદ્ધ થાય તે નિશ્ચય મોક્ષ માર્ગ છે.

આ કથન સાંભળીને શિષ્યે પ્રશ્ન કર્યો કે, "હે પ્રભો! નિશ્ચય મોક્ષ-માર્ગ જે નિશ્ચલ (અભેદ) રત્નત્રય તે તો નિર્વિકલ્પ છે. અને વ્યવહાર રત્નત્રય વિકલ્પ સહિત છે, તો એ વિકલ્પ-દશા નિર્વિકલ્પપણાનું સાધન કેવી રીતે થઈ શકે?" ગુરુ મહારાજ તેનું સમાધાન કરે છે, "હે વત્સ! અનાદિકાળથી આ જીવ વિષય, કષાયો વડે મલિન બની ગયો છે, તે વ્યવહાર-સાધન વિના ઉજ્જવળ થઈ શકતો નથી, જ્યારે મિથ્યાત્વ, અવ્રત, કષાયાદિની ક્ષીણતા વડે સાચા દેવ, ગુરુ, ધર્મની શ્રદ્ધા કરે, તત્ત્વોનું જાણપણું થાય, અશુભ ક્રિયાઓનો ત્યાગ કરી વ્રતાદિ ગ્રહણ કરે, ત્યારે તે અધ્યાત્મનો અધિકારી બને છે. જેમ મલિન વસ્ત્ર ધોવાથી જ રંગવા યોગ્ય બને છે, વિના ધોયે રંગ નથી ચડતો, એ પ્રકારે પરંપરાએ મોક્ષનું કારણ વ્યવહાર રત્નત્રય કહેલ છે મોક્ષમાર્ગ બે પ્રકારનો છે. એક વ્યવહાર, બીજો નિશ્ચય. નિશ્ચય તો સાક્ષાત્ મોક્ષ-માર્ગ છે, અને વ્યવહાર પરંપરાએ મોક્ષ માર્ગ છે. સવિકલ્પ નિર્વિકલ્પના ભેદથી નિશ્ચય મોક્ષ માર્ગ પણ બે પ્રકારનો છે.

હું અનંતજ્ઞાનવાન છું, શુદ્ધ છું, બુદ્ધ છું, એક છું, એવું 'સોઽહમ્'નું ચિંતવન, તે તો સવિકલ્પ નિશ્ચય મોક્ષ–માર્ગ છે, એને સાધન કહે છે, અને જ્યાં કાંઈ પણ ચિંતવન નથી, કાંઈ બોલવું નથી, અને કંઈ ચેષ્ટા નથી, તે નિશ્ચય નિર્વિકલ્પ સમાધિરૂપ સાધ્ય છે.



## [ ૪૦ ]
## ઉપશમ ભાવ

સમ્યગ્ દર્શન એક વ્યવહાર, અને બીજું નિશ્ચય એમ બે પ્રકારનું છે. વ્યવહાર સમ્યગ્ દર્શનના પાંચ લક્ષણો છે. પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિકતા, કર્મના સાચા સ્વરૂપને સમજનાર અને પરમાત્માના માર્ગમાં પ્રવાસ કરનાર જીવાત્મા પોતાના અપરાધી ઉપર મનથી પણ તેનું અશુભ ચિંતવે નહિ. તે એમ સમજે છે કે સુખ–દુઃખની પ્રાપ્તિનાં મૂળ કારણો મારા પોતાનાં કરેલાં શુભાશુભ કર્મો જ છે, મારા જ પ્રયત્નોનું તે ફળ (પરિણામ) છે. એ શુભાશુભ કર્મોમાંથી જ આ સુખ–દુઃખ પ્રગટે છે બીજાઓ તો નિમિત્ત માત્ર છે. જો મૂળ કારણ સારું હોય તો આ નિમિત્ત કારણ કંઈ પણ હાનિ કરી શકતું નથી. એ મૂળ કારણ જેને ઉપાદાન કહેવામાં આવે છે તેનો રચનાર હું છું, જેને લઈને આ બીજા જીવો વગેરે નિમિત્ત રૂપ બની સુખ–દુઃખ આપે છે. આમાં ઉપાદાન પસંદ કરવામાં જ પ્રથમ મેં ભૂલ કરી છે. જો

ઉપાદાન સારું પસંદ કર્યું હોત તો તેનાં ફળો પણ સારાં જ ઉત્પન્ન થાત, અને આ જે દુઃખ આપવાના નિમિત્ત રૂપ બનેલા છે, તેઓ મને સુખી બનાવવામાં મદદગાર બનત. એટલે આ પ્રત્યક્ષ દેખાતા, કહેવાતા અપરાધીઓ તે ખરા અપરાધી નથી, તેના તરફ દ્વેષ કરવાથી મને કાંઈ લાભ નથી, એથી તો ખરો અપરાધી બચી જાય છે, અને આ મારો માર્ગ કાંટા-રહિત બનાવનારા મારા ઉપકારીઓને વિનાકારણે હેરાન કરવા ઇચ્છું છું, એ મારી મોટી ભૂલ છે. જો આવાં નિમિત્તો ન મળત તો મને મારા દોષોની (અવગુણની) ભૂલોની ખબર કેવી રીતે પડત? આવી રીતે સૂલટો અર્થ લઈને પોતાના અપરાધીઓનું તે મનથી અશુભ ચિંતવતો નથી; તો પછી શરીરથી કે વચનથી તેને હાનિ કરવાની પ્રવૃત્તિ તો ક્યાંથી જ કરે? અર્થાત્ ન જ કરે.



[૪૧]

## સંવેગ

આ વ્યવહાર સમ્યગ્ દર્શનવાળા જીવાત્મામાં તીવ્ર, વૈરાગ્ય હોય છે, દેવ અને મનુષ્યોનાં ઉત્તમ સુખભોગને પણ તે દુઃખકારક માને છે, આત્મભાન ભૂલાવનારાં સમજે છે, કેમ કે તેની આત્મદૃષ્ટિ જાગૃત થતી હોવાથી હવે તેને વિવેક પ્રગટતો જાય છે, તેને લઈને જડ ચૈતન્યનના સ્વભાવને વારંવાર જુદા જુદા સ્વરૂપે વિચારે છે. ગમે તેવાં સુંદર અને મોહક સુખ

હોય તો પણ તે પુદ્ગલિક દ્રવ્યથી જ ઉત્પન્ન થયેલાં માને છે, માયારૂપ સમજે છે, વિભાવ દશામાં વધારો કરનારા જાણે છે. આશ્રવને આવવાનાં કારણભૂત માને છે, એટલે એક આત્મ-સ્વરૂપની પ્રાપ્તિ જે વડે થાય છે તે મોક્ષ સુખ સિવાય તેને કોઈ પણ સ્થળે તાત્ત્વિક સુખનો ભાસ થતો નથી. આત્માનો પૂર્ણ વિકાસ કરવો એ જ તેનું લક્ષ બિંદુ હોય છે અને તેને લક્ષ કરીને તેની સર્વ પ્રવૃત્તિ પણ તેવી જ હોય છે.



## [ ૪૨ ]
## નિર્વેદ

પ્રભુના માર્ગના આ પ્રવાસીને આ વિશ્વમાં વારંવાર જન્મ-મરણ કરવા, આત્મભાન ભૂલવું, રાગ-દ્વેષની પ્રવૃત્તિ કરી નવીન કર્મબંધન કરવું, આ વિશ્વમોહિની જેવી માયા-જાળમાં આસક્ત થવું એ તેને સુખદાતા જણાતું નથી, ગમે તેવા વૈભવશાળી પણ માયિક જીવનને હવે તે નરક સમાન કે કારાગૃહ સમાન માને છે. કારાગૃહમાં કે નરકાવાસમાં પડેલો જીવ જેમ તે દુઃખદાઈ સ્થાનમાંથી કંટાળીને છૂટવાનો પ્રયત્ન કરે છે તેમ આત્મિક આનંદનો અભિલાષી, સત્ય સુખનો ઇચ્છુક આત્માને, આ સંસારરૂપ કારાગૃહમાં હવે વધારે વાર નિવાસ કરવો તેને ગમતો નથી. અને તેનાથી મુક્ત થવાના યથાશક્તિ પ્રયત્નો આચરે છે. દરેક પ્રસંગે તે અવસરની રાહ જુએ છે.

અને જરા બંધનો ઢીલાં થયેલા જણાતાં પોતાની શક્તિનો પ્રયોગ કરીને તે સ્થાનેથી સ્નેહબંધનો તોડીને તેનાથી છૂટો થઈ આત્મપરાયણ થાય છે.

●

## [ ૪૩ ]
## અનુકંપા

પરમાર્થ માર્ગના પથિકોનું હૃદય કરુણા રસથી ભરપૂર હોય છે. કોઈનું દુઃખ દેખી કે સાંભળી તે તેની ઉપેક્ષા કરી શકતો નથી પણ પોતાના પ્રબળ પ્રયત્ન વડે તન, મન અને ધનથી તેનાં દુઃખો દૂર કરે છે. દ્રવ્યથી ઇષ્ટના વિયોગને પામેલાં, રોગથી પીડાતા, દુખમાં ઘેરાયેલાં, સંપત્તિના નાશથી નિરાશ થયેલાં માનવોને તેને જોઈતી મદદ આપીને, કિંમતી સલાહ આપીને, આશ્વાસન આપીને, અને બીજી પણ તત્કાલીન મદદ આપવામા તે વિલમ્બ કરતો નથી. ધર્મ વિનાનું જીવન ગુજારનારને ધર્મમાર્ગમાં પ્રેરાય તેમ ઉપદેશ આપે છે. ધર્મમાં શંકા, કાંક્ષા, પામેલાને તાત્ત્વિક માર્ગનું જ્ઞાન આપી તેની શંકાઓ દૂર કરીને ધર્મમાં સ્થિર કરે છે, નહિ જાગૃત થયેલાને જાગૃત કરે છે, રુચિ ઉત્પન્ન થાય તેમ કરે છે, છેવટે પ્રભુના માર્ગમાં આગળ વધારી આત્મશાન્તિ પ્રાપ્ત કરાવવામાં સહાયક બને છે.

●

[ ૪૪ ]

## આસ્તિકતા (શ્રદ્ધા)

આ સમ્યગ્ દર્શનવાળો આત્મા પૂર્ણ શ્રદ્ધાવંત હોય છે, જ્ઞાની અનુભવી ઉપર અને તેનાં વચનો પર તેને પૂર્ણ પ્રેમ-ભાવ હોય છે. અનુભવીઓના વચનમાં તેને જરા માત્ર પણ શંકા હોતી નથી, કેમ કે તેઓ પોતાના અનુભવની વાતો કહે છે અને તે પ્રમાણે વર્તન કરનાર હોય છે.

આ સાધકનું મન હવે વિશેષ પ્રકારે પવિત્ર થતું જતું હોવાથી આત્મમાર્ગની જ વાતો તેને રુચે છે. સૂક્ષ્મ બાબતોમાં પણ તેની બુદ્ધિ વિશેષ પ્રકારે તેના ભેદોને સમજી શકે છે, ગ્રહણ કરી શકે છે. નિર્મળતાને અંગે તેનું મન હવે નિશ્ચલ અને સ્થિર થયેલું હોય છે વિવેકને લઈને સત્યની પરીક્ષા કરી શકે છે અને અસત્યનો તુર્ત જ પરિહાર કરે છે. આવી લાગણી થવી તે વ્યવહાર સમ્યગ્ દર્શન કહેવાય છે. તેને જ સરાગ સમ્યક્ત્વ પણ કહે છે.



[ ૪૫ ]

## વીતરાગ સમ્યક્ત્વ (સમ્યગ્ દર્શન)

હે બુદ્ધિનિધાન! વીતરાગ સમ્યક્ત્વ વીતરાગ ચારિત્રની સાથે સંબંધ ધરાવે છે. તેમાં શુદ્ધ આત્માનો અનુભવ હોય છે. દર્શન મોહની સાત પ્રકૃતિના ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષયથી તે સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે. તેને નિશ્ચય સમ્યક્ત્વ પણ કહે છે. પોતાનો શુદ્ધ આત્મા જ એક ઉપાદેય છે એવી રુચિ, એવી

અંતરંગ ભાવનાને નિશ્ચય સમ્યક્ત્વ કહે છે. છતાં તેઓમાં ચારિત્ર મોહનો ઉદય હોવાથી શુદ્ધ આત્મસ્વરૂપમાં સ્થિરતા થઈ શકતી નથી. આવી રુચિ કે આવા નિશ્ચય વાળા જીવોને અસંયતિ સમ્યગ્ દૃષ્ટિ કહેવામાં આવે છે. તેઓમાં ક્ષાયક સમ્યગ્ દર્શન હોય છે. પણ પૂર્વકર્મની પ્રબળતાને કારણે દેશ–વિરતી કે સર્વવિરતી વાળો ત્યાગ માર્ગ ગ્રહણ કરી શકતાં નથી.

શુદ્ધ આત્મ ભાવનામાથી ઉત્થાન પામ્યા પછી કેટલાક ઉચ્ચ કોટીના આત્માઓ, અરિહંત, સિદ્ધ આદિના ગુણોની સ્તુતિ કરે છે, તેમના ઉત્તમ પુરુષાર્થની પ્રશંસા કરે છે, તેઓના પવિત્ર ચારિત્રોનું સ્મરણ કરે છે અથવા સાંભળે છે. તેમ જ વિષય–કષાયાદિ દુર્ધ્યાનનો પ્રવેશ પોતાના મનમાં કે વર્તનમાં ન થાય તે માટે તેમ જ સંસારની આસક્તિ તોડવા માટે તે તે શુદ્ધ આત્મસ્વરૂપના આરાધક આચાર્ય, ઉપાધ્યાય, તથા મુનિ મહાત્માઓ આદિને દાન આપે છે. તેઓનું બહુમાન કરે છે, પૂજન કરે છે. આ સર્વ શુભ કાર્યો છે. શુભ કાર્યોમાં રાગ હોવાને કારણે તેઓને સરાગ સમ્યક્ત્વ હોય છે. તેઓ સરાગ સમ્યગ્ દૃષ્ટિ કહેવાય છે. પરંતુ જેને નિશ્ચય સમ્યક્ત્વ કહેવામાં આવે છે, જે વીતરાગ ચારિત્રની સાથે વ્યાપક સંબંધ ધરાવે છે, તેવા નિશ્ચય સમ્યક્ત્વનું આ સરાગ સમ્યક્ત્વે પરંપરાએ સાધક છે. આ સમ્યક્ત્વના કારણભૂત છ દ્રવ્યોનું જ્ઞાન કરવાની જરૂર છે. તે છ દ્રવ્યોના જ્ઞાનથી સ્વ–પરનુ ભેદ વિજ્ઞાન કરવાનું હેય, જ્ઞેય અને ઉપાદેય રૂપે પદાર્થોનો નિર્ણય કરવાનું કામ ઘણુ સરળ થાય છે.



[૪૬]

## છ દ્રવ્યોનું વ્યવહારિક જ્ઞાન

હે મોક્ષકામી! વિશ્વના સર્વ પદાર્થોનું જ્ઞાન આ છ દ્રવ્યોને જાણવાથી થાય છે. આ છ દ્રવ્યોમાં વિશ્વના બધા પદાર્થોનો સમાવેશ થાય છે. તેનાથી બહાર કોઈ પદાર્થ નથી. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાળ, પુદ્ગલ, આત્મા આ છ દ્રવ્યો છે. જેમાં શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ હોય છે તે પદાર્થને રૂપી અગર મૂર્તિમાન (આકારવાળું) કહેવામાં આવે છે, અને તે જડ પુદ્ગલ રૂપી દ્રવ્ય છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય એ બન્ને અરૂપી જડ પદાર્થ છે. જીવ તથા પુદ્ગલોને ગતિ કરવામા તેમ જ સ્થિર રહેવામાં અનુક્રમે બન્ને સહાયક કારણો છે આ છયે દ્રવ્યો એક સ્થળે અન્યોન્ય અવગાહીને એકબીજામાં પ્રવેશ કરીને પણ રહે છે છતાં પોતપોતાનો સ્વભાવ બરાબર જાળવી રાખે છે, તેમાં ફેરફાર થવા દેતા નથી. આ સર્વ દ્રવ્યો જેમાં આધાર આધેય ભાવે રહેલાં છે તેને આકાશદ્રવ્ય કહે છે. કાળ એ વર્તના (ફેરફાર) કરાવવાના સ્વભાવવાળું દ્રવ્ય છે, પોતપોતાની મેળે વિવિધરૂપે પરિણમતા દ્રવ્યોનું બહારનું સહકારી કારણ છે.

જુદા જુદા જીવ દ્રવ્યોની ગણના કરતાં તે જીવ દ્રવ્યો અનંતા છે. આત્માએ એક પર્યાયવાચક શબ્દ અથવા જીવનું જ બીજું નામ છે. જીવોના કરતા પુદ્ગલ પરમાણુનાં દ્રવ્યો અનંત ગુણ અધિક છે. ત્યારે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશ દ્રવ્ય એ ત્રણ દ્રવ્યો એક એક દ્રવ્ય છે. જીવ અને પુદ્ગલ

સિવાયનાં ચાર દ્રવ્યો જવા-આવવા રૂપ ક્રિયા વિનાનાં હોવાથી તે અક્રિય કહેવાય છે. સિદ્ધના જીવો પણ નિષ્ક્રિય છે. જ્યાં સુધી જીવ ક્રિયાશીલ છે ત્યાં સુધી તે ભેદભાવનો વિષય છે. અભેદમાં નિષ્ક્રિય સ્થિતિ છે.

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આત્મા એ ત્રણ દ્રવ્યો અસંખ્યાત પ્રદેશવાળા છે. આકાશ દ્રવ્ય અનંત પ્રદેશી છે. પરમાણુ એક પ્રદેશી છે, જેનો કોઈ પણ રીતે વિભાગ થઈ ન શકે તેને પ્રદેશ કહે છે. પરમાણુનો સમુદાય તો સંખ્યાતા, અસંખ્યાતા અને અનંત પ્રદેશોના બનેલા હોય છે. જેની અંદર આ છયે દ્રવ્યો રહેલા છે તે લોકાકાશ કહેવાય છે. લોકાકાશને આધારભૂત કરીને આ જીવાદિ પાંચ દ્રવ્યો ભાજન (પાત્ર)માં રહેલી વસ્તુની જેમ આધેય રૂપે રહેલાં છે. જેમાં આ પાંચ દ્રવ્યો નથી તેવા કેવળ આકાશના ભાગને અલોકાકાશ કહેવાય છે. નિશ્ચય દૃષ્ટિએ દરેક દ્રવ્યો પોત-પોતાના સ્વભાવમાં (ગુણમાં) રહેલાં છે. હે વિજ્ઞ! વિભાવ પરિણામવાળા વ્યવહારે વિહરતા જીવોને પુદ્ગલો શરીર, મન, વચન, પ્રાણ, અપાનાદિ ઉત્પન્ન કરે છે. આ જ વ્યવહારે ધર્મા-સ્તિકાય ગતિમાં સહાય કરે છે. અધર્માસ્તિકાય જીવને સ્થિર રહેવામાં સહકારી થાય છે. આકાશ જીવને અવકાશ (જગ્યા) આપવાનું કામ કરે છે. કાળ દ્રવ્ય શુભાશુભ પરિણામમાં સહકારી થાય છે. આ પ્રમાણે પાંચ દ્રવ્યની મદદથી જીવ ચાર ગતિરૂપ સંસારમાં પરિભ્રમણ કરે છે. તેમાંથી મુક્ત થવા માટે ભેદાભેદ રત્નત્રય રૂપ મોક્ષમાર્ગનો પુરુષાર્થ કરવાની જરૂર છે.



[૪૭]

## સમ્યક્જ્ઞાન

જે દ્રવ્ય જે પ્રકારે છે તે દ્રવ્યને તે તે પ્રકારે જાણવાના આત્માના ભાવ (પરિણામ)ને સમ્યક્ જ્ઞાન કહે છે. દ્રવ્યની સત્તાગત શક્તિને જાણવી અથવા દરેક દ્રવ્યની ઉત્પાદ વ્યય ધ્રુવતા જાણવી જોઈએ. તેમજ દરેક પદાર્થના દ્રવ્ય ગુણ પર્યાય અને લક્ષણો જાણવાં. એવું દ્રવ્યોનું સ્વરૂપ નિઃસંદેહપણે જાણે, સ્વ–પરનો પરિચય કરે કે ઓળખે, એવા જે આત્માના ભાવ (પરિણામ) તે સમ્યક્જ્ઞાન છે. સારાંશ એ છે કે, વ્યવહારનયે સવિકલ્પ અવસ્થામાં તત્ત્વ સ્વરૂપનો વિચાર કરતા સ્વ–પર વસ્તુનો બોધ થવો અગર નિશ્ચય કરવો તેને જ્ઞાન કહે છે.

નિશ્ચય દૃષ્ટિએ વીતરાગ નિર્વિકલ્પ સમાધિમાં જે સ્વ-સંવેદન આત્મબોધ થાય છે તેને નિશ્ચયજ્ઞાન કહે છે. વ્યવહાર સમ્યગ્ જ્ઞાન તો પરંપરાએ મોક્ષનું કારણ છે. અને નિશ્ચય સમ્યગ્ જ્ઞાન સાક્ષાત્ મોક્ષનું કારણ છે.



[૪૮]

## સમ્યક્ ચારિત્ર

આત્મા અને તે સિવાયનાં દ્રવ્યો સમ્યક્ જ્ઞાન વડે જાણવામાં આવ્યાં તથા તત્ત્વાર્થના શ્રદ્ધાન રૂપ પરિણામ વડે શ્રદ્ધા કરીને તે દ્રવ્યો આવા જ છે એવી દૃઢ શ્રદ્ધા કરી, ત્યાર પછી જે જે વિભાવ પરિણતી છે તેને આત્મશક્તિ પ્રગટ

કરવામાં બાધક જાણીને જેઓ તેનો ત્યાગ કરે છે અને આત્મ-સ્વભાવમાં સ્થિર રહે છે તેને ચારિત્ર કહે છે.

સર્વ પ્રકારની ચિંતા જાળનો ત્યાગ કરીને શુદ્ધ આત્માના પરમાનંદ સુખમાં તૃપ્ત તથા સ્થિર રહેવું તેને જ નિશ્ચય ચારિત્ર કહે છે.

હે મુમુક્ષુ ! આ રત્નત્રયનો આરાધક જે ભક્ત હોય તે ગુણના ગૃહ રૂપ આત્માને ત્યાગીને બીજા વ્યવહારના કોઈ પણ દ્રવ્યમાં આસકત થતો નથી. તે આત્મા સિવાય કોઇ પણ દ્રવ્યનું ધ્યાન કરતો નથી. સવિકલ્પ અવસ્થામાં મનને સ્થિર કરવા માટે તે પંચપરમેષ્ઠીના ગુણની સ્તુતિ કરે છે. મન વડે પંચપરમેષ્ઠીના અક્ષરોનું તથા તેમના રૂપનું શરૂઆતમાં ધ્યાન કરે છે. આ ધ્યાન દેવેન્દ્ર કે ચક્રવર્તી આદિની વિભૂતિ પ્રાપ્ત થવાનું કારણ છે. તેમ જ પરંપરાએ આત્મિક સુખ પ્રાપ્તિના હેતુ રૂપ છે. છતાં નિશ્ચય રત્નત્રયમાં પરિણમવાના અવસરે તો તે શુદ્ધ આત્મા જ ધ્યાન કરવા યોગ્ય છે, અને તુર્તમાં જ મોક્ષપ્રાપ્તિનું કારણ પણ તે જ છે.

જેઓ આ સમ્યગ્ શ્રદ્ધાન, જ્ઞાન અને ચારિત્ર રૂપ રત્નત્રયને આત્મા રૂપ જ માને છે અને આ આત્મા તે જ પરમાત્મા સ્વરૂપ છે એમ નિશ્ચય કરે છે તેઓ મોક્ષ માર્ગના આરાધક છે. તેઓ શુદ્ધ આત્મસ્વરૂપનુ ધ્યાન કરે છે અને ધ્યાન કરતાં કરતાં છેવટે પરમાત્મા સ્વરૂપ થઈ રહે છે, કેવલ જ્ઞાનાદિ અનંત ગુણથી પૂર્ણ તથા દ્રવ્ય ભાવ કર્મ મળથી

રહિત શુદ્ધ આત્મા છે, તેનું ધ્યાન કરનારા પવિત્ર આત્માઓ ઘણા થોડા સમયમાં મોક્ષને પ્રાપ્ત કરી શકે છે.

શરૂઆતમાં અભ્યાસીઓ મનને સ્થિર કરવા માટે તથા વિષય કષાયાદિ અશુભ ધ્યાનને રોકવા માટે પરંપરાએ મુક્તિના કારણ રૂપ અરિહંતાદિ પર દ્રવ્યનું ધ્યાન કરે છે. ચિત્ત સ્થિર થયા પછી મોક્ષના સાક્ષાત્ કારણ રૂપ પોતાના શુદ્ધ આત્મ સ્વરૂપનું જ ધ્યાન કરે છે.

પરમાત્માના ધ્યાનમાં આરૂઢ થયેલો જ્ઞાની સુખ–દુઃખને સમભાવે સહન કરે છે, તેથી તેનાં પૂર્વકર્મોની નિર્જરા (ખરી જવું) થાય છે. આત્મપ્રદેશથી તે કર્મો નિરસ થઈને ખરી પડે છે અને નવીન કર્મનો બંધ તેને સંસાર વૃદ્ધિ કરનાર થતો નથી.

વીતરાગ ચિદાનંદ સ્વભાવવાળા ધ્યાનમાં એકાગ્ર થવું, લીન થવું તે આત્માની આત્મા સાથે અભેદ સ્થિતિ છે. આ સ્થિતિમાં શુભાશુભ કર્મોની નિર્જરા થાય છે. પર દ્રવ્યની ઇચ્છા ન કરવા રૂપ ઇચ્છા નિરોધ રૂપ તપ કરવાથી આવતાં કર્મ બંધ થવા સાથે પૂર્વકર્મની નિર્જરા થાય છે.



[ ૪૯ ]

## આશ્રવ સંવર રૂપ થાય છે

હે વત્સ ! પુણ્ય–પાપનાં પુદ્ગલો શુભાશુભ પ્રવૃત્તિથી ખેંચાઈ આવે છે. મન, વચન, શરીરની શુભાશુભ પ્રવૃત્તિથી

આવતાં સામાન્ય કર્મપુદ્ગલો તેને આશ્રવ કહેવામાં આવે છે. તે પુદ્ગલો પુણ્યનાં પણ હોય છે અને પાપનાં પણ હોય છે. એ કર્મના ઉદયથી જીવને સુખ–દુઃખની પ્રાપ્તિ થાય છે. આ સુખ–દુંખના પ્રસંગે જે જાગૃત થયેલ આત્મા પોતાના શુદ્ધ આત્મબોધનું ભાન ભૂલતા નથી તેઓ ઉદય આવેલા શુભાશુભ કર્મોની નિર્જરા કરે છે અને તેમને શુદ્ધ ઉપયોગ (ભાન)ની જાગૃતિ હોવાથી આશ્રવ ભોગવવાના સમયે નવાં કર્મોને રોકવા રૂપ સંવર પણ કરે છે, આ જીવોને આશ્રવ પણ સંવરના કારણુ રૂપ બને છે. આ સમયે તે જ્ઞાનીમાં એવી જાગૃતિ હોય છે કે નવીન કર્મ ઉત્પન્ન કરનાર રાગ–દ્વેષ અને મોહને તે જરા પણ પોતાના મનમા પ્રવેશવા દેતો નથી. આત્મભાનની જાગૃતિ બધી બાબતોની ઉદાસીનતા ઉત્પન્ન કરતી હોવાથી તેના મનમાં તેવો કોઈપણ વિક્ષેપ ઉત્પન્ન થવા પામતો નથી. આ કારણુથી આશ્રવ પણ સંવરના રૂપમાં રૂપાંતર પામે છે. સાથે વિચારબળ પણ અપરાધીઓને ઉપકારીઓના રૂપમાં મનાવીને અપરાધી તરફ કરાતા દ્વેષ ભાવને ઉપકારના રૂપમાં પ્રેમભાવ પ્રગટાવીને આશ્રવને બદલે સંવર ભાવ ઉત્પન્ન કરાવે છે.

આ જીવ આવા પ્રસંગે જેટલો સમય આત્મભાનમાં લીન રહે છે, એકતાર થઈ રહે છે, પરમ સમરસી ભાવમાં પરિણુમી રહે છે તેટલો વખત આવા પરિણામે પરિણુમી રહેલ આત્મા સંવર અને નિર્જરા બંને કરે છે. કેમ કે આત્મભાનની જાગૃતિના સમયમાં તેનામાં માન, પૂજા, લાભ, રાગ–દ્વેષાદિવાળા કોઈ પણ સંકલ્પ–વિકલ્પો હોતા નથી, તેથી આવનાં કર્મને રોકવા રૂપ સંવર તેને થાય છે તેમજ પૂર્વના બાંધેલાં કર્મો

ખરી પડવા રૂપ નિર્જરા પણ થાય છે. સ્વરૂપ સ્થિરતાની અગ્નિથી સત્તામા રહેલો કર્મનો રસ શોષાઈ જતો હોવાથી તે રસ વિનાનાં થયેલાં કર્મો પોતાની મેળે જ ખરી જાય છે.



## [ ૫૦ ]
## સમભાવ

હે મોક્ષકામી! આ માર્ગમાં સમભાવની પરમાવશ્યકતા છે. પ્રભુના માર્ગના પ્રવાસીએ જીવનમાં અને મરણમાં, લાભ અને અલાભમાં, સુખ અને દુઃખમાં, હર્ષ અને વિષાદમાં વગેરે સાનુકૂળ અને પ્રતિકૂળ સર્વ અવસ્થાઓમાં સમાન વૃત્તિ રાખવી જોઈએ. સાનુકૂળતામાં રાગ (સ્નેહ) અને પ્રતિકૂળતામા દ્વેષ ન કરવો જોઈએ. બાહ્ય અભ્યંતર સર્વ સંગના ત્યાગથી આવતાં કર્મો અટકે છે. તેથી સંવર થાય છે અને સમતાભાવ ધારણ કરવાથી સ્વ–સંવેદન સ્થિતિ પ્રાપ્ત થાય છે, તેથી કર્મની નિર્જરા થાય છે. ઘણા પ્રેમપૂર્વક અને પ્રબળ ઉત્સાહથી સમભાવની[1] ભાવના કેળવવી જોઈએ. સમભાવ વિનાના સેંકડો ગ્રંથોના જ્ઞાનથી તેવો લાભ થતો નથી કે જેવો લાભ સમભાવની પ્રક્રિયાને જણાવનારાં શાસ્ત્રોના પરિચયથી થાય છે; જ્યાં સમભાવ છે ત્યાં જ નિશ્ચયથી સમ્યક્ જ્ઞાનદર્શન અને ચારિત્ર છે. જ્યા સમભાવ નથી ત્યા આ સમ્યક્ જ્ઞાનાદિ ત્રણ રત્નમાંથી એક પણ રત્ન હોતું નથી. પરમ ઉપશમ ભાવમાં

નોધ–૧. મમત્વ રહિતપણું

સંયમીપણું હોય છે. જે સમયે તેનાથી વિપરીત કામ ક્રોધાદિમાં આત્મ પરિણમે છે તે સમયે તેનામાં અસંયમીપણું હોય છે. અકષાયની સ્થિતિ તે ચારિત્ર છે. અને ક્રોધાદિથી કલુષિત (મલિન સ્થિતિ) જ્યાં હોય છે ત્યાં વિભાવ પરિણામે આત્મ-પરિણમેલ હોવાથી અસંયતપણું છે. જે જે નિમિત્તોથી આ જીવને મોહ ઉત્પન્ન થતાં હોય, ક્રોધાદિ કષાયો ઉત્પન્ન થતાં હોય તેવાં તેવાં નિમિત્તોનો અવશ્ય ત્યાગ કરવો જોઈએ. કેટલીક વખત પ્રગટેલો અગ્નિ પણ બાળવા લાયક પદાર્થના અભાવે પોતાની મેળે બુઝાઈ જાય છે તેમ ઉદય આવેલા વિષયકષાયો પણ તેવા નિમિત્ત વિના પોતાની મેળે શાન્ત થઈ જાય છે. આમ થવાથી મોહાદિ દૂર થવા સાથે આત્મભાનની જાગૃતિના બળે આત્મજ્ઞાન પ્રગટે છે. જે નિમિત્તોથી કામ–ક્રોધાદિ અગ્નિ પ્રગટ થાય તેવા નિમિત્તોનો ત્યાગ કરવો અને જે નિમિત્તોથી કામ કષાયાદિ ઉપશાંતતાને પામે તે તે નિમિત્તોનું વારંવાર સેવન કરવું એ આત્માને માટે ઘણું જ હિતકારી છે.

હે વિજ્ઞ! જેઓ આ તત્વને સમજીને પરમ ઉપશમ ભાવમાં રહેલા છે, અને જેઓને પોતાના શુદ્ધ આત્મભાવમાં સ્નેહ (રાગ–પ્રેમ–રતિ) છે તેઓ જ આ વિશ્વમાં સુખી છે, સમભાવને ધારણ કરનારના રાગ–દ્વેષો નાશ પામે છે. તેનો નાશ કરવા માટે તેને જુદો પ્રયત્ન કરવો પડતો નથી પણ સમભાવના પ્રભાવે જ રાગ–દ્વેષ દૂર ચાલ્યા જાય છે. તથા કર્મબંધનાદિ શત્રુઓ વિના પ્રયત્ને નાશ પામે છે, અને પરમાત્માના ગુણો વગર ઈચ્છાએ પ્રગટ થાય છે, સમભાવ ધારણ કરનાર આત્મા દેહાદિ

વિભાવ પરિણામથી છૂટો પડી એકલો લોકના અગ્રભાગ પર મોક્ષ સ્થાનમાં આરૂઢ (સ્થિર) થાય છે અર્થાત્ પરમાનંદને પામે છે.

●

## [ ૫૧ ]

## લોકો જ્યાં સૂએ છે ત્યાં જ્ઞાનીઓ જાગે છે

હે મતિનિધાન! આત્મભાન ભૂલેલા લોકો જેને રાત્રિ માનીને જ્યાં સુખે નિદ્રા લે છે તે રાત્રિમાં આત્મભાનની જાગૃતિવાળા યોગીઓ સ્વસંવેદન જ્ઞાનરૂપ રત્નના દીપકના પ્રકાશ વડે મિથ્યાત્વ રાગાદિ વિકલ્પ જાળ રૂપ અંધકારને દૂર કરીને શુદ્ધ આત્મજ્ઞાનના માર્ગમાં જાગૃત રહીને પોતાનો પ્રવાસ ચાલુ રાખે છે. આ યોગીઓની પ્રકાશવાળી જાગૃત આત્મદશા, મિથ્યાત્વ રાગાદિ અંધકારમાં વ્યાપ્ત થયેલા જીવોને રાત્રિ સમાન લાગે છે, તેથી તેવી રાત્રિમાં તેઓ ભર નિદ્રામાં તેઓ સૂતેલા હોય છે, અને જ્યાં શુભાશુભ મન, વચન, શરીરના વ્યવહારમાં પરમાત્મ તત્ત્વથી વિમુખ થયેલું જગત જાગૃત થઈને પ્રવૃત્તિ કરી રહેલું છે ત્યાં આ પરમાત્મ માર્ગના પ્રવાસી યોગીઓ તેને રાત્રિ માનીને તેમાં મન, વચન, શરીરની પ્રવૃત્તિ રોકવા રૂપ નિદ્રા લે છે. અર્થાત્ ત્રણ ગુપ્તિમાં લીન થઈ વીતરાગ નિર્વિકલ્પ સમાધિ રૂપ યોગ નિદ્રામાં નિદ્રિત થાય છે. આ બાહ્ય વિષયોથી વિમુખ થવું તે જ ઉપશમ ભાવની દશા છે.

પરમાત્મદશા અને રાગાદિ આશ્રવવાળી દશા તે બંનેના ભેદને જાણનાર ભેદજ્ઞાની સમભાવમાં રહી બહારના કોઈ પણ

વિષયોમાં રાગ–દ્વેષ કરતા નથી. આ સમભાવવાળી જાગૃત દશા વડે જ ભાવિકાળમાં તેનો ઉદ્ધાર થાય છે. સમભાવ વિના શુદ્ધ આત્મભાવનો લાભ થતો નથી. જ્ઞાની પુરુષો સમભાવની જાગૃતિને મોક્ષના પરમ કારણ રૂપ જાણીને પોતે અભિમાન વૃત્તિથી કોઈને કાંઈ કહેતા નથી, કોઈ કાર્યમાં પ્રેરતા નથી. કોઈની નિંદા કે સ્તુતિ કરતા નથી. કેમ કે પરમ ઉપેક્ષાવાળી સંયમ ભાવના જ સિદ્ધિનું કારણ છે. સિદ્ધાંતના સારભૂત આ પરમ ગુપ્તિથી ગુપ્ત અવસ્થામાં તેઓ પ્રેરણા, કથન, નિંદા કે સ્તુતિ વગેરે કાંઈ પણ કરવા જતાં તેમને તે અવસ્થામાંથી નીચા આવવું પડે છે.



[૫૨]

## પરિગ્રહ ઉપર રાગ–દ્વેષ ત્યાગ

હે વત્સ ! આ પરમ શાંતિના માર્ગમાં બાહ્ય અને અભ્યંતર બંને જાતિના પરિગ્રહ (પરવસ્તુનો મમત્વભાવ, સંચયવૃત્તિ) ઉપર રાગ–દ્વેષનો ત્યાગ કરવાની જરૂર રહે છે. રાગ–દ્વેષ બંનેમાંથી જો એકની હયાતી હોય તો સમભાવ સ્થિર રહી શકતો નથી. મિથ્યાત્વ, ક્રોધ, માન, માયા, લોભ હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા (અણગમો) સ્ત્રીવેદ, પુરુષવેદ, નપુસંકવેદ, એ સર્વ મળીને ચૌદ પ્રકારનો અભ્યંતર (અંદરનો) પરિગ્રહ છે. જેમ બહારનો પરિગ્રહ વિવિધ ઉપાધિ અને કર્મબંધનનું કારણ છે તેમ આ અંદરનો પરિગ્રહ ચૌદ પ્રકારનો તે વિશેષ પ્રકારે ઉપાધિ ઉત્પન્ન કરનાર અને

બંધનકારક છે. તથા જમીન, ઘર, સોનું, ચાંદી, ધન, ધાન્ય, દાસ, દાસી, પશુ અને ઘરની સામાન્ય બધી જાતના ઘરવખરી એ નવ પ્રકારનો બાહ્ય પરિગ્રહ છે. આ બાહ્ય અને અભ્યંતર બંને પ્રકારના પરિગ્રહ ઉપર રાગ (મમત્વ ભાવ) દ્વેષ (તિરસ્કાર) ન કરનારને અથવા તેનો ત્યાગ કરનારને કર્મબંધનના ઘણાં કારણો ઓછા થાય છે અથવા નષ્ટ થાય છે.



[ ૫૩ ]

## વિષયો ઉપર રાગ–દ્વેષનો ત્યાગ

હે વત્સ! વિષયોથી આત્મસ્વભાવ જેણે જુદો જાણ્યો છે તેઓ વિષય ઉપર રાગ–દ્વેષ કરતા નથી. ઇન્દ્રિયોથી ગ્રહણ કરાતા દેખેલા, સાંભળેલા, અનુભવેલા વિષયો પર રાગ–દ્વેષ કરવામાં આવે તો સમભાવ આવી શકતો નથી. માટે પ્રભુના માર્ગના પ્રવાસીએ પાંચ ઇન્દ્રિયોના વિષયોમાંથી રાગ–દ્વેષને દૂર કરવા જોઈએ. રાગ–દ્વેપ એ જ સંસારનું કારણ છે અને સમભાવ એ જ મોક્ષનું કારણ છે, એ આત્મસાધકે બરાબર સમજી લેવું જોઈએ.



[૫૪]

## શરીર પર મમત્વભાવ ન કરવો

હે સુજ્ઞ! જેણે આત્માને શરીરથી જુદો જાણ્યો છે તેઓ શરીર ઉપર પણ રાગ–દ્વેપ કરતા નથી. આ શરીરથી

મળતું સુખ ભવિષ્યમાં પોતાને દુઃખ આપનાર બને છે, વળી તે સુખ ક્ષણિક છે. કર્મબંધનનું કારણ છે અને રાગ-દ્વેષને ઉત્પન્ન કરનાર છે. તે તાત્ત્વિક દૃષ્ટિથી સાચું સુખ નથી, પણ સુખાભાસ જ છે. માટે વિજ્ઞજનોએ તેનો સ્નેહ (રાગ) ત્યાગ કરવો જોઈએ.



## [૫૫]

## વ્રત અને અવ્રતથી આત્મા જુદો છે

નિશ્ચય દૃષ્ટિથી વિચારતા વ્રત અને અવ્રત બંનેથી આત્મ-સ્વભાવ જુદો છે. આ બંને વિકલ્પો પુણ્ય તથા પાપ બંધના કારણભૂત છે. પરમાત્માના માર્ગમાં ચાલનારાઓ પોતાના શુદ્ધ આત્મામાં સ્થિરતા કરીને વ્રતના સંબંધમાં રાગ કરતા નથી. હું વ્રતધારી છું એવું અભિમાન કરતા નથી. તેમ જ અવ્રતના સંબંધમા દ્વેષ પણ કરતા નથી. જે સર્વ નિવૃત્તિના પરિણામ રૂપ વ્રત છે તે પૂર્ણ વ્રત હોવાથી આદરવા યોગ્ય છે હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મચર્ય, પરિગ્રહ—આ પાંચમાં પ્રવૃત્તિ કરવી તે અવ્રત છે. તેમાં રાગ-દ્વેષ કરવા તે પ્રવૃત્તિ છે. તેનો નિષેધ કરવો તે નિવૃત્તિ છે. આ રાગ-દ્વેષ બાહ્ય પદાર્થ સાથે સંબંધ ધરાવે છે માટે તેનો ત્યાગ કરવો. અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ એનું પાલન કરવું તે વ્રત છે. આ વ્રતો વ્યવહારે એક દેશથી વ્રત છે. તેમાં સર્વ પ્રકારે રાગ-દ્વેષનો ત્યાગ થઈ શકતો નથી. જેમ કે હિંસાથી

નિવૃત્તિ અને અહિંસામાં પ્રવૃત્તિ. અસત્ય વચનો બોલવાની નિવૃત્તિ અને સત્ય બોલવાની પ્રવૃત્તિ. ચોરી કરવાની નિવૃત્તિ અને અચૌર્યવ્રતની પ્રવૃત્તિ, અબ્રહ્મચર્યની નિવૃત્તિ અને બ્રહ્મચર્યમાં પ્રવૃત્તિ. પરિગ્રહની નિવૃત્તિ અને અપરિગ્રહમાં પ્રવૃત્તિ. પરંતુ પૂર્ણ વ્રત તે કહેવાય છે કે જેમાં રાગ-દ્વેષાત્મ સંકલ્પો-વિકલ્પોના કલ્લોલો બિલકુલ ઉઠતા નથી. મનાદિ ત્રણ ગુપ્તિથી ગુપ્ત પરમ સમાધિમાં શુભાશુભ બન્ને વિકલ્પોનો ત્યાગ થઈ જાય છે. તેને નિશ્ચય દૃષ્ટિથી પૂર્ણ વ્રત કહેવામા આવે છે. આ પૂર્ણ વ્રત આત્મસ્વભાવ રૂપ હોવાથી તેમાં બાહ્ય દૃષ્ટિએ કંઈ ત્યાગવાનું હોતું નથી પરંતુ આંતરિક રાગ-દ્વેષાત્મ વૃત્તિઓનો નિરોધ કરવા રૂપ જ ત્યાગ કરવાનો હોય છે અને સ્વરૂપમાં સ્થિરતા કરવાની હોય છે. આ ઉચ્ચ દશાની વાત છે પરંતુ સામાન્ય મનુષ્યે તો ક્રમિક વિકાસ જ સાધવાનો હોય છે. તેણે પ્રથમ અશુભમાંથી શુભમાં આવવું જોઈએ એટલે કે પ્રથમ અવ્રત ભાવમાંથી વ્રત ભાવમાં અને વ્રત લીધા પછી આત્મપરાયણ થઈ આત્માના શુદ્ધ સ્વરૂપમાં સ્થિર થવું. વિકાસનો આ ક્રમિક માર્ગ છે.

**નોંધ** વ્રત, અવ્રતોનો ત્યાગ એનો અર્થ નીચે પ્રમાણે કરવો: પ્રથમતો અસંયમનો ત્યાગ કરીને સંયમ ગ્રહણ કરવો અને તેનું સમ્યક્ પ્રકારે પાલન કરવું. ત્યારબાદ આત્મસ્વરૂપમાં સ્થિર થઈને એ સંયમથી પણ વિરક્ત થઈ જાય; અર્થાત્ સંયમનું મમત્વ કે અભિમાન ન કરે અભિપ્રાય એ છે કે ઉચ્ચ દશામાં બહારથી કંઈ ત્યાગવાનું નથી પરંતુ પરંતુ અંતરમાં રહેલ થોડો પણ રાગ કે આસક્ત ભાવ જ ત્યાગવાનો હોય એટલે બાહ્ય ક્રિયાઓનું પણ વીતરાગ દશામાં મમત્વ ન હોવું

જોઈએ બાકી તો ભરત મહારાજને ગૃહસ્થાવાસમાં કેવલજ્ઞાન ઉત્પન્ન થયેલ છતાં દેવોએ સાધુનો વેશ આપ્યો પછી જ વંદનીય બન્યા. આ સ્યાદ્વાદની મહત્તા અને રહસ્યને જાણનાર જ વિકાસના અધિકારી છે



## [૫૬]
## પાપ ઉદયે ધર્મ

હે મોક્ષકામી ! દુઃખથી પીડાયેલા જીવો જો ધર્મમાર્ગમાં વિશેષ પ્રવૃત્તિ કરતા હોય તો તે દુઃખ પણ એક અપેક્ષાએ સારું માનવામાં આવે છે. પ્રથમ પાપનો (અશુભ કર્મનો) ઉદય જીવને દુઃખ આપે છે. આ દુઃખથી કંટાળેલો જીવ તેમાંથી મુક્ત થવા ધર્મને રસ્તે પ્રવૃત્તિ કરે છે એટલે આ દુ ખ પણ સારું છે કે જેણે ભેદાભેદ રત્નત્રય રૂપ આત્મસ્વભાવ તરફ પ્રવૃત્તિ કરાવી. આ અપેક્ષાએ પાપનો ઉદય પણ સારો ગણવામાં આવે છે, પરંતુ પાપ તો સદા ત્યાગવા યોગ્ય જ છે.

**નોંધ**—અભિપ્રાય એ છે કે પાપોદયે પણ આત્મ સન્મુખ કોઈ જીવ થાય તો તે પાપનો ઉદય પણ સારો ગણવામા આવે છે પણ પાપ પ્રવૃત્તિ તો સદા ત્યાગવા યોગ્ય જ છે તે ખાસ ધ્યાનમા રાખવાનું છે.



[ ૫૭ ]

## નિદાન બંધ

હે મોક્ષેચ્છુ! દેખેલા, સાંભળેલા, અનુભવેલા ભોગોની ઈચ્છા (વાસના, આસક્તિ) રૂપ નિયાણું કરવા પૂર્વક સુખેચ્છા પૂર્વક, જ્ઞાન, વ્રત, તપ, જપ, દાનાદિકથી ઉપાર્જન કરાયેલું પુણ્ય તે ત્યાગ કરવા યોગ્ય છે. ભાવિ ફળની આશાપૂર્વક સુખેચ્છાથી ઉપરોક્ત દાનાદિ ક્રિયાઓ કરાયેલી હોવાથી તેના ફળ (પુણ્ય)થી ભવાંતરમાં ઇચ્છિત રાજ્યાદિની પ્રાપ્તિ તો થશે; પણ તે આત્મભાન (લક્ષ) વિનાનું પુણ્ય હોવાથી, તેમ જ મારા આ પુણ્યના બદલામાં મને અમુક રાજ્ય, સ્ત્રી, સમૃદ્ધિની પ્રાપ્તિ થાઓ તેવી આશા, તૃષ્ણાવશ નિદાનબંધવાળું પુણ્ય હોવાથી તેનાથી મેળવેલા ભોગોનો ત્યાગ થઈ શકશે નહિ, તેમાં તેની આસક્તિ વિશેષ હોવાથી તે પુણ્ય રાવણ આદિની માફક ભાવિ નરકાદિનું કારણ બને છે, માટે તે ત્યાગ કરવા યોગ્ય છે.

**નોંધ**—અભિપ્રાય એ છે કે જે કોઈ વ્યવહાર ધર્મના ધાર્મિક અનુષ્ઠાનો કરવા હોય તે ઇચ્છા, વાસના, આસક્તિ, ભોગ, સુખેચ્છા, આશા, તૃષ્ણા રહિત આત્મિક સુખાર્થે જ કરવા. જેથી આત્મકલ્યાણ થાય છે. નહિતર ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થઈ ને પછી સંસાર પરિભ્રમણના હેતુભૂત બને છે. માટે વિવેકી જનોએ આત્મશ્રેય માટે જ વ્યવહાર ધર્મનું આચરણ કરી વિકાસ સાધવો.

જેઓ કોઈપણ પ્રકારની આશા, ઇચ્છારહિત થઈને

આત્મસ્વરૂપ પ્રગટ કરવા પુરુષાર્થ કરે છે અને ધર્મ ધ્યાન કરવા વડે તથા મન, વચન, કાયાની તેમ જ ધનાદિની શુભ માર્ગે ઉપયોગ કરવાવાળી પ્રવૃત્તિ કરી રહ્યા છે તે પ્રવૃત્તિ કરતાં જે પુણ્યબંધ થાય છે તેવા જીવો તે પુણ્યના યોગથી ભવાંતરમાં રાજ્યાદિ પ્રાપ્ત કરીને તેમાં આસક્ત ન થતાં બલભદ્રાદિની જેમ પ્રાપ્ત સુખ ભોગોનો ત્યાગ કરીને ચારિત્ર-ધર્મનું પાલન કરી ઉચ્ચ ગતિના અધિકારી બને છે.



[૫૮]

## જે કાંઈ ધાર્મિક શુભ પ્રવૃત્તિ કરવી તે આત્મદર્શન (સમ્યગ્ દર્શન) પ્રાપ્ત કરવા અર્થે જ કરવી

હે સુજ્ઞ! આત્મદર્શન સન્મુખ પ્રવૃત્તિ કરતાં કદાચ મરણ થતું હોય તો પણ તે શ્રેયકર છે. પણ આત્મદર્શનથી વિમુખ થઈને પુણ્ય ઉપાર્જન કરવા તે સારું નથી. સમ્યગ્દર્શન વિનાના જીવો પુણ્યવાન હોય તો પણ તે પાપી કહેવાય છે અને સમ્યગ્દર્શન પામેલા જીવો ભવાતરમા ઉપાર્જન કરેલા પાપના ફળને ભોગવતા છતાં પુણ્યશાળી છે. કારણ કે સમ્યગ્ દર્શન વાળા જીવોનું મરણ પણ ભાવિ કલ્યાણ રૂપ છે. ભવિષ્યમાં તે જ્યાં ઉત્પન્ન થશે ત્યાં પોતાનો માર્ગ પાછો શરૂ કરશે. પણ

સમ્યગ દર્શન વિનાના જીવોનું પુણ્ય પણ કલ્યાણકારી નથી કેમ કે આ આત્મભાન વિના અને આસક્ત ભાવથી કરાયેલા પુણ્યથી ભવાંતરમાં ભોગોની સામગ્રી પ્રાપ્ત કરીને તેઓ તેમાં આસક્ત થઈ રાગ–દ્વેષ, અજ્ઞાનાદિ કારણો વડે નવીન અશુભ કર્મ બાંધીને નરકાદિ ગતિમાં તેને પરિભ્રમણ કરવું પડશે. આશય એ છે કે સમ્યગ્ દર્શન સહિત નરક નિવાસ થાય તો તે શ્રેષ્ઠ છે, પણ સમ્યગ્ દર્શન રહિત દેવલોકની પ્રાપ્તિ થાય તો પણ તે શ્રેયકર નથી.

**નોંધ**—મતલબ એ છે કે ધર્મ વિષય ગહન છે. તેનું પ્રથમ ગુરુગમથી વ્યવહાર ધર્મ, નિશ્ચય ધર્મ, પુણ્યનું સ્વરૂપ એ જાણીને જ આચરણ કરવાથી વિકાસ થાય છે. ઓઘ સંજ્ઞાએ ધર્મ કરવાથી વિકાસ રોકાઈ જાય છે અને માનવ જાણે છે કે હુ ધર્માચરણ કરી રહ્યો છું, પણ ધર્મના ગહન સૂક્ષ્મ વિપયોના રહસ્યજ્ઞાનના અભાવે વિકાસ થતો નથી. પ્રભુએ કહ્યું છે કે—પ્રથમ જ્ઞાન પછી જ ક્રિયા કરવાથી જ સાર્થકતા છે. ધર્મ એક વ્યવહાર રૂપ છે, બીજો પરમાર્થ ભૂત વ્યવહાર છે. જો આ બન્નેનું સ્વરૂપ યથાતથ સમજીને પરમાર્થભૂત વ્યવહારનું આચરણ કરે તે અવશ્ય વિકાસ કરીને સમ્યગ્–દર્શનને પામે. કહ્યું છે કે "સમજ સમજ કે, જીવ ગયે તીર." જે કોઈ ધર્મના સૂક્ષ્મ રહસ્યને સમજ્યા તેઓ જ પાર પામ્યા છે, અને પામશે.

હે વિજ્ઞ! શુદ્ધ આત્મ તત્ત્વ પ્રાપ્ત કરવાની રુચિવાળા જીવો કેટલાક તો તે જ ભવમાં પરમશાન્તિ પ્રાપ્ત કરે છે. કેટલાક દેવભૂમિમાં જાય છે, પણ આત્મ સન્મુખ થયા વિનાના જીવો પુણ્ય કરવા છતાં તેનુ માનસ વિકૃત હોવાથી અનેક પ્રકારના માનસિક દુઃખો સહન કરે છે. આસક્તભાવે કરેલા

પુણ્યથી વૈભવ તો મળે છે પણ તે વૈભવ અહંકાર ઉત્પન્ન કરે છે. આ મદ ભરેલા અહંભાવથી બુદ્ધિમાં મોહ ઉત્પન્ન થાય છે. મોહથી વિવેક નાશ પામે છે. બુદ્ધિની મંદતાને લીધે જીવ પાપગ્રસ્ત થાય છે. માટે આવા પ્રકારના પુણ્યની બિલકુલ ઈચ્છા ન કરવી.

હે મતિનિધાન! આત્મલક્ષ–પૂર્વક કરેલા સુકૃત્યો (પુણ્યો) જીવોને સહાયક બને છે, તે બુદ્ધિ આદિને ભ્રમિત ન કરતાં તેના વચનમાં સત્યતા લાવે છે, વિવેક પ્રગટાવે છે, હૃદયમાં દયા ઉત્પન્ન કરે છે, ભુજ બળમાં બીજાના રક્ષણ માટે શૌર્યતા અર્પે છે, તેની લક્ષ્મી દુઃખીઓના દુઃખો દૂર કરવામાં ઉપયોગી બને છે, અને સમ્યગ્ દર્શન સહ મોક્ષમાર્ગમાં તેની ગતિ કોઈ અટકાવી શકતું નથી.

હે બુદ્ધિનિધાન! દેવ, ગુરુ, શાસ્ત્રની નિષ્કામ ભક્તિથી પુણ્ય ઉપાર્જન થાય છે. પરંપરાએ તે પુણ્ય મોક્ષ માર્ગમાં આગળ વધવાનું કારણ બને છે. આત્મલક્ષ થયા વિના આત્મ-સ્વરૂપ પ્રગટે નહિં. કેટલાક મનુષ્યો પરમાર્થ માર્ગમાં આગળ વધવા માટે શરૂઆતમાં પંચપરમેષ્ઠી મંત્રનું સ્મરણ કરે છે, દેવ, ગુરુની ભક્તિ કરે છે. તેમ કરવામાં તેઓની ભાવના પુણ્ય ઉપાર્જન કરવાની હોતી નથી પણ ખેડૂત જેમ ડાંગર ઉત્પન્ન કરવાની ધારણાથી ખેતરમાં ડાંગર વાવે છે, છતાં ઘાસ, પરાળ આદિ સ્વાભાવિક ઉત્પન્ન થાય છે, તેમ આ પંચપરમેષ્ઠીનું સ્મરણ દેવ, ગુરુ આદિ ભક્તિ વગેરે કરવામાં તેઓની ભાવના અને પ્રયત્ન પોતાના અહંભાવને નાશ કરીને આત્મ સ્વરૂપ પ્રગટ કરવા માટે હોય છે છતાં ઈચ્છા વિના પુણ્યબંધ પણ

થાય છે. કેવળ પુણ્યબંધ માટે તેમનો પ્રયત્ન હોતો નથી. દેવ, ગુરુ, શાસ્ત્ર એ સાક્ષાત્ પુણ્યબંધના કારણો છે અને પરંપરાએ મોક્ષનાં કારણો છે, તેઓની નિંદા કરવાથી કે તેઓના પર દ્વેષ કરવાથી મહાન પાપ બંધાય છે. આ પાપથી સંસારમાં પરિભ્રમણ કરવું પડે છે, માટે આત્મ પ્રાપ્તિના સાધનરૂપ મદદગાર સાધનો તરફ પૂજ્યભાવ, ભક્તિભાવ રાખવાની પરમાવશ્યકતા છે, જેના પરિણામે છેવટે આત્મા પરમાત્મા સ્વરૂપે થાય છે. હે વિજ્ઞ! પાપથી નરક તથા પશુ આદિ તિર્યંચની ગતિ મળે છે. પુણ્યથી દેવ ગતિ મળે છે. પુણ્ય પાપ બન્નેની મિશ્રતાથી મનુષ્ય ગતિ મળે છે. આત્માના શુદ્ધ ઉપયોગમાં રમણ કરવાથી શુભાશુભ કર્મનો ક્ષય થાય છે અને મોક્ષ પ્રાપ્ત થાય છે.



[ ૫૯ ]

## પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન, આલોચના

હે મુમુક્ષુ ! ભૂતકાળમાં દેખેલા, સાંભળેલા. અનુભવેલા, ભોગવેલા ભોગોની વાસનાઓ, ઇચ્છાઓમાં મમત્વ ભાવ આદિ દોષોનો, નિર્વિકલ્પ પરમ આત્મ તત્ત્વની ભાવનાના બળ વડે નાશ કરવો તે નિશ્ચય પ્રતિક્રમણ છે. ભાવી કાળમાં વિવિધ ભોગો ભોગવવાની ઇચ્છાઓ, વાસનાઓ, મમત્વભાવ, આશા, તૃષ્ણા રાગાદિ દોષોનો વીતરાગ ચિદાનંદના અનુભવની ભેદ ભાવનાના બળ વડે ત્યાગ કરવો તે નિશ્ચય પ્રત્યાખ્યાન છે.

વર્તમાન કાળમાં ઉદય આવેલા શુભાશુભ નિમિત્તો તથા હર્ષ-શોકના પરિણામોને શુદ્ધ ભેદભાવનાના બળ વડે પોતાના આત્મદ્રવ્યથી અલગ કરવાં તે આલોચના છે. આ ત્રણેમાં આત્મલક્ષની જાગૃતિ હોવાથી આત્માના શુદ્ધ ઉપયોગે કર્મની નિર્જરા થાય છે. ત્યારે વ્યવહાર પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન અને આલોચનામાં આત્માનો શુભ ઉપયોગ હોવાથી પુણ્યબંધનું કારણ છે. શુદ્ધ ઉપયોગમાં સ્થિર રહેવું તે શ્રેષ્ઠ માર્ગ છે, પરંતુ તેમાં વિશેષ સમય સ્થિર ન રહેવાય ત્યારે શુભ ઉપયોગ-વાળા પ્રતિક્રમણાદિ કરીને શુદ્ધ ઉપયોગે સ્થિર થવા માટે પુરુષાર્થ કરવો. હે સુજ્ઞ! જ્ઞાની, યોગી પુરુષોને જ્ઞાનભાવમાં પરિણમવા સિવાય પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન, આલોચના, વંદન, કર્મનિંદન આદિ શુભ ઉપયોગરૂપ વિકલ્પ જાળમાં પ્રવૃત્તિ કરવાની જરૂર નથી.* પરંતુ જે મનુષ્યોના પરિણામ શુદ્ધ નથી, વારંવાર વિષયાકારે વૃત્તિ ઉદ્ભવે છે, વિષય કષાયમાં સત્કીર્તિ, પૂજા, લાભ આદિવાળા મનોરથોમાં જેનું મન વારંવાર ભટકયા કરે છે, તેવાઓમાં આત્મસંયમ હોતો નથી માટે તેમણે વારંવાર વ્યવહાર પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન, આલોચના, વંદન, અશુભ કર્મનિંદન આદિ શુભ ભાવનાવાળા કર્તવ્ય કર્મમાં પ્રવૃત્તિ કરવી

**નોંધ**-* આ ઘણી ઉચ્ચ કોટીના જ્ઞાની મહાત્માઓની વાત છે. તેનું અનુકરણ સામાન્ય જનતા કરવા જાય તો પતન થાય, માટે વિવેકની જરૂર છે.



[ ૬૦ ]

## શુદ્ધ ઉપયોગમાં જ સંયમ છે

'સુદ્ધસ્સય સામન્નં ભણિયં, સુદ્ધસ્સ દસણં નાણં,
સુદ્ધસ્ય નિવ્વાણં સોચ્ચિય, શુદ્ધો નમો તસ્સ.

હે મુમુક્ષુ! શુદ્ધ ઉપયોગમાં જ સાધુપણું છે. શુદ્ધ ઉપયોગમાં દર્શન છે. શુદ્ધ ઉપયોગમાં જ જ્ઞાન છે. શુદ્ધ ઉપયોગે જ મોક્ષ છે. તે શુદ્ધ ઉપયોગ ધારણ કરનારને નમસ્કાર હો. આત્મા દ્વારા આત્માને વિશે એકાગ્ર, લીન કરવા રૂપ સંયમ શુદ્ધ ઉપયોગવાળાને જ હોય છે. વીતરાગ સંયમ અને સરાગ સંયમ તે પણ શુદ્ધ ઉપયોગવાળાને જ હોય છે. સામાયકાદિ પાંચ પ્રકારના ચારિત્રો તે પણ શુદ્ધ ઉપયોગવાળાને જ હોય છે. પર દ્રવ્યની ઇચ્છાના નિરોધ કરવા રૂપ તપ તે પણ શુદ્ધ ઉપયોગવાળાને જ હોય છે. અને દ્રવ્ય, ભાવ કર્મનો ક્ષય પણ શુદ્ધ ઉપયોગથી જ થાય છે.

[ ૬૧ ]

## શુદ્ધ ભાવ તે જ ધર્મ છે

હે મોક્ષકામી! નિશ્ચયથી આત્માના શુદ્ધ ભાવ તે જ ધર્મ છે. વ્યવહારથી સંસારમાં પડતાં જીવોનો ઉદ્ધાર કરી મોક્ષ સ્થિતિમાં સ્થાપન કરે તે ધર્મ છે. નયની અપેક્ષાએ શુદ્ધ

પરિણામની અંદર સર્વ ધર્મોનો સમાવેશ થઈ જાય છે. અહિંસા રૂપ ધર્મ તે શુદ્ધ પરિણામ વિના સંભવે નહિ, શ્રાવક ધર્મ અને સાધુ ધર્મ તે પણ વિશુદ્ધ ભાવ વિના ન હોય, ક્ષમાદિ દસ પ્રકારનો ધર્મ તે પણ આત્માના શુદ્ધભાવની અપેક્ષા રાખે છે. રાગ–દ્વેષ અને મોહના પરિણામ રહિત ધર્મ તે પણ આત્માના શુદ્ધ પરિણામ જ છે અને વસ્તુનો સ્વભાવ તે ધર્મ છે, તે પણ શુદ્ધ ભાવ જ છે.

એક વિશુદ્ધ પરિણામ (ભાવ) તે જ મોક્ષ માર્ગ છે. જેઓ તે ભાવથી ચલિત કે પતિત થાય છે તેઓ કેવી રીતે મુક્ત થઈ શકશે? નહિં જ થાય. માટે શુભાશુભ સંકલ્પ વિકલ્પ રહિત શુદ્ધ સ્વભાવને સ્થિર રાખવા નિરંતર પુરુષાર્થ કરવાની પરમાવશ્યકતા છે.

હે મતિનિધાન! પ્રખ્યાતિ, પૂજા, સન્માન, લાભ, દેખેલા– અને સાંભળેલા ભોગોની ઇચ્છા (વાસના) વગેરે દુર્ધ્યાનથી જ્યાં સુધી ચિત્ત રંગાયેલું હોય છે, અથવા તન્મય થયેલું રહે છે. ત્યાં સુધી મોક્ષને અર્થે કોઈપણ સ્થળે જાઓ, ગમે તે ક્રિયાઓ કરો તો પણ ચિત્તશુદ્ધિ કર્યા વિના મોક્ષ પ્રાપ્ત થતું નથી, તે નથી. ભોગોનો અનુભવ કર્યા વિના–ભોગવ્યા વિના પણ દુર્ધ્યાન વડે, મનની મલિનતા વડે જીવો કર્મ બાંધે છે, માટે ચિત્ત શુદ્ધિ કરવા નિરંતર પ્રયત્નશીલ બનવું જોઈએ.



## [ ૬૨ ]

## ત્રણ પ્રકારના ભાવો—શુભ, અશુભ, શુદ્ધ

હે મોક્ષકામી ! શુભ પરિણામો વડે પુણ્ય બંધ થાય છે, અશુભ પરિણામો (ભાવો) વડે પાપનો બંધ થાય છે, અને શુભાશુભ પરિણામ રહિત કેવળ શુદ્ધ પરિણામથી (ભાવથી) કર્મોની નિર્જરા થાય છે. સ્ફટિકમણિ શુદ્ધ હોય છે, તેની નીચે જો કાળી ઉપાધિ મૂકવામાં આવે તો તે કાળું દેખાય છે, પીળી વસ્તુ મૂકવામાં આવે તો તે પીળું દેખાય છે, પણ બધી ઉપાધિ (વસ્તુ) વિનાનું તે સ્ફટિક હોય છે ત્યારે તો તે તદ્દન શ્વેત દેખાય છે, તેમ આત્મા અશુભ, શુભ, શુદ્ધ ઉપયોગરૂપે ત્રણ જાતનાં પરિણામે તે તે નિમિત્તો વડે પરિણમે છે. અશુભ-પણે પરિણમવામાં આ જીવ મિથ્યાત્વ, વિષય કષાયાદિ નિમિ-ત્તોનું આવલંબન ગ્રહણ કરે છે, અને તેથી તેને પાપનો બંધ થાય છે. બીજા શુભ પરિણામે (ભાવે) પરિણમવા માટે વીતરાગ-દેવ, અરિહંત, આચાર્ય, ઉપાધ્યાય અને મુનિરાજ આ પંચ-પરમેષ્ઠી કહેવાય છે. તેના ગુણોનું સ્મરણ, નામસ્મરણ, દાન આપવું, ઉપાસના ભક્તિ કરવી, વંદન, નમસ્કારાદિ કરવા વગેરે નિમિત્તોનુ અવલંબન ગ્રહણ કરે છે, તેથી પુણ્યરૂપ શુભ બંધન થાય છે. પરંપરા એ મોક્ષનું કારણ બને છે. ત્રીજા શુદ્ધ પરિણામે (ભાવે) પરિણમવામાં શુદ્ધ આત્માના સ્વરૂપાકારે પરિણમવારૂપ અવલંબન જીવ ગ્રહણ કરે છે. આ શુદ્ધ આત્માના અવલંબનવાળા શુદ્ધ ઉપયોગથી કર્મોની નિર્જરા કરીને કેવલ-જ્ઞાનાદિ અનંત ગુણ પ્રગટ કરવા રૂપ મોક્ષને પામે છે. જીવે

શરૂઆતમા મિથ્યાત્વ, વિષય કષાયાથી નિર્વતવા શુભ ભાવનો આશ્રય લેવો અને ત્યાર પછી ધીરે ધીરે શુદ્ધ ઉપયોગમાં પરિણમવાનો અભ્યાસ કરવો. બધું ક્રમિક જ થવું જોઈએ તો જ વિકાસને અવકાશ છે. પ્રકૃતિમાં કૂદકા–ભૂસકાને અવકાશ નથી, તે નથી.

●

[ ૬૩ ]

## સ્વસંવેદન જ્ઞાન

હે મુમુક્ષુ! અન્નદાન, અભયદાન, ઔષધદાન અને શાસ્ત્રાદિના દાનથી આત્મદર્શન રૂપ, સમ્યગ્દર્શન વિનાનો જીવોને પાંચ ઇંદ્રિયોના ભોગોની પ્રાપ્તિ થાય છે. સમ્યગ્ દૃષ્ટિ જીવો તેવું દાન આપીને ભોગોની પ્રાપ્તિ થવા સાથે પરંપરાએ મોક્ષને પ્રાપ્ત કરે છે, તેમ છતાં ખરી રીતે તો તતુંમાં તે પુણ્યથી દેવગતિ આદિમાં પાંચ ઇન્દ્રિયોના ભોગોને પ્રાપ્ત કરે છે. એવી જ રીતે વ્રત, તપ કરવાથી દેવેન્દ્ર, ચક્રવર્તી આદિની વિભૂતિ મળે છે. પરંપરાએ એ તપ–મુક્તિનું કારણ બને છે.

જેમા વીતરાગ ભાવ જ રહેલો છે અને પોતાનો જ પોતાને જેમાં બોધ થાય છે આવી સ્થિતિને વીતરાગ સ્વસંવેદન નિર્વિકલ્પજ્ઞાન કહે છે તેવા વીતરણ સ્વસંવેદન નિર્વિકલ્પ જ્ઞાન વડે જન્મ–મરણ વિનાનું મોક્ષ પ્રાપ્ત થાય છે તે જ વીતરાગ સવિકલ્પ[1] જ્ઞાન વડે દેવેન્દ્ર, ચક્રવર્તી વગેરેની

નોંધ–૧ જ્યા સુધી વીતરાગતા પૂર્ણતાએ પહોચી નથી પણ અશંતઃ અર્થાત્ કષાય જેટલા નષ્ટ થયા છે તેટલા પૂરતી વીતરાગતા છે તેને સવિકલ્પજ્ઞાન કહે છે.

વિભૂતિ પ્રાપ્ત થવા પૂર્વક પરંપરાએ મોક્ષ પ્રાપ્ત થાય છે. હે બુદ્ધિનિધાન ! વીતરાગ નિર્વિકલ્પ સ્વસંવેદન જ્ઞાન વડે મોક્ષ થાય તેમાં જરા પણ સંદેહ નથી. આવા જ્ઞાન વિના જીવો ઘણા કાળ સુધી સંસારમાં પરિભ્રમણ કરે છે. પાણીનું વારંવાર મંથન કરવામાં આવે તો પણ હાથ ચીકણા થતા નથી, તેમ શુદ્ધ આત્માના અનુભવ વિના તપશ્ચર્યા કરવાથી પણ મોક્ષ મળતું નથી. શુદ્ધ આત્મજ્ઞાન વિનાનું શાસ્ત્ર જનિત જ્ઞાન અને આત્મબોધ વિના કરાયેલી તપશ્ચર્યા તે તપ અને જ્ઞાન કહેવાય છે ખરાં, પણ તેથી મોક્ષની પ્રાપ્તિ થતી નથી.

શાસ્ત્ર અભ્યાસ કરીને મેળવેલું જ્ઞાન પોતાની પાસે હોવા છતાં તેનાથી વ્યાકુળતા ઉત્પન્ન કરનાર રાગ-દ્વેષદિમાં વધારો થાય તો ખરી રીતે જ્ઞાન જ ન કહેવાય. કેમ કે જ્ઞાનનું ફળ વિરક્તિ છે, તે ફળ શાસ્ત્રના એકલા અભ્યાસથી કે શાસ્ત્રજ્ઞાનથી પ્રાપ્ત થતું નથી. શું સૂર્યના પ્રકાશની આગળ અંધકાર રહી શકે ખરો કે ? અને રહે તો તે જ્ઞાન કહેવાય ખરું ? નહિં જ. માટે આત્મ અનુભવ જન્ય જ્ઞાન તે જ સાચું જ્ઞાન છે.

શુદ્ધ આત્મજ્ઞાનમા પરિણમેલા જ્ઞાનીઓને પરમાત્મ સ્વરૂપને ત્યાગીને બીજી કાંઈ પણ વસ્તુ પ્રિય લાગતી નથી. પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં તેનું મન જરા પણ આસક્ત થતું નથી. વીતરાગ સહજાનંદરૂપ પરમાર્થિક સુખની સાથે પરમાત્મ તત્ત્વને સંબંધ છે એટલે તે સિવાય પરમાત્મ તત્ત્વ પ્રગટ ન જ થાય. રત્નની પરીક્ષામાં કુશળ મનુષ્ય મળેલા રત્નનો ત્યાગ કરીને શું કાચના ટુકડાને ગ્રહણ કરવાની ઇચ્છા કરશે ખરો ? નહિ જ કરે. તેમ જ્ઞાની પણ જ્ઞાનમય આત્માને ત્યાગી કાચના ટુકડા

સમાન વિષયોમાં રાચે ખરો ? અર્થાત્ ન જ રાચે. હે વત્સ ! ઉદય આવેલાં કર્મ ભોગવતાં બહુ જ સાવધાની રાખવાની છે. ઘણા મનુષ્યો આવેશમાં આવી આત્મભાન ભૂલી રાગ—દ્વેષ કરે છે અને તેને લઈને તેઓ પાછા નવા બંધન બાંધે છે. મમત્વ-ભાવ, રાગભાવ, દ્વેષભાવથી જ કર્મ બંધાય છે. જે આત્મભાન-વાળા મનુષ્યો પૂર્વે આત્મબોધના અભાવમાં ઉપાર્જન કરેલાં કર્મના શુભાશુભ ફળો ભોગવતાં છતાં પણ રાગ—દ્વેષ કરતા નથી તે જીવો નવા બંધનને પામતા નથી, તે સાથે આત્મભાન રૂપ વીતરાગ ભાવવાળા પરિણામે કરીને પૂર્વના સંચિત કર્મોનો ક્ષય પણ કરે છે.

શુદ્ધ આત્મસ્વરૂપનો અનુભવ કરવા છતાં પણ શુદ્ધ આત્માની પ્રાપ્તિવાળા વીતરાગ ચારિત્રની ભાવના વિના મોક્ષ પ્રાપ્ત થતું નથી. જેવું જાણ્યું છે તેવું આચરણમાં આવ્યા વિના અર્થાત્ આત્મસ્વરૂપમા સ્થિર થયા વિના વીતરાગ ચારિત્રની સિદ્ધિ થતી નથી. માટે જ વારંવાર સ્વસંવેદન જ્ઞાનનો અનુભવ કરવાની ભલામણ કરવામાં આવે છે.

જેમ અંધારામાં પડેલી કોઈ વસ્તુ દીપક વડે જોઈ કે લઈ લીધા પછી દીપકની જરૂર રહેતી નથી, તેમ શુદ્ધ આત્મ-તત્ત્વનું કથન કરનારાં શાસ્ત્રો વડે શુદ્ધ આત્મતત્ત્વને જાણી કે અનુભવ કર્યા પછી દીપક જેવા શાસ્ત્રોના વિકલ્પોનો ત્યાગ કરવો તે યોગ્ય છે. શાસ્ત્રો અને તપશ્ચર્યા એ બાહ્ય સાધનો છે. સાધનો એ સાધ્ય નથી પણ સાધ્યની સિદ્ધિ કરવામાં મદદગાર સાધન છે. શાસ્ત્રો વડે પરમાર્થનો માર્ગ સમજાય છે, પણ તેનો અનુભવ તો વીતરાગ સ્વસંવેદન જ્ઞાન વડે જ

થાય છે. બાહ્ય તપ એ પણ એક મદદગાર સાધન છે, તેની મદદથી પરમાર્થ સધાય છે, પરમાર્થ એટલે શુદ્ધ આત્મા સમજવો. તેમાં અનુષ્ઠાનનો ( ધાર્મિક ક્રિયાઓ ) અભાવ છે. ખરી રીતે નિર્વિકલ્પ શુદ્ધ આત્મામાં વિશ્રાંતિ કરવાવાળા વીતરાગ ચારિત્રથી પરમાર્થ સાધ્ય થાય છે.

હે મુમુક્ષુ ! જેઓ ધર્મ શ્રવણ કરીને અથવા શાસ્ત્રનું અધ્યયન કરીને તેના ફળ રૂપ મિથ્યાત્વ રાગાદિ વિકલ્પોનો નાશ કરતા નથી, તેમ જ શરીરમાં રહેલા પોતાના આત્માનો અનુભવ કરતા નથી. તેઓ શાસ્ત્ર ભણવા છતાં જડ જેવા જ છે. માટે શાસ્ત્ર શ્રવણ કરીને કે તેનો અભ્યાસ કરીને તેના ફળ રૂપે મન, વચન, શરીરને નિર્મળ બનાવવા પૂર્વક આત્મામાં લય કરવાં જોઈએ. જો આ મન, વચન, શરીરને લય કરવા રૂપ ત્રિગુપ્તિની, સમાધિની અવસ્થા જ્યાં સુધી પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તેમણે મનાદિમાં વિષય કષાયો ઉત્પન્ન ન થાય, મનાદિ વિષયાકારે ન પરિણમે તે માટે શુદ્ધ આત્મભાવનાનું, ભેદભાવનાનું સ્મરણ, ચિંતન વારંવાર કરવું, અને તેનો અભ્યાસ તે ભાવ દૃઢ ન થાય ત્યાં સુધી સતત કરવો. તે આત્મભાવ દૃઢ થાય તે માટે બીજા મનુષ્યોને તે જ્ઞાન સંભળાવવું અને સંભળાવવાના પ્રસંગે પણ મુખ્યતાએ પોતાનું આત્મભાન વધારતા રહેવું. પોતાને બોધ આપતા રહેવું. આત્મબોધ થવા અર્થે શાસ્ત્રોનું જ્ઞાન જાણવાની કે ભણવાની જરૂર છે. જો શાસ્ત્રો ભણવા છતાં પણ આત્મબોધ ન થાય તો શાસ્ત્રો કેવળ ભાર રૂપ જ થાય છે. શાસ્ત્રો ભણેલાને લોકો પંડિત, વક્તા, શાસ્ત્રવિશારદ, વાચસ્પતિ, ગીતાર્થ, પ્રખર

વિદ્વાન, કવિ ઈત્યાદિ પદવીથી અલંકૃત કરશે પણ ખરી રીતે તે પંડિત કે ગીતાર્થ આદિ નથી. પરમાત્મતત્ત્વને પ્રગટ કરનાર અધ્યાત્મ (આત્મા કે પરમાત્મ સંબંધી) શાસ્ત્રથી ઉત્પન્ન થયેલા વીતરાગ સ્વસંવેદન બોધ કે જ્ઞાનવાળાઓ જ ખરી રીતે પંડિત કે ગીતાર્થ કહેવાય છે. આ બોધ સિવાયના પંડિતો, જેમ ગધેડો ચંદનનો ભાર વહન કરે છે છતાં તેની સુગંધનો ભોક્તા થતો નથી તેમ શાસ્ત્રનો બોજો મગજમાં ઉઠાવે છતાં તેના અનુભવરસના પાન તેઓ કરી શકતા નથી.

હે ગુણજ્ઞ! અમુક શાસ્ત્રોનું અધ્યયન કરવું કે સાંભળવાથી મોક્ષ થાય છે એવું કાંઈ જ નથી, કોઈ વીર પુરુષ થોડું પણ આત્મજ્ઞાન શીખીને વૈરાગ્યમાં તત્પર થઈ તે પ્રમાણે અખંડ સાધના (અભ્યાસ) કરીને આત્મસ્વરૂપ પ્રગટ કરી શકે છે ખાસ તો અભ્યાસ અને વૈરાગ્ય એ બંનેની પરમાવશ્યકતા છે, વૈરાગ્ય વિના અને પ્રબળ પ્રયત્ન વિના કાર્ય સિદ્ધ થતું નથી. માયામાંથી મન વિમુખ થાય અને વૈરાગ્યને પ્રાપ્ત થાય ત્યારે જ આત્માભિમુખ થવાય છે, અને આવી સતત પ્રવૃત્તિ તે જ આત્મ સ્વરૂપ પ્રગટ કરી આપે છે.

એકલા અક્ષરજ્ઞાન કે શબ્દજ્ઞાનના સંગ્રહથી સંતોષ પામવાનું કે હર્ષિત થવાનું નથી પણ તે અક્ષરજ્ઞાનના સારભૂત રહસ્યોને જાણી મનને આત્મામાં અર્પણ કરી દેવાની કે લય કરી દેવાની ખાસ આવશ્યકતા છે. ઘઉં કે ચોખા વિનાના પરાળના ઘાસનો સંગ્રહ કરવાથી શો લાભ છે? આત્માના મનને લીન કરતાં ન આવડે તો શાસ્ત્રોનું અક્ષરજ્ઞાન તે કેવલ પરાળના ઘાસ જેટલું જ ઉપયોગી અને કિંમતી છે. તેનાથી

તેવા શબ્દ જ્ઞાનની વિશેષ કિંમત કંઈ જ નથી, થોડા કે ઘણા શાસ્ત્રના અભ્યાસ કરવા ઉપર આત્મબોધનો આધાર નથી; પણ વીતરાગ ભાવે, અભેદ ભાવે પરિણમવામાં જ શાસ્ત્રની કૃતાર્થતા છે.



[ ૬૪ ]

## જિનેશ્વર ભગવાન એ જ તીર્થ છે!

તીર્થના જ્ઞાન વિના તીર્થમાં ભ્રમણ કરવાથી અજ્ઞાની જીવોને મોક્ષ પ્રાપ્ત થતું નથી. વીતરાગ સર્વજ્ઞ પ્રભુનું જ સ્વરૂપ છે. તે જ ખરી રીતે ગંગાદિતીર્થ છે. નિર્દોષ પરમાત્મ ભાવનાથી ઉત્પન્ન થતા, વીતરાગતાવાળા પરમ આહ્લાદને ઉછાળતા, અને પરમશાન્તિ રૂપ નિર્મળ પાણીનાં ઝરણાં તેમાંથી વહન થઈ રહ્યા છે, જેના બન્ને કિનારા ઉપર ક્ષમા, નમ્રતા, સરળતા. ત્યાગ, વૈરાગ્યાદિ ગુણના સમૂહ રૂપ બાવનચંદન આદિનાં વૃક્ષોવાળા વનોની ઘટાઓ આવી રહેલી છે, જેમાથી વિવિધ આનંદ રૂપ સુગંધિ પરિમળ વહી રહ્યો છે; દેવેન્દ્ર; ચક્રવર્તી, ગણધર, મુનિવૃંદ આદિ ભવ્ય જીવ રૂપ યાત્રાળુઓનો સમૂહ આજુબાજુ આનંદ કરતો જોવામાં આવે છે, શ્રવણને સુખકર દિવ્ય ધ્વનિ રૂપ રાજ હંસાદિ પક્ષીઓના મધુર કલ-રવથી (અવાજ)જેની શોભામાં અપૂર્વ વધારો થઈ રહ્યો છે, એવા અરિહંત વીતરાગ પ્રભુના સ્વરૂપ રૂપ ગંગા નદીમાં ભવ્ય જીવ રૂપ યાત્રાળુઓ સ્નાન કરીને વિવિધ પ્રકારે કર્મ મળને ધોઈ નાખે છે. સાચું આ તીર્થ છે. વીતરાગ દશાવાળા

જિનેશ્વર જ પરમ તીર્થ છે. તેના જેવું સંસાર મહાર્ણવ (મોટોસમુદ્ર) તરવાનું બીજું કોઈ તીર્થ નથી. તે તીર્થમાં વીતરાગ નિર્વિકલ્પ પરમ સમાધિમાં મગ્ન થયેલાઓ પોતાના શુદ્ધ આત્મતત્ત્વના આનંદમાં એક રસ થઈ રહે છે.

એ વીતરાગી શુદ્ધ આત્મા જ ધ્યાન કરવા યોગ્ય છે.

શુદ્ધ આત્મતત્ત્વનું સ્મરણ કરવું, તેની ભાવના કરવી, તે જ તીર્થ છે. વ્યવહારે તીર્થંકર દેવ આદિનાં નિર્વાણ (જ્યાં તે મોક્ષ પામ્યા હોય) આદિ સ્થાનોને તીર્થ કહેવામાં આવે છે. તે તીર્થમાં જઈને પૂર્વે કહેલ આત્મતત્ત્વનું શ્રદ્ધાન, જ્ઞાન અને ક્રિયામાં પ્રવૃત્તિ કરવી. આવા આત્મિક શ્રદ્ધાન, જ્ઞાન અને ધાર્મિક અનુષ્ઠાનો વિના અજ્ઞાની જીવોને તે તીર્થ મુક્તિના કારણ રૂપ લાભપ્રદ થતા નથી વ્યવહાર દૃષ્ટિએ આ તીર્થમાં જનારાઓને આ તીર્થો પુણ્યબંધના કારણ રૂપ થાય.

નોંધ-૧ રાગદ્વેષ જીતનારાઓમા પણ ઈશ્વર તુલ્ય શ્રેષ્ઠ.



## [૬૫]

## આત્મભાનવાળા અને આત્મભાન વિનાના મનુષ્યો

હે મોક્ષકામી! આત્મભાન જાગૃત થયેલા અને નહીં થયેલા મનુષ્યોમાં મહાન અંતર હોય છે. સ્વસંવેદન જ્ઞાની નિરાસક્ત આત્મા ક્યાંય પણ આસક્ત થતો નથી. સ્ત્રી, પુત્ર, બાહ્ય દ્રવ્યની આસક્તિને ત્યાગે છે. દેહ પર પણ તે મમત્વભાવ

કરતો નથી. તે ભેદજ્ઞાની મહાત્મા જડ પદાર્થોને પર વસ્તુ રૂપે અને સ્વને સ્વરૂપે જાણે છે, અનુભવે છે. તેથી તે નિર્મોહી જીવાત્મા કોઈ પણ પર દ્રવ્યમાં મમત્વભાવ કે આસક્તિથી લેપાતો નથી. તે ગૃહસ્થાવાસમાં પૂર્વકર્માનુસાર રહે તો પણ ભોગમાં આસકત થતો નથી અને સતત 'અહં મમ'નો ત્યાગ કરવા પ્રયત્નશીલ રહે છે. જો તે ત્યાગી જીવન જીવનાર હોય તો ત્યાં પણ 'અહંભાવ'ને પોષતો નથી, પણ 'અહંકાર' 'મમકાર'ને સતત ગાળવાનો જ પુરુષાર્થ કરે છે. જ્યારે આત્મભાન વિનાના અજ્ઞાની જીવો દેહાદિ પર વસ્તુઓમાં આસકત થઈને તેને સ્વીકારે છે, સંચય કરે છે. તેને પોતાના માની મમત્વ મુર્ચ્છાભાવમાં આસક્ત બને છે. અજ્ઞાની જીવો વિવિધ પ્રકારના ધાર્મિક અનુષ્ઠાનો કરીને ધનાદિ સુખની કામના કરે છે. આ લોક–પરલોકના ભોગ–સુખ પ્રાપ્ત થવા માટે તે તે ધાર્મિક ક્રિયાઓ કરે છે તે અજ્ઞાની જીવો આ વિશ્વ ઉપર આધિપત્ય સ્થાપવાની કે ભોગવવાની કામના કરે છે, ત્યારે જ્ઞાની જીવો તે વિશ્વનો જ ત્યાગ કરવાની ભાવના રાખે છે અને પ્રયત્ન કરે છે.

હે વિજ્ઞ ! આત્મજ્ઞાન વિનાના ત્યાગીઓ શિષ્યો કરીને તથા પુસ્તકાદિ ઉપકરણો–સાધનોનો સંગ્રહ કરીને હર્ષિત થાય છે ત્યારે જ્ઞાનીઓ પરોપકાર અર્થે અને તેના આત્માનો ઉદ્ધાર થાય તે માટે બાહ્ય વસ્તુઓનો સંગ્રહ કરે છે, છતાં પુણ્ય હેતુ રૂપ જાણીને તેનો સંગ્રહ કરતા જરા પણ મમત્વભાવ કે આસક્તિ ન થાય તે માટે સતત સાવધાન રહે છે. આ વસ્ત્ર પાત્રાદિ ઉપકરણો અને શિષ્ય, શિષ્યાદિ પરિવાર અજ્ઞાની જીવોને મોહ ઉત્પન્ન કરાવી અંતે ઉન્માર્ગગામી બનાવે છે, ત્યારે જ્ઞાનીઓ

મધ્યસ્થભાવે રહીને અથવા પરમ ઉપેક્ષા રૂપ સંયમને ધારણ કરીને બાહ્ય અભ્યંતર સર્વ પરિગ્રહનો ત્યાગ કરે છે અથવા તેવા વિશુદ્ધ સંયમ અને શક્તિના અભાવે સંયમના રક્ષણ માટે તપશ્ચર્યાદિના સાધન રૂપ શરીરના રક્ષણ અર્થે, આહાર, પાણી, સંયમ અને શૌચના ઉપકરણો, જ્ઞાનના સાધનો અને વસ્ત્રાદિ ગ્રહણ કરે છે છતાં તેના પર મમત્વભાવ કે આસક્તિ કરતા નથી.

હે વત્સ ! રોગના ભયથી ભોજનનો ત્યાગ કરનાર તે ઔષધ ખાઈને કે પીને અજીર્ણ ઉત્પન્ન કરે ખરો ? નહિં જ. તેમ જે બુદ્ધિમાન મનુષ્ય મોહના ભયથી વિનયવાન સ્ત્રી આદિનો ત્યાગ કરે તે શું દીક્ષા ગ્રહણ કરી અને ઔષધ તુલ્ય ઉપકરણ ગ્રહણ કરી, અજીર્ણ રોગને સ્થાને તેમાં મોહ, મમત્વ કરે તો તે જ્ઞાની કહેવાય ખરો ? નહિ જ. જ્ઞાની તેમ ન જ કરે.

પ્રભુના માર્ગની દીક્ષા ગ્રહણ કરવા રૂપ મસ્તકનું મૂંડન કર્યા પહેલાં સર્વ ઇચ્છાઓના ત્યાગ કરવા રૂપ મનનું મૂંડન કરવું આવશ્યક છે. આવા બાહ્ય અભ્યંતર ત્યાગ કર્યા વિના જેઓ કેવળ મસ્તકનું જ મૂંડન કરે છે તેઓ પોતાના આત્માને ઠગે છે.

જેઓ પોતાના ગૃહ, સ્ત્રી, પરિવાર આદિનો ત્યાગ કરીને અન્યના પુત્રાદિમાં આસક્ત થાય છે તેઓ પોતાની ભૂજા વડે સમુદ્ર ઉલ્લંઘન કરીને નાના ખાબોચીયામાં ડૂબવા જેવું કરે છે. ગૃહ, સ્ત્રી, પુત્રાદિનો મોહ મમત્વ ત્યાગવો તે મુશ્કેલીનું કાર્ય કરીને દેહને મદદ કરે તેવા સામાન્ય નિર્માલ્ય ઉપકરણાદિ અને શિષ્યાદિમાં આસક્ત થાય તે જ્ઞાની માટે કોઈ પણ પ્રકારે યોગ્ય નથી.

સર્વસ્વનો ત્યાગ કરવા રૂપ પ્રભુનો માર્ગ ગ્રહણ કરીને જેઓ બાહ્ય અભ્યંતર (અંદરનો) પરિગ્રહમાં આસક્ત થાય છે તેઓ વમન કરેલાને પાછું ખાનારાના જેવા છે. જેઓ લાજ, કીર્તિ આદિ માટે પરમાત્માના ધ્યાનનો ત્યાગ કરે છે તેઓ લોઢાના ખીલા જેવા ઇન્દ્રિયસુખને માટે પરમાત્મ જેવા આત્મસ્વરૂપનો ઘાત કરે છે, અર્થાત્ તેઓ આત્મઘાતી છે. ખ્યાતિ, પૂજા, સન્માન, લાભાદિ અર્થે શુદ્ધ આત્મભાવનાનો ત્યાગ કરવો તે શ્રેયકર નથી. જેઓ વિશેષ પરિગ્રહને લીધે પોતાને મોટો પુરુષ માને છે તેઓ ખરી રીતે પરમાર્થને સમજ્યા જ નથી. તો પછી તે પરમાર્થી કેમ કહેવાય? પરમાર્થને જાણવાવાળા પુરુષને નાના મોટાપણુ હોય જ નહિં. કેમ કે તેઓ તો સર્વ જીવોમાં સત્તાશક્તિરૂપ પરબ્રહ્મપણું રહેલું છે તેને જ મુખ્યતાએ જોનારા હોય છે જેઓ જ્ઞાનદર્શન અને આનંદરૂપ આત્મા તરફ પરમ ભક્તિવાળા છે તેઓ આ દેહ રૂપી કોટડી તરફ લક્ષ ન આપતાં દેહના ભેદ વડે આત્માનો ભેદ ન માનતાં પરમ પ્રેમથી આત્માને જ જોવે છે.



[ ૬૬ ]

## વ્યવહાર અને નિશ્ચયથી આત્મસ્વરૂપનું કથન

હે મોક્ષકામી! શ્વેત, લાલ, અને શ્યામ એમ જુદા જુદા વસ્ત્રમાં લપેટાયલા સોળવલ્લા સોનાને વસ્ત્રના લપેટાના ભેદ વડે જુદા જુદા એમ વ્યવહારમાં માનવામાં આવે છે. તેમ જ આ વિશ્વમાં જુદા જુદા શરીરોમાં જુદા જુદા કર્મો વડે બંધાયેલા

અનંત આત્માને વ્યવહારથી જુદા જુદા માનવામાં આવે છે, પણ નિશ્ચય દૃષ્ટિએ વિચારતાં તેઓમાં ભેદ નથી.

વીતરાગ સદાનંદ સુખની સાથે તે સર્વ જીવો વ્યાપક છે અથવા સર્વ જીવની રાશિમાં કેવલજ્ઞાન તત્ત્વ વ્યાપીને રહેલું છે, એટલે સંગ્રહનયની અપેક્ષાએ જ્ઞાનીઓ તે જીવની રાશિને એક માને છે. વન, સેના, મનુષ્ય, જીવ એ સર્વ જાતિની અપેક્ષાએ એક છે અને વ્યક્તિની અપેક્ષાએ અનેક છે. અહીં વ્યક્તિ તે વ્યવહાર છે, જાતિ તે નિશ્ચય છે.

વ્યવહારનયે કેવલજ્ઞાન લોકાલોકનું પ્રકાશક છે. નિશ્ચયનયથી પોતાના શુદ્ધ આત્માને ગ્રહણ કરનાર છે, વ્યવહારથી કેવલજ્ઞાનાવરણે કરીને કેવલજ્ઞાન આચ્છાદિત છે, નિશ્ચયથી આવરણનો જ અભાવ હોવાથી સર્વ જીવો જ્ઞાનમય છે, વ્યવહારે આત્માને જન્મ મરણ છે નિશ્ચય દૃષ્ટિએ આત્માને જન્મ મરણ છે જ નહિં. આત્મા સંકોચ–વિકાસયુક્ત હોવાથી વ્યવહારે દેહ પ્રમાણ છે. મુક્ત અવસ્થામાં છેલ્લા શરીરથી કાંઈક ઓછા પ્રમાણમાં છે. નિશ્ચય દૃષ્ટિએ (જ્ઞાનની અપેક્ષાએ) આત્મા લોકાલોક પ્રમાણે છે. સર્વ જીવો અસંખ્યાત પ્રદેશી છે. જરા પણ કોઈ નાનો મોટો નથી. અસંખ્યાત પ્રદેશમાં જરા માત્ર હાનિ–વૃદ્ધિ થતી નથી.

વ્યવહારે સંસાર અવસ્થામાં સર્વ જીવો કર્મોથી આવરીત છે. નિશ્ચયનયથી કર્મોના અભાવ હોવાથી સર્વજીવો પોતાના જ્ઞાનાદિ અનંત ગુણોથી એક સમાન છે. વ્યવહારથી સંસાર અવસ્થામાં મતિજ્ઞાનાદિજ્ઞાને અને ચક્ષુ આદિ દર્શન જીવના લક્ષણો કહેવાય છે. નિશ્ચય દૃષ્ટિએ કેવલજ્ઞાન કેવલદર્શન એ જીવનું લક્ષણ છે. આથી વ્યવહારે દેહનો ભેદ હોવા છતાં,

કેવલજ્ઞાન કેવલદર્શન રૂપ નિશ્ચય લક્ષણો વડે આત્માનો ભેદ માનવામાં આવતો નથી. સોલવલ્લા સોનાના સમાન ઘણા સોલવલ્લા સોનામાંથી એક પણ સોનું લેતા બાકીના બીજા સોના તેની સાથે આવી જતાં નથી, કેમ કે તે સર્વના પ્રદેશો જુદા જુદા હોય છે. તેમ જ કેવલજ્ઞાન કેવલદર્શન એ લક્ષણ સર્વ જીવોનું સમાન હોવા છતાં એક અમુક જીવને તે જીવની સમુદાયમાથી જુદો કરવામાં આવે તો બાકીના બીજા જીવો તેની સાથે આવતા નથી. કેમકે તેના પ્રદેશો જુદા જુદા છે. આ ઉપરથી જાણી શકાય તેમ છે કે કેવલજ્ઞાન કેવલદર્શન-વાળું લક્ષણ સર્વ જીવોનું સમાન છે તો પણ પ્રદેશોનો ભેદ તો રહેવાનો જ.

●

[ ૬૭ ]

## આત્મા એક છે કે અનેક છે.

હે વિજ્ઞ ! આત્મા (જીવ) અનંતા હોવા છતાં કોઈ સંપ્રદાયવાળા બાહ્ય રૂપ એક જ આત્મા છે એમ કહે છે. તેઓ તે વાતને દૃઢ કરવા તેવી દલીલ કરે છે કે ચંદ્રમા એક છે છતાં પાણીના કુંડા કે ઘડામાં તે અનેક રૂપે ભાસે છે, તેમ આત્મા એક છે છતાં શરીર અનેક હોવાથી તેના જુદા જુદા રૂપે અર્થાત્ અનેક રૂપે તે દેખાય છે. તેઓની આ દલીલ સામે જ્ઞાની જન કહે છે કે—પાણીના અનેક કુંડમાં ચંદ્રના કિરણો રૂપ ઉપાધિના કારણે પાણીનાં પુદ્ગલો જ ચંદ્રના આકારે પરિણમે છે, પણ આકાશમાં રહેલો ચંદ્રમા તે આકારે પરિણમતો નથી.

જેમ દેવદત્ત નામના મનુષ્યના મુખ રૂપ ઉપાધિથી દર્પણના પુદ્ગલો જ મુખના આકારે પરિણમે છે, પણ દેવદત્તનું મુખ અનેક આકારે પરિણમતું નથી, જો દેવદતનું મુખ દર્પણના આકારે પરિણમે તો દર્પણમાં રહેલા મુખનું પ્રતિબિંબ ચેતન્યમય થવું જોઈએ. કેમ કે ચેતન્યનું પ્રતિબિંબ પણ ચેતન જ હોવું જોઈએ પણ તેમ તો થતું નથી, તેવી જ રીતે એક ચંદ્રમાં અનેક રૂપે પરિણમતો નથી. આજ ન્યાયે એક બ્રહ્મ નામનો કોઈ પણ કોઈ રૂપે પ્રત્યક્ષ દેખાતો નથી કે જે ચંદ્રની માફક અનેક રૂપે થઈ શકે. છતાં સર્વ જીવોને સમાન માનવાનું પ્રભુએ કહ્યું છે તેનું કારણ એ છે કે તે તે જીવો પર રાગ-દ્વેષ ન થતાં સમભાવ બન્યો રહે. કોઈ એમ કહે છે કે જ્યાં સુધી આ વિવિધતા છે ત્યાં સુધી રાગ-દ્વેષ થયા વિના રહેતા નથી; માટે એક આત્મ માનવાની જરૂર છે. આના ઉત્તરમાં જણાવવાનું કે જ્યાં સુધી બીજમાં ઉગવાની શક્તિ છે ત્યાં સુધી નિમિત્તો મળતાં તેમાંથી અંકુરાઓ ફૂટવાના જ. પણ જો બીજને રાંધી કે શેકી નાખવામાં આવે તો પછી બીજનો આકાર રહેવા છતાં તેમાંથી અનેક નિમિત્તો મળવા છતાં અંકુરો ફૂટવાના જ નહિ. તેવી જ રીતે આત્મામાં મોહકર્મના નિમિત્તથી જે કર્મગ્રહણની ચોગ્યતાવાળી જે શક્તિ છે તે મોહનો જ્ઞાન, ધ્યાન વગેરેથી નાશ કરવામાં આવે તો પછી હજારો નિમિત્તો અને અનેક વિવિધતાઓ આ વિશ્વમાં હોવા છતાં તેનામાં રાગ-દ્વેષ પ્રગટ થવાના જ નહિ. આ સાચો ઉપાય મૂકી દઈને દેખાતા અનેકને એક મનવાનો અને મનાવવાનો પ્રયત્ન કરવો તે યોગ્ય

નથી. કેટલાક અન્યમતીઓનું કહેવું એમ છે કે આ વિશ્વ જેવું કાંઈ પણ નથી. આત્માની ઉચ્ચ ભૂમિકામાં આ વિશ્વ જણાતું નથી, માટે એક બ્રહ્મ સિવાય બીજું કઈ જ નથી. આ ચરાચર જે કાંઈ દેખાય છે તે સર્વ બ્રહ્મ જ છે.

હે સુજ્ઞ ! આ નિર્વિકલ્પ સમાધિનો વિષય છે, જેમાં આત્મા આત્મરૂપે પ્રકાશી રહે છે. પોતે પોતાના આનંદમાં પરિણમી રહે છે. આ ઠેકાણે કલ્પના કરનાર મનની પણ હયાતી હોતી નથી. આ આત્માની સ્વરૂપસ્થ અવસ્થા છે. એની અંદર મૂંગી શાન્તિ છે. આત્માનો કેવલ આનંદ છે. નિરાકાર સ્થિતિમાં વિભાવિક ઉપાધિનો અંશ પણ ન હોય તે આ સ્થિતિ છે આ આત્માની પૂર્ણ સ્થિતિની એક બાજુ છે. જો આત્માની બીજી બાજુ તપાસવામાં આવે તો તેમાં આ આખું વિશ્વ પ્રતિબિંબની જેમ રહેલું દેખાશે. તે સ્થિતિ તે આત્માની સાકાર સ્થિતિ છે, આત્માની સવિકલ્પ, સ્થિતિ છે, આત્માની જ્ઞાનમય સ્થિતિ છે, આત્માની નિર્વિકલ્પ, નિરાકાર અને કેવલદર્શનમય સ્થિતિમાં કેવલ આત્માનું જ ભાન થાય છે ત્યારે સવિકલ્પ, સાકાર, જ્ઞાનમય સ્થિતિમાં હસ્તામલકવત્ આ વિશ્વ દેખાય છે. ઉપરોક્ત કરેલી શંકા, એ આત્માની એક બાજુ તપાસીને કરેલી છે, પણ જો બીજી બાજુ તપાસી હોત તો આ શંકાને અવકાશ રહેત નહિ અને એક બ્રહ્મની માન્યતાને પણ તેઓ બદલી નાંખત.

હે બુદ્ધિનિધાન ! જેઓ અનેક આત્માઓ ન માનતાં એક બ્રહ્મને માનનારા છે. તેમના મત પ્રમાણે કોઈ પણ એક જીવને જન્મ, મરણ, સુખ, દુઃખ, આદિ થતાં તે જ ક્ષણે સર્વ જીવોને

જીવન, મરણ, સુખ, દુઃખ પ્રાપ્ત થવાં જોઈએ. કેમ કે બ્રહ્મ અખંડ છે, એક છે, તેમાં ખંડ ન પડવો જોઈએ. જે એક થાય તે બધાને થવું જોઈએ પણ તેમ થતું દષ્ટિગોચર પડતું નથી. જો તેઓ બ્રહ્મનું પ્રતિબિંબ શરીરોમાં પડે છે અને તેથી એક ઘડો ફૂટતાં કાંઈ બધા ઘડા ન ફૂટી જાય વગેરે દલીલ કરતા હોય તો તે સંબંધી યુક્તિનું નિરાકરણ ઉપર કહેવામાં આવેલું છે



[૬૮]

## દેહની વિવિધતા જોઈને આત્મભાન ન ભૂલવું

હે મુમુક્ષુ ! કર્મ અને તેના ઉદયથી થતા દેહના ભેદ વડે આ વિચિત્ર પ્રકારના નર, પશુ, દેવ, નારકી આદિ દેહવાળા જીવોના ભેદ થાય છે. આવા ભેદવાળા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય શુદ્રાદિના દેહના ભેદને જોઈને તેની અંદર રહેલા આત્માને તું ભૂલી ન જઈશ અને રાગ–દ્વેષ ન કરીશ. જેઓ દેહના ભેદને લઈને તેના આત્મા ઉપર રાગ–દ્વેષ કરે છે તેઓમાં ખરી રીતે સમ્યગ્ જ્ઞાનાદિ ગુણ પ્રગટયા જ હોતાં નથી. જીવોના સારાં, ખરાબ, નાનાં–મોટાં શરીરો કર્મને લઈને બને છે પણ તેથી જીવાત્માઓ નાના–મોટાં છે એમ માનવાની ભૂલ ન કરવી. તેમજ બાલ, યુવાન, વુદ્ધ ઈત્યાદિ પર્યાયો તે પણ કર્મને લઈને બને છે. આવા વ્યવહારના કર્મથી બનેલા ભેદને જોઈને નિર્મળ જ્ઞાનદર્શન લક્ષણવાળા આત્મામાં ભેદ ન પાડવો. આત્મા તો સત્તાએ (શક્તિ રૂપે) બધા સમાન જ છે. શત્રુ, મિત્ર, સ્વ, પર

વગેરે સર્વમાં સત્તાગતે આત્મા હોવાથી બધાને આત્મિક દૃષ્ટિએ સમાન માનવા.

વીતરાગ સહજાનંદ સ્વભાવમાં શત્રુ, મિત્રાદિ વિકલ્પો હોતા જ નથી. જે નિશ્ચય-દૃષ્ટિએ (આત્મ-દૃષ્ટિએ) સર્વ જીવોને એક સ્વભાવવાળા માનતા નથી તેનામાં સંસાર સમુદ્ર તરવામાં નાવ સમાન સમભાવ રહી શકતો નથી. માટે રાગ-દ્વેષ મોહાદિને ત્યાગી પરમ સમભાવ (ઉદાસીનભાવ) રૂપ શુદ્ધ આત્મામાં સ્થિરતા કરવી.

કર્મો વડે જ જીવોમાં ભેદ પડેલા છે. કર્મ એ શુદ્ધ આત્માનું લક્ષણ નથી. કર્મોથી આત્મા ભિન્ન થઈ શકે છે માટે જીવાત્માના સ્ત્રી-પુરુષાદિ ભેદો દેખીને રાગ-દ્વેષાદિ દુર્ધ્યાન તું ન કરજે.

જાતિની અપેક્ષાએ સર્વજીવને એક માન ભેદ ન કર. અભેદનયની અપેક્ષાએ આ વિશ્વ જીવ-દ્રવ્યોથી ભરેલું છે. તે જીવો દ્રવ્યાર્થિકનયે* શક્તિની અપેક્ષાએ કેવલજ્ઞાનાદિ ગુણ રૂપ છે. તે જીવોનો સમૂહ વ્યવહારે કર્મ કરતો દેખાય છે, તો પણ નિશ્ચયનયે શક્તિરૂપે પરબ્રહ્મ સ્વરૂપ જ છે. આ કારણે (અપેક્ષાએ) તે જીવરાશિને અન્ય દર્શન વાળા કેટલાક પરબ્રહ્મમય જગત છે એમ કહે છે અને કેટલાક વિષ્ણુમય જગત છે એમ કહે છે.

નોંધ-* આત્મ દ્રવ્યની અપેક્ષાએ.



[ ૬૯ ]

## ધ્યાનમાં વિઘ્નભૂત કારણો

હે મોક્ષકામી ! આત્મધ્યાનમાં વિઘ્નરૂપ જે જે કારણો હોય તેનો ત્યાગ કરવાથી જ ધ્યાનના અભ્યાસમાં વિકાસ કરી શકાય છે. રાગ–દ્વેષ આદિ ભાવકર્મ છે. જ્ઞાનાવરણાદિ દ્રવ્ય કર્મ છે. આ બન્નેની સાથે મિથ્યાત્વ રાગાદિ પરિણામે તે પરિણમેલા જીવોનો સંગ આ સર્વનો ધ્યાન કરનારે ત્યાગ કરવો યોગ્ય છે.

ધનુષ્યવિદ્યાનો અભ્યાસી જેમ પોતાના લક્ષને મૂકીને આડીઅવળી ક્યાંય પણ નજર કરતો નથી અને જે લક્ષ બાંધ્યું છે તે સિવાય બીજો વિચાર પણ કરતો નથી, તેથી જ તે પોતાનું લક્ષ વિંધી શકે છે. નહિંતર તે પોતાનું લક્ષ ચૂકે છે, તેવી જ રીતે આત્મધ્યાનના અભ્યાસીએ પોતાની ત્રિગુપ્તિવાળી સમાધના લક્ષમાં સર્વ સંગનો ત્યાગ કરીને એકતાર (તન્મય) થવું જોઈએ. જો તેમા તે તન્મય ન થાય તો તે સમાધિની તેને પ્રાપ્તિ થતી નથી.

રાગ–દ્વેષવાળાં પરિણામ તે પરદ્રવ્ય છે. તે પરદ્રવ્યની ચિંતા (વિકલ્પો) કરનાર રાગ–દ્વેષાદિ કલ્લોલવાળા વિભાવ સમુદ્રમાં પડે છે. રાગ–દ્વેષાદિમાં પરિણમેલાં મનુષ્યોનો સંગ તો જ્યારે પોતાનું આત્મભાન ભૂલાયેલું હોય ત્યારે જ વ્યાકુળતાનું કારણ બને છે. તે વખતે પણ જો આત્મ જાગૃતિ હોય તો તેઓ દુઃખરૂપે કે વ્યાકુળતાના કારણરૂપ થતા નથી, પણ

પોતાના રાગ–દ્વેષવાળા પરિણમો તો અવશ્ય પોતાને હાનિકારક બને છે.

જેમ અગ્નિ લોખંડની સંગત કરવાથી હથોડાના ઘા વડે કુટાવા, પીટાવાની દુઃખદાઇ દશા પામે છે તેમ રાગ–દ્વેષવાળા મનુષ્યોના સંગથી ધ્યાની આત્માને વિઘ્ન ઉપજે છે. દુર્ધ્યાન ધરવું તે જ ખરી રીતે પર–સંગ છે. વ્યવહાર દૃષ્ટિએ પરભાવમાં પરિણમેલા મનુષ્યો એ પર–સંગ છે. આ બન્નેનો ધ્યાનના અભ્યાસીએ ત્યાગ કરવો જોઇએ.



## [૭૦]

## આત્માર્થીઓએ મોહનો ત્યાગ કરવો જોઇએ

હે ગુણજ્ઞ! મોહ એ જ આત્માનો મોટામાં મોટો શત્રુ છે. તે મોહને જીતવાથી જ આત્માનું શ્રેય થાય છે. તે મોહ જીતવા યોગ્ય છે. મોહમાં આસક્ત બનેલું આ જગત અનેક પ્રકારના વ્યાકુલતા ઉત્પન્ન કરનાર શારીરિક, માનસિક દુઃખો ભોગવી રહ્યા છે. તે તરફ દૃષ્ટિપાત કર; અને સાવધાન થા. શરીરના પોષણ યોગ્ય આહારાદિમાં પણ હે મતિમાન! તું મોહ (સ્નેહ, રાગ) ન કરજે. સ્વાદિષ્ટ ભોજનની ઇચ્છાનો પણ ત્યાગ કરજે. સરસ આહાર મળ્યાથી હર્ષિત ન થઇશ. નીરસ આહાર મળવાથી કષાય ન કરજે. બન્ને સમયે સમભાવમાં સ્થિર રહેજે. જે પ્રસંગે જે ભાગ્યયોગે મળે તેમાં સંતોષ માનજે. રૂપમાં આસક્ત થયેલાં પતંગિયાં, નાદમાં (શબ્દમાં) આસક્ત થયેલા

મૃગલાં, સ્પર્શમાં આસક્ત થયેલાં હાથીઓ અને ગંધમાં આસક્ત થયેલાં ભ્રમરાઓ, અને રસમાં આસક્ત થયેલા માછલાંઓ પોતાના જીવનને ખતરામાં નાંખે છે. હે પ્રભુના માર્ગના પ્રવાસીઓ! વિષયોની આસક્તિથી તમારે દૂર રહેવું જોઈએ. કેવલ વિષયોથી જ નહિ, પણ વિષયોના ચિંતન રૂપ દુર્ધ્યાનથી પણ તમારે દૂર રહેવું. આત્મા ઇન્દ્રિયોના વિષયોથી પર છે. આ વિષયોના દુર્ભેદ્ય પહાડોને (પર્વતોને) ઉલ્લંઘન કરવા જ જોઈએ, તો જ ઈષ્ટની સિદ્ધિ થાય.

હે વત્સ! લોભનો પણ ત્યાગ કર. લોભ આત્માનો હિતકારી નથી. લોભમાં આસક્ત બનેલું જગત અનેક પીડાઓ સહન કરી રહેલ છે તે તરફ દૃષ્ટિપાત કર. લોભની પરિણતીને લઈને જીવો નરક તિર્યંચાદિ ગતિમાં ઘણા કાળ સુધી વિવિધ દુઃખ સહન કરે છે.

હે મુમુક્ષુ! સ્નેહ (રાગ) નો ત્યાગ કર. સ્નેહ આત્મ-હિતકારી નથી. સ્નેહમાં આસક્ત થયેલું જગત આત્મભાવનાથી વિમુખ થઈને વિવિધ પ્રકારના શારીરિક, માનસિક દુઃખોને સહન કરે છે તે તરફ દૃષ્ટિપાત કર. જ્યાં સુધી આ જીવ કોઈ પણ પદાર્થ કે વ્યક્તિનો સ્નેહ કરતો નથી ત્યાં સુધી જ તે સુખી છે. જ્યાં સ્નેહથી હૃદય વીંધાયુ કે પછી પગલે પગલે દુઃખ થવાનું જ છે.

પાણીથી સિંચાવું, લાટ વડે દળાવું અને યંત્ર વડે પીલાવું આ સર્વ દશા તેલને સ્નેહના (તેલ–ચીકાશના) કારણે જ થાય છે તેમ આત્મભાન ભૂલીને પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં સ્નેહ

કરનાર, આસક્ત થયેલા જીવો નરકાદિ ગતિમાં યંત્રોથી પીલાય છે, કરવતથી વિદારાય છે, અને શૂળી આદિ ઉપર ચડાવવામાં આવે છે. આમ અનેક પ્રકારના દુઃખો ભોગવે છે. જેઓ યૌવનરૂપ મહાસમુદ્રને સમ્યક્ જ્ઞાનદર્શન ચારિત્રરૂપ અમૂલ્ય કિરિયાણાથી પૂર્ણ, શુદ્ધ આત્મભાવનારૂપ વહાણ વડે લીલા (રમત) માત્રમાં તરી પાર પામે છે તે જ સત્પુરુષ છે. તેવાઓને ધન્ય છે. તેવા ઉત્તમ પુરુષો વડેજ આ પૃથ્વી રત્નગર્ભા નામ ધારણ કરે છે.



## [૭૧]
## જીવોની બેદરકારી

હે મોક્ષકામી ! જેને દુઃખ સારું નથી લાગતું કે દુઃખ સહન નથી થાતું તેઓએ દુઃખ ઉત્પન્ન થાય તેવાં કર્મો ન કરવાં જોઈએ. આર્ત–રૌદ્ર પરિણામવાળા દુર્ધ્યાનના ફંદામાં ફસાયેલું આ સર્વ જગત કર્મના નવીન બંધનમાં બંધાતું જાય છે, જકડાતું જાય છે. બંધનો શિથિલ થાય કે બંધનથી મુક્ત થવાય તેવા આત્મિક જ્ઞાનનો કે આત્માનો એક ક્ષણવાર પણ તેમને વિચાર આવતો નથી. અહો ! કેવી બેદરકાર ભરેલી બહિરાત્મભાવની ભાવના ? આ બાહ્ય દૃષ્ટિવાળા જીવો સ્ત્રી–પુત્રાદિમાં કેવા આસક્ત થઈ રહ્યા છે ! ! તેના ફળરૂપે તેઓ શરીર સંબંધી અને મન સંબંધી કેવા ભયંકર દુઃખો સહન કરે છે ? આ જીવો જ્યાં સુધી આત્મભાવમાં–આત્મભાનમાં

જાગૃત થઈને સ્વાનુભવરૂપ સ્વસંવેદન જ્ઞાનને પ્રાપ્ત નહિ કરે ત્યાં સુધી આ ચોરાશી લક્ષ જીવાયોનિમાં પરિભ્રમણ કર્યા જ કરવાના. હે મોક્ષકામી! આ શરીર, પરિવાર, ઇષ્ટ મિત્રો અને ગૃહાદિને પોતાના માનવામાં તથા તેમાં આસક્ત થઈ મમત્વભાવ કરવામાં જીવો મહા ભૂલ કરે છે. જે પર છે તે કોઈ કાળે પોતાનું થવાનું જ નથી, છતાં રાગી–મોહી જીવો તે સમજી શકતા નથી તે જ ખેદનો વિષય છે. એ સર્વ પર–દ્રવ્યો કર્મના ઉદયથી બનેલા છે અને કર્મને જ આધીન છે, બનાવટી છે, અને મોહ ઉત્પન્ન કરનાર અને વિનાશીક છે. એક આત્મા જ સહજ, અવિનાશી અને અમર છે. આ જડ વસ્તુઓનું ચિંતન કરવા કરતાં અનંત શક્તિવાન આત્માનું જ ચિંતન હે ભવ્યો! તમે કરો. હે ભવ્યો! તમે જેનું જેવા ભાવે ચિંતન કરશો તેવા જ તમે થઈ શકશો. માટે ભ્રાંતભાવનાને ત્યાગી અવિનાશી આત્માના ચિંતનમાં હે ભવ્યો! લીન બનો અગર સુખી થવું છે તો.



[ ૭૨ ]

## દ્રવ્ય, ભાવ હિંસાનું વર્ણન

હે મુમુક્ષુ! રાગ–દ્વેષાદિ વિભાવ પરિણામ કરવા તે નિશ્ચયથી હિંસા છે, તેથી શુદ્ધ આત્માના પ્રાણની હિંસા થાય છે, અને રાગાદિ વિભાવ પરિણામોના અભાવવાળી માનસિક સ્થિતિ તે નિશ્ચય અહિંસા છે કેમ કે તેથી શુદ્ધ ચૈતન્ય પ્રાણની રક્ષા થાય છે. હાથમાં તપાવેલા લોખંડનો ગોળો પકડનારના હાથ

અવશ્ય બળે છે, પછી બીજાને તેનાથી નુકસાન થાય કે ન પણ થાય. તેવી રીતે મિથ્યાત્વ રાગાદિમાં (મમત્વભાવના) પરિણામ પામનાર શુદ્ધ આત્મપ્રાણની હિંસા અવશ્ય થાય છે. બાહ્યથી કોઈ પણ પ્રાણીના એકાદ અવયવનો કે સર્વથા પ્રાણનો નાશ કરવાથી હિંસા થાય છે. આ વ્યવહાર હિંસા કરતાં પણ નિશ્ચય હિંસા વિશેષ દુઃખદાતા છે. તેથી પોતાના કે પરના બાહ્ય કે અભ્યંતર (અંદરના) કોઈ પણ પ્રાણને હાનિ ન પહોંચે તેવું વર્તન કરવાની પરમાવશ્યક્તા છે. જેઓ બીજાને દુઃખ આપે છે કે આપવાની ઇચ્છા કરે છે તેઓ, તેના કરતાં જઘન્યથી દસગણું અને તીવ્રભાવે કરેલા કર્મનું સોગણું, હજારગણું કે લાખગણું દુઃખ પામે છે. પોતાના આત્મિક પ્રાણની હિંસાથી આત્મજ્ઞાન આવરીત થવાથી પ્રગટ થતું નથી. મિથ્યાત્વ (વિપરીત બુદ્ધિ) વિષય (શબ્દાદિ પાંચ ઇન્દ્રિયોના વિષય) કષાય (ક્રોધ, માન, માયા, લોભ.) વાળાં મનોભાવ (પરિણામ) કરવાં તે નિશ્ચયથી આત્મની ઘાત કરવા બરાબર છે. જ્યારે બીજાના ઇન્દ્રિય, મન, વચન, કાયા, આયુષ્ય અને શ્વાસોશ્વાસ રૂપ દશ પ્રાણનો વિનાશ કરવા રૂપ હિંસા તે વ્યવહાર હિંસા છે. તેથી અધોગતિની પ્રાપ્તિ થાય છે.

નિશ્ચયથી વીતરાગ નિર્વિકલ્પ સ્વસંવેદન અર્થાત્ સ્વ-અભયદાન છે, તેનું ફળ મોક્ષની પ્રાપ્તિ છે. વ્યવહારથી અન્ય પ્રાણીઓના દશ પ્રાણની રક્ષા કરવી તે અન્ય જીવોને અભય દાન આપવું તે અહિંસા છે. તેનું ફળ સ્વર્ગની પ્રાપ્તિ અને મનુષ્ય જીવનમાં વૈભવાદિ મળે છે.

[૭૩]

## પદાર્થોની ક્ષણભંગુરતા

હે મોક્ષકામી! શુદ્ધ આત્મ સિવાય પાંચ ઇન્દ્રિયોના વિષયો ક્ષણભંગુર અને વિનાશ પામનારા છે, માટે તેવા અનિત્ય અને વિનાશી પદાર્થોમાં સુખ પ્રાપ્ત કરવાની આશા રાખવા રૂપ ફોતરાં ખાંડવાનું ત્યાગી દેવું જોઈએ. સર્વ વસ્તુને અનિત્ય સ્વભાવવાળી જાણીને અવિનાશી એવા શુદ્ધ આત્મ-પ્રાપ્તિના ઉપાયભૂત સમ્યગ્ શ્રદ્ધા, જ્ઞાન અને ચારિત્રમાં પ્રીતિ કરવી. આત્મ સિવાય મન, વચન, કાયાના વ્યાપારવાળી (વ્યવહારવાળી) બધી પ્રવૃત્તિ વિનાશ પામનારી છે. આત્મા સિવાય બીજું બધું નાશવાન છે અને એક આત્મતત્ત્વ જ સ્થિર અને નિત્ય છે. આ શરીર પણ ભવાંતરમાં આત્માની સાથે જતું નથી માટે વિવેકીજનોએ શરીર પર પણ મમત્વભાવ (મારાપણાનો ભાવ) કે રાગ કરવો નહિ.

આ સુંદર દેવાલયો, આનંદિ મૂર્તિઓ, વિવિધ પ્રકારનાં શાસ્ત્રો, ઉપદેશક ગુરુઓ, શાંતિના સ્થાનરૂપ તીર્થો, લખેલાં સિદ્ધાંતો, પુષ્પિત અને ફલીત થયેલા વનો—બાગબગીચાઓ તે પણ કાળરૂપ અગ્નિમાં ઈંધનરૂપ થઈ વિનાશ પામશે.

આત્મમાર્ગમાં આગળ વધવામાં સાધનરૂપ મનાતા દેવાલયાદિને પણ અનિત્ય જાણી શુદ્ધ આત્મભાવના કરવાના અવસરે તેમાં પણ મોહ ન રાખવો એ કહેવાનું તાત્પર્ય છે.

એક શુદ્ધ આત્મદ્રવ્યને મૂકીને આ વિવિધ આકારમાં

ગોઠવાયેલું, રચાયેલું જગત–જગતના પદાર્થો ક્ષણભંગુર હોવાથી વિનાશ પામનાર છે.

પ્રાતઃકાળમાં જે પદાર્થો પોતાની મોહક સૌંદર્યતાથી પૂરબહારમાં ખીલી રહેલા દેખાય છે તે જ પદાર્થો સૂર્ય અસ્ત થવાના સમયે જોતાં તેના તેવા સ્વરૂપમાં ટકી રહેલા જણાતા નથી. અહા! પદાર્થોની કેવી અનિત્યતા, ધન, યોવનની કેવી ક્ષણિકતા છે!



## [૭૪]
## ત્યાગ અને પરોપકારનો ઉપદેશ

ધર્મના માર્ગમાં પ્રયત્ન કરો. પ્રભુના માર્ગના પ્રવાસીઓને ભોજન, વસ્ત્ર, સ્થાન આદિ આપવા, અપાવવા રૂપે મદદગાર થાઓ. ધન યૌવનમાં તૃષ્ણા ન રાખો. વિષય–રાગને હઠાવો. સર્વસંગનો ત્યાગ કરીને નિર્વિકલ્પ સમાધિમાં રહો.

જેણે ગૃહસ્થાશ્રમમાં રહીને દાન, શિયળ, તપ અને ભાવરૂપ ધર્મ નથી કર્યો, અગિયાર પ્રતિમા વહન કરવારૂપ શ્રાવકધર્મ નથી પાળ્યો, વિવિધ પ્રકારે તપશ્ચર્યા નથી કરી, સાધુપણું લઈને ઇચ્છાના નિરોધ કરવા રૂપ આશ્રવોને નથી અટકાવ્યા, અને આત્માના ધ્યાનમાં રહી આત્માને ઉજ્જ્વલ નથી બનાવ્યો તેઓનો જન્મ નિરર્થક ગયો છે. તેઓનું જીવન જરારૂપ ઉધેઈથી ખવાયેલા લાકડાની માફક નિઃસત્વ બનશે,

નાશ પામશે, અને શરીરાદિકનો દુરુપયોગ કરવાના ફળરૂપે તે ગૃહસ્થ અથવા ત્યાગીને ભવભ્રમણ કરવું પડશે.

જિનપદની ભક્તિ કરો. તેમના કહેલાં ધર્મમાં પ્રીતિ કરો. ધર્મમાં આડે આવનારને દૂર કરો. વિઘ્નોને હઠાવો, ધર્મમાં મદદ કરનાર તરફ પ્રેમ કરો. આ વિષયો તરફ મનુષ્યો જેટલી લાગણી રાખે છે તેટલી જો ધર્મ તરફ લાગણી ધરાવતા હોય તો આ દુઃખમય સંસારમાં પરિભ્રમણ કરવું ન પડે. આ દુર્લભ જીવન પામીને, નિર્વિકલ્પ સમાધિના બળે કરી, રાગ-દ્વેષોને હઠાવીને જેણે મનની શુદ્ધિ નથી કરી તેણે ખરેખર પોતાના આત્માને ઠગ્યો છે. ખરેખર તે પોતે જ ઠગાયો છે.

જે મનુષ્ય મનથી બંધાયેલો કે લપાયેલો છે તે ખરેખર બંધાયેલો કે લેપાયેલો જ છે અને જે મનુષ્ય મનથી છૂટો થયેલો છે તે ખરેખર મુક્ત થયેલો છે તેમા જરા પણ સંદેહ જેવું નથી. મનની મલિનતાથી જ આત્મા મલિન થાય છે.

હે મોક્ષકામી! આ પાંચ ઇન્દ્રિયો રૂપી કુરંગોને (હરિણોને) તું છૂટાં ન મૂકીશ તે પોતાની ઇચ્છાનુસાર ફરી રહ્યા છે તેને પાછાં વાળ કાબૂમાં કર. જો તેને બાંધી નહિં રાખે તો તે આટલી બધી મહેનત કરી તૈયાર કરેલું ધર્મ રૂપ વનને તે ચરી ખાશે અને ફળ રૂપે તારા હાથમા તેમાંથી કાંઈ પણ આવશે નહિ.

મનની ગતિ બહુ વિષમ છે. વાદરા જેવું આ ચપળ મન શુદ્ધ આત્મભાવમા સ્થિર રહેતું નથી. ઇન્દ્રિયોના વિષયોમાં સુખ છે એમ માનીને તે તરફ વારંવાર દોડે છે, પણ છેવટે

મૃગતૃષ્ણા (ઝાંઝવાનાં જળની)ની જેમ તેના હાથમાં કાંઈ આવતું નથી. દોડી દોડીને નિરાશ થાય છે. આ મન રૂપ હરણની ગતિ સાચા સુખ તરફ વાળવામાં આવે તો જરૂર તેને સાચું સુખ મળે. મનની ગતિ બદલવામાં આવે તો પ્રથમ જેને લોકો કામી, ક્રોધી, વિષયી વગેરે ઉપનામોથી સંબોધન કરતા હતાં તે જ લોકો તેને ક્ષમાવાન, નમ્ર, સરલ, બ્રહ્મચારી, જ્ઞાની, ધ્યાની, યોગી, સમાધિષ્ટ વગેરે ઉપનામોથી સંબોધન કરશે. મનની દિશા બદલાતાં તે મનુષ્યનું બધું જીવન બદલાઈ જશે. મનુષ્યનું ખરું હથિયાર મન છે. મનને શુદ્ધ આત્માના ધ્યાનમાં લગાડો તો તે પુરુષ પણ ધ્યાની કહેવાશે. મનને નિર્વિ-કલ્પ સમાધિમા જોડી દો. તો તે મનુષ્ય સમાધિષ્ટ કહેવાશે. એક મનને બદલાવતાં આખી બાજી બદલાઈ જાય છે.



[૭૫]

## આત્મભાન જાગૃત કરનાર બોધ

હે આત્મભાન ભૂલેલા જીવ ! તું તારે હાથે તારી ગરદન પર કુહાડો ન માર. આ વિષયો સંબંધી સુખ થોડો સમય જ રહેનાર છે, કાં તો તે વસ્તુનો વિયોગ થશે અગર તારી ઇન્દ્રિયોનું બળ નાશ પામશે. તે નિમિત્તે રાગ-દ્વેષ કરીને ઉપાર્જન કરેલાં કર્મો ઉદય આવશે ત્યારે તું નિર્બળ થઇ જઈશ. એ દુ:ખ ભોગવતાં તું પામર બની જઇશ. બીજાની દયા માગીશ પણ તે સમયે તારાં ઘોર કર્મોને લીધે કોઈ ને દયા નહિં આવે. કરેલ કર્મ ભોગવવાં જ પડશે. એ વખતે તું ઝુરીશ, રડીશ,

પશ્ચાતાપ કરીશ પણ તે સર્વ અરણ્ય રુદન સમાન નિરર્થક જશે અને કરેલ કર્મ તો ભોગવવું જ પડશે. સુખ પછી દુઃખ તો આવવાનું જ, એ આત્મિક સુખ હોત તો તો દુઃખ ન આવત પણ આ તો ઈન્દ્રિયજન્ય સુખ, તે ભોગવતાં તો રાગ-દ્વેષ થાય અને નવીન બંધન બંધાય—આ સુખ ભોગવીને પછી દુઃખ પેદા કરવું તે જ પોતાને હાથે પોતાની ગરદન પર કુહાડો મારવા સમાન છે. અરે! કિંપાકના ફળોની જેમ દેખવામાં સુંદર પણ પરિણામે વિષ તુલ્ય વિષયોનો જેઓ સમજીને ત્યાગ કરે છે તેઓને ધન્ય છે. તેઓ જ સત્યને સમજ્યા છે અને સત્યને તેઓ જ પામશે.

હે મુમુક્ષુ! આ પાંચ ઇન્દ્રિયોનો માલિક મન છે વિવેક જ્ઞાનરૂપી શસ્ત્ર વડે તું તેને સ્વાધીન કર. મૂળનો નાશ થવાથી જેમ ડાળી પાદડા વગેરે પોતાની મેળે જ સૂકાઈને નાશ પામે છે તેમ આ વિકારી મન એ મૂળ સમાન છે, તે વડે જ ઇન્દ્રિયોને મદદ અથવા વિકારી વૃત્તિઓને પોષણ મળે છે. આ વિકારી મનનો નાશ કરવાથી, તેને વશ કરવાથી બધી ઇન્દ્રિયો પોતાને સ્વાધીન થાય છે. આ ચંચળ મન જે જે ઉપાયો વડે વશ થાય તે તે ઉપાયો પ્રયોજવા, અને તે સ્વાધીન ન થાય ત્યાં સુધી કોઈ પણ રીતે પાછું હઠવું નહીં અને વિશ્રાંતિ પણ ત્યાં સુધી ન લેવી. અખંડ અને અવિશ્રાંત પ્રયત્નથી કાર્ય અવશ્ય સિદ્ધ થાય છે.

હે મોક્ષકામી! આ બહિર્મુખ ભાવે તું કેટલો કાળ ગુમાવીશ. જ્ઞાનીઓનો સમાગમ કર. તેમ કરવાથી નિયમપૂર્વક અનંત જ્ઞાનાદિ ગુણ પ્રગટશે.

શુદ્ધ આત્મભાવ તરફની પ્રવૃત્તિ ન મૂકીશ અને મિથ્યાત્વ રાગાદિમાં પ્રવૃત્તિ ન કરીશ. જેઓ વિષય કષાયને આધીન થઇને પોતાના આત્મામાં લીન થતા નથી તેવા વ્યાકુળ ચિત્તવાળા જીવો અનેક પ્રકારે પરાધીન દશા ભોગવી રહેલા છે તે તરફ દૃષ્ટિપાત કર.

કાળ અનાદિ છે. જીવ પણ અનાદિ છે. સંસાર પણ અનાદિ છે. તે અનાદિકાળમાં રાગાદિને વશ થઈ શુદ્ધ આત્મભાવથી ભ્રષ્ટ થયેલા આ જીવે એક પરમ પુરુષ વીતરાગ દેવ અને બીજું સમ્યગ્ દર્શન એ બે વસ્તુ પ્રાપ્ત કરી નથી. તેની જો પ્રાપ્તિ થઇ હોત તો આવાં કિલિષ્ટ દુઃખો સહન કરવાનો વારંવાર વખત ન આવત.

●

[ ૭૬ ]

## ગૃહવાસ એ પાશ છે

હે મુમુક્ષુ ! આ ગૃહવાસને આત્મ હિતકારી ન માનીશ. ગૃહ તે ગૃહ નથી પણ સ્ત્રી તે ગૃહ છે. આ ગૃહવાસ અનેક ભૂલો અને દુષ્કર્મોની ઉત્પતિનું સ્થાન છે. અજ્ઞાની જીવોને બંધનમાં નાખવા માટે કર્મોએ તે પાશ રચેલો છે. આ પાશને મોહની સાંકળ વડે બાંધેલો હોવાથી મજબૂત અને નિશ્ચળ છે, મોટા ચૌદપૂર્વ ધર જેવા જ્ઞાનીઓ પણ કિલિષ્ટ કર્મના ઉદયે આત્મભાન ભૂલી આ પાશમાં સપડાય છે, માટે આત્મભાન જાગૃત રાખીને તું આ પાશથી દૂર રહેજે.

[ ૭૭ ]

## દેહ પણ આપણો નથી

હે બુદ્ધિનિધાન ! આ શરીર આપણું નથી તો તેનાથી અલગ (જુદા) પદાર્થો તો પોતાના કેવી રીતે હોય ? દૂધ અને પાણીની જેમ આ શરીર આત્માની સાથે એકરસ થયેલ દેખાય છે પણ શરીર તે જીવ થતું નથી અને જીવ તે શરીર રૂપ થતો નથી એમ જાણીને શરીર તથા શરીરનાં સુખનાં સાધનો માટે તું શુદ્ધ આત્મભાવનાનો ત્યાગ ન કરજે. આત્મા ભાવના કર. હું આત્મા છું, શુદ્ધ આત્મા છું, નિરંજન છું, નિરાકાર છું, જ્યોતિ સ્વરૂપ છું, અજર છું, અમર છું, અવિનાશી છું, અખંડ છું, જ્ઞાનમય છું, આનંદ સ્વરૂપ છું એવી ભાવના કર. એ ભાવનામય થા. આ આત્મભાવનાની પ્રબળતાથી આત્મા તદ્રૂપ થઈ રહે છે. માટે બીજી ચિંતા મૂકી દે. બાહ્ય પદાર્થના ચિંતનથી શાંતિ મળતી નથી, પણ ઊલટું બંધન વધે છે મનુષ્યોનું શરીર બહારથી જ સારું દેખાય છે. એને દાટવામા આવે તો જમીનમા જ કોહાઈને માટી રૂપ બની જાય છે. બાળવામા આવે તો રાખ થાય છે. પશુઓમાં હાથીના દાંત, ગાય, ભેંસ, હરણ, વાઘ આદિનાં ચામડા અને ચમરી ગાય પ્રમુખના વાળ પણ બીજાને કાઈક ઉપયોગી થાય છે, પરંતુ મનુષ્યના શરીરમાં એટલું પણ સારપણું નથી. ઘુણથી ખવાયેલી શેરડી વાવવાની જેમ પરલોકના હિત માટે સાધન કરવા રૂપ બીજ વાવીને અસાર શરીરને પણ શેરડીની માફક

સારભૂત કરવું. કહે છે કે ઘુણે ખાધેલી શેરડી નકામી ન જવા દેતાં તે શેરડીની ગાંઠો બીજ રૂપે વાવવાથી શેરડી વધારે સારી પેદા થાય છે તેમ સાર વિનાના મનુષ્ય દેહમાં રહીને પણ જ્ઞાનાદિ રત્નત્રયની ભાવના કરવામાં આવે તો તે ભાવનાના બળ વડે સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિ રૂપ ફલ મેળવી શકાય છે.

હે મુમુક્ષુ! મનુષ્યો આ શરીરને સ્નાન કરાવે, તેલાદિથી મર્દન કરે, વસ્ત્રાભૂષણોથી શરીરને સુશોભિત કરે, અને અનેક પ્રકારના સ્વાદિષ્ટ ભોજન ખવરાવે તો પણ દુર્જન મનુષ્યને કરેલા ઉપકારની જેમ આ બધું વ્યર્થ જ જવાનું. છતાં પણ દુર્જન જેવા આ દેહને જરૂરિયાત જેટલું ભોજન, પાન, વસ્ત્રાદિ આપીને આ નાશવાન શરીરની સહાયતાથી સ્થિર મોક્ષ પ્રાપ્ત કરી લેવું. અશુચિથી ભરપૂર શરીરથી પવિત્ર શુદ્ધ આત્મસ્વરૂપ પ્રગટાવવું અને નિર્ગુણ શરીરની સહાયતા વડે કેવલ જ્ઞાનાદિ સદ્‌ગુણો સાધ્ય કરી લેવા તે વિવેકવંતોનું કર્તવ્ય છે. અસ્થિર દેહ વડે સ્થિરમોક્ષ, મલિન દેહ વડે નિર્મલ જ્ઞાન અને નિર્ગુણ દેહ વડે કેવલ જ્ઞાનાદિ ગુણોની પ્રાપ્તિ થતી હોય તો તેમ શા માટે ન કરવું અર્થાત્ કરી જ લેવું.

હે બુદ્ધિનિધાન! આ શરીર અનેક ઠેકાણે જીર્ણ થઈ ગયેલ છે. કાયા નગર નવ દ્વારવાળું અને રોમાદિવાળા કરોડો છિદ્રોથી ભરપૂર છે. મળમૂત્ર વિષ્ટાદિથી ભરેલું છે. એમ જાણ્યા પછી તેના ઉપર રાગ કેમ કરાય ? આત્મા જન્મ, જરા, મરણાદિ છિદ્રો વિનાનો છે. કર્મરહિત હોવાથી પવિત્ર છે. શરીર ઉપર રાગ ન કરતાં આત્મા ઉપર રાગ, પ્રેમ કરો. દેહદષ્ટિ ત્યાગી આત્મદષ્ટિ કરો. દેહ દુઃખરૂપ છે. અશુચિથી ભરપૂર

છે. આત્મા સુખ સ્વરૂપ છે. પવિત્ર છે. નિર્મળ છે. શરીર જુગુપ્સા ઉત્પન્ન કરે તેવું છે.

આત્મા આનંદ સ્વભાવવાળો છે. માટે દેહ પર મમત્વ ન કર. અનંત ગુણમય આત્મા સાથે પ્રીતિ કર. ઇન્દ્રિયાધીન પુદ્ગલિક સુખ છે તેનું ચિંતન કરવાથી હૃદય શાંત થશે નહિ, તેના ત્યાગથી જ શાન્તિ પ્રાપ્ત થશે. અગ્નિ લાકડાથી અને સમુદ્ર પાણીથી તૃપ્ત થતો નથી તેમ જ કામભોગથી આત્માને તૃપ્તિ થતી નથી, પણ અતૃપ્તિ વધે છે. આત્માની પ્રીતિ સ્વાધીન છે, નાશ ન પામે તેવી છે, વિઘ્ન વિનાની છે. વિષયની પ્રીતિ પરાધીન છે, તૃપ્ત ન થાય તેવી છે, અને અનેક વિઘ્નોથી ભરપૂર છે.

સંસાર સમુદ્ર છે. મન એ પાણી છે. આત્મારૂપ રત્ન એ સમુદ્રમાં પડ્યું છે. કર્મરૂપ જળચર જીવોનો ઉપદ્રવ વિશેષ છે. વિષય કષાયરૂપ પવન ફૂંકાય છે. આ પવન વડે મનરૂપ પાણીને જે ઉછાળવા દેતો નથી, જડ–ચેતનના વિવેક વડે આસક્તિ, મમત્વભાવ, રાગાદિ મળને ધોઈ નાખે છે, તે તેની નીચે રહેલા આત્મારૂપી રત્નને પ્રત્યક્ષ અનુભવે છે. જેનું મન નિર્મળ છે, તેને શુદ્ધ આત્મા પ્રત્યક્ષ અનુભવવામાં આવે છે.



[૭૮]

## પાંચ ગુણયુક્ત વ્યક્તિ જ ધ્યાન કરવાનો અધિકારી છે

"વૈરાગ્યં, તત્ત્વ વિજ્ઞાનં, નૈર્ગ્રન્થ્યં વશ ચિત્તતા,
જિત પરીષહત્વં ચ પંચૈતે ધ્યાન હેતવઃ"

હે મોક્ષકામી ! જે વ્યક્તિમાં વૈરાગ્ય, તત્ત્વજ્ઞાન, નિર્ગ્રંથતા, સ્વાધીન મન, પરીષહ પર વિજય કરવાની શક્તિ એ પાંચ ગુણો હોય તે જ ધ્યાન કરવાનો અધિકારી છે. ધ્યાન–સમાધિ કરનારમાં પ્રથમ વૈરાગ્યની જરૂર છે.

(૧) આ વૈરાગ્ય સંસારનું સ્વરૂપ જાણ્યા પછી જ પ્રગટ થાય છે. સંસારની ક્ષણભંગુરતા, સંયોગનો વિયોગ, વિષયનોનું વિરસપણું, સંપત્તિની પાછળ રહેલી વિપત્તિ અને મનુષ્યોનો સ્વાર્થપૂરતો સંબંધ, આ બધું અનુભવે સમજ્યા પછી સંસારનું સ્વરૂપ કંટકાકીર્ણ અને અસાર જણાયા પછી જે વૈરાગ્ય પ્રગટે તે શરૂઆતનો વૈરાગ્ય ઘણો ઉપયોગી છે. આત્મતત્ત્વના બોધથી તત્ત્વદૃષ્ટિ પ્રાપ્ત થતાં મોક્ષમાર્ગમાં સહાયક વૈરાગ્ય તે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય છે. દેખેલા, સાંભળેલા અને અનુભવેલા સર્વ પદાર્થો ઉપરથી જેમને વિરક્તભાવ થયેલો છે, આવો જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પ્રગટ થતાં આ માર્ગમાં તે ઘણી ત્વરાથી આગળ વધી શકે છે. જે વૈરાગ્યથી વિષય કષાયની નિવૃત્તિ થાય તે જ ઉત્તમ વૈરાગ્ય છે.

(૨) જીવ–અજીવાદિ નવ તત્ત્વો, ધર્માસ્તિકાયાદિ ષટ્‌દ્રવ્યો, નય, નિક્ષેપા, સ્યાદ્‌વાદ વગેરેના જ્ઞાનથી વસ્તુતત્ત્વનો નિર્ણય કરી, તેમાંથી સારભૂત શુદ્ધ આત્માની પ્રાપ્તિ થાય તેવું તત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરવું, નિશ્ચય કરી હૃદયમાં ધારી રાખવું. આ તત્ત્વ વિજ્ઞાન છે.

(૩) બાહ્ય અને અભ્યંતર પરિગ્રહનો ત્યાગ તે નિર્ગ્રંથતા, બાહ્યપરિગ્રહ ધન, ધાન્ય, જમીન, સ્ત્રી, નોકર આદિ નવ પ્રકારનો છે. અભ્યંતર પરિગ્રહ મિથ્યાત્વ, ક્રોધ, માન, માયા,

લોભ, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગંછા, સ્ત્રીવેદ, પુરુષવેદ, નપુંસકવેદ એ ચૌદ પ્રકારનો છે. આ બંને પ્રકારનાં પરિગ્રહના ત્યાગથી નિર્ગ્રંથતા (સાધુપણું) પ્રાપ્ત થાય છે.

(૪) મનનો વિજેતા જ ધ્યાન કરવાનો અધિકારી છે. માટે મનનો વિજય અથવા મન વશીભૂત હોવું જોઈએ.

(૫) સત્તામાં રહેલા કર્મોમાંથી કર્મનો વિપાકોદય થાય છે ત્યારે ક્ષુધા, તૃષા, ટાઢ, તાપ, ડાંસ, આક્રોશ, વધ, રોગ, જરૂરિયાતવાળી વસ્તુઓની અપ્રાપ્તિ, ઇત્યાદિ પરિષહોવાળી સ્થિતિઓ સાધનામાં વિઘ્નરૂપે આડી આવે છે. મનને દઢ કરીને, કેટલુંક સહન કરીને, કેટલીક વસ્તુઓ વિના ચલાવી લઈને, અડગ બળ વાપરીને આ પરિષહો (કષ્ટો) પર વિજય પ્રાપ્ત કરવો.

ઉપરોક્ત પાંચ ગુણોથી મનોબળને બળવાન બનાવીને ત્યાર બાદ જ ધ્યાનનો અભ્યાસ શરૂ કરવો, તો જ પ્રગતિ સાધી શકાય. અભ્યાસ ક્રમિક કરવાથી જ વિકાસ સાધી શકાય છે.

●

[ ૭૯ ]

## યોગ

હે વિવેકવંત! મિથ્યાત્વ, વિષાય, કષયાદિ વિકલ્પમાં પરિણમેલા મનને વીતરાગ નિર્વિકલ્પ સમાધિ વડે શુદ્ધ પરમાત્માની સાથે એકરસ કરી દેવું તેનું નામ યોગ છે. પરમાત્માની સાથે યોગ થવો, સંયોગ થવો, આત્મા પરમાત્મારૂપે

પરણમી રહે તેને યોગ કહે છે. મનને મારવાની શક્તિ ન હોય તો યોગ વ્યર્થ છે. અનંત ગુણથી પૂર્ણ શુદ્ધ આત્માને ત્યાગી બાહ્ય દ્રવ્યોના આલંબનથી યોગ સિદ્ધ થતો નથી.

પ્રથમ શરૂઆતમાં ચિત્ત શુદ્ધિ માટે અને વિષય કષાયાદિ દુર્ધ્યાનને અટકાવવા પરમાત્માના કોઈ પણ પવિત્ર નામનો જપ કરોડોની સંખ્યામાં કરવો જોઈએ. જપ જેમ નાનો હોય તેમ વધારે સારું. શરીરમાં તેજને રહેવાનાં અનેક સ્થાન છે તેમાંથી હૃદય અને તેની ઉપરનાં સ્થાનો શરૂઆતમાં ધ્યાન કે જપ કરવા માટે વિશેષ ઉપકારક છે. મનને સ્થિર કરવા વીતરાગ-ભાવ સૂચક પરમાત્માના પવિત્ર ફોટા પરના અંગોપાંગ ઉપર મનને સ્થિર કરવું અને તેના દરેક અવયવો પર જપ પણ ચાલુ રાખવો. આ અભ્યાસ દશા છે. આગળ વધતાં નિશ્ચય ધ્યાન અવસ્થામાં તો પોતાનો શુદ્ધ આત્મા જ ધ્યેય રૂપે ધ્યાન કરવા યોગ્ય છે. શુભાશુભ મન, વચન, કાયાના વ્યપારોથી અલગ થઈને જેઓ ત્રિગુપ્તિવાળી સમાધિમાં—શુદ્ધ આત્મસ્વરૂપમાં સ્થિર થાય છે તેઓ પ્રભુના પંથે વિચરનારા વીર પુરુષો છે. જેઓ ઉજ્જડ ભાગને વસાવે છે અને વસેલા ભાગને ઉજ્જડ કરે છે તેવા યોગીઓ ધન્યવાદને પાત્ર છે. યોગના અભ્યાસીઓ નાસિકાથી નાભિ અથવા મૂળાધાર સુધીનો જે પ્રદેશ પ્રાણવાયુના ગમનાગમનથી વસેલો છે તેને ઉજ્જડ કરે છે, અને નાસિકાથી બ્રહ્મરંધ્ર સુધીનો માર્ગ ઉજ્જડ છે—ત્યાં પ્રાણવાયુનો માર્ગ બંધ છે, તે ઉજ્જડ રસ્તાને વસાવે છે—તે રસ્તે થઈ પ્રાણવાયુ સ્વાભાવિક બ્રહ્મરંધ્ર દ્વારા બહાર નીકળે એવો રસ્તો બનાવવામાં આવે છે. આ યોગનો માર્ગ છે.

જ્ઞાનયોગના માર્ગમાં-શુદ્ધ આત્માના અનુભવાતા પરિણામોને સ્વસંવેદન જ્ઞાન વડે સ્થિર કરવાં તે ઉજ્જડ ભાગને વસાવવા બરાબર છે. કેમકે આ પ્રદેશ ઉજ્જડ વેરાન જેવો બનેલો છે. તેમ જ મિથ્યાત્વાદિ વિકલ્પ જાળથી મનનો પ્રદેશ નિરંતર વસેલો છે. આ માર્ગ ધોરી માર્ગની માફક સદા ચાલુ છે. આ વિભાવ પરિણામવાળા પ્રદેશને સ્વસંવેદનજ્ઞાનના બળ વડે હવે ઉજ્જડ કરે છે. તે વસેલા ભાગને ઉજ્જડ મેદાન જેવો બનાવવા બરાબર છે. આવા યોગીઓને ધન્ય છે!!! હે મુમુક્ષુ! આ નાસિકાના બન્ને છિદ્રોથી શ્વાસોચ્છવાસ બહાર નીકળતો બંધ થઈ ને જે આકાશ પ્રદેશમાં (ચિદાકાશ પ્રદેશમાં) લય થાય છે ત્યાં આવી શાંત દશામાં મનુષ્યોનો મોહ તુર્ત તૂટી જાય છે. મન પણ ત્યાં જ વિલય મામે છે. પ્રાણ નાસિક-દ્વારનો માર્ગ ત્યાગીને અંદર લીધેલા શ્વાસચ્છૂશ્વાસ રૂપે તાલુરંધ્ર વડે બહાર નીકળે છે તે આકાશમાં (નિર્વિકલ્પ સમાધિમાં) રાગાદિ વિકલ્પ જાળ રૂપ મોહ નાશ પામે છે. રાગાદિ વિકલ્પના આધારભૂત મન પણ ત્યાં વિલય પામે છે. સ્વરૂપમાં લીન થઇ જાય છે. જ્યારે આત્મા રાગાદિ પરભાવમાં નહિ પરિણમતાં નિર્વિકલ્પ સમાધિમાં સ્થિર થાય છે. ત્યારે ઉચ્છ્રવાસ રૂપ વાયુ નાસિકાના બન્ને છિદ્રોમાંથી નીકળવાનું બંધ કરીને સાધકની પ્રેરણા વિના પોતાની સહજ ગતિએ તાળવાના મધ્ય ભાગમાં વાળના આઠમા ભાગ જેટલું પાતળું સૂક્ષ્મ એક છિદ્ર છે તેને દશમું દ્વાર કહે છે, તે દશમાં દ્વાર વડે પ્રાણવાયુ બહાર નીકળે છે. તે વખતે નાસિકાના છિદ્ર વાટે પ્રાણવાયુ બહાર નીકળતો થોડા વખત માટે બંધ થાય છે. અભ્યાસે કરીને પ્રાણ બ્રહ્મરંધ્ર

દ્વારા નીકળવાને ટેવાઈ જાય છે તેથી મન નિર્વિકલ્પ સ્થિતિમાં લય પામે છે અને મોહનો નાશ થાય છે. હઠયોગનો માર્ગ અને જ્ઞાનયોગનો રાજમાર્ગ એ બન્નેમાં ફરક એ છે કે હઠયોગમાં ક્રિયાની મુખ્યતા છે અને જ્ઞાનયોગમાં આત્મ ઉપયોગ એટલે જ્ઞાનની મુખ્યતા છે. ધારણા દ્વારા પવનને બ્રહ્મરંધ્ર તરફ હઠયોગથી લઈ જઈ શકાય છે તે ધારણાના પ્રયોગની આ વાત નથી, પણ આત્મ નિર્મળતા વધતાં આત્મ જાગૃતિને લીધે મન જ્યારે વિકલ્પો કરતું બંધ થાય છે ત્યારે તે મનની નિર્વિકલ્પ સ્થિતિમાં પ્રાણ નાસિકાના દ્વારથી નીકળતો બંધ થઈ સહજ ઉર્ધ્વ ગતિએ બ્રહ્મરંધ્ર દ્વારા બહાર આવે છે, તે નિર્વિકલ્પ આત્મભાનવાળી સ્થિતિમાં મન તથા મોહનો નાશ થાય છે એ કહેવાનું તાત્પર્ય છે. વાયુની ધારણાથી દેહની નીરોગતા, શરીર હલકું વગેરે થાય છે પણ તે વાયુની ધારણાથી કર્મના ક્ષયવાળી મુક્ત દશાની પ્રાપ્તિ થતી નથી.

હે મોક્ષભિલાષી ! જેઓ આકાશમાં (નિર્વિકલ્પ દશામાં) નિવાસ કરીને રહે છે, તેમનો મોહ વિલય પામે છે, મન મરી જાય છે. શ્વાસોચ્છ્વાસ તૂટી જાય છે અને જ્ઞાન અંતરમાં પ્રગટે છે. રાગ-દ્વેષ અને મોહના વિચારવાળી વિકલ્પ જાળથી રહિત, મન, વચન, કાયાની નિશ્ચલ સ્થિરતાવાળી ત્રણ ગુપ્તિથી ગુપ્ત પરમ સમાધિમાં જેઓ નિવાસ કરે છે તેમની મોહ મમત્વવાળી વિકલ્પ જાળ નાશ પામે છે. આલોક તથા પરલોકના સુખની આશાવાળું મન પણ મરી જાય છે. તે વખતે સહજ થોડીવાર સ્વભાવિક ગતિએ શ્વાસોચ્છ્વાસ નાસિકા દ્વારને છોડીને ઉચ્છ્વાસ તાલુમાં રહેલા સૂક્ષ્મ છિદ્ર દ્વારા બહાર નીકળે છે. ફરી પણ થોડું અંતર રાખીને નાસિકા દ્વારા ઉચ્છ્વાસ

બહાર નીકળે છે. ફરી ઉચ્છ્વાસ વાયુ બ્રહ્મરંધ્ર દ્વારા બહાર નીકળે છે. એમ વારાફરતી થયા કરે છે.

વિકલ્પો બંધ થતાં નિર્વિકલ્પ સમાધિના બળ વડે, યોગી લોકો જેને દશમું દ્વાર, બ્રહ્મરંધ્ર અને સૂક્ષ્મ એવા નામથી ઓળખાવે છે તે તાળવાના છિદ્રમાંથી વાયુ બહાર નીકળે છે તે આકાશમાં (નિર્વિકલ્પ દશામાં) વિશેષ ઉપયોગ રૂપે સ્થિરતાં થતાં મોહ ઓછો થાય છે, વિકલ્પવાળું મન મરે છે—મન વિકલ્પો કરતું બંધ થાય છે. શ્વાસોચ્છ્વાસ ચાલતો તે વખતે બંધ થાય છે. આવી સ્થિતિ વધારે વખત લંબાય તો કેવલ જ્ઞાન ઉત્પન્ન થાય છે. મનનું જ્યાં મનત્ત્વ નાશ પામે છે, ત્યાં પવનનું પવનત્ત્વ પણ નાશ પામે છે. આવી સ્થિતિમાં જ વિશ્વ-પ્રકાશક આત્મા સ્વરૂપમાં—નિર્વિકલ્પ સમાધિમાં આનંદ કરે છે—રહી શકે છે.

હે મુમુક્ષુ! લોકપ્રમાણે વ્યાપી રહેલા આકાશમાં તારા મનને તું વ્યાપક કર. આ ધ્યાનથી તારો મોહ નાશ પામશે અને પરમાત્મ સ્વરૂપની પ્રાપ્તિ તને થશે. જેમ જેમ પવનને આકાશમાં સ્થિર કરી શકાય છે અને મનને પણ ધીમે ધીમે થોડું વિશેષ, થોડું વિશેષ. એમ આકાશમાં દૂર ને દૂર મોકલી શકાય છે તેમ તેમ અભ્યાસથી મનને વિશ્વવ્યાપક પણ બનાવી શકાય છે. મનની નિર્મળતા અને નિર્વિકલ્પતા જેમ જેમ વધતી જાય છે તેમ તેના પ્રમાણમાં મન આ દેહથી છૂટું થતું જાય છે, નિર્વિકલ્પ સમાધિમાં પછી મનને વિશ્વવ્યાપી ધારી શકાય છે અને સ્થિર પણ કરી શકાય છે. આ સ્થિતિમાં કર્મોનો ક્ષય થાય છે અને આત્મા પરમાત્મા સ્વરૂપે થઈ રહે છે.



## [૮૦]
# ચિંતાનો ત્યાગ

હે બુદ્ધિનિધાન! નેત્રો અર્ધ ઉઘાડાં રાખવાથી કે બંધ રાખવાથી કાંઈ યોગ સિદ્ધ થતો નથી, પણ મનને સર્વ પ્રકારની વિકલ્પ જાળરૂપી ચિંતાથી રહિત કરીને શુદ્ધ આત્મ સ્વરૂપમાં સ્થિર રહેવાથી યોગ સિદ્ધ થાય છે, મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે.

ચિંતાનો ત્યાગ થાય તો સંસાર ભ્રમણમાંથી છૂટી શકાય. ચિંતામાં આસક્ત જો જિનવર હોય તો તે પણ સુંદર પરિણામ પામતા નથી. છદ્મસ્થ અવસ્થામાં શુભાશુભ ચિંતામાં આસક્ત જિનવર પણ અવધિજ્ઞાન અને મનપર્યવજ્ઞાન હોવા છતાં રાગાદિ રહિત શુદ્ધ આત્મ પરિણામને પ્રાપ્ત કરી શકતા નથી તો બીજા અલ્પ સત્ત્વવાળા જીવો માટે તો શું કહેવું અર્થાત્ રાગાદિ વિકલ્પ જાળ રૂપ ચિંતાથી મુક્ત થયા પછી જ જિનેશ્વરોને કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે, પ્રગટે છે.

હે મુમુક્ષુ! શુભાશુભ મન, વચન, કાયાના વ્યાપાર રૂપ વ્યવહારમાં તેને આટલો બધો રાગ કેમ થાય છે? આ માયાવી પાખંડ રૂપ પ્રપંચ વિનાના શુદ્ધ આત્માને વીતરાગ સ્વસંવેદન જ્ઞાન વડે જાણીને વિકલ્પ જાળ વિનાના પરમાત્મભાવમાં રહીને શુભાશુભ વિકલ્પની જાળ રૂપ મનને માર. આ પુરુષાર્થ તારે અવશ્ય કરવા યોગ્ય છે.

શુભાશુભ રાગની સાથે ખાટા, મીઠા રસના સાથે, શ્વેત, શ્યામ રૂપની સાથે પરિણમતા તારા મનને ત્યાંથી પાછું

હટાવીને તેની પાસે આત્મ ધ્યાન કરાવ. પરમાત્માનું સ્મરણ કરાવ. શુભાશુભ કે શુદ્ધ જેવા ભાવે આત્માનું ચિંતન કે ધ્યાન કરે તેવા રૂપે તેનું પરિણામ (ફળ) આવે છે. સ્ફટિક મણિની નીચે લાલ, પીળી કે લીલી ઉપાધિ કે પુષ્પાદિ રાખવામાં આવે તે પ્રમાણે તે પરિણમે છે—દેખાય છે, અથવા કોઈ પણ મંત્ર જેવા ભાવે જપવામાં આવે છે તેવા ફળને આપે છે. તેમ આત્માં પણ શુભ ભાવે અશુભ ભાવે કે શુદ્ધ ભાવે પરિણમે છે તેવા ફળને પામે છે. આશય કહેવાનો એ છે કે જેનું જેનું જેવા જેવા ભાવે ચિંતન, સ્મરણ કરવામાં આવે છે તેની તેની સાથે તેવા તેવા રૂપે આત્મા પરિણમે છે–તન્મય થાય છે, માટે શુદ્ધ આત્મ પદની પ્રાપ્તિ કરવાના અભિલાષીઓએ રાગાદિ સર્વ વિકલ્પોનો ત્યાગ કરી શુદ્ધ સ્વરૂપે જ આત્માને પરિણમાવવો.



## [ ૮૧ ]

## આત્મા તે જ પરમાત્મા છે

હે બુદ્ધિનિધાન? આત્મા તે જ પરમાત્મા છે, પરંતુ કર્મને લઈને જ પરાધીન દશા ભોગવે છે. આત્મા જ્યારે આત્માને જાણે છે ત્યારે આ આત્મા તે જ પરમાત્મા બને છે. જે જ્ઞાનમય પરમાત્મા છે તે હું છું અને જે હું છું તે પરમાત્મા છે. આ પ્રમાણે ભ્રાન્તિ રહિત થઈ પરમાત્માની ભાવના કર. વ્યવહારે કર્મના આવરણોથી આત્મા આચ્છાદિત થયેલો છે, છતાં સત્તા–શક્તિ રૂપે તો તે પરમાત્મા સ્વરૂપ જ છે. આ

ભાવનાના બળ વડે વ્યવહારમાં પણ આત્માની પૂર્ણતા પ્રગટ થાય છે. નિર્મળ સ્ફટિક રત્નની નીચે રાખવામાં આવેલી લાલ પુષ્પાદિની ઉપાધિ તે જેમ સ્ફટિક રત્નથી જુદી છે તેમ આત્માની આડે આવી રહેલી કર્મની ઉપાધિ તે પણ આત્મ સ્વભાવથી જુદી છે, એમ દૃઢ નિશ્ચય કરવો જોઈએ. સ્ફટિકની જેમ આત્મા સ્વભાવે જ નિર્મળ છે. આ શરીર મનાદિની મલિનતાનો ભ્રાન્તિથી આત્મા ઉપર આરોપ (તહોમત, કલંક) કરીને આત્માને મલિન ન માનશો.

હે વિવેકવંત! વસ્ત્ર લાલ, જીર્ણ કે ફાટી ગયેલું હોય તો પણ તેથી કાંઈ શરીર લાલ, જીર્ણ કે ફાટી ગયેલું માનવામાં નથી આવતું, કેમ કે શરીર અને વસ્ત્ર બંને અત્યંત જુદા છે, તેમ આ દેહ લાલ હોય, જીર્ણ કે તૂટી ગયેલો હોય તો આત્મા લાલ, જીર્ણ કે તૂટી ગયેલો અનુભવાતો નથી. દેહ અને વસ્ત્રના સંબંધમાં ભેદ જાણનાર જેમ દેહને વસ્ત્રથી જુદો માને છે, તેમ દેહ અને આત્માનો ભેદ સમજનાર જ્ઞાની આત્માને દેહથી જુદો જાણે છે, સમજે છે.



[ ૮૨ ]

## શત્રુ તે જ મિત્ર છે

હે મુમુક્ષુ! શરીર ઘણા વખતનું પરિચિત અને સાથે રહેવાવાળું હોવાથી મિત્ર સમાન લાગે છે, છતાં તે એ સુખદાતા તો નથી જ. આત્મભાન ભૂલેલા ઘણા જીવોને

મિત્ર સમાન ભાસતા શરીરે શત્રુથી પણ ખરાબ હાલતમાં લાવી મૂકયા છે, ત્યારે શત્રુ તુલ્ય ગણાતા બીજા જીવો પરિણામે સુખદાતા બન્યા છે. મહાત્મા મહાબલમુનિ ધ્યાનમાં સ્થિર હતા. ત્યારે પૂર્વજન્મની તેમની સ્ત્રીએ વૈરભાવથી ચારે તરફ લાકડાં ખડકી અગ્નિ પ્રગટાવી દીધો. આ સમયે પરિણામની તીવ્ર ધારા વડે તે મહાત્માએ ઘણાં કર્મ ખપાવી દીધા. શત્રુ તુલ્ય ગણાતી સ્ત્રી કનકવતીને કર્મ ક્ષય કરવામાં સહાયક માની મિત્રભાવમાં બદલાવી નાંખી. જે કર્મો ઘણાં સમયે ક્ષય ન કરી શકાત તે કર્મો સ્વલ્પ સમયમાં ક્ષય કરી નાંખ્યાં. પોતાના પરિણામને પરિવર્તિત કરીને મુનિએ શત્રુને મિત્ર માની કેવલજ્ઞાન પ્રગટ કર્યું. આમ સવળો અર્થ લેનારાનો વિજય થાય છે ત્યારે અવળો અર્થ લેનારનો પરાભવ થાય છે. તે કનકવતીએ વિચાર કર્યો કે આ મુનિ મારાં બધા જ દુષ્કર્મો જાણે છે, આ ગામનો રાજા તેનો પુત્ર છે, જો એ વાત તેના પુત્રને કહેશે તો મને રહેવાને સ્થાન નહિ મળે, માટે એ મારા શત્રુને હમણાં જ મારી નાખું તો જ ઠીક થાય. આમ તે મહાત્માને શત્રુ સમાન માની તેના તરફ નિર્દયતાવાળું વર્તન કરનાર કનકવતીનું ભાવી અકલ્યાણ થયુ. મરીને નરકમાં ગઈ. તેણે જો પોતાના મનના પરિણામ (ભાવ) પ્રેમભાવમાં પરિવર્તિત કર્યા હોત તો તેનો આત્મા જરૂર નિર્મળ બનત અને ભાવીકાળમાં તે સુખી થાત. શરીર નાશ થવાનો સમય આવે તો શરીર અને આત્માની ભિન્નતાના જ્ઞાનની કસોટી સમજીને તેમાંથી શાંતભાવે પસાર થવું અને શત્રુતાના ભાવને મિત્રના ભાવમાં પરિવર્તિત કરી નાખવો.

શરીરનો વિનાશ કરનારનાં પ્રત્યે પણ સમરસ ભાવમાં

રહેલો જ્ઞાની સમભાવ જ ધારણ કરે છે. ધ્યાનાવસ્થામાં રહેલા દમદંત મુનિ પ્રત્યે કૌરવોએ વૈરભાવ ધારણ કરી પથ્થરો ફેંકીને એક ઢગલામાં દબાવી દીધા, ત્યારે દમદંત મુનિએ સમભાવ રાખી તેનો દોષ ન દેખતાં પોતાના કર્મનો દોષ સમજી આત્મ-ધ્યાનમાં દૃઢ રહ્યા.

સંગમદેવના ઉપસર્ગ પ્રસંગે સંગમદેવ ઉપર ક્રોધ ન કરતાં પ્રભુ મહાવીરે વિચાર્યું હતું કે એ મારા પૂર્વકૃત કર્મનો આ બદલો છે તેથી નવીન કર્મબંધ થયો નહિ અને પૂર્વકૃત કર્મની નિર્જરા થઈ. આમ આવા પ્રસંગે સર્વ જીવોને તેમ વર્તવાની જ્ઞાની પુરુષો આજ્ઞા કરે છે.

હે બુદ્ધિનિધાન! અશુભ કર્મનો ઉદય થાય ત્યારે આ પ્રમાણે વિચાર કરવો કે જે કર્મ મારે ઉદયમા લાવીને ભોગવવાનું હતું તે જ કર્મ જો પોતાની મેળે જ ઉદયમાં (કૃતકર્મના ફલનો ભોગવટો) આવ્યુ છે તો તે સમભાવે ભોગવવામાં જ મારું શ્રેય છે. ઘણા કાળનાં સંચય કરેલાં કર્મો ઉત્તમ ભાવનાના બળ વડે ઉદયમાં લાવીને અથવા દુર્ધર કષ્ટ અનુષ્ઠાન કરવા વડે ઉદયમાં લાવીને તેનો અનુભવ કરીને જ્ઞાનીઓ નિર્જરી નાંખે છે—આત્મપ્રદેશથી કર્મોને જુદા કરે છે, તો આ કર્મ તો પોતાની મેળે જ ઉદય આવેલું છે, માટે મારે શાંતિથી ભોગવી લેવું, એમ માનીને ઉદ્વેગ ન કરતા શાંતભાવે ભોગવવું તેમાં જ લાભ છે.



[૮૩]

# કઠોર વચનોને શાંત ભાવે સહન કરવા

હે વિવેકવંત ! હૃદયને ગમે નહિં અને કર્ણને શૂળ સમાન લાગે તેવાં નિષ્ઠુરતાપૂર્ણ કઠોર શબ્દો સાંભળીને પણ તે સમભાવે સહન કરવા જ. "હું ઇન્દ્રિય નથી, હું શરીર નથી" એ વાત સત્ય હોય અને અનુભવમાં ખરોખર ઉતરી હોય તો પછી જડ એવા આ કઠોર-વચનો, શબ્દો, અનંત શક્તિવંત મારા આત્માને દુઃખદાતા કેવી રીતે થઈ શકે ? આવા વચનો સહન કરવાનું બળ અવશ્ય મારામાં પ્રગટવું જ જોઈએ. વચનો સહન કર્યા કે તે બળ પ્રગટ થઈ જ ગયું. છતાં તે સહન ન થાય તો નિર્વિકલ્પ સમાધિમાં* તુર્ત જ પ્રવેશ કરી દેવો. નિર્વિચાર થતાંની સાથે જ જાણે કોઈ પ્રસંગ બન્યો જ નથી એમ એ વાત ભૂલી જ જવાય છે. અથવા હું આત્મા છું, જડની સત્તા અનંતશક્તિવંત આત્મા ઉપર ચાલી જ ન શકે એવા પ્રતિપક્ષી વિચારો કરવા. તેથી મન તુર્ત જ શાંત થઈ જશે. એવી જ રીતે કોઈ પણ વિચાર-પ્રયોગ કરીને મન ઉપર કઠોર વચનનો પ્રભાવ પડવા ન જ દેવો.

---

નોધ-* આ ઉચ્ચ દશાની વાત છે, સામાન્ય જનતાએ ત્યા મૌનનું અવલમ્બન લેવુ.



[૮૪]

## અવગુણુ બોલનાર ઉપર પણુ ક્ષમા કરવી

હે મોક્ષાભિલાષી! અવગુણુ બોલનાર ઉપર પણુ ક્ષમા કરવાની આવશ્યકતા છે. તારી આત્મદષ્ટિ હવે જાગ્રત થઈ છે. જ્ઞાની અને અજ્ઞાની બન્નેની પ્રવૃત્તિ જો સમાન હોય તો પછી જ્ઞાની અને અજ્ઞાનીમાં ફરક શો? કોઈ તમારી નિંદા કરે અને તે સહન ન થાય તો ભાવનાના બળ વડે સહનશક્તિને પ્રાપ્ત કરો. જેમ કે મારા અવગુણુ બોલીને તે માનવ સુખી થાય છે તો હું તે જીવને સુખના કારણુભૂત થયો છું તેથી મારે આનંદ માનવો જોઈએ, કેમ કે કેટલાક પરોપકારી જીવો ધન વગેરેની મદદ આપીને બીજાને સુખી કરે છે, મારે તો પૈસાનું ખર્ચ કર્યા વિના બીજાને સુખી કરવાનો પ્રસંગ મળ્યો છે એમ માનીને તેના પર ક્રોધ ન કરતાં ક્ષમા કરવી. અથવા તે માનવ મારા દોષોને કહે છે પણુ મારા જ્ઞાનાદિ ગુણોને તો લેતો નથી ને? એમ માનીને તેને ક્ષમા આપવી, અથવા તેનું કહેવું સાચું છે કેમ કે તે જે કહે છે તે દોષો મારામાં છે, એમ સમજીને આત્મભાન ન ભૂલવું. અથવા તે જે દોષો કહે છે તે દોષો મારામાં નથી, અથવા તે દોષો મારામાં નથી તો તેના કહેવાથી તે દોષો મારામાં આવવાના નથી, તેમ તે દોષોવાળો હું થવાનો નથી એમ વિચારીને તેને ક્ષમા આપવી. અથવા તેઓ મારી પાછળ મારા દોષો બોલે છે પણુ મારી સન્મુખ તો કાંઇ બોલતા નથી ને? માટે એટલા તે માણુસો સારા છે, એટલો પણુ તેમનામાંથી ગુણુ ગ્રહણુ કરીને તેના ઉપર ક્ષમા ધારણુ કરવી, અથવા તે

માણસો મોઢેથી જ મારા દોષો બોલે છે પણ મારા શરીરને તો કાંઈ પીડા નથી કરતા ને ? શરીરને પીડા કરે છે તો પણ મારા પ્રાણનો નાશ તો નથી કરતા ને ? મારા પ્રાણનો કદાચ તે નાશ કરશે પણ મારા આત્માનો નાશ તો નથી થવાનો ને ? એમ ઉત્તરોત્તર સારી ભાવનાનો આશ્રય લઈ, સામાના વચનોનો ખરાબ પ્રભાવ પોતાના મન પર થવા ન દેવો, અસર થવા ન દેવી પણ સર્વ શક્તિ વાપરીને તેના ઉપર ક્ષમા કરવી.



[ ૮૫ ]

## આત્મામાં જાતિનો ભેદ નથી

હે મુમુક્ષુ ! આત્મામાં જાતિનો ભેદ નથી. કેવળજ્ઞાનાદિ ગુણોએ સર્વ જીવો સમાન છે. આત્મભાન ભૂલીને અજ્ઞાન દશામાં જીવે જે જે કર્મો ઉપાર્જિત કરેલ છે તે તે કર્મના ઉદયને લઈને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર વગેરે જાતિઓના ભેદ બનેલા છે. તેને લઈને વિશ્વમાં આ વિવિધતાઓ દેખાઈ રહી છે. જો આ જીવો આત્માને જાણીને તેના સ્વરૂપમાં સ્થિર થાય તો પછી આ વિવિધ જાતિઓ રહેવા પામતી નથી. દેહમાં રહેવા છતાં તે વિવિધતાની અસર તેના મન ઉપર જરા માત્ર થવા પામતી નથી. કોઈ વંદન કરે કે કોઈ નિંદે તે બંને તેને મન સમાન જ ભાસે છે. આવા આત્મભાનમાં જાગૃત થયેલા આત્માઓને વારંવાર વિવિધ જાતિવાળા સંસારમાં પરિભ્રમણ કરવું પડતું નથી.



[ ૮૬ ]

## મોક્ષની પણ ચિંતા ન કરવી

હે મુમુક્ષુ! રાગાદિ વિકલ્પ જાળ રૂપ ચિંતાનો ત્યાગ તારે અવશ્ય કરવો જોઈએ. ચિંતાઓ મનની કલ્પનાઓ છે. એક ચિંતા બીજી ચિંતાને અને બીજી ચિંતા ત્રીજી ચિંતાને ઉત્પન્ન કરે છે. એમ ચિંતાની પરંપરામાં વધારો થયા કરે છે, માટે આત્મચિંતન મૂકીને બીજી બધી ચિંતાઓનો, વિચારોનો, કલ્પનાઓનો ત્યાગ કર.

હે વિવેકવંત! મોક્ષની પણ ચિંતા ન કરીશ. ચિંતા કરવાથી મોક્ષ પ્રાપ્ત થતું નથી. જીવ જેના વડે બંધાયો છે તેનો ત્યાગ કરવાથી જ મોક્ષ પ્રાપ્ત થાય છે. મોક્ષ રાગાદિ વિકલ્પ જાળ વિનાનું છે. અનંત જ્ઞાનાદિ ગુણવાળું મોક્ષ છે. તે ચિંતા કરવાથી કોઈ પણ રીતે પ્રાપ્ત ન જ થાય. મિથ્યાત્વ રાગાદિ વિકલ્પ જાળથી ઉત્પન્ન થયેલા કર્મ વડે આ જીવ બંધાયો છે તે શુભાશુભ કલ્પનાઓનો ત્યાગ થતાં, અનંત જ્ઞાનાદિ ગુણો પ્રગટ થવાથી, આત્મા મોક્ષપદને પ્રાપ્ત કરે છે.

સવિકલ્પ અવસ્થામાં વિષય કષાયાદિ દુર્ધ્યાનથી બચવા માટે અને મોક્ષમાર્ગની ભાવના દૃઢ થાય તે માટે ઉચ્ચ ભાવનાવાળી કેટલીક ચિંતાઓ કરવામાં આવે છે. જેમ કે, "હે પ્રભુ! અમારાં દુઃખોનો ક્ષય થાઓ, કર્મોનો ક્ષય થાઓ, બોધિબીજની પ્રાપ્તિ થાઓ, અને જિનેશ્વરોના ગુણની સમૃદ્ધિ અમારા હૃદયમાં પ્રગટો." આવી અને આના જેવી કેટલીક ભાવનાઓ કરવામાં આવે છે, તે તે ભૂમિકામાં ઉપયોગી છે.

પણ નિર્વિકલ્પ સમાધિના અવસરે આ ભાવનાઓ ઉપયોગી નથી. ત્યાં તો આ ભાવનાઓ પણ ચિંતાના રૂપમાં ગણાય છે, કેમ કે તે અવસરે તો પરમાત્માના શુદ્ધ સ્વરૂપના જેવી જ સાધકની સ્થિતિ છે. તેમાં આ નીચલી ભૂમિકાની ભાવનાઓને અવકાશ નથી. નિર્વિકલ્પ દશામાં જવાના સમયે મોક્ષની ચિંતા કરવાની ના કહેવામાં આવે છે.

●

[ ૮૭ ]

## પરમસમાધિમાં કર્મમળ ધોવો

હે બુદ્ધિનિધાન ! પાણીના પ્રબળ પ્રવાહમાં જેમ મળ (મેલ) ધોવાઈ જાય છે તેમ જેઓ ચિદાનંદ એક સ્વભાવરૂપ પરમ સમાધિમાં લીન થાય છે, તેના શુદ્ધ પરિણામ રૂપ પાણીના પ્રવાહમાં કર્મમળ ધોવાઈ જાય છે આ પરમસમાધિ સર્વ વિકલ્પોનો નાશ કરે છે, માટે જ શુભાશુભ પરિણામોનો (ભાવોનો) ત્યાગ કરીને યોગીઓ કેવલ આત્મસ્વરૂપમાં વારંવાર નિમગ્ન થાય છે. શુભાશુભ પરિણામ કે પ્રવૃત્તિથી પુણ્યબંધ થાય છે ત્યારે આ વીતરાગ નિર્વિકલ્પ સમાધિમા કર્મની નિર્જરા થાય છે. આત્માનો પૂર્ણ વિકાસ આ જ સમાધિથી થાય છે. માટે જ આત્માર્થી યોગીઓ વારંવાર આ સમાધિ રૂપ માનસરોવરમાં—અમૃતના કુંડમા મગ્ન થઈ રહે છે; અને આત્માના અભેદ આનંદનો અનુભવ કરે છે.

હે મુમુક્ષુ ! આતાપના લેવી અને ભૂખ્યા રહેવું, ભૂમિ પર સૂવું અને કેશાદિનું લુંચન કરવું વગેરે તપશ્ચર્યા કરવા છતાં

તેમ જ વિવિધ વિકલ્પોવાળાં શાસ્ત્રો ભણવા છતાં પણ જો રાગ-દ્વેષાદિ વિકલ્પો વિનાની પરમ સમાધિની પ્રાપ્તિ ન થાય તો સમજવું કે તેણે ઉખર જમીનમાં હળ ખેડીને બી વાવ્યુ છે, કાં તો જમીન ખારી અને કાં તો બીજ બળી ગયેલું સમજવું, કાં તો તે માર્ગ ભૂલ્યો છે અને કાં તો તેણે આ માર્ગે પુરુષાર્થ કર્યો નથી. આત્મા જ ગ્રહણ કે પ્રાપ્ત કરવા યોગ્ય છે એમ માનીને જેઓ શુદ્ધ આત્મસાધક, અનુકૂળ તપશ્ચર્યા કરે છે તથા આત્મજ્ઞાનના સાધન રૂપ શાસ્ત્રોનું અધ્યયન કરે છે તો તે બન્ને પરંપરાએ મોક્ષના સાધક થાય છે, પણ જો આત્મભાન જાગૃત ન હોય તો આ તપ તથા શાસ્ત્રો બંને પુણ્યબંધના કારણો થાય છે કહેવાનો આશય એ છે કે જે કાંઈ કરવાનું છે તે આત્માર્થે એવા ભાવ સહિત કરેલ પુણ્ય પણ આત્મમાર્ગમાં સહાયક બને છે. પણ આત્મજાગૃતિ, આત્મભાન ન હોય તો તે મોક્ષ સાધક બનતા નથી. નિર્વિકલ્પ સમાધિ વિના આત્મસ્વરૂપ જાણી શકાતું નથી, અનુભવી શકાતું નથી.

હે મુમુક્ષુ! એ બ્રહ્મનુ સ્વરૂપ આનંદમય છે અને તે આનંદમય સ્વરૂપ રૂપ જ પોતાનો આત્મા છે, પણ જન્માંધ મનુષ્ય જેમ સૂર્યને જોઈ શકતો નથી તેમ ધ્યાન-સમાધિ વિના તે આનંદમય બ્રહ્મસ્વરૂપનું દર્શન કે અનુભવ થઈ શકતો નથી.

મનાદિ ત્રિગુપ્તિવાળી પરમસમાધિના બળે જેઓ વિષય કષાયનો મૂળથી ઉચ્છેદ કરતા નથી તેઓ પરમ પવિત્ર પરમાત્મ સ્વરૂપના આરાધક અને ભોક્તા થઈ શકતા નથી.



[ ૮૮ ]

## સમાધિનું ફલ

હે વિવેકવંત ! સમ્યક્ જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ મોક્ષના માર્ગમાં પ્રયત્ન કરતાં કરતાં જ્યારે રાગ-દ્વેષાદિવાળા બધા વિકલ્પો નાશ પામે છે. ત્યારે વિકલ્પોનો નાશ થતાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અંતરાય એ ચાર ઘાતી* કર્મોનો નાશ થાય છે. આત્માથી તે દૂર થઈ જાય છે, ત્યારે આત્મા અરિહંતપણાને પામે છે અથવા સામાન્ય કેવલી થાય છે. ત્યારે લોકાલોકનું પ્રકાશક કેવલજ્ઞાન કેવલદર્શન આત્માને પ્રાપ્ત થાય છે. તે કેવલજ્ઞાન અને કેવલદર્શન વડે લોકાલોક રૂપ વિશ્વને હસ્તામલકવત્ જાણે છે, અને દેખે છે. વીતરાગ પરમ સમરસીભાવની આનંદમય સ્થિતિમાં આત્મા તે પરમાત્મા બને છે. કર્મ શત્રુઓનો પરાજય કરે તેને સામાન્ય કેવલી કહે છે. અને કર્મશત્રુઓનો નાશ કરીને તીર્થને સ્થાપન કરીને સંઘની વ્યવસ્થા કરે તેને અરિહંત કહે છે. આ કેવલી ભગવંતો અને અર્હંતો કેવલ જ્ઞાનાદિ અનંત ગુણમય હોય છે. પરમાનંદમય સ્વભાવ જેમણે પ્રગટ કરેલો હોય છે. જ્ઞાનાદિ અનંત ગુણરૂપ લક્ષ્મી તેમની પાસે હોવાથી તે પરમાત્મા કહેવાય છે. સર્વથી પર-યા-ઉત્કૃષ્ટ હોવાથી તે પરમ કહેવાય છે. આ વીતરાગ સર્વજ્ઞતા પ્રગટ કરવી તે સર્વ આત્માર્થી જીવોનું કર્તવ્ય છે. સંસાર અવસ્થામાં, વ્યવહારિક જીવનમાં જેઓની શક્તિ રૂપે પરમાત્મપણું રહેલું હતું, પરમાત્મદશા

નોંધ-* આત્મગુણનો ઘાત કરનાર કર્મને ઘાતીકર્મ કહે છે.

શક્તિ રૂપે હતી તે હવે આ સમયે કેવલજ્ઞાનવાળી અવસ્થામાં વ્યક્ત થાય છે. પરબ્રહ્મ પણ તેને જ કહેવાય છે.

હે બુદ્ધિનિધાન ! જીવ એ જ જિનેશ્વર છે, અને જિનેશ્વર એ જ જીવ છે. જીવમાં જે સત્તા, શક્તિ રૂપે જિનેશ્વરપણું હોય છે તે જ જિનેશ્વર બનતાં વ્યક્ત રૂપે પ્રગટ થાય છે. જે મૂળમાં હતું તે જ અંતે ફળ રૂપે આવીને પ્રગટ થયું છે. આ પ્રમાણે અપેક્ષાએ મૂળને અને ફળને એક માનનાર આત્મા ઘણી સહેલાઇથી પોતાનું સ્વરૂપ પ્રગટ કરી શકે છે.

આ અનંત જ્ઞાનાદિ ગુણ રૂપે પ્રગટ થયેલ આત્માને કોઈ પરમાત્મા કહે, કોઈ પરમપદ પામ્યો એમ કહે, કોઈ પરમ પ્રકાશ કહે, તેને માટે કોઈ હરિ શબ્દ વાપરે, કોઈ તેને મહાદેવ કહે, કોઈ તેને બ્રહ્મ કહે, કોઈ તેને બુદ્ધ કહે, કોઈ તેને જિનદેવ કહે, કોઈ વીતરાગ કહે, કોઈ અર્હન્ કહે, એમ એક હજાર ને આઠ નામથી તેને જ સંબોધન કરે છે.

નાના પ્રકારની રુચિવાળા જીવો કોઈ આ નામથી તો કોઈ બીજા નામથી પણ તેનું જ સ્મરણ કરે છે. ઇચ્છાનુસાર ગમે તે નામ વડે પણ તે આ પ્રભુની જ આરાધના કરવાની છે. અને તેની આરાધના કરીને તેના સમાન બનવું, તે પ્રત્યેક મોક્ષાર્થીનું કર્તવ્ય છે. આ વાતને સદા યાદ રાખવી, ભૂલવી નહિ.

હે વિવેકવંત ! આ જીવન્મુક્ત પ્રભુ—દેહમાં રહેલા પરમાત્મા જ્યારે બાકીનાં ચાર કર્મને નષ્ટ કરીને આ શરીરનો

સમજાયુ, આત્મપ્રેમ પ્રગટયો, વિષયોથી વિરામ પામેલું મન તથા ઇન્દ્રિયો આત્માને અનુસરવા લાગી, વૃત્તિઓ શાંત થઈ, મન એકાગ્ર થયું. અંતમા મનોવૃત્તિઓનો નિરોધ થયો, તેનો શાંત પ્રવાહ પ્રશાત વાહિતના રૂપમાં આગળ વધ્યો. શાત બનેલા મને આત્મામાં ડૂબકી મારી. ડૂબ્યુ તે ડૂબ્યુ જ. આત્મામાં એકરસ થયુ. હવે આત્માનો પ્રકાશ સ્ફુરવા લાગ્યો. વિશ્વવ્યાપી પ્રકાશ પ્રગટયો. આત્માનો અનુભવ થયો. આત્મદર્શન થયુ. આનંદના ફુવારાઓ છૂટવા લાગ્યા. છેવટે આનંદની ઝડી વરસવા લાગી. હું–તું નું ભાન ભૂલાયું. હું–તું નો ભેદ ન રહ્યો. આવી સ્થિતિનો અનુભવ કેટલોક સમય કર્યા પછી વૃત્તિઓનું વ્યુત્થાન (જાગૃતિ, ઉઠવાપણું) થયુ. ઘણા સમયે વ્યવહારનું ભાન થયુ. તરત જ તે મહાન ગુરુના ચરણમાં નમ્યો. પ્રભો! પ્રભો! આ શું? મેં શું જોયુ? શું અનુભવ્યુ? તે બધું કયાં ગયું?

ગુરુ બોલ્યા, "હે વિવેકવંત! તેં તારું ઘર જોયુ. તું તારામાં સમાયો, એ જ તારે અભ્યાસ કરવા યોગ્ય છે. એ સ્થિતિને તું હવે વધારતો જા. આ વ્યુત્થાન પામનારી આત્માની ઉપશમ ભાવની દશા હતી. નિર્મળતા વધતાં, કર્મોનો ક્ષય થતાં, નિર્વિકલ્પ સમાધિને વધારતાં છેવટે તું તારા સ્વરૂપે સ્થિર થઈશ." આ શબ્દો સાંભળી પૂર્વનો આનંદ યાદ કરી પ્રજ્ઞાવંત શિષ્યના નેત્રોમાંથી હર્ષનાં આંસુ પડવા લાગ્યા.

અહો પ્રભો! મારા પરમ ઉપકારી દેવ! આ પામર ઉપર આપની અપાર કૃપાની વૃષ્ટિ થઈ. આપના ઉપકારનું હું શું વર્ણન કરું? આપે મને અંધને નેત્રો આપ્યાં, ભાન-ભૂલેલાને માર્ગે ચડાવ્યો. દીવાથી જ દીવો પ્રગટે. જાગૃત જ

જગાડે. અહો પ્રભો! ગુરુ સમાન આ દુનિયામાં અન્ય કોઈ સાચો ઉપકાર કરનાર નથી. અહો, દયાળુ ગુરુદેવ! ગુરુ વિના ભાન ભૂલી. આ દુનિયામાં હું રખડતો હતો, આજે મારો જન્મ સાર્થક થયો, મારું જીવન સફલ થયું. આપનો સમાગમ મને ફળીભૂત થયો. મને અંધને જ્ઞાનચક્ષુ મળ્યા, પંગુને પગ મળ્યા, ભૂખ્યાને ભોજન મળ્યું, આપે મારો ઉદ્ધાર કર્યો. પ્રભુ! હવે હું શું કરું? આપ આજ્ઞા આપો તેમ વર્તન કરું. આજથી, અત્યારથી આ મારું જીવન આપને શરણે છે.

હે મુમુક્ષુ! મેં તને સત્યનો માર્ગ બતાવ્યો છે. તેનો થોડો અનુભવ પણ તને હમણાં થયો છે. હવે તું મારા બતાવેલા માર્ગ તરફ અખંડ પ્રયાણે આગળ ચાલ. આ તને કહેલો આત્માનો બોધ થોડા પુણ્યવાળાને પ્રાપ્ત થતો નથી, મહાન્ પુણ્યના ઉદયે આત્મબોધ લેવાની ઈચ્છા દિલમાં ઉત્પન્ન થાય છે. આત્મબોધ પ્રાપ્ત થયા પછી પણ તે પ્રમાણે વર્તન કરનાર પણ થોડા જ હોય છે. જેનું સંસાર પરિભ્રમણ ઘણું જ અલ્પ હોય તેવા આત્માઓને જ આ બોધ રુચે છે, તે પ્રમાણે વર્તન કરવાનું મન થાય છે. તું ભવ્ય આત્મા તથા હલુકર્મી છો તારું આત્મભાન જાગ્રત થયેલ છે, તને હવે વધારે કહેવાની જરૂરત નથી, પણ તારા જેવા ઘણા જીવો આ વિશ્વમા છે, તેમને જાગ્રત કરવાની જરૂર છે. તું પોતે આત્મભાન ન ભૂલજે અને બીજાને જાગ્રત કરજે. આપવાથી આ જ્ઞાન ઘટવાનું નથી પણ વૃદ્ધિને પામે છે. જે જીવો પોતાની શક્તિ અનુસાર આત્મમાર્ગમાં બીજા જીવોને આત્મબોધ આપી જાગ્રત કરે છે, તેને તેનાથી ઉચ્ચ કોટીના

જગાડે. અહો પ્રભો ! ગુરુ સમાન આ દુનિયામાં અન્ય કોઈ સાચો ઉપકાર કરનાર નથી. અહો, દયાળુ ગુરુદેવ ! ગુરુ વિના ભાન ભૂલી. આ દુનિયામાં હું રખડતો હતો, આજે મારો જન્મ સાર્થક થયો, મારું જીવન સફલ થયું. આપનો સમાગમ મને ફળીભૂત થયો. મને અંધને જ્ઞાનચક્ષુ મળ્યા, પંગુને પગ મળ્યા, ભૂખ્યાને ભોજન મળ્યું, આપે મારો ઉદ્ધાર કર્યો. પ્રભુ ! હવે હું શું કરું ? આપ આજ્ઞા આપો તેમ વર્તન કરું. આજથી, અત્યારથી આ મારું જીવન આપને શરણે છે.

હે મુમુક્ષુ ! મેં તને સત્યનો માર્ગ બતાવ્યો છે. તેનો થોડો અનુભવ પણ તને હમણાં થયો છે. હવે તું મારા બતાવેલા માર્ગ તરફ અખંડ પ્રયાણે આગળ ચાલ. આ તને કહેલો આત્માનો બોધ થોડા પુણ્યવાળાને પ્રાપ્ત થતો નથી, મહાન્ પુણ્યના ઉદયે આત્મબોધ લેવાની ઈચ્છા દિલમાં ઉત્પન્ન થાય છે. આત્મબોધ પ્રાપ્ત થયા પછી પણ તે પ્રમાણે વર્તન કરનાર પણ થોડા જ હોય છે. જેનું સંસાર પરિભ્રમણ ઘણું જ અલ્પ હોય તેવા આત્માઓને જ આ બોધ રુચે છે, તે પ્રમાણે વર્તન કરવાનું મન થાય છે. તું ભવ્ય આત્મા તથા હલુકર્મી છો તારું આત્મભાન જાગ્રત થયેલ છે, તને હવે વધારે કહેવાની જરૂરત નથી, પણ તારા જેવા ઘણા જીવો આ વિશ્વમાં છે, તેમને જાગ્રત કરવાની જરૂર છે. તું પોતે આત્મભાન ન ભૂલજે અને બીજાને જાગ્રત કરજે. આપવાથી આ જ્ઞાન ઘટવાનું નથી પણ વૃદ્ધિને પામે છે. જે જીવો પોતાની શક્તિ અનુસાર આત્મમાર્ગમાં બીજા જીવોને આત્મબોધ આપી જાગ્રત કરે છે, તેને તેનાથી ઉચ્ચ કોટીના

મહાત્માઓ જાગ્રત કરે છે. જેઓ પ્રભુના માર્ગમાં બીજાને સહાયક થાય છે તેને તેનાથી આગળ વધેલા આત્માઓ સહાયતા કરે છે. માટે તારા બનતા પ્રયત્ને તું બીજાને જાગ્રત કરજે. આ વિશ્વ આખું મોહનિદ્રામાં સૂતું છે, ઘોરાય છે, તેઓમાં જાગ્રત થવાની શક્તિ છે પણ જાગ્રત કરનાર નિમિત્ત કારણની જરૂરત છે. તું જાગ્રત રહી બીજાને જાગ્રત કરજે. આ આત્મબોધ—આ પરમાત્માનો પ્રકાશ વિશ્વમાં ફેલાવજે. ઉત્તરોત્તર તારા જ્ઞાન અને જાગ્રતિમાં વધારો થતો રહેશે.

હે બુદ્ધિનિધાન! પ્રભુએ 'જ્ઞાન ક્રિયાભ્યામ્ મોક્ષણિ' જ્ઞાનક્રિયાથી મોક્ષ કહેલ છે. જ્ઞાન અને ક્રિયા વડે જ કર્મનો ક્ષય થાય છે. આ આત્મજ્ઞાન સાથે શ્રાવકના બાર વ્રત તથા શ્રાવકની અગિયાર પ્રતિમા જે અભિગ્રહ (નિયમ વિશેષ) રૂપ છે તેનું પણ તું પાલન કરજે. મનને શુદ્ધ કરવા માટે ક્રિયાની જરૂર છે. શુદ્ધ થયેલું મન જ્ઞાનથી સ્થિર થાય છે, તે વખતે સ્વરૂપમાં સ્થિર રહેવાથી કર્મોનો ક્ષય થાય છે. ક્લિષ્ટ કર્મો ક્ષય કરવા માટે અંતર, બાહ્ય તપની પણ જરૂર છે, તે સાથે ધ્યાનની પણ વિશેષ જરૂરત છે. આમ જ્ઞાન, ક્રિયા, તપ, ધ્યાન એ સર્વનું એક સાથે આચરણ કરવાથી ઘણા કર્મોની નિર્જરા (ખરી જવું, ઝરી જવું) થાય છે તેથી જીવાત્માનો ઘણો જ વિકાસ થાય છે.

વિવેકવંત શિષ્યે નમ્રતાથી મસ્તક નમાવી, હાથ જોડી, ગુરુ ભગવંતની કૃપાની યાચના કરી. "હે પ્રભો! આપની મારા ઉપર અપાર કૃપા છે, તે કૃપા વડે આપની આજ્ઞાનુસાર આચરણ

કરવાને હું સમર્થ થઈશ. આપશ્રીના સમાગમથી મને ઘણો જ લાભ થયો છે, જેનું વર્ણન કરવાને હું સમર્થ નથી. ફરી મારા પર કૃપા કરીને આપશ્રી દર્શનનો લાભ આપી મને કૃતાર્થ કરશો. આપની અમીમય કૃપાદૃષ્ટિ સદા અમારા પર વરસતી રહે, એ જ મારી તમ ચરણે નમ્ર પ્રાર્થના છે." આમ બોલતાં બોલતાં તેના નેત્રોમાંથી પ્રેમના અશ્રુ વહેવા લાગ્યાં; પોતાના ધર્મગુરુનો હવે વિયોગ થશે એમ જાણી તેનું હૃદય રડવા લાગ્યું.

યોગનિષ્ઠ સદ્‌ગુરુએ તેના મસ્તક પર હાથ મૂકી આશીર્વાદ આપ્યો, "તમારું સદા કલ્યાણ થાઓ, તમને આ ધર્મના પ્રતાપે શાન્તિ પ્રાપ્ત થાઓ, પરમ પુરુષાર્થ કરીને તમારું સાધ્ય સિદ્ધ કરો." ચતુર્માસ પૂર્ણ થવાથી પોતાના શિષ્યો સાથે ગુરુ મહારાજ બીજા શહેરો તથા ગ્રામો તરફ અન્ય જીવોને પ્રતિબોધ આપી જાગ્રત કરવા માટે વિહાર કરી ગયા, ત્યાર બાદ સદ્‌ગુરુની આજ્ઞાનુસાર આત્મસાધન કરવા વિનયવંત શિષ્ય તત્પર થયો અને જ્ઞાન, ધ્યાનાદિ વડે સ્વશ્રેય સાધી આત્મ દર્શન (સ્વાનુભવ) પ્રાપ્ત કરી જીવનને કૃતકૃત બનાવ્યું.

**सर्वेऽपि सुखिनः सन्तु**
**सर्वे सन्तु निरामयाः**
**सर्वे भद्राणि पश्यन्तु**
**मा कश्चित् पापमाचरेत्**

**ॐ शान्तिः शान्तिः शान्तिः**

# યોગમાર્ગ અથવા સાધ્યસિદ્ધિનો માર્ગ

આત્મિક રાજ્ય પ્રાપ્ત કરવા માટે તે માર્ગના પારગામી ગુરુદેવની સેવા કરવી. ધર્મશાસ્ત્રોના રહસ્યના પારગામી થવું, શાસ્ત્રના ઊંડા રહસ્યનો વિચાર કરવો, મન શુદ્ધિ માટે ક્રિયાઓ કરવી, તે વડે મનોબળ વધારવું, આત્મભાન જાગૃત રહે તે માટે સત્પુરુષોનો સમાગમ કરવો, અસત્સંગનો ત્યાગ કરવો, રાગ-દ્વેષ દૂર કરવા. બધા જીવોને પોતા સમાન ગણવા, પોતાની જેમ સર્વ જીવો સુખના ઇચ્છુક છે. માટે તેમને દુઃખ થાય તેમ ન કરવું, તેમને શક્તિ અનુસારે સુખી કરવાનો પ્રયત્ન કરવો. વચન પર કાબૂ મેળવવો. તે માટે સત્ય, તથ્ય, મિત, પ્રિય બોલવું ધન મનુષ્યોને પ્રાણથી અધિક પ્રિય હોય છે, માટે પરધનને ગ્રહણ ન કરવું, તેમ જ બીજાની વસ્તુઓ પણ ન લેવી. સ્ત્રીઓનું સ્મરણ, ચિંતન, મનન, પ્રાર્થના, નિરીક્ષણ અને તેમની સાથે વાર્તાલાપ કરવો એ સર્વ રાગના કારણભૂત હોવાથી આ માર્ગમાં તેનો ત્યાગ કરવો. બાહ્ય અને અભ્યંતર સંગનો-ધનનો-વાસનાઓનો ત્યાગ કરવો.

સંયમી જીવન જીવવું, નિર્દોષ આહાર, પાણી, પાત્રાદિ ગ્રહણ કરી ધર્મમાર્ગમાં સહાયક શરીરનું રક્ષણ કરવું. નવકલ્પી અપ્રતિબંધ વિહારે વિહરવું. નિદ્રા, તંદ્રા, આળસ્ય, વિષાદ અને પ્રમાદને અવકાશ ન આપવો. શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ એ પાંચ મનોજ્ઞમાં રાગ ન કરવો અને અમનોજ્ઞમાં દ્વેષ ન કરવો. વિષયોની આસક્તિનો સર્વથા ત્યાગ કરવો. સદા સંતોષી રહેવું. દર ક્ષણે વિશુદ્ધ પરિણામો વડે તપશ્ચર્યા કરવી. પાચ પ્રકારના

સ્વાધ્યાય કરવા. સમિતિ અને ગુપ્તિનું સમ્યક્ પ્રકારે પાલન કરવું. ક્ષુધાદિ પરિસહોને સહન કરવા. ધૈર્ય, બુદ્ધિ અને સ્મૃતિ બલવાન બને તેવો અભ્યાસ કરવો. બાહ્ય વૃત્તિઓનો ત્યાગ કરી અંતર વૃત્તિઓ કરીને આત્મ–પરમાત્માના સ્વરૂપમાં એકાગ્ર બનવું. આ પ્રમાણે વર્તન કરવાથી આત્મિક રાજ્યમાં પ્રવેશ કરવાના અધિકારી બની શકાય છે.

## અભ્યાસ અને વૈરાગ્ય :

આત્મિક રાજ્ય પ્રાપ્ત કરવા માટે અભ્યાસની સાથે વૈરાગ્યની ખાસ આવશ્યકતા છે. વૈરાગ્યના અભાવમાં જીવ પર પદાર્થોમાં આસક્ત બની જાય છે. વૈરાગ્યથી વિરક્ત ભાવ કેળવાય છે. સામાન્ય વૈભવથી લઈને સ્વર્ગ સુધીના બધા વૈભવો કાગવિષ્ટા સમાન લાગે ત્યારે જાણવું કે વૈરાગ્ય પરિપકવ થયો છે. આત્મ માર્ગમાં પ્રયાણ કરવામાં સહાયક સાધનો દીર્ઘકાળ સુધી પ્રેમ-પૂર્વક સતત અભ્યાસ કરવો જોઈએ. આ અભ્યાસમાં પણ અંતરંગ અભ્યાસ જે મનોવૃત્તિઓનો નિરોધ અને શુદ્ધ કરવામાં સહાયકારી છે.

## ચિત્તવૃત્તિઓની શુદ્ધિ :

મહામોહના સૈન્યના સુભટો ચિત્તવૃત્તિમાં પ્રવેશ કરે તેને રોકાવા, અટકાવવા એટલું જ નહિ પણ તેઓ જ્યાં દૃષ્ટિગોચર થાય ત્યાંથી તેને દૂર કરી દેવા, નષ્ટ કરી દેવા. એ મહામોહની જાત બહુ માયાવી છે; અનેક રૂપો ધારણ કરે છે, અને કેટલીક-વાર તો ધર્મને બહાને જીવનું ભાન ભૂલાવીને ફસાવે છે, માટે સૂક્ષ્મ દૃષ્ટિ વડે તેનું સંશોધન કરીને તેઓ જ્યાં હોય ત્યાંથી

તેમને શોધી કાઢીને દૂર કરવા, તેઓ ઘણી વખતે મનમાં જ પ્રગટ થાય છે, માટે મનની વૃત્તિઓને એકાગ્ર થઈને જોયા કરવી અને તેમાં મહામોહાદિ શત્રુઓ પ્રવેશ કરે કે તરત જ તેને અટકાવવી, એટલે તેનો વિલય થઈ જશે. જો તેઓ પ્રબળ રૂપે પ્રગટ થાય તો તેને દ્રષ્ટા જ્ઞાતાપણે જોયા કરવું એટલે તે નષ્ટ થઈ જશે. તે સ્થિતિમાં દ્રષ્ટા તરીકે ન રહી શકાય તો શસ્ત્રની સામે શસ્ત્ર ફેંકવા રૂપ તે વિચારના પ્રતિપક્ષી વિચાર મનમાં ભાવના રૂપે ઉત્પન્ન કરીને તેને દૂર કરવા એટલે ચિત્તવૃત્તિ શુદ્ધ અને નિર્મળ બનશે.

**ચિત્તવૃત્તિમાં પૂર્વ દ્વારેથી પ્રવેશ :**

ચિત્તવૃત્તિ એ આત્મિક રાજ્યની ભૂમિ છે તેને સ્થિર કરીને ચારિત્રધર્મનું સૈન્ય વધારવાનું છે. મૈત્રી, પ્રમોદ, કરુણા અને મધ્યસ્થતા આ ચાર ભાવનારૂપી દેવીઓને રાજ્યપ્રવેશ કરતી વખતે સહાયક તરીકે સાથે રાખવી તથા બીજી બધી સામગ્રી સાથે પૂર્વના દ્વારેથી આત્મિક રાજયમાં પ્રવેશ કરવો. ત્યાં ડાબી દિશા તરફના ભાગમાં મહામોહના સૈન્યના આધારભૂત ગ્રામ, નગર, પર્વતો અને નદીઓ આવેલા છે અને જમણી દિશા તરફના ભાગમાં ચારિત્ર ધર્મના સૈન્ય સંબંધી ગ્રામાદિ આવેલા છે, એ બધાના આધારભૂત ચિત્તવૃત્તિરૂપી મહાટવી છે. તેના અંતિમ છેડે પશ્ચિમ દિશા તરફના ભાગમાં નિવૃત્તિ નામની નગરી છે. તે નગરી આ અટવીને ઉલ્લંઘન કર્યા પછી આવે છે.

આ બધી ધમાલ ચિત્તવૃત્તિને ઉલ્લંઘન કરવા સુધી જ છે. મોક્ષ નગર તો મનોવૃત્તિઓની પેલે પાર છે. તે નિવૃત્તિ નગરે પહોંચતા. આત્મ રાજ્ય સંપૂર્ણપણે પ્રાપ્ત થાય છે.

## ચિત્તવૃત્તિ રૂપી અટવીના મધ્યમાં ઉદાસીનતાનો માર્ગ:

ચિત્તવૃત્તિ રૂપી અટવીમાં પ્રયાણ કરતાં રસ્તામાં ઘણી શક્તિ–સિદ્ધિઓ ફસાવાને માટે આવે છે પરંતુ ખાસ લક્ષમાં રાખવાનું કે તે પણ મહામોહના સૈન્યના સુભટોની એક પ્રકારની ભૂલભૂલામણી છે, પ્રપંચ જાળ છે. માટે તેમાં લુબ્ધ ન થતાં અપ્રતિબંધપણે, અખંડપ્રયાણે સાવધાનીપૂર્વક આગળ વધવું. નિવૃત્તિનો માર્ગ ચિત્તવૃત્તિ રૂપી અટવીના મધ્ય ભાગમાં થઈને જાય છે, તે અત્યંત સરલ અને સીધો છે. રસ્તામાં મહામોહાદિના સૈન્યનો સ્પર્શ પણ ન થાય એની ખાસ સાવધાની રાખવી જોઈએ. તે માર્ગનું નામ **ઉદાસીનતા** છે. આ માર્ગે થઈને નિવૃત નગરીમાં જવાય છે. ચારિત્ર ધર્મના સૈન્યને આ માર્ગ ઘણો પ્રિય છે. તેના સુભટો ત્યાં રસ્તામાં ફરતાં જોવામાં આવે છે. કેટલાક મુસાફરો નિવૃત્તિનગર તરફ પ્રયાણ કરનારા હોય છે. તેનો ભેટો પણ રસ્તામાં થાય છે, પણ તે તો સહાયક છે, તેથી ગભરાવાની જરૂર નથી.

### અધ્યવસાય રૂપી દ્રહ :

આ ચિત્તવૃત્તિ રૂપી અટવીમાં પ્રવેશ કરીને આગળ વધતાં શરૂઆતમાં જ **અધ્યવસાય** નામનો મોટો દ્રહ આવે છે. તેમાં થઈને જ રસ્તો નીકળે છે. એને મહામોહના સુભટો ડોળીને મલિન કરી નાંખે છે, કારણ કે તેથી જ તેના સૈન્યને પોષણ મળે છે, અને ચારિત્રધર્મના સૈન્યને બાધા, પીડા થાય છે. આ અધ્યવસાય રૂપી દ્રહ જ્યારે શાંત અને સ્થિર હોય ત્યારે ચારિત્રધર્મની સ્વભાવિક જ વૃદ્ધિ અને પોષણ થાય છે, અને

કરવા માટે કેવળ સમુદ્‌ઘાત કરવાનો પ્રયત્ન કરવો. ત્યાર પછી શૈલેશી નામનો માર્ગ આવે છે.

મન, વચન, શરીરની અડોલ સ્થિરતા, ફરી ઉત્થાન ન થાય તેવો મનનો નાશ ત્યાં થાય છે તે માર્ગે જવું. તે માર્ગ નિવૃત્તિ નગરે પહોંચાડે છે. તે નગરમાં શાશ્વત પરમાનંદનો ભોગવટો થાય છે.

ઉપરોક્ત વસ્તુઓની પ્રાપ્તિ ઉદાસીનતા નામના મોટા રાજમાર્ગને ન ત્યાગાય તો જ પ્રાપ્ત થાય છે. આ માર્ગે થઈ નિવૃત્તિ નગરે જતાં રસ્તામા જ્યારે ખાસ જરૂર પડે ત્યારે સમતા નામની યોગનલિકા ગ્રહણ કરી સંયમ કરવો–તેની અંદર દૃષ્ટિપાત કરવો–ઉપયોગની સ્થિરતા કરવી. તે નલિકામાં દૃષ્ટિપાત કરતાં–ઉપયોગ સ્થિર કરતાં જે વસ્તુતત્ત્વનો નિશ્ચય કરવા ધારીએ તેનો યથાર્થ બોધ થાય છે, તે પ્રત્યક્ષ દેખાય છે. પછી તો જ્યારે જરૂર પડે ત્યારે જે કરવાનું હશે તે તેના વડે જણાઈ આવશે, તે બતાવી આપશે. વધારે શું કહેવું? એ નિવૃત્તિ નગરીમાં પ્રવેશ થતાં જ જીવાત્મા નિરંતર આનંદરૂપ અંતરંગ રાજ્યના ભોક્તારૂપે રહે છે. બાધા–પીડા રહિત નિર્ભય આનંદરૂપ બને છે. જ્ઞાનીઓના વચન પર શ્રદ્ધા કરીને જે ભવ્ય જીવો! આ યોગમાર્ગનું આરાધન કરશે, તે શિવપદના ભોક્તા બનશે.

ॐ

# વિશ્વવ્યાપક જૈનદર્શન

**આગમનો સાર ધ્યાનયોગ :**

સર્વ આગમનો સાર નિર્મળ ધ્યાન યોગ છે. સમગ્ર સિદ્ધાંત સાગરનો સાર આ શબ્દોમાં આવી જાય છે. જૈનશાસ્ત્રમાં ગૃહસ્થ-ધર્મના જે બાર વ્રતો તથા સાધુઓના પાંચ મહા વ્રતો જે મૂળ ગુણો અને ઉત્તર ગુણો બતાવેલા છે. જે જે બાહ્ય ક્રિયાઓ કરવાની કહેલ છે તે સર્વની સાધના કરીને પણ અંતે ધ્યાન-યોગની સાધના કરવાની છે. આ સર્વ પંચ મહા વ્રત અને બાર વ્રત રૂપી મૂળ ગુણો તથા ઉત્તર ગુણો તથા તપ, જપ, સેવા, ભક્તિ, દાનાદિ ક્રિયાઓ કરવાનો હેતુ ધ્યાનયોગ સાધવા માટે યોગ્યતા કેળવવાનો છે.

**ધ્યાન માટે મનની શુદ્ધિ :**

મોક્ષપ્રાપ્તિ અર્થે ધ્યાનયોગ સાધવો જરૂરી છે, અને ધ્યાનની સિદ્ધિ માટે મનને નિર્મળ કરવાની જરૂર છે. મનને નિર્મળ કરવા અર્થે અહિંસાદિ સાધનો અત્યંત ઉપયોગી છે. આ પ્રમાણે આ બધાં અનુષ્ઠાન—કર્મકાંડ, વ્રત, તપ, જપાદિ કરવામાં આવે છે તે બધાં મનની શુદ્ધિ માટે કરવાના છે, તે ખાસ લક્ષમાં રાખવું જોઈએ. આથી આ વ્રતો કે અનુષ્ઠાનો કરવાથી જ ઇતિ કર્તવ્યતા કે પૂર્ણતા માનવાની નથી. તે તો મણમાં પ્રથમ પૂણી સમાન છે. ત્યાર પછી ધ્યાનયોગ સાધીને, સિદ્ધ કરીને આત્મનુ શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવાનું છે. કહેવાની મતલબ એ છે કે બધા કર્મકાંડ, વ્રત, તપ, જપાદિ એકધ્યાન-યોગ સિદ્ધ કરવા માટે જ છે. જો આ ધ્યાનયોગ તે દ્વારા સિદ્ધ

મહામોહાદિનું સૈન્ય દુર્બલ અને બલહીન બને છે. આ જ કારણ ચારિત્રધર્મ તેને નિર્મળ બનાવવા પ્રયત્ન કરે છે ત્યારે મહામોહાદિ તેને મલિન કરવાનો પ્રયત્ન કરે છે.

**અધ્યવસાય રૂપી દ્રહને શુદ્ધ કરનાર ભાવનારૂપી દેવીઓ :**

અધ્યવસાય રૂપ મહા દ્રહને નિર્મળ બનાવવા માટે મૈત્રી, પ્રમોદ, કરુણા, મધ્યસ્થતાં નામની ચાર ભાવના રૂપી દેવીઓની સહાયતા લેવી.

"સર્વ જીવો પર મૈત્રીભાવ ધારણ કરવો તેથી અભિમાનનો નાશ થાય છે. અને સમતા ગુણ પ્રગટ થાય છે. ગુણીજનો તથા સુખી જીવોને જોઈ પ્રમુદિત થવું. એથી ઈર્ષા દૂર થઈને પ્રેમભાવ પ્રગટે છે. દુઃખી જીવોને દેખી કરુણાભાવ ઉત્પન્ન થાય તો દ્વેષાદિભાવો દૂર થઈ ને દયા ભાવ, અહિંસક ભાવ પ્રગટે છે. પાપી જીવો પર મધ્યસ્થભાવ રાખવો તેથી ક્રોધ મંદ થઈને ક્ષમાગુણ પ્રગટે છે. આ પ્રમાણે આ ચાર ભાવનારૂપી દેવીઓ જીવના અધ્યવસાયને (પરિણામને, ભાવોને) નિર્મળ બનાવે છે." આ ભાવનારૂપી દેવીઓ અધ્યવસાય રૂપી દ્રહને નિર્મળ બનાવવામાં બહુ જ પ્રવીણ છે, તેઓ આ દ્રહને નિર્મળ કરે એટલે ચારિત્રધર્માદિ અંતરંગ રાજાઓ બળવાન બને છે, અને મહામોહાદિ નિર્બળ બનતાં તેમને આગળ વધવામાં સુગમતા થશે.

**ધારણા નદી :**

આ મહાદ્રહમાંથી ધારણા નામની નદી શરૂ થાય છે, તે નદીને તરીને પાર જવા માટે સ્થિરતાપૂર્વક લાંબા સમય સુધી બેસી શકાય તેવા આસન પર બેસીને. શ્વાસોશ્વાસ બંધ કરવા રૂપ

કેવલ કુંભકની ઝડપવાળી ચાલે, ઇન્દ્રિયોના વિક્ષેપોનો ત્યાગ કરીને તેને પાર ઉતરી શકાય છે. આ નદી ઉતરતા એ નદીમાં મહામોહાદિ શત્રુઓ વિવિધ પ્રકારના વિકલ્પોની કલ્પનાવાળા કલ્લોલો ઉત્પન્ન કરશે. તે કલ્લોલોને સાવધાન રહીને પૂર્વે કહેલ કેવલકુંભક વડે દૂર હાંકી મૂકવા, શ્વાસોશ્વાસ બંધ થતાં જ વિકલ્પો પણ પોતાની મેળે બંધ થશે.

**ધર્મધ્યાન રૂપી પગ કેડો :**

ત્યાર પછી ધર્મધ્યાન નામનો સરલ કેડો—પગદંડો આવે છે, તે માર્ગે આગળ જવું જોઈએ. આગળ ચાલતાં તે ધર્મધ્યાન નામનો કેડો, સબીજ યોગમાર્ગ–સબીજ સમાધિ નામના મોટા માર્ગની અંદર જઈને મળી જાય છે, તે માર્ગે આગળ વધતાં દરેક ક્ષણે મહામોહાદિ શત્રુઓ નાશ પામતા જાય છે. તેમના સંબંધવાળા બધા સ્થાનો ચલાયમાન થાય છે, ચારિત્રધર્મનું સૈન્ય પ્રબળ બને છે, સમગ્ર રાજ્યભૂમિ નિર્મળ શ્વેતવર્ણને ધારણ કરે છે, કેવલ સાત્ત્વિક પ્રકૃતિ થઈ રહે છે. રાજસ અને તામસનું–વિષયવાસના અને ક્રોધાદિ કષાયોનું નામ પણ રહેશે નહીં.

**શુક્લ ધ્યાન :**

ત્યાર પછી આગળ જતાં શુક્લ ધ્યાન નામનો પગદંડો–કેડો દેખાય છે, તે માર્ગે આગળ વધતાં વિમળ કેવલજ્ઞાનનો પ્રકાશ પ્રાપ્ત થાય છે. પછી ત્યાંથી આગળ જતાં તે કેડો નિર્બીજ યોગ–નિર્બીજ સમાધિ નામના મોટા માર્ગમાં ભળી જાય છે ત્યાં સ્થિરતા કરીને વિષમ શત્રુઓરૂપી કર્મોને સમ

કરવા માટે કેવળ સમુદ્‌ઘાત કરવાનો પ્રયત્ન કરવો. ત્યાર પછી શૈલેશી નામનો માર્ગ આવે છે.

મન, વચન, શરીરની અડોલ સ્થિરતા, ફરી ઉત્થાન ન થાય તેવો મનનો નાશ ત્યાં થાય છે તે માર્ગે જવું. તે માર્ગ નિવૃત્તિ નગરે પહોંચાડે છે. તે નગરમાં શાશ્વત પરમાનંદનો ભોગવટો થાય છે.

ઉપરોક્ત વસ્તુઓની પ્રાપ્તિ ઉદાસીનતા નામના મોટા રાજમાર્ગને ન ત્યાગાય તો જ પ્રાપ્ત થાય છે. આ માર્ગે થઈ નિવૃત્તિ નગરે જતાં રસ્તામા જ્યારે ખાસ જરૂર પડે ત્યારે સમતા નામની યોગનલિકા ગ્રહણ કરી સંયમ કરવો–તેની અંદર દૃષ્ટિપાત કરવો–ઉપયોગની સ્થિરતા કરવી. તે નલિકામાં દૃષ્ટિપાત કરતાં–ઉપયોગ સ્થિર કરતાં જે વસ્તુતત્ત્વનો નિશ્ચય કરવા ધારીએ તેનો યથાર્થ બોધ થાય છે, તે પ્રત્યક્ષ દેખાય છે. પછી તો જ્યારે જરૂર પડે ત્યારે જે કરવાનું હશે તે તેના વડે જણાઈ આવશે, તે બતાવી આપશે. વધારે શું કહેવું? એ નિવૃત્તિ નગરીમાં પ્રવેશ થતાં જ જીવાત્મા નિરંતર આનંદરૂપ અંતરંગ રાજ્યના ભોક્તારૂપે રહે છે. બાધા–પીડા રહિત નિર્ભય આનંદરૂપ બને છે. જ્ઞાનીઓના વચન પર શ્રદ્ધા કરીને જે ભવ્ય જીવો ! આ યોગમાર્ગનું આરાધન કરશે, તે શિવપદના ભોક્તા બનશે.

# વિશ્વવ્યાપક જૈનદર્શન

**આગમનો સાર ધ્યાનયોગ :**

સર્વ આગમનો સાર નિર્મળ ધ્યાન યોગ છે. સમગ્ર સિદ્ધાંત સાગરનો સાર આ શબ્દોમાં આવી જાય છે. જૈનશાસ્ત્રમાં ગૃહસ્થ-ધર્મના જે બાર વ્રતો તથા સાધુઓના પાંચ મહા વ્રતો જે મૂળ ગુણો અને ઉત્તર ગુણો બતાવેલા છે. જે જે બાહ્ય ક્રિયાઓ કરવાની કહેલ છે તે સર્વની સાધના કરીને પણ અંતે ધ્યાન-યોગની સાધના કરવાની છે. આ સર્વ પંચ મહા વ્રત અને બાર વ્રત રૂપી મૂળ ગુણો તથા ઉત્તર ગુણો તથા તપ, જપ, સેવા, ભક્તિ, દાનાદિ ક્રિયાઓ કરવાનો હેતુ ધ્યાનયોગ સાધવા માટે યોગ્યતા કેળવવાનો છે.

**ધ્યાન માટે મનની શુદ્ધિ :**

મોક્ષપ્રાપ્તિ અર્થે ધ્યાનયોગ સાધવો જરૂરી છે, અને ધ્યાનની સિદ્ધિ માટે મનને નિર્મળ કરવાની જરૂર છે. મનને નિર્મળ કરવા અર્થે અહિંસાદિ સાધનો અત્યંત ઉપયોગી છે. આ પ્રમાણે આ બધાં અનુષ્ઠાન–કર્મકાંડ, વ્રત, તપ, જપાદિ કરવામાં આવે છે તે બધાં મનની શુદ્ધિ માટે કરવાના છે, તે ખાસ લક્ષમાં રાખવું જોઈએ. આથી આ વ્રતો કે અનુષ્ઠાનો કરવાથી જ ઇતિ કર્તવ્યતા કે પૂર્ણતા માનવાની નથી. તે તો મણમાં પ્રથમ પૂણી સમાન છે. ત્યાર પછી ધ્યાનયોગ સાધીને, સિદ્ધ કરીને આત્મનુ શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવાનુ છે. કહેવાની મતલબ એ છે કે બધા કર્મકાંડ, વ્રત, તપ, જપાદિ એકધ્યાન-યોગ સિદ્ધ કરવા માટે જ છે. જો આ ધ્યાનયોગ તે દ્વારા સિદ્ધ

ન થાય તો તે વ્રતાદિથી આત્માને શાંતિ-પૂર્ણતા મળતી નથી. તે તો એક અંગ છે, બધા અંગો એકત્ર થવાથી સંપૂર્ણ કાર્યસિદ્ધ થાય છે. માટે ધ્યાનયોગ એ સર્વનો સાર છે.

### આરંભાદિ મળનો ત્યાગ :

આ ધ્યાનયોગ સિદ્ધ કરવા માટે આરંભાદિ મળોનો પ્રથમ ત્યાગ કરવો જોઈએ. બાહ્ય આચાર-વિચારની શુદ્ધિ કરવી જોઈએ. સર્વ ઉપાધિનો ત્યાગ કરનાર ધ્યાનયોગની સાધના સારી રીતે સાધી શકે છે. જે કોઈ વ્યક્તિ ઉપાધિ રહિત થઈને ધ્યાનયોગને માર્ગે આગળ વધી જાય છે, તે નિર્મળ આત્મા જૈન હોય કે જૈનેત્તર હોય પરંતુ તાત્ત્વિક દૃષ્ટિએ તે જિનશાસનમાં વર્તે છે અને તેઓ સંસારનો ઉચ્છેદ કરી શકે છે.

### અનુષ્ઠાનની વ્યાપકતા :

જેમ સર્વ રોગનું મૂળ કારણ વાત, પિત્ત અને કફ છે. હવે જે ઉપાયથી અથવા ઔષધથી વાત, પિત્ત, કફનું શમન થાય-આરોગ્યતા પ્રાપ્ત થાય તે તેને માટે ઉત્તમ ઔષધ છે, તે જ પ્રકારે જે ઉપાયથી રાગ-દ્વેષ અને મોહાદિ દોષો-વ્યાધિઓ નાશ પામે, અને આત્મા નિર્મળ થાય, તે ઉપાયો જૈનદર્શનના હોય કે જૈનત્તરના હોય છતાં તે સર્વજ્ઞના મતને અનુકૂળ-સંમત છે અને જે અનુષ્ઠાન મનને શુદ્ધ ન કરનાર, મલિન કરનાર અને મોક્ષમાર્ગમાં પ્રગતિ રોકનાર હોય તે અનુષ્ઠાનો કરનાર જૈન મુનિ હોય કે જૈન ગૃહસ્થ હોય છતાં તે અનુષ્ઠાનો જૈનદર્શનથી બહારના છે.

ચિત્તની નિર્મળતા કરનાર **સત્યતત્ત્વનું જ્ઞાન અને વિશુદ્ધ વર્તન** ગમે તે દર્શનમાં હોય તો પણ તે વડે મોક્ષ પ્રાપ્ત થાય છે. આત્મવિકાસ માટે બાહ્યવેશનું મુખ્ય સ્થાન નથી પણ આંતરિક શુદ્ધિ, નિર્મળતા, રાગ–દ્વેષ, કષાયની મંદતા, અને આત્મ ઉપયોગની અખંડ જાગૃતિને મુખ્ય માનેલ છે.

**ધ્યાનની વ્યાપકતા :**

ધ્યાનયોગ સર્વથી શ્રેષ્ઠ યોગ છે. મોક્ષ સાધક છે. સર્વ ઉપાધિથી રહિત વિશુદ્ધ થયેલા જીવો તેની સાધના કરે છે. ધ્યાનયોગ કરનાર જીવોએ એકાંત સ્થળે બેસીને પોતાના ભાવમન વડે–ઉપયોગ વડે જોયા કરવું અર્થાત્ દ્રવ્યમનનું નિરીક્ષણ કરવું. મનમાં અશુભ વિચારો આવે તો સમજવું કે તે વિચારોથી પાપ બંધ થાય છે. જો શુભ વિચારો આવે તો તેથી પુણ્ય બંધ થાય છે. હું આ શુભાશુભ સંકલ્પ–વિકલ્પને જાણનારો, જોનારો છું. જ્યારે શુભાશુભ સંકલ્પ–વિકલ્પોનો નિરોધ થાય ત્યારે જેનો અનુભવ થાય છે તે જ હું સચ્ચિદાનંદ સ્વરૂપ છું.

**આત્માનો પરિણમન ધર્મ :**

આત્માનો ધર્મ પરિણમનશીલ છે. કોઈ ને કોઈ આકારે પરિણમવું–તકદાર થવું એ કર્મથી બંધાયેલા આત્માને ગમે છે અને તે પરિણમન પામીને રાગ–દ્વેષ કરે છે. એવો જીવનો સ્વભાવ છે કે, શુભાશુભ પરિણામે પરિણમીને પુણ્યપાપથી બંધાય છે, પરંતુ જ્યારે શુભાશુભ પરિણામે આત્મા પરિણમતો નથી ત્યારે તે પોતાના શુદ્ધ સ્વભાવમાં સ્થિર રહે છે. આ રાગ–દ્વેષ વિનાની મધ્યસ્થ સ્થિતિમાં રહેવાથી આત્મા કર્મોથી મુક્ત થાય છે. હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર, ધનાદિનો સંચય, ક્રોધ,

માન, માયા, લોભ, રાગ, દ્વેષ, ક્લેશ, નિંદા વગેરેમાં મનાદિની પ્રવૃત્તિ કરવી. મનમાં તેના વિચારો કરવા–વિકલ્પો કરવા એ બધાથી અશુભ કલ્લોલો–વિચારો પ્રગટે છે. જેમ અપથ્ય ભોજન કરવાથી રોગની વૃદ્ધિ થાય તેમ હિંસાદિની પ્રવૃત્તિવાળા વિચારોથી પાપકર્મની વૃદ્ધિ થાય છે. જેમ પથ્ય ભોજન કરવાથી સુખ અને પુષ્ટિ થાય છે તેમ અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, ત્યાગ, ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ, પ્રેમ, વૈરાગ્ય, સમતા, પરોપકારના, પ્રભુસ્મરણના, સેવાના વગેરેના વિચારો કરવાથી શુભ કલ્લોલો–શુભવિચારો પ્રગટે છે. આ બન્ને શુભાશુભ વિચારો મનમાં ઉત્પન્ન થતાં આત્મ પુણ્ય પાપ વડે બંધનને પામે છે. આ બન્ને મનની કલ્પનાવાળી જાળને ત્યાગીને, આત્મા ઉદાસીનતાવાળી મનની શાંત સ્થિતિમાં સ્થિર રહે છે તેને ધ્યાન કહેવાય છે આ ધ્યાનથી કર્મોની નિર્જરા–નાશ થાય છે! કેમ કે તેટલા વખત માટે આત્મા પોતાના આત્મસ્વરૂપે પરિણમી રહે છે. આ સમયે રાગ–દ્વેષ ન હોવાથી આવતા કર્મો અટકી જવા રૂપ સંવર થાય છે અને પૂર્વે બાંધેલા કર્મોનો નાશ થવા રૂપ નિર્જરા થાય છે.

માટે આત્મર્થી મુમુક્ષુએ રાગ–દ્વેષનો નાશ કરનારા વિવિધ ઉપાયો વડે મનની કલ્પનાજાળને તોડી નાખવી જોઈએ. વિકલ્પોનો લય કરીને સ્વરૂપમાં તદાકાર થવું એ ઉત્તમ પ્રકારનું ધ્યાન છે.

**ધ્યેયની વ્યાપકતા** ·

જીવો વિવિધ પ્રકારની રુચિવાળા હોય છે. તેથી ભગવાને વિવિધ પ્રકારના આલંબનો બતાવ્યા છે. છતાં જેવું સામું આલંબન હોય તેવું ચિત્ત થાય છે. શુભ આલંબનથી ચિત્ત

શુભાકાર ધારણ કરે છે, અશુભ આલંબનથી અશુભાકાર ધારણ કરે છે. આ વાત તો દરેકને અનુભવસિદ્ધ છે. ચિત્તની સ્થિરતા માટે જેનાથી વૈરાગ્યભાવ ઉત્પન્ન થાય, મન રાગ–દ્વેષ વિનાનું બને તે માટે વીતરાગી પરમાત્માનું આલંબન લઈને તેમનું ધ્યાન કરવું તે ઉત્તમ છે. આ ઉત્તમ પ્રકારનું શુભ આલંબન છે તેથી જીવને પુણ્યપ્રકૃતિ બંધાય છે. આ આલંબન દૃઢ થતાં તે આલંબનનો પણ ત્યાગ કરીને આત્માએ આત્માકારે–સ્વસ્વરૂપે પરિણમન કરવું, તે ઉત્તમોત્તમ ધ્યાન છે. તેથી કર્મોનો નાશ થાય છે અને આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થાય છે. આ સ્વગતતત્ત્વનું ધ્યાન છે. વીતરાગ પરમાત્માદિનું ધ્યાન તે પરગતતત્ત્વનું ધ્યાન છે, સ્વગતતત્ત્વના ધ્યાનથી કર્મોનો નાશ થાય છે ત્યારે પરગતતત્ત્વના નામ સ્મરણ ધ્યાનાદિથી શ્રેષ્ઠ પ્રકારનું પુણ્ય બંધાય છે. પરંપરાએ તે મોક્ષનું કારણ છે.

**વિશ્વમાં પરમાત્મા એક જ છે:**

ધ્યાન કરવા માટે જેનું આલંબન લેવામાં આવે છે તે પરમાત્મા વિશ્વમાં એક જ છે. તે સર્વ જાણનાર હોવાથી સર્વજ્ઞ કહેવાય છે. સર્વ જોનાર હોવાથી સર્વદર્શી કહેવાય છે. રાગ–દ્વેષ રહિત હોવાથી વીતરાગ, વીતદ્વેષ છે. મહામોહનો તેમણે નાશ કરેલ હોવાથી નિર્મોહી છે.

આવા ગુણવાળા દેવ જ્યારે દેહધારી હોય છે, ત્યારે તેને સકલ–સાકાર દેવ કહેવામાં આવે છે. જ્યારે તેઓ મોક્ષમાં જાય છે ત્યારે તેને નિષ્કલ નિરાકાર દેવ કહે છે. ઉપરોક્ત ગુણયુક્ત દેવ જ વિશ્વનો પ્રભુ થવાને લાયક છે. આવા સ્વરૂપવાનને જ દેવ કહેવાય. એવો જેણે દેવના સંબંધમાં નિશ્ચય કર્યો છે

તેને તે દેવના નામમાં વપરાયેલા વિવિધ શબ્દોથી જુદા જુદા દેવો છે તેવી બુદ્ધિ થતી નથી. ઉપરોક્ત ગુણવાળા દેવને કોઈ બુદ્ધ કહે, કોઈ બ્રહ્મા કહે, કોઈ વિષ્ણુ કહે, કોઈ મહેશ્વર કહે, તો કોઈ જિનેશ્વર કહે તો તેમાં કોઈ પણ પ્રકારે અર્થનો ભેદ થતો નથી. જો પરમાર્થ એક છે તો પછી નામ માટે વાદ વિવાદ કરવાનું કોઈ કારણ નથી. પૂર્વે કહેલા ગુણાવાળા પ્રભુને જાણીને જેઓ તેને ભજે છે તે તેનો પ્રભુ છે. આ મારો દેવ છે, અને આ તારો દેવ જુદો છે! એ તો કેવલ વિતંડાવાદ છે. જે તેમના પ્રત્યે પ્રેમભાવ રાખીને તેમનું ધ્યાન, સ્મરણ, ઉપાસના કરે છે, તેનું અવશ્ય કલ્યાણ થાય છે. સંસારી જીવોમાં જે વિવિધતાં દેખાય છે તે વિવિધતા કર્મોથી ઉત્પન્ન થયેલ છે. જ્યારે તે આત્મા કર્મપ્રપંચથી મુક્ત થાય છે ત્યારે તે પરમાત્મા સમાન બને છે. તે પરમાત્મા સ્વરૂપે જ હોય છે. તેઓ અશરીરી છતાં અનંતશક્તિથી પૂર્ણ છે. તેઓની આજ્ઞાનુ આરાધન કરવાથી, તેમના કહેવા પ્રમાણે આચરણ કરવાથી જીવો મુક્ત બને છે. આવા સ્વરૂપવાળા પરમાત્મા છે એમ જેણે જાણ્યું છે, ભાવથી તેનો સ્વીકાર કરેલ છે, તેવા નિર્ણયવાળા જીવોને દેવના સંબધમાં કોઈ કારણથી વિવાદ ઉત્પન્ન થતો નથી અર્થાત્ જુદા જુદા નામોથી તે વિવાદ કરતો નથી. જેઓ પોતાની અજ્ઞાનતા વડે રાગ–દ્વેષ અને મોહાદિયુક્ત દેવમાં દેવપણાની કલ્પના કરે છે—માન્યતા રાખે છે તેને તત્ત્વજ્ઞ પુરુષો કરુણાબુદ્ધિથી મના કરે છે કે તે દેવ ન કહેવાય. આ પ્રમાણે તાત્ત્વિક દૃષ્ટિએ દેવનું સ્વરૂપ કહ્યું છે. તે દેવનું સ્વરૂપ પ્રમાણ સિદ્ધ હોવાથી સર્વ ધર્મવાળાઓને તે એક જ વીતરાગ દેવ છે.

## વિશ્વમાં એક જ ધર્મ છે:

પરમાર્થિક દૃષ્ટિએ વિચારતાં શુદ્ધ ગુણરૂપ કલ્યાણનો કરનારો ધર્મ પણ વિશ્વમાં એક જ છે. તે શુદ્ધ ગુણો દશ છે. તેમાં સર્વ ધર્મોનો સમાવેશ થઈ જાય છે.

(૧) પ્રથમ ક્ષમા ધારણ કરવી અને ક્રોધનો નાશ કરવો.

(૨) બીજો ગુણ નમ્રતા ધારણ કરવી—માનનો ત્યાગ કરવો.

(૩) ત્રીજો ગુણ શૌચ એટલે બાહ્ય શરીરને પવિત્ર રાખવું, શરીરથી કોઈનું અહિત ન કરવું, અભ્યંતર શૌચમાં મનને વિકાર રહિત નિર્મળ રાખવું.

(૪) ચોથો ગુણ તપ, બાહ્ય, અભ્યંતર તપ કરવો. બાહ્ય તપમાં ઇચ્છાનો નિરોધ કરવો, અભ્યંતરમાં કર્મને તપાવે—ક્ષય કરે તેવાં ધ્યાનાદિ કરવા.

(૫) ગુણ સંયમ છે, તે ઇન્દ્રિયો અને મનને વશ કરવા.

(૬) ગુણ મુક્તિ છે, લોભનો ત્યાગ કરીને સંતોષગુણને અપનાવવો.

(૭) ગુણ સત્ય છે, સત્ય, તથ્ય, પ્રિય, હિતકર બોલવું.

(૮) ગુણ બ્રહ્મચર્ય છે. શારીરિક, વાચિક, માનસિક બ્રહ્મચર્યનું પાલન કરવું.

(૯) આર્જવ ગુણ છે. કપટનો ત્યાગ કરી સરલતા ધારણ કરવી.

(૧૦) ગુણ ત્યાગ છે. સર્વસ્વનો ત્યાગ કરી આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવું.

આ દશ પ્રકારનો ધર્મ છે તેનાથી સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિ થાય છે.



કરવામાં આવી છે. જીવનનો વિકાસ સાધવા ઇચ્છનાર દરેકને આ પુસ્તકના વાંચનથી ઉપયોગી માર્ગદર્શન મળશે.

—જૈનપ્રકાશ

●

## યોગદર્શન અને યોગસમાધિ

લેખક વિશ્વશાંતિ ચાહક—આ લેખકના આ પહેલાં અધ્યાત્મ વિષયના કેટલાંક પુસ્તકો પ્રગટ થયેલ છે. તે ઘણા જ મનનીય અને વિચારણીય સાબિત થયાં છે જે કોઈને અધ્યાત્મ વિષયમાં રસ હોય તેમણે તેમનાં બધાં પ્રકાશનો રસપૂર્વક વાંચવા જરૂરી છે. આ પુસ્તકમાં યોગનું મહત્ત્વ, યોગથી થતા લાભો, યોગની સર્વોત્કૃષ્ટ ભૂમિકાએ પહોંચ્યા પછી આત્મા—પરમાત્મદશાનો આનંદ, જે જગતના કોઈ પણ પદાર્થમાં આપવાની શક્તિ નથી. સુખ ક્યાં રહેલું છે, અને મનુષ્યો ક્યાં શોધે છે? યોગથી મળતી આધ્યાત્મિક શક્તિ અને શાંતિ વિષે આ ગ્રંથમાં ખૂબજ વિચારશીલ સામગ્રી આપવામાં આવેલ છે.

દા. ત. (૧) યોગવિજ્ઞાન, (૨) યોગવિદ્યાનો પ્રભાવ, (૩) ભક્તિયોગ, (૪) કર્મયોગ, (૫) અષ્ટાંગયોગ—યમ અને નિયમ, (૬) આસન, પ્રાણાયામ, (૭) ધ્યાનયોગ, (૮) સમાધિયોગ, (૯) જડચેતનનો વિવેક, (૧૦) સંસારી અને મુક્ત જીવોનું સ્વરૂપ, (૧૧) દિવ્ય જીવનની ચાવી વગેરે ૧૬ પ્રકરણો આપેલ છે, ધ્યાન શિબિર એ યોગસાધનાનું એક પરિબળ છે. મન, વચન, કાયાના યોગને ઉચ્ચતર ભૂમિકાએ લઈ જવા માટે "યોગ સાધના" અત્યંત જરૂરી છે તે જૈનીઝમનું એક વિશિષ્ટ અંગ પણ છે.

લેખકે આમાં સ્વાનુભવના ઘણા પ્રસંગો રજૂ કર્યા છે. આ પ્રકાશન દ્વારા લેખકે, પ્રકાશકે 'અધ્યાત્મ માર્ગ'ના આરાધકો માટે સુંદર વિચારણીય સામગ્રી પૂરી પાડી છે તે માટે લેખક મહાશય અભિનંદનના અધિકારી છે.

—સ્થાનકવાસી પત્ર

●

## વિચારશક્તિનો અદ્ભુત પ્રભાવ

ભા. ૨–૬

મનુષ્ય પોતાના વિચારોથી પોતાનું ઉત્થાન અને પતન કરે છે. આપણે જેવા વિચાર કરીએ તેવા બનીએ છીએ, ભવિષ્ય આપણી સામે પથરાઈને પડ્યું છે તેને બગાડવું કે સુધારવું એ આપણી ઇચ્છા પર નિર્ભર છે. સતત સદ્વિચારોથી ગમે તેવી પરિસ્થિતિ બદલી શકાય છે. જરૂર છે તે દિશામાં પ્રબળ પુરુષાર્થ કરવાની શારીરિક તેમજ માનસિક રોગો તેમજ દુર્વ્યસનોથી મુક્તિ મેળવી શકાય છે અને ગમે તેવું કનિષ્ટ જીવન પણ સદ્વિચારથી અને દૃઢ સંકલ્પથી ઉન્નત બનાવી શકાય છે તે સરળ રીતે આ પુસ્તકમાં સમજાવવામાં આવેલ છે. આજકાલ નોવેલો, સામયિકો વગેરે મનોરંજન સાહિત્ય સારા પ્રમાણમાં વંચાય છે. તેને બદલે આવું ચારિત્ર્ય ઘડતર કરનારું સાહિત્ય યુવાનોએ વધુ વાંચવું જોઈએ. આવા પુસ્તકો ઘરમાં અવશ્ય વસાવવા જોઈએ.

—જૈનપ્રકાશ

●

## સુવાક્યો

વિશ્વમાં એવી કોઈ વસ્તુ નથી કે જે પુણ્યથી ન મળી શકે, છતાં જેમાં શાંતિનું સામ્રાજ્ય છે તેવું સમસુખ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો તે જ શ્રેષ્ઠ છે.

મનુષ્ય ગમે તેટલી મોટી પદવીઓનો સ્વામી હોય તેમ છતાં જો તે અશુભ કર્મોને શત્રુ તુલ્ય ન સમજતાં તેનું પોષણ કરતો હોય, તો તે અશુભકર્મ તેને ભયંકર દુર્ગતિમાં લઈ જાય છે. નરકમાં લઈ જનારા અશુભ કર્મોનો સંચય જીવે કર્યો હોય છતાં જો તેને સદાગમ તરફથી બોધ મળે, અને તે ઉપદેશ પ્રમાણે જીવ આચરણ કરે તો તેના પાપકર્મ નાશ પામે છે અને મોક્ષને પ્રાપ્ત કરવા સમર્થ બને છે. આ રહસ્યને જાણીને મનોશુદ્ધિ, ભાવશુદ્ધિ માટે સતત પ્રયત્નવંત બનો, સદાગમની સેવા કરવા સાથે તેના ઉપદેશના આધારે પ્રવૃત્તિ પણ કરો.



# થોડાક અભિપ્રાયો

## યોગદર્શન અને યોગસમાધિ

આ પુસ્તકના લેખક શ્રી "વિશ્વશાન્તિ ચાહક"

જૈન સાહિત્યના ઊંડા અભ્યાસી હોવા સાથે યોગ વિદ્યાનું શાસ્ત્રીય જ્ઞાન ધરાવે છે. તેમણે યોગવિદ્યા વિષયક કેટલાક પ્રમાણભૂત સંદર્ભ ગ્રંથોની સહાય લઈ, જૈન યોગશાસ્ત્રોના આધારે ઉપરના ગ્રંથનું આયોજન કર્યું છે. યોગ કોને કહેવાય તેનો પ્રભાવ શું, યોગસમાધિ પર્યંતનાં આઠ અંગો, ઉપરાંત ભક્તિયોગ, કર્મયોગ, ધ્યાનયોગ, સમાધિયોગ, વિવિધ પ્રકારના પ્રાણાયામો, દરેકની ક્રિયા પદ્ધતિ અને તેના લાભો વગેરે વિષયો આ પુસ્તકમાં વિશદ રીતે સમજાવવામાં આવેલ છે યોગના અભ્યાસીઓ તથા સાધકોને આ પુસ્તક ઉપયોગી અને માર્ગદર્શક બની રહેશે.

—મુંબઈ સમાચાર

●

## યોગદર્શન અને યોગસમાધિ

વિશ્વ અભ્યુદય આધ્યાત્મિક ગ્રંથમાળાનું આ ૧૨મું પુષ્પ છે. આ પુસ્તકમાં યોગનું મહત્ત્વ, યોગથી થતા લાભો, યોગની સર્વોત્કૃષ્ટ ભૂમિકાએ પહોંચ્યા પછી આત્મા પરમાત્મદશાનો આનંદ, સુખ ક્યાં રહેલું છે અને જગતના લોકો એને ક્યાં શોધે છે ? યોગથી મળતી આધ્યાત્મિક શક્તિ—આનંદ અને સુખ, સમાધિ પ્રાપ્ત કરવાની સાચી સમજ મનુષ્યજન્મની સાર્થકતા શેમાં છે? વગેરે વિષયોની સુંદર છણાવટ આ પુસ્તકમાં

કરવામાં આવી છે. જીવનનો વિકાસ સાધવા ઇચ્છનાર દરેકને આ પુસ્તકના વાંચનથી ઉપયોગી માર્ગદર્શન મળશે.

—જૈનપ્રકાશ

●

## યોગદર્શન અને યોગસમાધિ

લેખક વિશ્વશાંતિ ચાહક—આ લેખકના આ પહેલાં અધ્યાત્મ વિષયના કેટલાંક પુસ્તકો પ્રગટ થયેલ છે. તે ઘણા જ મનનીય અને વિચારણીય સાબિત થયાં છે જે કોઈને અધ્યાત્મ વિષયમાં રસ હોય તેમણે તેમનાં બધાં પ્રકાશનો રસપૂર્વક વાંચવા જરૂરી છે. આ પુસ્તકમાં યોગનું મહત્ત્વ, યોગથી થતા લાભો, યોગની સર્વોત્કૃષ્ટ ભૂમિકાએ પહોંચ્યા પછી આત્મા—પરમાત્મદશાનો આનંદ, જે જગતના કોઈ પણ પદાર્થમાં આપવાની શક્તિ નથી. સુખ કયાં રહેલું છે, અને મનુષ્યો કયાં શોધે છે? યોગથી મળતી આધ્યાત્મિક શક્તિ અને શાંતિ વિષે આ ગ્રંથમાં ખૂબજ વિચારશીલ સામગ્રી આપવામાં આવેલ છે.

દા. ત. (૧) યોગવિજ્ઞાન, (૨) યોગવિદ્યાનો પ્રભાવ, (૩) ભક્તિયોગ, (૪) કર્મયોગ, (૫) અષ્ટાંગયોગ—યમ અને નિયમ, (૬) આસન, પ્રાણાયામ, (૭) ધ્યાનયોગ, (૮) સમાધિયોગ, (૯) જડચેતનનો વિવેક, (૧૦) સંસારી અને મુક્ત જીવોનું સ્વરૂપ, (૧૧) દિવ્ય જીવનની ચાવી વગેરે ૧૬ પ્રકરણો આપેલ છે, ધ્યાન શિબિર એ યોગસાધનાનું એક પરિબળ છે. મન, વચન, કાયાના યોગને ઉચ્ચતર ભૂમિકાએ લઈ જવા માટે "યોગ સાધના" અત્યંત જરૂરી છે તે જૈનીઝમનું એક વિશિષ્ટ અંગ પણ છે.

લેખકે આમા સ્વાનુભવના ઘણા પ્રસંગો રજૂ કર્યા છે. આ પ્રકાશન દ્વારા લેખકે, પ્રકાશકે 'અધ્યાત્મ માર્ગ'ના આરાધકો માટે સુંદર વિચારણીય સામગ્રી પૂરી પાડી છે તે માટે લેખક મહાશય અભિનંદનના અધિકારી છે.

—સ્થાનકવાસી પત્ર

●

## વિચારશક્તિનો અદ્‌ભુત પ્રભાવ

ભા. ૨–૬

મનુષ્ય પોતાના વિચારોથી પોતાનું ઉત્થાન અને પતન કરે છે. આપણે જેવા વિચાર કરીએ તેવા બનીએ છીએ, ભવિષ્ય આપણી સામે પથરાઈને પડ્યું છે. તેને બગાડવું કે સુધારવું એ આપણી ઈચ્છા પર નિર્ભર છે સતત સદ્‌વિચારોથી ગમે તેવી પરિસ્થિતિ બદલી શકાય છે. જરૂર છે તે દિશામાં પ્રબળ પુરુષાર્થ કરવાની શારીરિક તેમજ માનસિક રોગો તેમજ દુર્વ્યસનોથી મુક્તિ મેળવી શકાય છે અને ગમે તેવું કનિષ્ટ જીવન પણ સદ્‌વિચારથી અને દૃઢ સંકલ્પથી ઉન્નત બનાવી શકાય છે તે સરળ રીતે આ પુસ્તકમાં સમજાવવામાં આવેલ છે. આજકાલ નોવેલો, સામયિકો વગેરે મનોરંજન સાહિત્ય સારા પ્રમાણમાં વંચાય છે. તેને બદલે આવું ચારિત્ર્ય ઘડતર કરનારું સાહિત્ય યુવાનોએ વધુ વાંચવું જોઈએ. આવા પુસ્તકો ઘરમાં અવશ્ય વસાવવા જોઈએ.

—જૈનપ્રકાશ

●

## વિચારશક્તિનો અદ્ભુત પ્રભાવ

સ્વર્ગ યા તો નરકનું સર્જન કરનાર માનવના વિચાર છે. અને જેવા જેના વિચાર છે, તેવી જ તેની કાયા અને માયા છે. માનવની ઉન્નતિ કે અધોગતિનું અંતર્ગત રહસ્ય સબળ કારણ તેના વિચારો જ છે. પ્રસ્તુત પુસ્તકમાં ચિંતા અને નિરાશાજનક વિચારોની સ્વાસ્થ્ય પર કેવી ખરાબ અસર થાય છે અને સદ્‌વિચારોથી અને પ્રસન્નતાથી જીવનને કેમ આનંદથી ભરી શકાય છે, એ સરળ રીતે બતાવ્યુ છે. આપણુ ભવિષ્ય સુધારવું કે બગાડવું તે આપણા હાથની જ વાત છે. તે લેખકે દાખલા-દલીલો સાથે પુસ્તકમાં રજુ કર્યું છે. શુભ ભાવના અને સત્ સંકલ્પભર્યા સુવિચારો કેવા સુભગ પરિણામો જગવે છે, તે સંખ્યાબંધ દષ્ટાંતો દ્વારા સમજાવ્યું છે.

—ગાયત્રી વિજ્ઞાન
સંપાદક પ્રો. અવધૂત

## વિચારશક્તિનો અદ્ભુત પ્રભાવ

ભા. ૨-૩

પ્રસ્તુત પુસ્તકમાં ચિંતા અને નિરાશાજનક વિચારોની સ્વાસ્વથ્ય પર કેવી ખરાબ અસર થાય છે અને સદ્‌વિચારોથી અને પ્રસન્નતાથી જીવન કેમ આનંદથી ભરી શકાય છે એ સરળ રીતે બતાવ્યું છે. આપણું ભવિષ્ય સુધારવું કે બગાડવું તે આપણા હાથની જ વાત છે તે લેખકે દાખલા-દલીલો સાથે પુસ્તકમાં રજૂ કર્યું છે. લેખકની શૈલી ખૂબ જ સરળ અને સચોટ સહ સુંદર છે.

—મુંબઈ સમાચાર

## વિચાર શક્તિનો અદ્‌ભુત પ્રભાવ

પરમ પૂજ્ય ચૈતન્યદેવી મહાસતીજી કૃત ‘વિચાર શક્તિનો અદ્‌ભુત પ્રભાવ’ એ અદ્‌ભુત જ પુસ્તક છે. રોગ શરીરમાં નથી પણ મનમાં જ છે એ વાતનું આ પુસ્તક ભાન કરાવે છે. ઉપનિષદ પણ કહે છે કે ‘હું દુર્બળ છું એ ભાવથી જીવ બંધાય છે.’ આપણે વિચાર તો કરવા જ પડે છે તો શા માટે ઉત્તમ અને ઉત્સાહપ્રેરક વિચારો ન કરવા? એ માટે આ પુસ્તક નિરંતર વાંચન, મનન કરવા જેવું છે. લેખિકાએ આ પુસ્તક સમર્પણ કરેલ છે તે પણ યોગ્ય વ્યક્તિઓને જ યથાર્થ સમર્પણ કરેલ છે શારીરિક–માનસિક રોગીઓને તેમ જ સાધકોને સમર્પણ કરેલ છે સાધકો પણ રોગીઓ જેટલો જ આ પુસ્તકનો લાભ ઉઠાવી શકે એમ છે. અનુભવીઓના સત્ય પ્રસંગોથી વાચકને વધુ પ્રેરણા મળે એમ છે. આ પુસ્તક વાંચતા હું પણ આનંદોત્સાહથી વારંવાર તરબોળ બની ગયો છું. ‘વિશ્વશાંતિ ચાહક’નું આ પુસ્તક બધા વાંચે–વિચારે તો વિશ્વશાંતિ આપોઆપ થઈ જાય એમ છે. વાંચો અને વંચાવો. દરેક ઇસ્પિતાલે આ પુસ્તકની નકલો રાખીને, ઇસ્પિતાલમાં દાખલ થનાર દરેકને નર્સો દ્વારા પ્રેમપૂર્વક ફરજિયાત વંચાવવી જોઈએ. બીજું વિશ્વશાંતિ ચાહક લેખિકાએ પોતાના દુર્બળ શરીરને દુર્બળ મનનું કેવી રીતે ઉત્થાનીકરણ, ઉર્ધ્વીકરણ, ઉદાત્તિકરણ કર્યું છે તેનું વર્ણન મને વારેવારે પ્રેરણા આપી જાય છે. પુસ્તક તુર્ત જ વાંચવાનું મન થાય એવી એની બાંધણી તેમ જ ચિત્ર છે. ચિત્રકાર શ્રી શરદે પુસ્તકનું રહસ્ય

પ્રગટ કરતું ચિત્ર મુખ્ય કવર પેજ પર આલેખી શ્રોતાઓ પર મહદ્ ઉપકાર કરેલ છે.

શ્રી હરિપ્રસાદ જે સ્વામિનારાયણ



## જીવનસંજીવની (વિચાર રહસ્ય)

### ભા. ૧

જન સાધારણ પોતામાં રહેલ અમૂલ્ય વિચારશક્તિને કેવી રીતે ખીલવી શકે અને ક્રમશઃ અધ્યાત્મિક વિકાસ કેવી રીતે સાધી શકે તે સરળ શૈલીમાં સમજાવવામાં આવેલ છે. વિચારોને ઉન્માર્ગે જતાં રોકીને, સન્માર્ગગામી બનાવવાના ઉપાયો તેમ જ 'નરમાંથી નારાયણ' બનવાનો માર્ગ અસરકારક રીતે આ પુસ્તકમાં આલેખાયેલ છે. આ પુસ્તક ખાસ મનન કરવા જેવું છે.

—**જૈન પ્રકાશ**



આ પુસ્તકને 'જીવન સંજીવની' યાને 'વિચાર રહસ્ય' એવું નામ ઉચિત રીતે આપવામાં આવ્યું છે. તેમાં વિચાર. શક્તિને ખીલવવાનો તથા ઇષ્ટ ધ્યેયને પ્રાપ્ત કરવાનો સરળ માર્ગ બતાવવામા આવ્યો છે. વિચારોની શકિત, સારા–માઠા વિચારોની અસરો, દિવ્ય વિચારોનો જીવન પર પ્રભાવ વગેરે વિષયોની છણાવટ આ પુસ્તકમા અસરકારક રીતે કરવામાં આવી છે. દુઃખી, નિરાશ અને પતિત માનવીઓના જીવનમાં ચૈતન્યમય જીવન રસ ઉત્પન્ન કરે એવુ વિચારરૂપી રસાયણ આ પુસ્તકમાં છે.

—**મુંબઈ સમાચાર**



## જીવન સંજીવની

જૈન ધર્મ વિજ્ઞાનમય છે. એ દર્શાવનાર આ પુસ્તિકા ભારતવર્ષના સર્વ ગ્રંથોમાં ઘણો જ પુણ્યપ્રદ અને શાંતિપ્રદ અભિગમ છે. વિચાર એ વિદ્યુતપ્રવાહ છે અને તે પર પી. એચ. ડી. ઉપાધિ પ્રાપ્ત થયા પછી વિજ્ઞાનને આગળ વધવા મોકો મળ્યો. ગણુકયંત્રના (Computer) યુગમાં આ ગ્રંથ જીવન જ્યોત અને વિચારપ્રવાહ સરળ રીતે સમજી શકાય છે. પશ્ચિમના ભૌતિક સંસ્કારોને લીધે તપ્ત માનસને શાંત, સુશીલ અને તૃપ્ત બનાવવા આ ગ્રંથમાથી પ્રેરણા મળે છે. ખરેખર ભારતમાતાની અદ્‌ભુત વિચારધારાને સમાન્નેત્થાન માટે સર્વ વિશ્વ માટે ઉદ્યુકત કરવા માટે લેખકશ્રીને અભિનંદન.

—શાં. જે. સ્વામીનારાયણ
પ્રધ્યાપક ગણિતશાસ્ત્ર
ગુજરાત કૉલેજ
અમદાવાદ–૬

તા. ૧૭–૭–૭૨

●

## સંસારમાં સુખ ક્યાં છે?

### ભા. ૧–૨

સંસારના પ્રત્યેક માનવીને સુખ જોઈએ છે. સુખની પ્રાપ્તિ માટે તે અહોનિશ પ્રવૃત્તિ પરાયણ રહે છે, છતાં ભાગ્યે જ એવો કોઈ માનવી હશે કે જેને આધિ, વ્યાધિ અને ઉપાધિ રૂપ કંઈ ને કંઈ દુઃખ વળગેલું ન હોય! દુઃખ શું છે? તે શાથી ઉત્પન્ન થાય છે? તેની નિવૃત્તિના ઉપાયો કયા? સાચું સુખ પ્રાપ્ત કરવા માટે શા શા ઉપાયો યોજવા? વગેરે પ્રશ્નોના

સચોટ ઉત્તરો આ પુસ્તકમાં રજૂ થયેલાં કુલ ૧૪ લેખકોમાંથી મળી રહે છે. તેમાં સમ્યક્ જ્ઞાનનો ઉદધિ ઉમટયો હોય એવી રીતે ઘણા જ બળવાન, સ્પષ્ટ અને ધારેલું પરિણામ લાવનારા વિચારો ઠેર ઠેર વેરાયેલાં છે. સ્વ. શાહે આ પુસ્તકની રચના કરીને અનંત સુખના ભંડારો જિજ્ઞાસુઓ માટે ખુલ્લાં મૂકયાં છે.

—મુંબઈ સમાચાર

●

## ઉત્થાન અથવા ભાગ્ય સર્જન યા નવનિર્માણ

ભા ૧–૨

આગમશાસ્ત્રના જાણકાર અને યોગવિશારદ તરીકે વિશ્વશાન્તિ ચાહક ખ્યાતિ પામેલા છે. અધ્યાત્મિક વિકાસ યોગાભ્યાસ તથા મંત્રશાસ્ત્રના જિજ્ઞાસુઓ અને સાધકોને માર્ગદર્શન આપવાના ઉદ્દેશથી આ પુસ્તક તૈયાર કરવામાં આવેલ જણાય છે. તેનું આલેખન અનુભવી અને જ્ઞાની પુરુષોનાં વચનાનુસાર કરવામાં આવેલ છે. વિચારબળ, મનોબળ અને સંકલ્પબળ સહ આત્મબળને કેળવવા માટે પુસ્તકમાં બતાવેલી સાધનાવિધિઓ સહાયક નીવડશે. ટૂંકામાં રોગ, શોક અને દુઃખનો પરિહાર કરી શાશ્વત સુખ પ્રાપ્ત કરવા માટે પુરુષાર્થ કરવાની આ પુસ્તક પ્રેરણા આપે છે. બીજા ભાગમાં પરમાનંદની સાધના માટે આત્મસ્વરૂપનું વર્ણન કરતાં સ્તોત્ર, શ્લોક, પદો, ભજનો વગેરે કાવ્યમય સામગ્રી આપી છે. એકંદરે યોગનો વિષય સરલ રીતે સમજાવવાનો આદરણીય પ્રયત્ન કરવામાં આવ્યો છે.

પઈ સમાચાર

●